# પ્રકાશકનું નિવેદન

મુબઈમાં ગોવર્ધનરામ શતાબ્દી ૧૦ મી જાન્યુઆરી, ૧૯૫૬ ને દિવસે ઊજવાઈ તે પ્રસંગે આ સંસ્થાના તે સમયના પ્રમુખ સ્વ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના નેતૃત્વ નીચે ગોવર્ધનરામનું સ્થાયી સ્મારક રચવાના ઉદ્દેશથી એક સમિતિ, "ગોવર્ધનરામ સ્મારક સમિતિ", રચવામાં આવી હતી. ગોવર્ધનરામના અપ્રસિદ્ધ અને અપ્રાપ્ય ગ્રંથોનું સંપાદન કરવુ એ આ સમિતિનો એક ઉદ્દેશ હતો.

આ ઉદ્દેશ પાર પાડવા એ સમિતિએ ફાર્બસ ગુજરાતી સભાને ૧૯૫૭–૧૯૫૮ માં કુલ રૂ. ૪૩૧[illegible]૦ ની રકમ સુપરત કરી હતી. આ યોજના અનુસાર આ સંસ્થાએ આજ પહેલાં નીચે પ્રમાણે ગોવર્ધનરામનાં પુસ્તકોનું પ્રકાશન કર્યું છે.

૧. કવિ દયારામનો અક્ષરદેહ (બીજી આવૃત્તિ) ૧૯૫[illegible]

૨. નવલરામની જીવનકથા

૩. સાક્ષરજીવન

પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના
પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાન સાથે
(બીજી આવૃત્તિ) ૧૯૫૮

૪. The Classical Poets of Gujarat
(ત્રીજી આવૃત્તિ) ૧૯૫૮

હવે આ સંસ્થા ગોવર્ધનરામ સ્મારક ગ્રંથમાલાનું આ પાંચમું પુષ્પ પ્રકાશિત કરે છે. ગોવર્ધનરામે સ્વહસ્તે લખેલી અને ખૂબ જ જર્જરિત રૂપે સચવાયેલી એમની ૧૮૮૮ થી ૧૯૦૬ સુધીની અંગ્રેજી સ્ક્રૅપબુકોનું સંપાદન સ્વ કાન્તિલાલ છ. પંડ્યા, શ્રી. રામપ્રસાદ પ્રે. બક્ષી અને સ્વ. સન્મુખલાલ જ. પંડ્યાને હાથે ખૂબ જ કાળજીથી થયું હતુ; અને એ ૧૯૫૭–૫૯ માં ત્રણ વિભાગમાં છપાયુ હતું. એ સંપાદન મૂળ સ્ક્રૅપબુકો-ના દોહનરૂપે હતુ.

એ સંપાદક ત્રિપુટીમાંના એક શ્રી. રામપ્રસાદ બક્ષીની સમર્થ લેખનીથી એ દોહનનું પણ વિવેકપૂર્વક થયેલું દોહન અહીં એક પુસ્તક રૂપે ગુજરાતી ભાષામાં સુલભ થાય છે વળી, સ્ક્રૅપબુકોમાં જોવા મળતી ગોવર્ધનરામની વિચારધારાનો વિશદ નિચોડ આપતું "ગોવર્ધનરામનું મનોરાજ્ય" એ નામનું તા ૧૬-૮-૧૯૫૯ના રોજ નડિયાદ(ર્ફ ) સાક્ષરો વિશેની વ્યાખ્યાનમાલામાં શ્રી રામપ્રસાદ બક્ષીએ આપેલુ વ્યાખ્યાન આ પુસ્તકની પ્રસ્તાવનારૂપે અમે જોડ્યુ છે તે વાચકોને ઉપયોગી નીવડશે ગુજરાતના ડાયરીસાહિત્યમા મળતા "મહાદેવભાઈની ડાયરી" અને "નરસિંહરાવની રોજનીશી" જેવા પુસ્તકોમાં આ પુસ્તકથી પડતી વિશિષ્ટ ભાત અભ્યાસી વાચકો પોતે જ જોઈ શકશે

અંતમાં, અરધા સૈકા સુધી અંધકારમા રહેલી ગોવર્ધનરામની મૂળ અંગ્રેજી સ્ક્રૅપબુકોનુ ખૂબ જ ખંતપૂર્વક સંપાદન કરીને તેને પ્રકાશમાં આણનાર, અને ફાર્બસ ગુજરાતી સભાને આ ગ્રંથમાલાનું કાર્ય મમતાપૂર્વક સોંપવામા નિમિત્તભૂત, સ્વ. કાન્તિલાલ છ પંડ્યા અને સ્વ સન્મુખલાલ જ પંડ્યાનુ અહીં કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરું છુ

વિલોચન કે. ધ્રુવ
સં માનાર્હ મંત્રી
ફાર્બસ ગુજરાતી સભા

૧૫-૧૨-૬૯
મુબઈ ૪ BR

# સંપાદકનું નિવેદન

ગોવર્ધનરામ ત્રિપાઠીની અંગ્રેજી સ્ક્રૅપબુક્સનું સંપાદન અને મુદ્રણ પૂરું થયું ત્યાર પછી સ્વ. શ્રી સન્મુખભાઈ પંડ્યાએ પોતાની ઈચ્છા વ્યક્ત કરી હતી કે એના સાતે ભાગોનો સંક્ષિપ્ત, સારગ્રાહી, ગુજરાતી અનુવાદ થાય તો સારું. એ સદ્ગતની ઈચ્છા અનુસાર એ મિત્રકાર્ય તરત જ શરૂ કરીને એમના જીવન દરમ્યાન પૂરું કર્યું હતું. એ આજે છપાઈને પ્રકટ થાય છે એ મારા માટે ઋણમુક્તિના આનંદનો પ્રસંગ છે.

ગોવર્ધનરામભાઈની આ સ્ક્રૅપબુક્સમાંની વિચારસરણિ ક્યાંક ક્યાંક – વિશેષતઃ અધ્યાત્મવિષયક ભાગોમાં – કંઈક સંકુલ બની હોવાથી એના અનુવાદમાં પણ એ સંકુલતાની અસર રહેવા પામી છે. સરલીકરણનો પ્રયાસ વિસ્તાર વધારે અને ચિન્તનની ગહન મૂર્તિને અદૃશ્ય કરે એવું મને લાગ્યું. ઉપરાંત આજનો આવા ગ્રંથોનો વાચક આવી ગદ્યશૈલીથી પરિચિત થયો છે અને ટેવાયો પણ છે; એટલે જે છે તે તેમ જ રહેવા દીધું છે.

૧–૧૨–૬૯ રામપ્રસાદ પ્રે. બક્ષી

# ગોવર્ધનરામનું મનોરાજ્ય

## સ્ક્રૅપબુકસનું સ્વરૂપ

ગોવર્ધનરામભાઈની સ્ક્રૅપબુક્સ સાધારણ પ્રચલિત પ્રકારની સ્ક્રૅપબુક્સ નથી. 'સ્ક્રૅપબુક' શબ્દ સામાન્ય રીતે, વાચન દરમ્યાન ઉપયોગી અને સંગ્રહયોગ્ય જણાયેલા મહત્ત્વના અંશોના, વર્તમાનપત્ર આદિમાંથી કાપીને એક પોથીનાં પાનાંઓ ઉપર ચોડેલા સંગ્રહનો નિર્દેશક છે. ગોવર્ધનરામભાઈની સ્ક્રૅપબુક્સ એ પ્રકારની નથી.

ગોવર્ધનરામભાઈની સ્ક્રૅપબુક્સ તો એમના વાચનની અને વાચનમાંથી ઊપજેલા વિચારોની, જીવનક્રમની તથા અભ્યાસક્રમની યોજનાની, જીવનના લક્ષ્યની અને આદર્શોની, મનનપૂર્ણ નોંધો છે. એમાં પોતાની અને પોતાના સ્વજનોની પ્રકૃતિની પૃથક્‌ક્રિયા અને મૂલવણી છે; કૌટુંબિક ઘટનાઓની વિવેચના છે; સમકાલીન સામાજિક, ધાર્મિક અને રાજકીય પ્રશ્નોની વિચારણા અને વિવેચના છે; ધાર્મિક અને નૈતિક ભાવનાઓની પર્યાલોચના છે; તત્ત્વજ્ઞાનના વિષયોની મીમાંસા છે. એમાં ઊંડું મનન છે, ન્યાય્ય-અન્યાય્યનો, સત્યાસત્યનો, કાર્યાકાર્યનો ઉતાવળો નિર્ણય કરવો જેમના સ્વભાવમાં જ નથી એવા નિષ્પક્ષપાત વિચારકનું એ વિશેનું મનોમંથન છે, અને એ મનોમંથનમાંથી તરી આવતું તત્ત્વનવનીત છે. એની ભાષા અંગ્રેજી છે.

"સરસ્વતીચંદ્ર"ના ૪થા ભાગ માટે ગોવર્ધનરામભાઈએ "સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય" એ ઉપશીર્ષક યોજ્યું છે. આ સ્ક્રૅપબુક્સ ગોવર્ધનરામભાઈનું મનોરાજ્ય છે.

**સંપાદન–પ્રકાશન :**

આ મનનનોંધનો પ્રારંભ એમણે ૧૮૮૫ના જાન્યુઆરીની પહેલી તારીખે, એટલે મુંબઈની વરિષ્ઠ અદાલતમાં વકીલાત શરૂ

કર્યો પછી પાંચ મહિને કર્યો હતો. આ પ્રમાણે નોંધ રાખવાની પદ્ધતિ નવેમ્બર ૧૯૦૬ સુધી ચાલુ રહી હતી, અને એની જુદીજુદી સાત પોથીઓ બની હતી. પ્રોફેસર ગજ્જર, રણજિતરામ વાવાભાઈ, બલવંતરાય ઠાકોર વગેરે મિત્રો જે આ નોંધપોથીઓને વાચી અને એને પ્રગટ કરવાના મનોરથો સેવ્યા હતા, પ્રયત્નો પણ કર્યા હતા એમ જણાય છે. પણ એમની ઇચ્છા સફળ ન થઈ, અને આ નોંધપોથીઓ લગભગ ૫૦ વર્ષ સુધી અપ્રગટ રહી. છેક ૧૯૫૫મા, ગોવર્ધનરામ જન્મશતાબ્દી નડિયાદમા ઊજવાઈ એ અવસરે, આ નોંધપોથીના પ્રકાશનની યોજના ઘડવામા આવી. બધી પોથીઓમાના ૭મી પ્રમાણમા નાની અને વધારે સારી સ્થિતિમા હતી તેથી સર્વ-પ્રથમ એનુ પ્રકાશન હાથ ધરવામા આવ્યુ. એના સંપાદનનુ પરિશ્રમ-પૂર્ણ કાર્ય ડૉ. કાન્તિલાલ છ. પંડ્યાએ પોતાના પૂજનીય મામા પ્રત્યેના ઊંડા ભક્તિભાવથી, શ્રી સન્મુખલાલ પંડ્યાના જનતાની દૃષ્ટિને અદૃશ્ય રહેતા પણ મહત્ત્વના સહકારથી, પૂર્ણ કર્યું અને એ સાતમુ પુસ્તક, “Govardhanram Madhavram Tripathi's Scrap Book Vol VII ” ૧૯૫૭મા પ્રગટ થયુ.

બાકીના ૭ પુસ્તકોના સંપાદનનુ કાર્ય કાન્તિભાઈએ અવિરત શ્રમથી અને અમન્દ ઉત્સાહથી ચાલુ રાખ્યુ હતુ, અને એમા એના સંપાદકોએ નમ્ર સહકાર આપેલો. હસ્તલિખિત પુસ્તકોના કાગળ જર્જરિત હતા. લખાણના પ્રત્યેક શબ્દનો, અક્ષરનો, ઉકેલ કાળજી અને ધૈર્ય માગતો હતો. ઉકેલકાર્ય થયા પછી એની ત્રણ નકલો ટાઈપ કરાવવાની હતી, મૂળ સાથે સરખાવીને સુધારવાની હતી, મૂળમાના દેવનાગરી લિપિમા લખાયેલા શબ્દો, વાક્યો અને શ્લોકો એ નકલોમા હાથે લખીને ઉતારવાના હતા. પ્રકાશનયોગ્ય ભાગોની પસંદગી કરવાની હતી. આવશ્યક હોય ત્યા વિવરણ-નોંધો લખવાની હતી. ગ્રન્થના આરંભમા પ્રસ્તાવના અને અંતે વિષયસૂચિ તથા ગ્રન્થનિર્દિષ્ટ નામોની ક્કકાવારી અનુક્રમણી તૈયાર કરીને મૂકવાની હતી. અને પછી, ગ્રન્થોમા મૂકવાની છબીઓ મેળવીને, એના બ્લોકો કરાવીને, ગ્રન્થોનુ મુદ્રણકાર્ય પાર પાડવાનુ હતુ.

આ કાર્યસરણિમા સૌથી પ્રથમ કરવાના, નકલ કરાવવી તથા સુધારવી અને એમા દેવનાગરી શબ્દોની પૂરણી કરવી એ, શ્રમસાધ્ય

કાર્યો જે કાન્તિભાઈ પંડ્યાએ પોતાની નાદુરસ્ત તબિયત છતાં પણ એમની પુત્રી કુ. રજનીબહેનની સહાયતાથી ચાલુ રાખ્યાં હતાં. પણ એમની બિમારી ગંભીર બની, શેષ કાર્ય એઓ જાતે પૂર્ણ કરી શકે એવો સંભવ ન રહ્યો. પરંતુ, એ કાર્ય આ ગ્રંથોના બીજા બે સંપાદકો ઉપાડી લેશે એમ એમને ખાતરી આપવામાં આવી હતી. પણ કાર્ય પૂર્ણ થયેલું તથા સ્ક્રેપબુકસ બે ગ્રંથમાં પ્રગટ થયેલી એઓ જુએ તે પહેલાં, ૧૪મી ઑક્ટોબર ૧૯૫૮ને દિવસે, એમણે સ્વર્ગવાસ કર્યો. ગ્રંથોનું સંપાદન અને મુદ્રણ ૧૯૫૯માં સમાપ્ત થયું.

ગોવર્ધનરામભાઈની મનનનોંધના સંપાદનના આ ઋષિયજ્ઞમાં સંયુક્ત થવાનો અણધાર્યો અવસર મને સાંપડ્યો અને એ ઋષિયજ્ઞનો પુણ્યપ્રભાવ આજની મારી આ તીર્થ-યાત્રામાં પરિણમ્યો. આજે, ગોવર્ધનપૂજાનિમિત્તે, નડિયાદવાળે કહેલી ગુજરાતની આ નન્દભૂમિમાં આવવાનું અને ગોવર્ધન-સ્મૃતિમંદિરનું દર્શન કરવાનું સદ્ભાગ્ય મને આપ્યું.

## સ્ક્રેપબુકસ–મનનનોંધો–માં મનન, મનોભાવ અને મનોરથ :

મનનની અને મનોમંથનની આ નોંધો સરસ્વતીચંદ્રના અમર સર્જકની તત્ત્વગ્રાહિણી પ્રતિભાનું, સદસદ્વિવેક કરતી ચિત્તતંત્રની પ્રવૃત્તિનું, હૃદયભાવની વિભૂતિનું, વિવિધ છતાં એકરંગી દર્શન કરાવે છે.

દિવસે દિવસે, તારીખ અને વારના નિર્દેશ સાથે, નોંધાયેલી હોવા છતાં આ મનનનોંધો રોજનીશી નથી. અને એ રોજનીશી નથી તેથી મહાન લાભ એ થયો છે કે એમાં ભાવી વાચકને ઉપયોગી અને અનુપયોગી એવી દૈનંદિન સર્વ ઘટનાઓનો સમાવેશ નથી થયો. એમાં લેખકના જીવનના મહત્ત્વના પ્રસંગોની, એમની પવિત્ર નીતિમત્તા અને પ્રભુશ્રદ્ધાપૂર્ણ જીવનભાવનાની કેવળ ધનાર્જનમાં જ નિમગ્ન રહેવા પ્રત્યેની એમની અરુચિની, અને આ સર્વના મૂળમાં રહેલી એમની તત્ત્વદૃષ્ટિની, માત્ર નોંધ નહિ પણ મીમાંસા સંગૃહીત થઈ છે. ધનસંગ્રહ ગોવર્ધનરામભાઈની

* "અર્વાચીનાબ્દીના અનુભવજ્ઞાન' માં "ચરોતરનો રણસંહાર" એ ખરડાયેલ વચન "ચરોતર એટલે ગુજરાતનું મજ"

પ્રકૃતિને જ અરુચિકર હોવા છતાં, કૌટુંબિક અને સામાજિક જવાબદારીને ફગાવી દે એટલી બિનજવાબદારીની હદ સુધી એ અરુચિ પહોંચતી નહોતી. જેમના જીવનનિર્વાહનો અને સુખનો આધાર પોતા ઉપર હતો એવા માતપિતાને, પત્નીસંતાનોને અને બહેન-ભાણેજડાંને પોતાના આર્થિક અપર્યાપ્તિથી અગવડ કે કષ્ટ ભોગવવાનો પ્રસંગ ન આવે અને પોતાને જીવનનિર્વાહ પૂરતું તથા આ ફરજો અદા કરવા જેટલું મળી રહે એ માટે ગોવર્ધનરામભાઈ સતત સચિંત રહ્યા હતા પણ એથી વિશેષ લક્ષ્મીતૃષ્ણા એમને નહોતી. સ્વજનના ભરણપોષણ માટે અનિવાર્યતઃ અપેક્ષિત ધનની જોગવાઈ અને અધિકતર ધન પ્રત્યે નિરપેક્ષ-વૃત્તિ એ એમાંથી પરિણમતું યોગક્ષેમ વિશેનું મનોમંથન તથા (પોતે પૂર્ણતઃ પ્રભુને ભરોસે રહીને સર્વથા નિષ્ક્રિય બને તેવી માર્જારપ્રપત્તિ સુધી ન પહોંચતી પરંતુ નિજપ્રયત્નનો અવકાશ રાખતી પ્રપત્તિ સુધી જઈને વિરમતી એમની પ્રભુશ્રદ્ધા હતી તેથી) પ્રભુશ્રદ્ધા અને પુરુષાર્થ વચ્ચે પ્રમાણ જાળવવાની ચિન્તા, એ આ મનનનોંધોમાં એક વિશિષ્ટ વાતાવરણ સર્જતાં તત્ત્વો છે

## નિર્લોભ નિર્મોહ પ્રકૃતિ:

ગોવર્ધનરામ ક્ષુદ્ર સંસારી ભાવથી પર હતા. જીવનની તુચ્છ જંજાળથી ઘેરાઈ ન જવાની એમની વૃત્તિ હતી અને પોતે જેને જીવનનું મુખ્ય કર્તવ્ય માનતા હતા એવા સ્વદેશ અને માનવના પ્રત્યેના 'ધર્મનું' યથાશક્ય આચરણ કરવાની એમની ઉચ્ચ અભિલાષા હતી એ સેવાધર્મ પોતે અર્થોપાર્જનમાં અને તદનુષંગી સંસાર-વ્યવહારમાં સંડોવાયેલા રહે તો સિદ્ધ ન થઈ શકે એવું જણાતાં તેઓ વધતી જતી કમાણીવાળી વકીલાત છોડી દેવાને તૈયાર થયા હતા અને, એમ કરવાથી જો દારિદ્ર આવે તો, સેવાધર્મને વિઘ્નકર બને તેવી વિપુલ લક્ષ્મીના કરતાં કર્તવ્યસિદ્ધિની અનુકૂળતા કરી આપે એવી—નિર્ધનતા નહિ પણ-પર્યાપ્તધનતા એઓ વધારે પસંદ કરતા હતા. આ કર્તવ્યભાવના અને ધન પ્રત્યે કેવળ સાધનદૃષ્ટિ એમનાં આ વચનોમાં વ્યક્ત થઈ છે.

"Poverty is to me not a nuisance in itself, and as a matter of course, I wish to avoid it as a means-

to performing my duties to my country and to mankind and to enjoying the full extent of a literary and philosophical life I court a handsome retirement with this very object in view If this were not my object, poverty would be a blessing to a man that has no worldly cravings and no admiration for the sight of a full chest that is not to be emptied So far as my eternal infinite soul goes poverty is rather a blessing–a retirement from the whole world of nonsenses and self-inflicted labours and pains '—Scrap-Book 4, part 2 p 16

આમ એમને નહોતી સાસારિક તૃષ્ણા અને નહોતી અખૂટ ધનભડારની અપેક્ષા એમના અનત અમર આત્માને તો અસાર સસારમા જાને વહોરી લીધેના કષ્ટમય જીવનપ્રપચમાથી મુક્ત કરનારી દરિદ્રતા આશીર્વાદસમી લાગતી હતી તે છતા જો તેઓ નિવૃત્તિ કાળમા ધનની કેવળ પર્યાપ્ત સાધન તરીકે અલ્પતમ આવશ્યકતા પૂર્તી અપેક્ષા રાખતા હતા તો તે એટલા જ માટે કે એમને બીજી સર્વ ચિતાથી મુક્ત થઈને સ્વદેશ પ્રતિ અને માનવતા પ્રતિ પોતાનો સ્વધર્મ બજાવવો હતો તથા સાહિત્યપરાયણ તત્ત્વજ્ઞાનમય જીવનનો સાત્ત્વિક આનદ માણવો હતો

વકીલાત ચાલતી હતી ત્યા સુધી આ સમસ્યા ઉપસ્થિત નહોતી થઈ ધનની પર્યાપ્તિ કે ન્યૂનતા એ પ્રશ્નની વિચારણાનો અવકાશ નહોતો ઊપજ્યો એ પ્રવૃત્તિમય જીવન દરમ્યાન એમનુ લક્ષ્ય નિશ્ચિત હતુ દ્રવ્ય અન્યાયથી ન મેળવવુ, મળે તેટલાથી સતોષ રાખવો, ધનલિપ્સાથી ખેચાઈને પોતાની પ્રકૃતિને તથા પોતાની નીતિને પ્રતિકૂળ હોય એવા પરિશ્રમમા ન પડવુ એમની નીતિ-વૃત્તિ દૃઢ હતી "To aspire to be rich beyond necessity is meaningless following of the groove of worldlings and involves the conversion of money to the end of life from its position of mere means of life (S B 4. 2. p 40).

સસારી જીવોને ચીલે ચાલીને ધન પાછળ દોડવુ, એ ચીલામા ફસાઈને જે ધન માત્ર જીવન સાધન છે તેને જીવનનુ એક અતિમ

લક્ષ્ય બનાવવુ, એ એમની પ્રકૃતિમા જ નહોતુ આવશ્યક ટોક તેથી વધારે ધનનો લોભ ન રાખવો એ એમની પ્રકૃતિસિદ્ધ નીતિ અને વૃત્તિ હતી

જેટલી ધન પરત્વે, તેટલી જ સત્તા અને કીર્તિ પરત્વે એમની નિર્લોભતા હતી 'Money' If God gives me enough to keep body and soul together and to do my duty to my dependants, I do not want more 'Indifference to money has been my nature I have no longing to be rich I do not possess love of power Fame has no meaning in my eyes Mundane greatness is like the situation of the monkey on a tall tree—those on the nether earth may have to look up to enjoy and admire the monkey'

**गिरिशिखरगतापि काकपंक्तिर्न हि तुलनामुपयाति राजहंसैः ।**

S B 4 2 p 52

આવી નૈસર્ગિક, સ્વભાવસિદ્ધ હતી એમની ધનની અસ્પૃહા અને સંતોષવૃત્તિ આવી દૃઢ હતી તે એમના સત્તાની અરુચિ અને કીર્તિની તુચ્છતાની પ્રતીતિ

### રાજ્યસેવાનો અસ્વીકાર

અને એમાથી એઓ અનેક પ્રલોભનો છતા વિચલિત થતા નહોતા કચ્છ, જૂનાગઢ વગેરે રાજ્યો તરફથી બહુ મોટા પગારની ઉચ્ચ પદવી માટે નિમંત્રણો વારંવાર મળ્યા કરતા હતા અને જો કોઈ વાર માત્ર સેવાપરાયણ નિવૃત્ત જીવનમા આદર્શની નિષ્ઠાને પરિણામે સ્વજનોને દ્રવ્યઅભાવથી કષ્ટ વેઠવુ ન પડે એટલા ખાતર, એવા નિવૃત્તજીવનમા ઝપલાવતા પહેલા જરૂર પૂરતી બચત કરી લેવાય એવા ઉદ્દેશથી, ગ ત્યમેવા નોકરીની વૃત્તિ એમને થતી પણ એમા એમનુ એક દૃઢ વ્રત હતુ, કે એવી તક વગર માગ્યે, સામે ચાલીને આવે, તો જ સ્વીમાની ગમે તેવી વિષમ સ્થિતિ વેઠવી પડે તો પણ કદાપિ પોતે સામે ચાલીને નોકરીની માગણી કરવી નહિ અને વગર માગી નોકરી મળે તેમા પણ પોતાના નીતિસિદ્ધાંતોના પૂર્ણ પાલનનો અવકાશ રહે તેની ખાતરી હોય તો જ વિચાર કરવો

આવો વિચાર કરીને તેઓ વારવાર એક જ નિર્ણય કરતા કે કોઈ રાજ્યની નોકરી, ગમે તેટલો પગાર મળે તો પણ, કરવી નહિ. હા, તેઓ અનેકવાર, સેવામય-નિવૃત્તજીવનને અનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત કરવા ખાતર, વણમાગી મળે તો નોકરી લેવી એ વિચાર તરફ ઢળતા પણ પ્રત્યેક પ્રસગે પુખ્ત વિચાર કરીને અતે અનિચ્છા જણાવી દેતા અને તેઓ આ રીતે સયોગવશાત્ નોકરી લેવા તરફ કોઈ વાર ઢળતા જણાતા પરતુ છેવટે ના કહી દેતા એ ઘટના પણ એમના સ્વભાવનુ જ અનિવાર્ય પરિણામ હતી એમના એ સ્વભાવમા જ એવા તત્ત્વો હતા જે એમને નોકરીનો સ્વીકાર કરવા ન દે એવા એક તત્ત્વનુ દર્શન આપણને એમના આ વચનમાં થાય છે.

"But the judicial function of sitting in judgement on fellow-creatures and doing the hangman's work on the bench and standing the chance of doing injustice and injury from the Bench–this is the Sword of Damocles, and my conscience has not the presumption nor the audacity to ignore the existence of this sin coloured sword in order to benefit my wordly interests" — S B 4. 2, p 14.

### એ અસ્વીકારનાં સ્વભાવગત કારણો

ન્યાય કરવાનો અધિકાર ભોગવવા જતા રખેને કોઈને અન્યાય થઈ જાય એવી ભીતિ જેના અતકરણમા રહી હોય, નિરપરાધીને પ્રાણદડ દેવાઈ જાય એવી આશકાનુ ચક્ર ન્યાયાસને બેસનારને મસ્તકે ઘૂમતુ જેને દેખાતુ હોય, એ ઘૂમતા પાપરગ્યા ચક્રના અસ્તિત્વને અવગણવાની ધૃષ્ટતા જેના માનસમા ન હોય, એવો અન્યાયભીરુ અને પાપભીરુ પુરુષ રાજ્યની ન્યાયનિર્ણયના પ્રસગ આણનારી નોકરી કદી પણ સ્વીકારી ન શકે અને એ અન્યાય-ભીરુતા તે જ ન્યાયપ્રીતા છે, માનવપ્રેમ છે, એ પાપભીરુતા તે જ પુણ્યપરાયણતા છે, અચલ નીતિમત્તા છે

રાજ્યસેવાના સ્વીકારને અસભાવ્ય બનાવતુ એમનુ બીજુ પ્રકૃતિગત તત્ત્વ હતુ એમના હૃદયમા દૃઢ બનેલી અવિરત ચિતનનો વિષય બનેલી, દેશ સેવાની ઝખના

"The pecuniary and other goals to which service may lead cannot equal in momentousness my higher and wider duties to my country or even the goal of my retirement It behoves me even to court poverty and obscurity for this purpose in preference to all the advantages of a dependent life whose results to myself I cannot carry with me beyond my death and to others would be less far-reaching than if I resisted the temptation

S B 4 2 p 58

કેવો અવિચલ નિશ્ચય! રાજ્યની નોકરી ન સ્વીકારવાથી, એ નોકરીથી થનાર ધનલાભને જતો કરવાથી, જો દારિદ્ર આવતુ હોય તો ભલે આવે! જીવન અજ્ઞાત અપ્રખ્યાત રહેતુ હોય તો ભલે રહે! ધન અને પ્રતિષ્ઠા નશ્વર છે, એનાથી મરણોત્તર ટકી રહે એવુ આત્માનુ શ્રેય કઈ જ થવાનુ નથી અને રાજ્યની કચેરીમા ઉચ્ચાસને બેસીને એક ખૂણે ભરાઈ રહેવાથી બીજાઓની–દેશજનોની અને માનવનાની–સેવા યથેચ્છ પર્યાપ્ત થવાની નથી! ગોવર્ધનરામભાઈની આ સર્વજન–સેવા–પરાયણતા અને એ પુણ્ય મહેચ્છાની સિદ્ધિને અર્થે ધનને, પદવીને, સત્તાને, પ્રતિષ્ઠાને લઘુ ગણવાની ભાવના ભારવિના किरातार्जुनीय કાવ્યમાના આ પ્રસિદ્ધ શ્લોકનુ સ્મરણ કરાવે છે –

अभिमानधनस्य गत्वरैरसुभि स्थास्नु यशश्चिचीषत·
अचिरांशुविलासचचला ननु लक्ष्मी फलमानुषङ्गिकम् ॥
किरातार्जुनीय सर्ग २ श्लोक १९.

અર્થાત્ જેણે સ્વમાનને જ મહાસંપત્તિ માની હોય, નશ્વર દેહને તજીને જવાના જ છે એવા અસ્થિર પ્રાણનો ત્યાગ કરીને પણ જે સ્થિર યશ મેળવવા ઇચ્છતો હોય, એવા મહાનુભાવને તો વીજળી જેવી ચચળ લક્ષ્મી એ માત્ર આનુષગિક ફલ છે

આ શ્લોકમા વર્ણવેલી મહત્તાથી જુદા પ્રકારની—ઉચ્ચતર પ્રકારની—મહત્તા ગોવર્ધનરામની હતી આ શ્લોક રચતી વખતે ગોવર્ધનરામ જેવાની વિશિષ્ટ મહત્તા ભારવિના લક્ષમા હોત, અને એ મહત્તાને લક્ષમા રાખીને એણે આ શ્લોક રચ્યો હોત, તો "स्थास्नु

**यशश्चिचीषत** —" સ્થિર યશ વાંછનાર "—એ પદપ્રયોગ દૂર કરીને કોઈ અન્ય જ શબ્દ યોજવો પડ્યો હોત યશની પણ પરવા ગોવર્ધનરામભાઈને નહોતી એમને તો સાહિત્યના પ્રદેશમા, સર્જન હિતને અનુલક્ષીને એમની વાઙ્‌મયકૃતિના આનુષંગિક ફળ રૂપે, અનન્ય સાધારણ કીર્તિ મળી ચૂકી હતી અને એઓ એ જાણતા હતા, પરતુ એ કીર્તિને તેઓ ધૂમાડા જેવી તુચ્છ માનતા હતા એવુ એમનુ આ વચન દર્શાવે છે —

"Literary fame-smoke-is far greater than of any compeer '— S B 4 2, p 21

એમની આવી યશની પણ તિરસ્ક્રિયા લક્ષમા રાખીએ તો ભારવિના ઉક્ત શ્લોકમા "स्यास्तु यशश्चिचीषत " એને બદલે "विश्वहित विधित्सत -" શબ્દો મૂકવા પડે

**કુટુંબવત્સલતા** –

મેરામય સ્વધર્મના અનુષ્ઠાનની ખાતર ધનલાભની ઉપેક્ષા કરનાર ગોવર્ધનરામ પોતાને આધારે રહેના કુટુબના સુખની ખાતર માત્ર પર્યાપ્ત અને અનાયાસલભ્ય ધનની, સાધન તરીકે જ, આવશ્યકતા સમજતા હતા એ આપણે જોયુ એમની એ સમજના મૂળમા એમની કુટુબવત્સલતા હતી એમનુ એ સ્વજન-વાત્સલ્ય અપાર હતુ સ્વજનોની ન્યાય્ય અને ધર્મ્ય ઈચ્છાઓ પૂર્ણ કરવામા એમણે પૈસો ખરચતા પાછુ જોયુ નહોતુ માતાપિતાની તીર્થયાત્રા કરવાની અભિલાષા તૃપ્ત કરવા માટે એમણે જાતે અગરડ વેઠીને, પત્ની લલિતાગૌરીને અગવડ વેઠાવીને, હજારો રૂપિયા ખર્ચ્યા હતા ધનના ભોગ ઉપરાત, કુટુબની શાન્તિને ખાતર એમણે અને લલિતાગૌરીએ પોતાની શાન્તિનો ભોગ આપ્યો હતો આ દપતીએ ભાણેજડાને નિજસતાનોથી અધિક ગણીને પાળ્યા હતા અને આ પ્રકારનો, ધન અને સ્વસુખ ઉભયનો, ત્યાગ કરવાની તક મળી એથી એઓ પોતાને ધન્ય માનતા હતા

To have been called upon by the Great Will to make the sacrifice and to have been enabled to sacrifice these were the privileges accorded to me, and it is meet that I value my privileges as such + + + Who else has been allowed such privileges ? '

સ્વજનાર્થે ત્યાગ કરવાનો અવસર સાપડ્યો એ માટે શક્તિ "મહેશ્વર"એ આપી, એને એઓ પોતાનુ અહોભાગ્ય માને છે અને એ માટે સાત્ત્વિક સ્વાભિમાનથી, જાણે કે છાતી ફુલાવીને, પૂછે છે "છે કોઈ બીજો જેને આવો ત્યાગનો અધિકાર સાપડ્યો હોય?"

## સ્થિતપ્રજ્ઞ માનસ —

ગોવર્ધનરામનુ જીવન ત્યાગમય હતુ, અને માનસ આવુ સ્નેહમય હતુ છતા એ જ માનસ સ્વજન-સ્નેહને સાંસારિક બંધન માને, એવુ એમનુ સ્થિતપ્રજ્ઞ માનસ હતુ એ હતો એમના તત્ત્વજ્ઞાનનો પ્રભાવ **आत्मनः कामाय सर्वं प्रियं भवति** એ વેદાન્ત-વાક્યને ન્યાયે, પરમાર્થ દૃષ્ટિએ, આધ્યાત્મિક દૃષ્ટિએ, એઓ એ સ્નેહની મીમાંસા કરતા હતા અને **वसुधैव कुटुम्बकम्** એ વચનને ન્યાયે એઓ એ સ્નેહને માનવતા પર્યન્ત વિસ્તારતા હતા–

'I see my people as being only a part of a large mankind and no longer distinguishable from that world of mankind by any special affection in my heart, except by the accident of nearness and by the duties therefrom arising

S B 4 2 p 64

## જીવન-જંજાળ તરફ અરુચિ

એમને સેવાપરાયણ જીવનનો ઉત્સાહ હતો, છતા જીવનની જંજાળનો એમને મોહ નહોતો પણ એ જંજાળ તરફ એમને અરુચિ હતી. એમના જીવનની બધેબધી ત્યાગમય સેવામા સેવાપરાયણ સ્વાધ્યાયમા, વ્યતીત થતી હતી અને એ બધેબધુ એમાં સ્થિતપ્રજ્ઞની સર્વસમભાવભરી આધ્યાત્મિક ભાવનાથી ભરી હતી એવુ એમની આ મનનનોંધ વાચતા પ્રતીત થાય છે એઓ ધન કમાતા ત્યારે એ કમાણીનો માનવ સ્વાર્થે ઉપયોગ કરવાની ભાવના સેવતા એઓ પ્રવૃત્તિમય જીવનમા પરોવાતા ત્યારે એ પ્રવૃત્તિને આકસ્મિક માનતા અને એ પ્રવૃત્તિને અંતે આવનારી સેવાપરાયણ નિવૃત્તિને જ પોતાના જીવનનુ ચરમ લક્ષ્ય માનતા એઓ પોતાના જીવનલક્ષ્યની સિદ્ધિ માટે પ્રયત્નશીલ હોય ત્યારે જીવનને એ લક્ષ્યગામી યાત્રામાંનો અધવચનો મુકામ માનતા અને જીવનને અંતે આવનારા મરણને

અભિવાદનીય અંતિમ યાત્રા માનતા, પોતાના મૂળધામ પર્યંત લઈ જનારા પ્રયાણનું દ્વાર માનતા.

"I pass from the thought of retirement to that last hope and relief of life which men call death! To the passengers of Eternity who stay in this guest-house called life, death is the sailing on the breast of the oceanic vast to reach our Beautiful Home

**સંન્યાસ પરત્વે એમનો મત**

એમના તત્ત્વજ્ઞાનની અને એમાંથી પરિણમતી જીવનદૃષ્ટિની વિશિષ્ટતા એ હતી કે તેઓ જીવનના સ્વતપ્રાપ્ત કર્તવ્યોની ઉપેક્ષા કરીને કર્તવ્યશૂન્ય કે નિષ્કર્મ આયુષ્ય ગાળે એ પ્રકારના સંન્યાસને ઉચિત માનતા નહિ. એમને મતે સંન્યાસ એટલે, ક્ષુદ્ર ધનાર્જન-પરાયણ સ્વાર્થમય પ્રવૃત્તિથી પર થઈને, ઉચ્ચતર માનવસેવા-પરાયણ સર્વહિતકારક પ્રવૃત્તિમાં શેષ જીવનની પ્રત્યેક ક્ષણનો સદુપયોગ, મોક્ષ એટલે, અન્ય માનવોથી કે માનવસમાજથી વિમુખ બનેલા એક માનવના આત્માની અપવર્ગમુક્તિ કે જન્મમરણના ફેરામાંથી મુક્તિ નહિ પણ, આસક્તિમાંથી મુક્તિ, અનાસક્તભાવે સકલ જગતની સેવામાં નિજ શક્તિઓનું સમર્પણ અને એ સેવામાં ખપી જવાથી થતો વૈયક્તિક સત્તાનો, 'અસ્મિતા'નો, લય. આ ખપી જવું એટલે સેવાયજ્ઞમાં સમર્પિત થઈ જવું ગોવર્ધનરામભાઈના તત્ત્વદર્શનનું ચરમ સાધ્ય છે. આ સ્વસમર્પણ એમના પોતાના યજ્ઞમય જીવનમાં સાકાર થયેલા આ વિશિષ્ટ તત્ત્વદર્શનને ગોવર્ધનરામે The Philosophy of Consumption એવું અંગ્રેજી, અને **ઉત્સર્ગસિદ્ધિ** એવું સંસ્કૃત નામ આપ્યું છે. એ તત્ત્વદર્શનના સ્વરૂપનો પરિચય આપણે મેળવીશું.

**સ્ક્રેપબુક્સનું-મનન નોંધોનું—વિશિષ્ટ મહત્ત્વ**

પણ એ તત્ત્વદર્શનનો પરિચય કરીએ તે પહેલા ગોવર્ધનરામની આ મનન-નોંધોની વિશિષ્ટ મહત્તાનો નિર્દેશ કરીશું.

ગોવર્ધનરામભાઈએ 'સરસ્વતીચંદ્ર' ના-વિશેષત એના ચોથા ભાગમાં-પોતાની જીવનદૃષ્ટિની મીમાંસા કરી છે. પણ એ મીમાંસા માત્ર વિચારગત જ નહોતી, માત્ર નવલકથાના પાત્રોમાં

-છે, તે પદાર્થનિષ્ઠ છે, દ્રવ્યનિષ્ઠ છે, તેથી (પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ) એ ચાર દ્રવ્યોનો અભાવ હોય ત્યારે લક્ષ્ય બનતું નથી. અને અગ્નિ કાષ્ઠમાં નિગૂઢ રૂપે રહ્યો હોય છે, તે પણ લક્ષ્ય નથી; તે જ પ્રમાણે આ ગુણરૂપ શક્તિ અને ક્રિયાપ્રવર્તક મહેચ્છા અલક્ષ્યરૂપે સકલ વિશ્વમાં વિસ્તરી રહે છે.

હુ, તું, તે એવો જે આત્મતાનો અનેકરૂપ આભાસ છે તે સર્વ આ મહેચ્છાનો પ્રસાર છે :

**महेच्छा सा विभ्वी तडिदिव तनोत्यात्मविसरम्**
**अहं त्वं तत् सर्वे स्फुरितमिव तस्या परिसरः ।**
**करोमीच्छाम्यस्मिप्रभृति भवनाद् मे व्यवहृतिः**
**महेच्छैवेच्छा मे. न किमपि न तस्याः परिसरः ॥**

મહેચ્છા વિભુ એટલે વિશ્વવ્યાપક છે, અને વિદ્યુતની માફક વ્યાપી-વિસ્તરી રહેલી છે. જેમ એક જ વિદ્યુતના અનેક સ્ફુરણો થાય, તેમ આ એક જ મહેચ્છા હુ, તુ, તે એમ અનેક રૂપે પ્રસરે છે "હુ કરુ છુ," "ઇચ્છુ છુ," "છુ" એવો વાણી-વ્યવહાર હુ ભલે કર્યા કરુ, પરન્તુ વસ્તુત જે મહેચ્છા તે જ મારી ઇચ્છા છે, વિશ્વમા એવુ કઈ જ નથી જે એ મહેચ્છાનો પરિસર અર્થાત્ વિસ્તાર ન હોય

એ મહેચ્છાને વશ વર્તવામા, એની સાથે અક્લેશમય સંવાદ સાધવામા, દુ ખનો અનુભવ નહિ પણ સુખનો અનુભવ થવો જોઈએ. જો સવાદ ન હોય તો ક્લેશ અનુભવાય, મહેચ્છા આપણને પ્રબળ પવન પગાળે ખેચી જાય તેમ પગાળે ખેચી જતી જણાય; પણ જે વ્યક્તિ પોતાની ઇચ્છાને એ મહેચ્છામય જ બનાવી દે, એ મહેચ્છાને જ પોતાની ઇચ્છા સમજે, પોતાની ઇચ્છા અને મહેચ્છા વચ્ચે સંવાદ સાધે, તે વ્યક્તિને મહેચ્છા પરાણે ખેચી જનારી કે આઘાત આપનારી નથી લાગતી .

**महेच्छासमीरस्य शान्ता लहर्यो**
**भवेयुर्यदा सा महेच्छा मदिच्छा ॥**

જ્યારે એ મહેચ્છા તે જ મારી ઇચ્છા બની જાય, અર્થાત્ મારી વૈયક્તિક ઇચ્છા સમષ્ટિનિષ્ઠ મહેચ્છાથી ભિન્ન, વિરુદ્ધ કે વિસવાદી

—ન રહે ત્યારે એ મહેચ્છાના સમીરની લહરીઓ (ખેંચી જતી જણાતી પવન લહરીઓ) શાન્ત બને છે (પરાણે ખેંચી જતી જણાતી નથી) વસ્તુત ખેંચવાની જરૂર જ રહેતી નથી

આ સ્વરચિત શ્લોકોમા ગોવર્ધનરામભાઈએ પરમતત્ત્વનો શક્તિ અને ઇચ્છા એ બે એના સ્વરૂપવાચક શબ્દોથી નિર્દેશ કર્યો છે સ્ક્રેપબુકમા એને માટે The Great Force અને The Great Will એ અંગ્રેજી પર્યાયો પ્રયોજ્યા છે એ પરમતત્ત્વનુ—જેનો એમણે આ ૨૧ શ્લોકોમા सद्वस्तु એ શબ્દથી પણ નિર્દેશ કર્યો છે તે પરમતત્ત્વનુ, નિગૂઢ અલક્ષ્ય, શક્તિસ્વરૂપ તે The Great Force અને એનુ ક્રિયાપ્રેરક અલક્ષ્ય સંકલ્પાત્મક સ્વરૂપ તે The Great Will. નિગૂઢશક્તિ Latent Force—ગુણરૂપે અને નિગૂઢ ઇચ્છા Latent Will—ક્રિયારૂપે લક્ષ્ય જગતમા લક્ષ્ય બને છે એવુ ગોવર્ધનરામભાઈનુ મત ય સમજાય છે પ્રમાતા પ્રમેય પ્રમાણ એવા વિવિધરૂપે વ્યક્ત થતુ જગત આ ગુણોની અને ક્રિયાઓની ગૂંથાયેલી જાળ છે तद् एतद् गुणानां क्रियाणां च जालम् અને ગુણોનુ તથા ક્રિયાઓનુ આ જે અનેકત્વ અનેકરૂપે ભાસતુ નવરૂપ, તે એક સદ્વસ્તુનુ જ બીજુ રૂપ છે गुणानां क्रियाणामनेकत्वमेतत् तदेकस्य सद्वस्तुनोऽन्यत्स्वरूपम् આ છે Latent સદ્વસ્તુનુ શક્તિ-ઇચ્છાત્મક પરમતત્ત્વનુ, Patent સ્વરૂપ

સરસ્વતીચંદ્રના ૩જા ભાગમા લક્ષ્યાલક્ષ્ય-રહસ્યનિરૂપણ કરતા ૬ ઠ્ઠા પ્રકરણમા અલક્ષ્ય આત્મતત્ત્વ તથા લક્ષ્યજગત કાષ્ઠમા નિગૂઢ અગ્નિના જેવુ અલક્ષ્યતત્ત્વનુ નિગૂઢત્વ માયામય જગતનુ ગુણકર્માભાસત્વ વગેરે જે તત્ત્વમીમાંસા છે, તેના ઉપર મનનનોંધમાની આ મીમાંસા ઉપકારક પ્રકાશ નાખે છે

ગોવર્ધનરામભાઈએ પ્રબોધેલા અને જીવનમા આચરેલી, સ્થિતપ્રજ્ઞતાના મૂળમા એમનુ આ તત્ત્વદર્શન રહેલુ છે મહેચ્છા તે જ ઐશ્વરિક ઇચ્છા છે એવી અભેદાનુભૂતિ અને સર્વ જગતમા આત્મા એક અને અદ્વૈત છે એ પ્રતીતિ પરમશક્તિનુ એમણે બે સ્વરૂપે દર્શન કર્યું છે મહાશક્તિ અને મહેચ્છા એ મહેચ્છાને જ પોતાની ઇચ્છા બનાવવી એ મહેચ્છાની પોતાને સમજાય તેવી વિશ્વકલ્યાણકારક વિશ્વોદ્ધારક યોજનામા પોતાની શક્તિનુ અને

ઇચ્છાનું અનુસંધાન કરવું, અને સુખ કે દુઃખ જે આવે તેને એક સરખી રીતે વધાવી લેવાં, પરમતત્ત્વમાં વૈષમ્યનૈર્ઘૃણ્યનો (અન્યાયનો અને નિર્દયતાનો) સંભવ જ ન કલ્પવો, એ એમના દર્શનનું તેમ જ આચરણનું મૂળ હતું. આત્મા એક છે, આ હણનાર અને આ હણાયેલો એવી ભેદદૃષ્ટિ પારમાર્થિક નથી, એ વેદાન્તે પ્રબોધેલી અને ગીતાએ ગાયેલી અદ્વૈતદૃષ્ટિનો જીવનમાં વિનિયોગ સૂચવતાં ગોવર્ધનરામભાઈએ કહ્યું છે :

"Pleasures and pains are but the waves of feelings as in an ocean. + + They are waves from the Great Force and unto itself-from itself to itself. Justice and Mercy are from one's self to another's self; from self to selfsame self there is neither justice nor injustice, neither mercy nor cruelty. If with my little finger I squeeze another, these notions are inapplicable. They are equally inapplicable to the Great Force. Deaths and murders, slaughters and massacres, deluge, the end of the world itself-be it howsoever cruel in our eyes-how do these differ from the relentless killing of a garden of plants by a frost? In no way. The difference is human and not divine, relative and not absolute, real as fixed objectives for ethical science or for the Philosophy of Consumption but of no moment to the Consumed-to him who simply consumes himself into himself. It is like the migration from the blue bed to the brown-both beds being my own."

Scrap Book 21 st June 1891

### "ઉત્સર્ગસિદ્ધિ"—સિદ્ધાંતનું વિવરણ

માનવનો અને સાથે સમગ્ર વિશ્વનો જે કલ્યાણમય વિકાસ મહેચ્છાને અભિપ્રેત છે તે વિકાસને અંગે પોતાનું કર્તવ્ય કરવું, અને મહેચ્છાના એ અંતિમ પ્રયોજનનો પુરસ્કાર કરવો, તેને ગોવર્ધનરામ મનુષ્યનું મુખ્ય પરમ કર્તવ્ય માને છે. આપણાં સર્વ કર્તવ્યોનો સરવાળો એ પરમકર્તવ્યમાં થાય છે. મહેચ્છાનો ઉદ્દેશ પૂર્ણતઃ નિશ્ચયપૂર્વક જાણવાનું આપણું સામર્થ્ય નથી, પણ આપણે

વિશ્વમાં રહેલા એના સંગીતને, એના સંવાદને, એના કાવ્યને જાણીને એમાં સમન્વિત થઈ શકીએ. આપણી અને પ્રકૃતિની (કુદરતની) સર્વ ક્રિયાઓ સામાન્યતઃ આ સંગીત સાથે, આ કાવ્ય સાથે સંવાદ સાધે છે, અને એ સંવાદને સાધવામાં આપણું કર્તવ્ય શું છે તે સમજવાનો પ્રયત્ન કરવો અને એ સમજીને વિશ્વના સંવાદમાં સમન્વિત થવું એ આપણું અંતિમ લક્ષ્ય અને પ્રયોજન છે. પ્રત્યેક વ્યક્તિ મહાન Ego નું એક Ego-point છે, અને જે Ego-point અર્થાત્ વ્યક્તિ-જીવ સભાનપણે આ અન્તિમ પ્રયોજનની સિદ્ધિને અભિમુખ અને અનુકૂળ બને તે પોતાના વ્યક્તિ-સંગીતનો મહેચ્છાને અનુકૂળ, મહેચ્છા-પ્રેરિત મહાસંગીત જોડે સંવાદી, એવો વિકાસ સાધે છે અને એ રીતે પોતાના કર્તવ્યને સભાન રીતે, સનિષ્ઠાપૂર્વક સિદ્ધ કરે છે.

પ્રત્યેક વ્યક્તિજીવ અન્ય વ્યક્તિ-જીવો જોડે ગૂંથાયેલો છે, સંકળાયેલો છે, અનેક રોપાઓવાળા ઉદ્યાનમાંનો એક રોપ છે; એ ઉદ્યાન વળી અનેક ઉદ્યાનોના સમષ્ટિરૂપ જેવા મહાઉદ્યાનનું અંગ છે. વ્યષ્ટિ-સમષ્ટિનું ઉત્તરોત્તર બૃહત્તર બનતું આ સમવાયતંત્ર અનંત છે. ઉદ્યાનમાં પોષણ પામતો રોપ પોતાના પોષણદ્વારા ઉદ્યાનને પોષણ, બળ અને સૌંદર્ય અર્પે છે, અને એ ઉદ્યાનના જીવનને અને સ્વાસ્થ્યને હાનિકારક હોય એવા વિષમય તત્ત્વનો પ્રતીકાર કરે છે. એ વ્યક્તિરૂપ રોપને આ રીતે ત્રિવિધ કર્તવ્ય પ્રાપ્ત થાય છે: (૧) પોતાનો વિકાસ, (૨) ઉદ્યાનના વિકાસ માટે સેવાસમર્પણ, અને (૩) વિષનો નાશ. એ ઉદ્યાનને પણ મહાઉદ્યાન પ્રતિ એવું ત્રિવિધ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. એ ઉદ્યાનની કોઈ ક્રિયા મહાઉદ્યાનના વિકાસને હાનિકારક જણાય તો એ અહિતકર ક્રિયાનો નિરોધ અને પ્રતીકાર કરવો એ એ ઉદ્યાનગત વ્યક્તિરૂપ રોપનો ધર્મ બને છે.

આમ મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે પોતા પ્રત્યે, પોતાનો વિકાસ સાધવાનું.

બીજું કર્તવ્ય છે પોતે જે ઉદ્યાનનું વૃક્ષ છે તે ઉદ્યાન પ્રત્યે.

ત્રીજું કર્તવ્ય છે મહાઉદ્યાન પ્રત્યે

કર્તવ્યક્ષેત્રનો આ વિસ્તાર ક્રમશ, સમયાનુક્રમે, થાય છે. એ ક્રમને કોઈ અટકાવે કે ઉલટાવે તો વિકાસ કુંઠિત થાય કર્તવ્યનો વિસ્તારક્રમ આવો છે, વ્યષ્ટિથી સમષ્ટિ પર્યંત, પણ એ કર્તવ્યનો

ઉદ્ભવ અને ઊગમ સમષ્ટિની ઉચ્ચતમ વિશાલ કક્ષામાંથી વ્યક્તિ પર્યંત પહોંચે છે

જગતમાં બે પ્રકારના વ્યવહાર જોવામાં આવે છે એક છે અન્યનું આત્મસાત્-કરણ બીજો છે પરાર્થે સ્વનું સમર્પણ એક છે પોતાના સ્વાર્થ માટે અન્ય ઉપર આક્રમણ બીજો છે પરના, સમષ્ટિના, વિકાસ માટે નિજનું સમર્પણ "પરાર્થે સ્વસમર્પણ" જ્યાં અટકી પડે, ત્યાં "વ્યક્તિએ પરાક્ષેપ" શરૂ થાય

પોતાનો વિકાસ કરવો એ તો પ્રત્યેક વ્યક્તિનો સમષ્ટિને હિતકારક, ધર્મ છે, કારણ કે જે વ્યક્તિ પોતાનો યોગ્ય અને પૂર્ણ વિકાસ સાધતી નથી તે વ્યક્તિ સમષ્ટિને સમર્પવા માટે સંપત્તિ પ્રાપ્ત કરી શકતી નથી વૈયક્તિક વિકાસ ધર્મ્ય છે, પણ એ વ્યક્તિવિકાસ સમષ્ટિના હિતાર્થે હોય તો જ ધર્મ્ય ગણાય

વ્યક્તિ પોતાનો વિકાસ કરીને એનું સમષ્ટિને સમર્પણ કરે એ સમર્પણનો પ્રથમ ક્રમ છે વ્યક્તિનું નિજ કુટુંબના વિકાસને અર્થે કરેલું સ્વસમર્પણ એ સમર્પણ જેટલું આવશ્યક હોય તેટલું જ, જ્યાં જેવું આવશ્યક હોય તેવું, પ્રમાણસરનું, હોવું જોઈએ એવું ગોવર્ધનરામભાઈ ભાર દઈને કહે છે

વળી એ સમર્પણ શક્તિના પ્રમાણમાં જ હોવું જોઈએ સમર્પણધર્મ પ્રમાણરહિત કે અમર્યાદિત ન હોય વસ્તુત એને મર્યાદા છે અને એ મર્યાદા વ્યક્તિની શક્તિના પ્રમાણમાંથી ઉદ્ભવે છે છતાં સમર્પણના શક્ય, સંભાવ્ય વિકાસની મર્યાદા નથી જેવી જેની શક્તિ તેમ તેવો સમર્પણનો વિકાસ કરી શકાય

**મરણોત્તર વિકાસ**

જીવાત્માની માનવવ્યક્તિની, મરણોત્તર શી દશા થાય છે, એ પ્રશ્નની મીમાંસા પણ ગોવર્ધનરામે એમના આ ઉત્સર્ગસિદ્ધિના સિદ્ધાન્તનો વિનિયોગ કર્યો છે મૃત્યુ પછી જીવન હશે ? એ પ્રશ્ન ઉપસ્થિત કરીને એની મીમાંસા એમણે આ પ્રમાણે કરી છે

પ્રત્યેક સજીવ દેહ અન્ય સજીવ દેહમાંથી જન્મે છે, અને જન્મેલા એ સજીવ દેહમાંથી અન્ય સજીવ દેહ જન્મે છે માતાના ઉદરમાં ગર્ભરૂપે રહ્યો રહ્યો એ દેહ માતાના દેહ સાથે જોડાયેલ ગર્ભનાળદ્વારા—નાભિનાળ દ્વારા—માતા મારફત બાહ્ય જગતમાંથી પોષણ મેળવે

છે. ગર્ભાવસ્થામાં રહેલું એ શરીર, એ અવસ્થાં દરમ્યાન,-ચેતનતત્ત્વસમેત ત્યાંથી નીકળીને ઉચ્ચતર અવસ્થામાં પ્રવેશવાની તૈયારી કરતું હોય છે એ તૈયારી એટલે ગર્ભના, ગર્ભરૂપે, ઉદરમાંથી લોપની તૈયારી, પરંતુ વિકસિત રૂપે ઉચ્ચતર જીવનમાં પ્રવેશવાની તૈયારી.

માતાના ઉદરમાંથી નીકળેલો મનુષ્ય પ્રકૃતિમાતાના ઉદરમાં પ્રવેશે છે અને પ્રકૃતિમાતાના ઉદરમાં રહ્યો રહ્યો એ પંચેન્દ્રિયરૂપી ગર્ભનાલદ્વારા પોષણ મેળવ્યા કરે છે જેમ માતાના ઉદરમાં રહેલો ગર્ભ, તેમ જ પ્રકૃતિમાતાના ઉદરમાં રહેલો માનવ, એ માતાના જીવન સાથે લયસંવાદ સાધે છે માતાના રુધિરઅભિસરણના લયનો સંવાદ સાધીને એના હૃદયની અને મસ્તિષ્કની ગતિ અને સ્ફુરણા ચાલે છે. માતાના ઉદરમાં બાળકનો ભૌતિક દેહ વિકસે છે, ત્યાંથી નીકળીને એ બાહ્ય જગતમાં—પ્રકૃતિમાતાના ઉદરમાં—જાય ત્યારે એનું ચૈતન્યતંત્ર વિકસે છે તો પછી, જેમ જનનીના ઉદરમાંથી નીકળેલો બાળક પ્રકૃતિમાતાના ઉદરમાં ચેતન્યતંત્રનો વિકાસ સાધે છે, તેમ પ્રકૃતિમાતાના ઉદરમાં ચૈતન્યવિકાસ સાધીને એ ઉદરમાંથી નીકળ્યા પછી, અર્થાત્ મરણ પછી, માનવ પોતાના અધિકતર ઉચ્ચતર વિકાસ માટે યોગ્ય અને અનુકૂળ એના ઉચ્ચતર વિશાળતર જીવનમાં પ્રવેશ કરે છે એમ માનવું સમજાય નથી?

આટલી મનનનોંધ તા ૫ ફેબ્રુઆરી ૧૮૮૮ ને દિને કરીને ગોવર્ધનરામ અટકી ગયા છે પણ એ જ વિષયની એમણે તા ૨૨ ઓક્ટોબર ૧૮૯૨ને દિને વિશેષ વિચારણા કરી છે અગાઉની નોંધમાં એમણે જે મીમાંસા કરી છે તે analogyને, સાદૃશ્યને, આધારે કરી છે માતાના ઉદરમાં રહેલો ગર્ભ ગર્ભદશામાં નાભિનાલદ્વારા માતાની મારફતે પોષણ મેળવીને, વિકાસ સાધીને એ ઉદરમાંથી નીકળ્યા પછીના વિકસિત જીવનની તૈયારી કરે છે, એ ઘટનાના સાદૃશ્યનો વિનિયોગ કરીને ગોવર્ધનરામે ત્યાં અનુમાન કર્યું છે કે ગર્ભ પછીની—જન્મ પછીની અવસ્થામાં માનવ પ્રકૃતિમાતાના ઉદરમાં રહેલો છે, એ દરમ્યાન એ પંચેન્દ્રિયરૂપ નાલ દ્વારા પ્રકૃતિમાતા પાસેથી પોષણ મેળવે છે, મરણ થાય ત્યારે માનવ પ્રકૃતિમાતાના ઉદરમાંથી નીકળે છે, તો એ મરણ પણ પ્રકૃતિમાતાના ઉદરમાંથી નીકળવા-

માનવનો ઉચ્ચતર જીવનમાં પ્રવેશ છે, અને મરણપૂર્વના ઐહિક જીવન દરમ્યાન માનવે જે વિકાસ સાધ્યો તે ભાવી ઉચ્ચતર જીવન માટેની તૈયારી છે ત્યાર પછીની, ઓક્ટોબર ૧૮૯૯ની, નોંધમાં એઓ આ સર્વાધારણ પ્રશ્નનું પોતા પરત્વે જ પુનરુચ્ચારણ કરે છે, અને એની મીમાંસાનો આરંભ પોતાના મરણોત્તર જીવનની વિચારણાથી કરે છે એમનો પ્રશ્ન છે "મરણ પછી મારી દશા શી હશે?" આ પ્રશ્ન ઉપસ્થિત કરીને તરત તેઓ "હું"ના વ્યાખ્યા બાંધે છે અને કહે છે કે "હું" એટલે (૧) મહેન્દ્રાનું એક વ્યક્તિબિંદુ, અને (૨) એ વ્યક્તિબિંદુએ ગ્રહેલું ચૈતન્યતંત્ર. અને પછી ઉમેરે છે કે આ ચૈતન્યતંત્ર મૃત્યુ પછી અસ્તિત્વમાં રહે એમાં શંકા લાગતી નથી અને મરણોત્તર અસ્તિત્વ હોય, તો એ ભાવિ જીવન માટે પોતાની તૈયારી પૂરતી છે એમ એઓ માને છે, કારણ કે પોતે પોતાના જ્ઞાનેન્દ્રિયરૂપ નાભિનાલ દ્વારા કાવ્ય અને તત્ત્વજ્ઞાન રૂપે પોષણ મેળવ્યા કર્યું છે, અને ઉન્નતતર અવસ્થા માટે આવશ્યક હોય તેવી ઉન્નતિ સાધ્યા જ કરી છે

આ વિચારક્રમે અન્ય પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જે ચૈતન્યતંત્રે હિતકારક, વિકાસસાધક, પોષણ ન મેળવ્યું હોય અને પોતાનું ઉન્નતીકરણ ન કર્યું હોય એની શી ગતિ થાય? આ પ્રશ્નના ઉત્તરમાં એઓ કહે છે કે જેણે ઉન્નતીકરણ ન કર્યું હોય એની બેમાંથી એક ગતિ થાય કાં તો (૧) એની ગર્ભપાત જેવી દશા થાય, અથવા (૨) કોઈ વિકૃત, સડીને બગડી ગયેલી એવી જઘન્ય દશા થાય.

પ્રથમ વિકલ્પમાં કહેલો ચૈતન્યતંત્રનો ગર્ભપાત, એટલે એ જીવનવ્યક્તિનું પ્રકૃતિમાતાના ઉદરમાંથી અવિકસિત દશામાં નિષ્ક્રમણ પોતાના તત્ત્વજ્ઞાનગ્રાહક શ્લોકોમાં પણ એમણે **મનોગર્ભપાત** શબ્દનો પ્રયોગ કર્યો છે, અને કહ્યું છે કે **મનોનાશવાર્તા મનો ગર્ભપાત** —અર્થાત્, મનના નાશની વાતનો અર્થ મનનો ગર્ભપાત, મનનો અવિકસિત દશામાં નિર્ગમ, એવો એઓ કરે છે એનું તાત્પર્ય એ સમજવાનું છે કે ગર્ભપાત એ વિનાશ—આત્યન્તિક વિનાશ—નથી, ભવની કેડીએ અથવા અન્ય માર્ગે નવેસર વિકાસનો આરંભ કરવાનો અવકાશ છે.

અહીં ગોવર્ધનરામની સમક્ષ અન્ય પ્રશ્ન આવીને ઊભો રહે છે.

પોતે મરણોત્તર ઉચ્ચત્તર જીવન માટે પર્યાપ્ત વિકાસ સાધી શકયા છે. માનવતાર્થે પોતે કરેલા ત્યાગથી, ઉત્સર્ગથી, પોતાની લક્ષ્યસિદ્ધિ થશે એવો એમને આત્મપ્રત્યય છે; પણ પોતાનો એ ઉત્સર્ગ એટલે પરમાં સ્વનું સમર્પણ અને વિલયન. જો ઉત્સર્ગસિદ્ધિથી પણ જીવન-વ્યક્તિનો વિલય હોય, તો ગર્ભપાત અને ઉત્સર્ગ, અથવા સમર્પણ તથા વિલયન, એ બે વચ્ચે, વૈયક્તિક જીવનના મરણોત્તર અસ્તિત્વ પરત્વે, તફાવત શો રહ્યો?

આ પ્રશ્નનો, પોતાનું સમાધાન થાય તેવો, ઉત્તર તેઓ આ પ્રકારે આપે છે. ઉત્સર્ગ–સિદ્ધિ અને ગર્ભપાત વચ્ચે તફાવત તો છે, કારણ કે જે ચૈતન્યતંત્રનો ગર્ભપાત થાય તે ચૈતન્યશૂન્ય દશાને પામીને પોતાની આજુબાજુનાં અચેતન તત્ત્વમાં મિશ્ર થાય છે; પણ જે ચૈતન્યતંત્રે ઉત્સર્ગસિદ્ધિ કરી હોય તેને એની આજુબાજુનાં ચેતન-તત્વો સૂક્ષ્મ પ્રકારે, પોતાનામાં સમાવી લે છે.

આટલું ભેદ-દર્શન કર્યા પછી પણ વૈયક્તિક અસ્તિત્વ પરત્વે તો પ્રશ્ન ઊભો જ રહે છે: ઉત્સર્ગસિદ્ધિ અને ગર્ભપાત વચ્ચે ઉપર જણાવેલો તફાવત માન્ય રાખીએ તો પણ બંને દશામાં જીવ–વ્યક્તિનું વૈયક્તિક અસ્તિત્વ રહેતું નથી એ સમાનતા છે. તો પછી આ મુદ્દા પરત્વે બેમાં તફાવત ક્યાં રહ્યો?

ગોવર્ધનરામ આ બે દશા વચ્ચે તફાવત છે એમ માને છે અને એ તફાવત તેઓ આ પ્રકારનો જણાવે છે: જે મહેચ્છાએ જીવવ્યક્તિનો આરંભ ઇચ્છ્યો એણે એ જીવવ્યક્તિની યથાશક્ય ઉત્સર્ગસિદ્ધિ પણ ઇચ્છી છે. જીવવ્યક્તિએ અંતે પોતાનો વિકાસક્રમ પૂર્ણ કરવો જ પડે, અને જ્યાં સુધી એ ઉત્સર્ગસિદ્ધિ અર્થાત્ સમર્પણ દ્વારા સિદ્ધિ ન સાધે ત્યાં સુધી એ વિકાસક્રમ પૂર્ણ ન થાય. આ કારણે જે જીવનવ્યક્તિની દશા ગર્ભપાતતુલ્ય થાય, જેનું પોતાનો પૂર્ણ વિકાસ થયા પહેલાં પતન થાય, તેણે મૂળ સરણિએ અથવા અન્યમાર્ગે વિકાસક્રમનો પુનર્ આરંભ કરવો પડે, અને છેક ઉત્સર્ગસિદ્ધિ થાય ત્યાં સુધી વિકાસક્રમ ચાલુ રાખવો જ પડે. પતન પામેલા જીવે પુનરુત્થાન કરવું પડે અને વિકાસોન્મુખ બનવું પડે.

પરંતુ જે જીવે પોતાનું કાર્ય પૂર્ણ કર્યું છે, એ જીવને ઉત્સર્ગ

સિદ્ધિ આપડી છે એ જીવની-મહેચ્છાના એ એક ઇચ્છાબિંદુની-ઇચ્છાઓના જે પરિણામે ઉપજ્યા, એને કે એની ઇચ્છાશક્તિ અથવા સંકલ્પશક્તિના પ્રભાવે જ ક્રિયાઓ થઈ અને એના જે પરિણામો ઉપજ્યા, તે એ જીવના ઉત્સર્ગયોગને લીધે (સમર્પણને લીધે) આજુબાજુમાં સમર્પિત થયા છે, સંક્રાન્ત થયા છે, અને ત્યાં એ પરિણામો અન્ય અવિકસિત - પતન પામેલી જીવ-વ્યક્તિઓના વિકાસમાં અને ઉદ્ધારમાં ઉપયુક્ત થાય છે અને જેવી ઇચ્છાના તથા તત્પ્રેરિત કાર્યોના પરિણામો આ પ્રમાણે અન્યહિતમાં ઉપયુક્ત થવા લાગ્યા છે એ જીવ વ્યક્તિ ઉત્સર્ગસિદ્ધિ પામીને, કૃતકૃત્ય બનીને, મુક્ત બને છે અને સૃષ્ટિસર્જનનું કાર્ય સમાપ્ત થયા પછી ભગવાન નારાયણ શેષ ઉપર શયન કરે છે અને શાશ્વતસૌન્દર્યશ્રીનું-લક્ષ્મીનું -મધુર પ્રણયગીત સાંભળે છે તે પ્રમાણે આ ઉત્સર્ગસિદ્ધિ જીવ કૃતકૃત્યતાના પરમાનંદમાં શયન કરે છે, જાગ્રત શયન કરે છે

ગોવર્ધનરામ કહે છે શેષ એટલે relativity નો, સંસાર વ્યવહારની અન્યોન્ય સાપેક્ષતાનો અથવા પરસ્પરાપેક્ષ વ્યવહાર-દશાનો, અવરોધ એને સહસ્ર-અનન્ત-શીર્ષો છે, સ્થળમાળરૂપ સહસ્ર જિહ્વાઓ છે જે જીવાણુઓ-વ્યક્તિ-જીવો-અકૃતકૃત્ય અને અસિદ્ધ છે તેઓને એ શેષના મસ્તક ઉપર ફર્યા કરવું પડે છે

આ પ્રકરણનું-જેમાંથી આ વિષય લીધો છે એ દુર્બોધ પરિચ્છેદનું-સમાપન કરતા ગોવર્ધનરામ આવા આત્મનિષ્ઠ, આત્મવિશ્વસ્ત, ઊર્મિભર વચનો ઉચ્ચારે છે – "I am indifferent whether death brings other life or not it is enough if I can consume myself, relieve myself The Great Will is at my Ego-point, I see it I feel it, I am it, and what I have willed I shall work out to its end I am propelled by the ordinary and extraordinary Teeth of the Will in some resultant direction My Sabbath Day must come I must ride the Shesha and of my Ego-point I shall say – "न च पुनरावर्तते न च पुनरावर्तते।" =S B II p 145

ગોવર્ધનરામના આ વચનમાં પોતાના તત્ત્વદર્શનમાં, પોતાના એ

અનુસારના જીવનકાર્યમા, પોતાની ઇચ્છાશક્તિમા અને પરમતત્ત્વગત મહેચ્છામા પૂર્ણ, દઢ, અચલ શ્રદ્ધા વ્યક્ત થાય છે, સગુણભક્તિ કરનારા ભક્તોના જેવી આર્દ્ર અવિચલ ભક્તિનો તથા પોતાની કૃતિ અને એના ફલોદય માટે પોતાને જ જવાબદાર માનતા કઠોર અક્ષોભ્ય પુરુષાર્થનો સમન્વય પ્રતીત થાય છે, અને એ દ્વારા મૃદુહૃદય છના દઢચિત્ત કર્મયોગીના દર્શન થાય છે

**પુનર્જન્મ વિશે :**

જીવ-વ્યક્તિના ચતન્યમય, મનોત્તર, અસ્તિત્વની સાથે સબધ રાખનારો પ્રશ્ન છે પુનર્જન્મનો આપણો જે પ્રસિદ્ધ પુનર્જન્મનો સિદ્ધાત છે-અથવા અભ્યુપગમ છે-એની એમણે પરીક્ષા કરી છે એ પરીક્ષાને અગે એમણે એ બહુમાન્ય સિદ્ધાતના અતર્ગત પાચ અભ્યુપગમો આ પ્રમાણે તારવ્યા છે, અને તપાસ્યા છે.

(૧) ભૌતિકદેહ અને ચેતન્યતત્રની ભિન્નતા,

(૨) એના દેહ અને આત્મા એવા નામ,

(૩) દેહપ્રાપ્તિ પૂર્વે અને દેહનાશ પછી આત્માનુ અસ્તિત્વ;

(૪) પ્રત્યેક જન્મે આત્મા જ દેહનુ જીવનદાયક તત્ત્વ છે, અને આત્મા પ્રત્યેક પુનર્જન્મે ભિન્ન દેહાકાર ધારે છે એ માન્યતા,

(૫) મુક્તિ પામ્યા પહેલા બ્રહ્મથી અલગ રહેલો જીવ મુક્તિ પછી બ્રહ્મમા એકરૂપ બની જાય છે એવી કલ્પના

આ અભ્યુપગમો વિશે પોતે કહે છે કે દેહ અને આત્માનો ભેદ અગોચર છે પણ એ સ્પષ્ટ રીતે નિરૂપાયો નથી આત્માનુ-ચૈતન્યતત્રનુ-દેહની ઉત્પત્તિ પહેલા અસ્તિત્વ હતુ એ પ્રમાણોથી સિદ્ધ થઈ શકે એમ નથી, એવા સાધક પ્રમાણો નથી ચેતન્યતત્ર ભૌતિક દેહમાથી ઉદ્ભવે છે, પ્રકટે છે આત્મા દેહને જીવન અર્પે છે એમ નહિ, ઊલટુ ચેતન્યતત્રના ચેતનનો ઉદ્ભવ દેહમાથી થાય છે દેહનો નાશ થયા પછી આત્મા હોય એમા શકાકારણ નથી, પણ દેહમાથી એ પોતાના ચૈતન્યને પ્રાપ્ત કરે તે પછી, દેહ નિસત્ત્વ નિરુપયોગી બની જાય ત્યારે તો આત્મા, ઉત્સર્ગસિદ્ધિ પામ્યો હોય તો, અન્ય **પૂર્વનિર્માણ** દેહ અને ચૈતન્યતત્રમા જઈને રહેશે એ ક્રમે જે મુક્ત થાય છે તે મહેચ્છાનુ જીવ-વ્યક્તિરૂપ બિદુ કે અણુ, ચેતન્યતત્રાધિષ્ઠાતા આત્મા નહિ હા, ચેતન્યતત્રનો અધિષ્ઠાતા-આત્મા શ્વાસ શ્વાસના

જીવ-વ્યક્તિ અણુઓમાં મગ્ન થશે, પણ જેણે મુક્તિ મેળવી છે એ જીવ-વ્યક્તિને મહેશ્વરમાં નિમગ્ન થવાપણું હોતુ નથી, કારણ કે એ એનાથી ભિન્ન જુદી થઈ જ નહોતી, પરંતુ ઇચ્છાની અને શક્તિની તાદાત્મ્યસિદ્ધિને લીધે એ જીવ-વ્યક્તિ મહેશ્વરથી અભિન્ન જ હતી

વિશેષમાં એઓ કહે છે કે લક્ષ્ય અથવા Patent અવસ્થામાં રહેલ પ્રત્યેક જીવવ્યક્તિ આ મર્યામાં ચાલી રહેના લક્ષ્યયજ્ઞમાં પોતાના દેહની અને ચૈતન્યતત્ત્વની આહુતિ અર્પી દે છે, અને ત્યારે એ જીવ-વ્યક્તિ ફરી Latent અથવા અલક્ષ્ય અવસ્થાને પ્રાપ્ત કરે છે

પુરુષસૂક્તના **अत्यतिष्ठद् दशांगुलम्** એ વચનમાં આ અલક્ષ્યનો નિર્દેશ થયો છે એમ ગોવર્ધનરામ માને છે એમાં પુરુષને વિશ્વથી અવિકૃત કહ્યો છે, અને લક્ષ્ય વિશ્વથી અતિશાયી એ અધિકતર અંશ એટલે આ અલક્ષ્ય

મને લાગે છે ગોવર્ધનરામની પુનર્જન્મની આ મીમાંસા એમનો પોતાનો નિશ્ચિત મત રજૂ કરનારી ન ગણાય પણ માત્ર શંકાસ્થાનો અને વિચારણીય તત્ત્વો ઉપસ્થિત કરનારી ગણાય એનું મહત્ત્વ એ છે કે એમાં બહુમાન્ય કે સર્વમાન્ય બનીને સિદ્ધાંતની દૃઢ કક્ષાએ પહોંચેલા મનાતા અભ્યુપગમોની પણ સ્વતંત્રબુદ્ધિથી પરીક્ષા આરંભવા જેટલી, અંતિમ તત્ત્વની અને પારમાર્થિક સત્યની પૂર્વગ્રહથી મુક્ત અને વિશુદ્ધ જિજ્ઞાસા ગોવર્ધનરામભાઈ વ્યક્ત કરે છે

**ગોવર્ધનરામ અને શોપનહૌર**

ગોવર્ધનરામનો Will-Force નો-The Great Will અને The Great Force નો-સિદ્ધાંત ૧૮૮૧-૮૨માં ઘડાઈ ચૂક્યો હતો એવું એમની તા ૧ લી માર્ચ ૧૮૮૭ ના દિનની નોંધથી સ્પષ્ટ જણાય છે ત્યાર પછી, એટલે કે આ નોંધને દિવસે, શોપનહૌરનો Will Force નો સિદ્ધાંત "વેદાન્તસાર"ની એક આવૃત્તિની સંપાદકલિખિત પ્રસ્તાવનામાં અચાનક, પહેલી જ વાર, એમની નજરે પડ્યો શોપનહૌરનો ગ્રંથ પોતે વાંચવા ધારેલા ગ્રંથોની નામાવલિમાં નોંધાયો હતો પણ ત્યાર સુધી એમના વાંચવામાં આવ્યો ન હતો એથી પોતાના અને શોપનહૌરના અભ્યુપગમો વચ્ચે કંઈક સામ્ય

જણાયું ત્યારે એમને આશ્ચર્ય થયું. એ સામ્ય માત્ર આકસ્મિક યોગ હતો એ જણાવતું ગોવર્ધનરામનું વચન આ છે: "At page x of the preface of the book, I find an account of Schopenhaure's theory of Will Force-a theory I learn for the first time to have occurred to any other brain than mine." અર્થાત્ ગોવર્ધનરામનું પરમતત્ત્વનું આ પ્રકારનું દર્શન સ્વતંત્ર હતું, એ એમને અન્યાય ન થાય એ ખાતર અહીં નોંધું છું. એ જર્મનીનો તત્ત્વચિંતક આપણાં તત્ત્વજ્ઞાનવિષયક દર્શનોથી પરિચિત હતો એથી એની કલ્પનામાં આપણા આ ભારતીય તત્ત્વચિંતનપરાયણ મેધાવી બ્રાહ્મણની કલ્પના સાથે સામ્ય આકસ્મિક રીતે આવે એમાં આશ્ચર્યકારણ કંઈ હોય તો એ જ કે વેદકાલથી ચાલી આવેલી ઋષિપરંપરામાં, બ્રહ્મ્યો, વેદ-ઉપનિષદાદિથી ગુંજતા વાતાવરણમાં ઊછરેલો એક ભારતીય પંડિત પણ એ પરંપરાથી મુક્ત થઈને સ્વતંત્ર મીમાંસાસરણિએ ચાલ્યો હતો. મનઃસુખરામ જેવા પરંપરાગત સિદ્ધાંતોને સ્વીકારનારા પ્રણાલિકાભક્ત વડીલની છાયામાં ઊછરેલા, એ વડીલ પ્રતિ પૂજ્યબુદ્ધિ રાખનારા ગોવર્ધનરામ તત્ત્વનિર્ણયના ક્ષેત્રમાં એમના પ્રભાવથી મુક્ત રહ્યા હતા, પોતાની બુદ્ધિની સ્વતંત્રતાને અમૂલ્ય માનીને જાળવી રહ્યા હતા, એ તો સર્વવિદિત છે; અને એ બુદ્ધિસ્વાતંત્ર્યે ઉદ્ભવાવેલા એમના વિચારો એમની કૃતિઓમાં સંગ્રહાયેલા પ્રસિદ્ધ છે.

### બુદ્ધિયોગ અને સમદર્શિતા
### વિચારનિષ્ઠ તેટલી જ આચારનિષ્ઠ

જેમના તત્ત્વજ્ઞાનનું લક્ષ્ય કેવળ આત્મકલ્યાણ નહોતું પણ લોકકલ્યાણ હતું, જેઓ ઉત્સર્ગસિદ્ધિને-સ્વસમર્પણ દ્વારા સાંપડતી કૃતકૃત્યતાને—પરમ નિઃશ્રેયસ માનનારા હતા, એ ગોવર્ધનરામભાઈ પ્રાપ્ત કર્તવ્યની ઉપેક્ષા કરીને નિષ્ક્રિય સંન્યાસને : પનાવે એવા શુષ્ક વેદાન્તી નહોતા. ઉત્સર્ગસિદ્ધિના તત્ત્વજ્ઞાનમાંથી—Philosophy of Consumptionમાંથી-જીપજેલો એમનો બુદ્ધિયોગ સર્વસ્વસમર્પણમય હતો, રાગદ્વેષથી પર બનેલી સ્થિતપ્રજ્ઞતારૂપ હતો. મહેચ્છાને-પરમાત્માની ઇચ્છાને-અનુકૂળ થનારા, અને સુખદુઃખમાં સરખી શાન્તિથી વધાવી લેનારા ગોવર્ધનરામનું ચિત્ત સંસારને વીસરીને પ્રભુનિમગ્ન ન બનતું, પણ સ્વજનોના સર્વજનોના હિતના ચિંતન-આચરણમાં નિમગ્ન

રહેતુ. એમણે વિશિષ્ટ મનોદશા કેળવી હતી, દૃઢ કરી હતી એ મનોદશામા કાવ્ય હતુ, તત્ત્વજ્ઞાન હતુ, સમારકાર્યનો ઉત્સાહ પણ હતો. એમની મનોદશામાના આ તત્ત્વો અલગ અલગ નહોતા, ભિન્નભિન્ન સમયે કે સ્થળે ઉપાસનાના નહોતા, પણ સમન્વય પામીને, એમના વિચારમા અને આચારમા એક પ બનાને, અનત પ્રકાશતા હતા.

મુદ્રિત ગ્રેપ્ફ્રેણુના બીજા ગ્રથમા, પૃષ્ઠ ૮૫ અને ૮૬ ઉપર, તા ૧૬મી ઑગસ્ટ ૧૮૮૬ને દિને કરેલી એમની આ નોધ એમના આ માનસને વ્યક્ત કરે છે એ નોધ શરૂ થાય છે આ પ્રશ્નથી

"What is the condition of the mind to be striven after? Poetry? Philosophy? World? or a mixture of all these?" અને એ નોધ સમાપ્ત થાય છે આ વચનોથી: "The Strength and Power, the Coolness and Ease, the Beauty and Blessing, the Nobleness and Sweetness, the Greatness and Security which are aspired to by the highest ideals of Poetry, can only be tested and attained in practice by Philosophy, with an 'If' present in either case This, to my mind is the point towards which Poetry and Philosophy, Ethics and Religion, must eventually converge, and in Ethics I include the World in all its aspects

Need I say that my vision of the Philosophy of Consumption, with all its imperfections, reaches this very point? I do not mind if I am partial to this Philosophy which has given me my Heaven on Earth"

આવો, પૃથ્વી ઉપર સ્વર્ગ માણનારો, કાવ્ય-તત્ત્વજ્ઞાન-સસાર ત્રણેનેય સમન્વિત કરનારો-એક કરનારો, એમનો બુદ્ધિયોગ હતો.

આ બુદ્ધિયોગને અચલ કરનારી હતી એમની સમદૃષ્ટિની ભૂમિકા દુર્બોધ જણાતી આ નોધ વાચશો અને એમાની વિચાર-સરણિને અનુસરશો તો એમની આ સમદર્શિતાનુ દર્શન થશે એ સમદર્શિતાએ-અથવા તો સારદર્શિતાએ-જુદા જુદા isms માં જુદા જુદા પથતત્ત્વો પારખ્યા છે ક્રિશ્ચિયનિટીમા એને તત્ત્વજ્ઞાનથી વિશેષ પ્રમાણમા કાવ્યમય જીવન દેખાયુ છે, વેદાન્તમા પ્રખર

તત્ત્વજ્ઞાન પરખાયું છે; મહમ્મદ પયગંબરના જીવનમાં કાવ્ય ઉપરાંત ઉત્સાહવેગની ઝાંખી થઈ છે; જૉન સ્ટુઅર્ટ મિલના અને Utilitarians ના વ્યવહારનીતિના સિદ્ધાંતોમાં શાણી સંસારદષ્ટિ અને વૈજ્ઞાનિક તત્ત્વાન્વેષણના આકારમાં કાવ્યમયતા જણાઈ છે. અર્થાત્ માનવના માનસને ઘડવાકેળવવાને રચાયેલી સર્વ યોજનામાં કવિતાનો કે તત્ત્વજ્ઞાનનો કે 'સંસાર દષ્ટિ'નો કે એમાંથી બે અથવા અધિકનો અંતર્ભાવ થયેલો ગોવર્ધનરામની સારગ્રાહિણી દષ્ટિને દેખાયો છે. અને આ પ્રત્યેક તત્ત્વની, પોતપોતાને યોગ્ય સ્થાને અને સમયે, એક અથવા અન્ય પ્રકારની ઉપયોગિતા તથા આવશ્યકતા સ્વીકારી છે. એઓ કહે છે કે સાધ્ય સાધનનો નિર્ણય કરવામાં વેદાન્ત જેવા બુદ્ધિવાદની આવશ્યકતા છે; સાધ્યનો નિશ્ચય થયા પછી એની સિદ્ધિના વ્યાવહારિક માર્ગો સૂચવવામાં Socialism અને એવા લૌકિકવાદ ઉપયોગી છે; એ સાધ્યની સિદ્ધિને અભિમુખ રહે એવી ભાવમયતા, સાધ્યને સિદ્ધ કરવામાં ઉત્સાહિત રહે એવી આદર્શભક્તિ, એ સાધ્યનાં સાધનોને રુચિકર બનાવે એવી ભાવપ્રવણ કલામયતા પ્રેરવી અને પોષવી એ કાવ્યનો ધર્મ છે—કારણ કે કેવળ બુદ્ધિવાદ જે ન કરી શકે તે કાર્ય, સામાન્ય જનમાનસને ઉચ્ચલક્ષી કરવાનું કાર્ય, કવિતા કરી શકે છે.

જો માનસનો સંપૂર્ણ સર્વદેશીય વિકાસ કરવો હોય, પરિસ્થિતિને પારખે અને પહોંચી વળે એવી શક્તિ કેળવવી હોય અને પોતાના "શાશ્વતસુખ" ને સમજે અને મેળવી શકે એવી બુદ્ધિ ખીલવવી હોય, તો ઉપર ગણેલાં તત્ત્વોમાંથી એકેયની ઉપેક્ષા કરવી ન પાલવે એવું આ નોંધમાં ગોવર્ધનરામભાઈનું વિધાન છે. અને એમાં એમણે ચેતવણી આપી છે કે આવો સર્વાંગીણ મનોવિકાસ નહિ સધાય તો માનવની અવદશા થશે; માનવ દુઃખ સામે તથા વિષમ પરિસ્થિતિના ત્રાસજનક પ્રભાવ સામે અસહાય બનશે—પશુ જેવો અધોમુખ અને અસંસ્કારી, રસ્તે ચાલનારના ચરણમાં અટવાતા જંતુઓ જેવો ક્ષુદ્ર, અનિપરિશ્રમે ભૂમિ ઉપર પેટ ઘસડીને ચાલતા સાપ જેવો કર્દમપતિત.

આ લેખમાં સૂચવાઈ છે તે ઉચ્ચ માનસભૂમિકાએ ગોવર્ધનરામે અનાયાસ આરોહણ કર્યું હતું. લોકહિતવાંછુ કર્મપરાયણતા; પરિસ્થિતિથી પરાજિત ન થનારી દઢતા અને નિર્ભયતા; આદર્શનું

નિર્માણ કરનારી સંવેદનશીલ હૃદયની કાવ્યમય ભવ્યતા અને કોમલતા; હૃદયનાં સૂચનોને કસી જોનારી, સત્યને પારખીને વ્યવહારમાં આચરનારી, તત્ત્વજ્ઞાનીનો બુદ્ધિયોગ સહજ કરનારી સમત્વયુક્ત સ્થિતપ્રજ્ઞતા; આવી હતી ગોવર્ધનરામની બુદ્ધિની અને એમના હૃદયની સત્ત્વસંપત્તિ. એમના, બુદ્ધિના તથા હૃદયના સહકારને તથા અન્યોન્યાશ્રયને જાળવનારા, માનસને અનુલક્ષીને જ મે સ્ક્રેપબુકના પ્રથમ ગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું છે કે:

"The head decides, but is not heedless of the heart's advice. Each question, whether professional, financial, social or domestic, is judged and decided after a remarkably patient weighing of the pros and cons in the scales both of **benevolent sentiment and austere reason.**"

### કાર્યાકાર્ય નિર્ણયની વિલક્ષણ રીત:

કાર્ય–અકાર્યના નિર્ણયમાં બુદ્ધિ અને હૃદય ઉભયનો ઉપયોગ કરનારા ગોવર્ધનરામભાઈ એકલા અંતઃકરણથી દોરવાય નહિ, દુષ્યંતની માફક **प्रमाणमन्तःकरणप्रवृत्तयः** કહીને કેવળ

અન્તઃકરણની પ્રેરણાને અનુવર્તે નહિ. એઓ તો જે વિષયમાં નિર્ણય કરવો હોય એના pros and cons ને, અનુકૂલ પક્ષના અને પ્રતિકૂલ પક્ષના મુદ્દાઓને તોળે—પ્રખર બુદ્ધિનાં અને સંવેદન–કોમલ હૃદયનાં બેવડાં ત્રાજવાંથી તોળે. એમની આ તોલન–પદ્ધતિએ એક વિલક્ષણ રીતનું રૂપ લીધું હતું. નિર્ણેય પ્રશ્નના ઉભયપક્ષીય સર્વ મુદ્દાઓને વીણીવીણીને તેઓ સામસામા નોંધતા; પછી પોતે નોંધેલા એ મુદ્દાઓમાંના પ્રત્યેકને એના મહત્ત્વ પ્રમાણે "માર્ક" આપતા અને લખતા; અને પછી 'તરફ'ના મુદ્દાઓના અને 'વિરુદ્ધ'ના મુદ્દાઓના માર્કનો સરવાળો કરતા, અને એ બને બાજુના સરવાળાઓને સરખાવતા. એમાં વળી ત્યાર સુધી ન વિચારાયેલી કોઈ બાબત હોય તે ખાતે થોડાક માર્ક ઉમેરતા કે બાદ કરતા. અને એ પ્રમાણે અનેક વાર કરી જોયા પછી, એમાં પાછળથી સૂઝેલા વિચાર પ્રમાણે ફેરફાર કરીને ફરીથી એ જ પદ્ધતિએ બને બાજુના આંક કાઢ્યા પછી, એ પ્રમાણે કયા પક્ષમાં માર્કનો સરવાળો વધારે થાય છે એ

જોઈને નિર્ણય કરતા નિર્ણય કરવો સહેલો ન હોય, મનનો દ્વૈધીભાવ થાય કાર્યાકાર્યનો માર્ગ તરત દેખાય નહિ, એવા પ્રશ્નો એમના જીવનમા અનેક વાર આવ્યા હતા નોકરી લેવી કે વકીલાતને વળગી રહેવુ નિવૃત્ત થવુ કે નહિ અને થવુ તો ક્યારે થવુ, લીલાવતીના લગ્ન લેવાય તેની સાથોસાથ જમુના લગન પણ કરવા કે ન કરવા– એવા અનેક પ્રશ્નોએ એમના નિર્ણય શોધતા ચિત્તને ચકડોળે ચડાવ્યુ હતુ અને આવા પ્રસગોએ, ઘણુ ખરુ, તેઓ ઉપર વર્ણવેલી માર્ક પદ્ધતિનો આશ્રય લેતા હતા જમુના લગનના પ્રશ્નનો નિર્ણય કરવામા એમણે આ રીતનો ઉપયોગ કર્યો હતો એવુ આ સ્ક્રેપબુકમા એમણે નોધ્યુ છે.

'Conscience has asked me to **decide by reason** and not sentiment I resort for solution to the same method as that by which I decided for professon against service, by assigning marks to the pros and cons of the matter'

S B II p 90.

આ વિલક્ષણ રીત જાણીને આપણને આશ્ચર્ય થાય માર્ક મૂકતા વખતે અગત રુચિ–અરુચિનુ તત્ત્વ પ્રવેશે કે નહિ એ શકાસ્પદ લાગે આ રીતનો નિર્ણય બુદ્ધિથી કરાયેલો નિર્ણય ગણાય કે નહિ એનો વિચાર કરવો રહે અને છતા એક વિશ્વવિખ્યાત મહાન વૈજ્ઞાનિક આ રીતનો ઉપયોગ કરતો હતો એ જાણીશુ તો આપણને જુદે કારણે જુદા પ્રકારનુ આશ્ચર્ય થશે એ વૈજ્ઞાનિક હતો ડાર્વિન. ડાર્વિનની આ નિર્ણયપદ્ધતિનુ–વર્ણન Newsweekમા આવેલુ તે Read r s Digestના ડિસેમ્બર ૧૯૫૮ના અકમા "Pros and Cons" એ શીર્ષક સાથે પ્રગટ થયુ હતુ તે અહી ઉતારુ છુ –

**PROS and CONS:**

When it came to the subject of marriage Charles Darwin attacked the problem in his usual scientific manner–deliberately, carefully marshalling all the facts,

This is the question" he wrote, and then, und r separate headings ('Marry" and 'Not Marry'), lis ted the pros and cons Eventually the pros (children,

home, charms of female chit-chat) outweighed the cons (terrible loss of time, cannot read in evenings if many children, forced to earn one's bread) and he summed up.

"Never mind, boy There is many a happy slave"

ઈંગ્લંડમા ડાર્વિન અને ભારતમા ગોવર્ધનરામ બને એક જ પ્રકારની વિલક્ષણ નિર્ણય-પદ્ધતિનો ઉપયોગ કરતા હતા એ ઘટના-સામ્ય આકસ્મિક હશે? કે ડાર્વિનની આ પદ્ધતિ ગોવર્ધનરામના જાણવામા આવી હશે? આ પ્રશ્નનો નિશ્ચય દુષ્કર છે—એ નિર્ણય કરવામા pros and cons ના માર્ક મૂકવા-ગણવાની રીત પણ કામની ન નીવડે ડાર્વિન ૧૮૦૯મા જન્મ્યો હતો, ૧૮૮૨મા મરણ પામ્યો હતો, અને ૧૮૪૦ના અરસામા પરણ્યો હતો

નિવૃત્ત થવુ કે નહિ, નિવૃત્તિ ક્યારે લેવી અને કયા રહીને ગાળવી, એ પ્રશ્નના નિર્ણયમા ગોવર્ધનરામે માર્ક પદ્ધતિનો ઉપયોગ કર્યો જણાતો નથી એ પ્રશ્નના તરફ-વિરુદ્ધના અનેક મુદ્દાઓ સ્ક્રેપબુકસમા નોધીને અનેક મહિનાઓ સુધી એની વિચારણા અને ચર્ચા લબાવી હતી, અને મન સુખરામની સલાહ ખાસ પૂછી હતી

**પિતૃભક્ત અને માતૃભક્ત પુત્ર: અતિથિપૂજક યજમાન**

ગોવર્ધનરામે માતાપિતાના મનોભાવને અનુકૂળ રહેવાનો પુત્ર ધર્મ આજીવન પાળ્યો હતો એમના તીર્થયાત્રા દેહમદિરચના આદિ સર્વ અભિલાષ પૂર્ણ કર્યા હતા મિલકતના ભાગ પાડવામા માતાની ઇચ્છાને સમાની હતી

પત્ની લલિતાગૌરીને એમણે કુટુબના સર્વજનોની સગવડ જાળવવાની, સેવા કરવાની ઇચ્છાઓ પૂર્ણ કરવાની, પ્રકૃતિ નભાવી લેવાની, નિદા સહી લેવાની, ક્ષતિઓ ઉવેખવાની અને આપને વધાવી લેવાની તાલીમ આપી હતી પોતે અને પત્ની એ બે તો યજમાન અને કુટુબીજનો એમના અતિથિઓ એવી-'સરસ્વતીચદ્રમા નિરૂપેલી-આતિથ્યધર્મની ભાવના આ દપતીએ પૂર્ણત પાળી હતી એ સાથેસાથ પતિ ગોવર્ધનરામ પત્ની લલિતાગૌરીની સગવડ અગવડનો ખ્યાલ રાખતા હતા એમના સહજ-સ્નેહલ હૃદય માટે બીજુ શક્ય જ નહોતુ પણ એમના સ્નેહના ભાગીદાર ઘણા હતા અને

એ સર્વને એમણે સમાન સ્નેહ આપ્યો હતો, કદી કોઈ ને કોઈ પ્રકારે પક્ષપાત નહોતો થવા-લાગવા દીધો એવી નિ શક પ્રતીતિ આ સ્ક્રેપબુકસ આપણને કરાવે છે કેટલાક સ્વજનો એમના આ નિષ્પક્ષપાત સ્નેહની કદર નહોતા કરી શકયા કા તો હકીકતના પૂર્ણજ્ઞાનને અભાવે, અથવા તો પોતાની જ સર્વોપરિ અધિકાર ભોગવવાની ઈચ્છા અપૂર્ણ રહી તે કારણે એ સ્વજનો ગોવર્ધનરામની સમદર્શિતાને ખરા સ્વરૂપમા સમજી શક્યા નહોતા એ પણ એ સ્ક્રેપબુકસમાની નોંધો બતાવી આપે છે

મોટા કુટુબમાની ગુણવાળી અને ગુણગ્રાહિણી વ્યક્તિઓના વાણીવર્તનમા પણ પરસ્પરવિરુદ્ધ હિતના સઘર્ષને પ્રસગે, સૌજન્યનો સમાદર ઓછો થાય એવુ બને સ્વહિતની અતિશય ચિતા પરહિતની અવજ્ઞામા પરિણમે એવુ બને પ્રકૃતિના અનિષ્ટ તત્ત્વોને દબાવીને તથા સુતત્ત્વોને વિકસાવીને કેળવેલુ સૌજન્ય વિષમ સયોગોમા મન, વાણી અને વ્યવહારમ થી સરકી જાય એવુ પણ બને પણ સૌજન્યનો આદર સદાને માટે નષ્ટ થતો નથી એવી ગોવર્ધનરામને શ્રદ્ધા હતી અન્તરતાપને લીધે મનોદેહ ઉપર ફૂટી નીકળતો સ્ફોટક ઉપદ્રવ વાતાવરણમા શીતલતા પ્રસરવાથી અથવા શામક ઉપચાર થવાથી અથવા માનસિક પથ્યનુ અને સયમનુ સેવન થવાથી શમી જાય છે, મન પુન નિર્વિકાર સ્વાસ્થ્ય મેળવે છે, એવુ ઉદાહરથી ગોવર્ધનરામ માનતા તેથી વિષમપ્રસગના ઉપતાપે ઉપજાવેલી સ્વજનના ચિત્તની વિક્રયાને તત્કાળપૂરતી ઉપચારાર્થે અને વાતાવરણના સાધન ખાતર એઓ લક્ષમા અવશ્ય લેતા, પણ સદાકાળ મનમા સઘરી રાખતા નહિ

પણ એઓ માણસની અને એના સ્વભાવની પરીક્ષા કરતા, સ્વભાવગત વિવિધ તત્ત્વોનુ પૃથક્કરણ કરતા ગુણદોષની અને વિશિષ્ટતા -વિલક્ષણતાની તારવણી કરતા અન્યના અને પોતાના સ્વભાવના પૃથક્કરણો એમણે સ્ક્રેપબુકમા નોધ્યા છે માનવ પ્રકૃતિની આવી ઊડી પરખ એમને હતી, પણ પોતે પારખેલા ગુણદોષમાથી એમનુ ગુણગ્રાહી, કૃતજ્ઞ, ઉદાર હૃદય ગુણોને તારવી લેતુ, ઉદારદર્શનાથી સ્મરણમા રાખતુ, સ્નેહલતાથી સગ્રહી રાખતુ આના નમૂના સ્ક્રેપબુકમા નોંધેલા મનસુખરામભાઈના માનસની પૃથક્કિયામા, અને પિતાને,

માતાને તથા સાસુને મરણ પ્રસંગે અર્પેલી સ્નેહાર્દ્ર અંજલિઓમાં, રહ્યા છે. એ અંજલિઓ કેવળ ઔપચારિક નિવાપાંજલિઓ નથી, વિશુદ્ધ હૃદ્યભાવની અંજલિઓ છે, પ્રકાશનાર્થે રચેલી પ્રશસ્તિઓ નથી, મનનપરાયણ ચિત્તની સ્વગતોક્તિઓ છે. અહીં તો એમાંથી વાનગી તરીકે છૂટક વચનો ટાકું છું.

પિતા વિશે લખ્યું છે "A kindliest soul who loved his family with anxiety and unrest, and thought or dreamed no evil to his enemies-nay, aspired to do them good"

માતા માટે લખ્યું છે "A cloudless clear intellect + + a prudence and discreetness that never failed her in the most trying ordeals + + A lion s heart in hours of peril, a strong and stout will whose power was able to make her give up all her best and strongest and oldest ways, and to adopt the newest conclusions of her reason"

સાસુ માટે લખ્યું છે "Intellectually child-like with a child-like simplicity + + full of affection for and genuine love for the nearest ones, and beneficence for the remote ones, + + + knowing no self + + It is to such a mother-in law that with deep gratitude I owe the greatest and the best virtues of my wife"

વિસ્તૃત નોંધોમાંથી લઈને ટાંકેલાં આ અલ્પ વચનોમાં પણ પ્રત્યેક વ્યક્તિનું વિશદ, વિશિષ્ટ, વ્યક્તિત્વ ઊપસી આવે છે એ લક્ષ્યયોગ્ય છે.

આત્મનિરીક્ષણ :

ગોવર્ધનરામનું મનન અને પૃથક્કરણ અન્ય વ્યક્તિઓ વિશે જ છે, બાહ્ય ઘટનાઓ વિશે જ છે, એવું નથી એઓ આત્મનિરીક્ષણ પણ કરે છે, અને આત્મનિરીક્ષણની ક્ષણે એઓ જાણે કોઈ પરનું નિરીક્ષણ કરતા હોય તેવી objectivity–વિષયપરતા–અને તટસ્થતા જાળવી રહે છે સ્ક્રેપબુકના ૧૮૮૮થી ૧૮૯૪ના વર્ષોને આવરતા પ્રથમ ગ્રંથમાં પૃ ૧૦૩ ઉપર તા ૨૯ માર્ચ ૧૮૯૨ને રોજ કરેલી નોંધનો

વિષય છે "My Temper" જેમાં એ જણાવે છે કે સાધારણ રીતે શાન્ત અને પ્રસન્ન રહેતી એમની પ્રકૃતિ પ્રસંગે ક્ષુબ્ધ બને છે, એ ક્ષોભ ક્ષણિક હોય છે અને વધારે વખત ટકે તો તેઓ એને પોતાના અસ્વાસ્થ્યનુ કે વિષમ સંયોગોનુ પરિણામ માને છે આ ક્ષોભશીલતાનુ તેઓ દૂર રહીને, તટસ્થ બનીને, પરીક્ષણ કરે છે, અને એને પ્રકૃતિના નખરાં ગણીને અવગણીને પોતે એના તટસ્થ, અવિચલિત, સાક્ષી બની રહે એવો નિશ્ચય કરે છે.

બીજી આત્મલક્ષી નોંધ એ જ ગ્રંથને ૧૭૭મે પૃષ્ઠે, તા. ૨૯ ઑગસ્ટ ૧૮૯૩ને રોજ કરેલી છે. એનો વિષય છે "My Own Idiosyncrasies." એમા એમણે તટસ્થ રીતે પોતાની બુદ્ધિની, પોતાની તર્કસરણિની, પોતાની કલ્પનાશક્તિની વિલક્ષણતાઓ અને મર્યાદાઓ પારખી છે, પોતાની મનોવૃત્તિઓ અને લાગણીઓ તત્ત્વજ્ઞાનના પ્રભાવે અંકુશમા આવી છે એ નોંધે છે, અને, કીર્તિની સ્પૃહા, ધન ખાતર ધનની લિપ્સા, આક્ષેપ અને નિંદા સાંભળવાને અવસરે વ્યક્ત થતી સંવેદનશીલતા, એ વૃત્તિઓના શમનનો તથા બાષ્પવત્ વિલયનનો પોતે સંતોષ અનુભવે છે, અને પોતાની કર્તવ્યભાવના જળવાઈ રહે, શાન્તિ અને સ્વસ્થતા અનુભવવાની ઇચ્છા પૂર્ણ થાય, ગમે તેવા પરિશ્રમ અને પરિક્ષોભને સહી લેવાની પોતાની તત્પરતા અન્યૂન રહે, એવી મન કામના વ્યક્ત કરે છે

**ક્વચિત્ કોમલ, ક્વચિત્ કઠોર—પણ બહુધા દૃઢ**

ભવભૂતિએ લોકોત્તર મહાનુભાવોના ચિત્તની, કુસુમથી પણ વધારે મૃદુ અને વજ્રથી પણ વધારે કઠોર, એની સહેલાઈથી ન સમજી શકાય એવી વિરુદ્ધધર્મતાનો નિર્દેશ કર્યો છે ગોવર્ધનરામમા લોકોત્તર તત્ત્વ હતુ, અને પરસ્પર વિરુદ્ધ એવા ધર્મોનુ સહઅસ્તિત્વ પણ હતુ. એઓની પ્રકૃતિની એક કોટિએ કોમલતા હતી, પણ સામી કોટિએ, સાધારણ રીતે, કઠોરતા નહોતી, દૃઢતા હતી સ્વજનસબધમા, માનવમાત્રના સબધમા એમની કોમલતા વ્યક્ત થતી, પણ પ્રતિકૂળ પરિસ્થિતિ સામે ઝૂઝવાને અથવા પોતે જેને અનિષ્ટ માન્યુ હોય તેના આક્રમણને અવરોધવાને પ્રસંગે એમની દૃઢતા પ્રકટ થતી. પોતામા રહેલા આ વિરોધી તત્ત્વોનુ એમણે પોતે દર્શન કર્યું છે અને આ વચનોમા નોંધ્યુ છે

'Curious part of my disposition this I have studied the secret wishes of individuals and compelled my judgment to yield to the duty of carrying them out So I obeyed mother's secret wishes in partition matters So I abandoned Cutch Commission + + where I was an unwelcome guest in the heart of the Diwan of Cutch There I yielded to the compulsion of other people's wishes But to the compulsion of circumstances I have, foolishly or madly, a great disinclination to yield + + That disposition makes unpalatable the idea of being compelled by fear of the plague, though, if the interest and wishes of my people forced me, I would hail the same retirement. Such is the curious part of my disposition,'

S B II. p 104.

અન્ય સબધીજનોની ઇચ્છાને અનુકૂલ થવામા જણાતી એમની આ મૃદુતા, અને જ્યા અન્યજનની ઇચ્છાઅનિચ્છાનો પ્રશ્ન જ ન હોય પરતુ માત્ર પરિસ્થિતિના અણગમતા દબાણ સામે થવામા પોતાના જ ચિત્તનો પ્રશ્ન હોય ત્યા પ્રગટતી આ દૃઢતા, એ બને તત્ત્વોનો ઉદ્ભવ એક જ પ્રકૃતિગત બીજમાથી થયેલો આપણે સમજી લઈએ એ બીજ હતુ એમની Philosophy of Consumption, એમની સમર્પણની અને ત્યાગની ભાવના અન્યની ઇચ્છાને અનુકૂલ બને તેમા એમનો પોતાની રુચિનો કે ઇચ્છાનો કે કે દૃષ્ટિનો પરાર્થે ત્યાગ હતો પ્રતિકૂલ પરિસ્થિતિના દબાણની સામે દૃઢ રહે ત્યારે શ્રેયસને અર્થે પ્રેયસનો ત્યાગ કરતા

આ પ્રેયસના ત્યાગની પાછળ એમની બુદ્ધિની સ્થિરતા હતી અને એમનો બુદ્ધિવાદ એમનામા દૃઢતાની અગોચર કઠોરતાનો ભવભૂતિએ કહેલા મૃદુતાના પ્રતિયોગી ગુણનો—ઉત્પાદક બનતો આ કઠોરતાનો એમણે પોતે સ્વીકાર કર્યો છે

'Harsh hard reason be my only mode of life, and philosophy my goal If the snubbing of frailties mean pain and ordeal let that be so if happiness of

some kind, or even freedom from pain, be not attainable except by submitting to my frailties, let that happiness and that freedom go to dogs."

અર્થાત્ એમની અંગત જીવનનૌકાનું સુકાન એમણે પ્રખર બુદ્ધિને સોંપ્યું હતું.

**સ્વદેશ પ્રત્યેના કર્તવ્યની ભાવના : જ્ઞાનયજ્ઞ**

બુદ્ધિનિર્ણીત ધ્યેયને અને એને પહોંચવાના માર્ગને દૃઢતાથી વળગી રહેવું એવું આ ગોવર્ધનરામભાઈનું સ્વભાવલક્ષણ એમની સ્વદેશ પ્રત્યેના કર્તવ્યની આજીવન સેવેલી ભાવનાની ઉપાસનામાં પણ વ્યક્ત થાય છે.

એ અંગે પોતાનું કર્તવ્ય શું એ એમણે સ્ક્રેપબુક ગ્રંથમાં સ્પષ્ટ નોંધ્યું છે. (પૃ. ૨૪ અને પૃ. ૨૭-૩૧). એમણે પોતાનું દ્વિવિધ કર્તવ્ય આ પ્રમાણે નિશ્ચિત કર્યું હતું : (૧) અભ્યાસ (૨) સામાજિક શારીરિક, બૌદ્ધિક, નૈતિક ક્ષેત્રમાં નવસંસ્કરણ અને બલાધાન. અને એ કર્તવ્યને અંગે પોતાની કાર્યપદ્ધતિ પણ સ્પષ્ટ રીતે નિશ્ચિત અને મર્યાદિત કરી છે.

"To produce a particular event–be it a rebellion, or be it a political agitaton or a social reform effervescence–this is too little for my mind and aspirations" અને આ સબંધે પોતાને જ સંબોધીને એમણે કહ્યું છે :

"I have told you, Mr. Tripathi, that it is beyond your orbit to be a 'Public' man or a 'Citizen,' which you would be the moment you attempted to produce a particular event." એમનો કર્તવ્યપ્રદેશ એમણે આવો નક્કી કર્યો હતો : "I wish to produce, or see produced, not only this or that event, but a people who shall be higher and stronger than they are, who shall be better able to manage for themselves than is the present helpless generation of my educated and uneducated countrymen."

આવી પ્રજાને ઘડવી એ લક્ષ્યની સિદ્ધિમાં પ્રવૃત્ત થવા માટે એમણે શક્તિસંચય કર્યો, રાજ્યોની મોટા પગારની નોકરીઓ જતી

કરી, ૪૦ વર્ષના વય પછી જેમ બને તેમ જલદી નિવૃત્ત થવાનો નિશ્ચય કર્યો અને અનેક પ્રતિકૂલતાઓને અવગણીને ૧૮૯૮ ના ઓકટોબરમા અમલમા મૂકયો, અને એને પરિણામે આર્થિક મુશ્કેલી વેઠી

પ્રજાસસ્કરણ માટેના આ જ્ઞાનયજ્ઞની, એ ખાતર કરવાના અભ્યાસની, પહેલી આછી રૂપરેખા એમણે ૨૪-૨-૯૯ને દિને નોધી છે અને એનો વિસ્તાર ૨૨-૮-૯૯, ૧૯-૯-૯૯ અને ૧૭-૧૨-૯૯ ના દિનોએ કર્યો છે અને નોધ્યો છે વસ્તુત. પોતે કરવાના અભ્યાસની નોધ તો એમણે ૧-૧-૯૨ને રોજ કરી હતી, આ તે પછીની યોજના એમણે દેશસેવાની દૃષ્ટિથી વિસ્તારી છે

એ યોજનામા એમના અભ્યાસક્ષેત્રની વિવિધતા અને વિશાળતા આપણને આશ્ચર્યચકિત કરે એવી છે અહી એનુ દિગ્દર્શન કરીશુ. એમા નીચેના વિષયોનો સમાવેશ થાય છે

વિશ્વનો ઇતિહાસ—અનેક ઇતિહાસ ગ્રથો

ધર્મ—પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય સર્વ ધર્મો

વૈદિકસાહિત્ય, રામાયણ-મહાભારત બૌદ્ધદર્શન, ભક્તિમાર્ગ,. વિશ્વના ધર્મોની તુલના વિદેશીય સાહિત્ય—અગ્રેજી, અમેરિકન, ગ્રીક,. પશ્ચિમ યુરોપનુ

તત્ત્વદર્શનો—પૂર્વના અને પશ્ચિમના, પ્રાચીન-અર્વાચીન:

ભાષાઓ—સસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, એમના કાવ્યો અને સાહિત્ય સાથે,

કેળવણી પદ્ધતિ—સ્ત્રી, પુરુષ, બાળક, યુવાનને ઘેર, નિશાળમા અને વિદ્યાપીઠમા વધારે સારી કેળવણી આપવાની રીત

અને, જેનુ તો અહી દિગ્દર્શન જ કર્યુ તે એ વિસ્તીર્ણ નોધ કર્યા પછી ગોવર્ધનરામભાઈ ઉમેરે છે "No *more* after this" આપણને આશ્ચર્ય થાય કે હવે more બાકી રહ્યુ શુ ? ચીની, જપાની અરબી, ફારસી વગેરે ભાષાઓ ? શાસ્ત્રોમા જ્યોતિષનો અને આપણી તથા યુરોપીય શારીરવિદ્યાનો (Physiology અને Anatomy નો) અભ્યાસ એમણે કર્યો જ હતો એ તો સ્ક્રેપબુક ગ્રન્થ-૨ પૃષ્ઠ ૨૮૧ ઉપર અને ૭ મી સ્ક્રેપબુકમા એમણે નોધ્યુ છે

એમનુ તત્ત્વજ્ઞાન નિજ મોક્ષ માટે નહિ પણ જીવન-કૃતકૃત્ય કરતાં કરતાં ખપી જવા માટે હતું, તેમ એમનુ અધ્યયન विवादाय તો નહિ જ, પરંતુ કેવળ ज्ञानाय પણ નહોતુ, પ્રજાના ઉન્નયન માટે હતુ, સમગ્ર માનવતાની સેવા માટે હતુ तेन त्यक्तेन भुंजीथाः એ જો ગોવર્ધનરામના પ્રવૃત્તિમય કાળનુ જીવનસૂત્ર હતુ, તો નિવૃત્તિ કાળ દરમ્યાન એમનુ જીવન સૂત્ર હતુ तेन त्यक्तेन युंजीथा । એ યોગસાધના ખાતર, એ જ્ઞાનયજ્ઞ ખાતર, એમણે ધધો તજ્યો, ધન તજ્યુ, સુખ તજ્યુ, પણ એ કર્તવ્યનિષ્ઠ કર્મયોગીએ કુટુબનો, વ્યાવહારિક જીવનનો, સસારનો ત્યાગ ન કર્યો એમનો ત્યાગ સામાન્ય સન્યાસીના ત્યાગ જેવો, આત્માર્થે સસારનો ત્યાગ નહોતો, પણ માનવતાના શ્રેયની ખાતર પોતાના પ્રેયનો ત્યાગ હતો

સરસ્વતીચદ્ર માફક સસાર છોડીને ચાલ્યા જવાનો વિચાર એમને નહોતો આવ્યો એમ નહિ પણ એમણે એને નાપસદ કર્યો હતો એ વિશે એમણે પોતે આ નોધ કરી છે

"By flying away to asceticism like my hero . I can keep myself from these fleas and mosquitoes that render the chambers of life sleepless + + But "No!" says my philosophy, "Thou shalt wear this shackle of duty + + + with tears and love and enjoyment all mixed + + Eternal Ego! Be consumed into myself by duty this is the Will, and the Will alone wills"

S B I p 172.

અને એમણે સરસ્વતીચદ્રને પણ ક્યા સસારત્યાગી સન્યાસી રહેવા દીધો છે? એને પણ પાછો કલ્યાણગ્રામની યોજના ખાતર ગૃહસ્થધર્મમા, સેવાધર્મમા, પરોવ્યો છે

### મનનનોધ અને 'સરસ્વતીચદ્ર'નાં પાત્રો

સ્ક્રેપબુકમા "સરસ્વતીચદ્ર"ના પાત્રોની પ્રેરણા ક્યાથી મળી, નિજજીવનમાની વ્યક્તિઓમાથી મળી હતી કે નહિ, એ વિશે બહુ કથન કે સૂચન નથી પણ કેટલીક નોધો એવી છે કે જેમાની વિચારસરણિ એ નવલકથાની કોઈક ઘટના ઉપર થોડોક પ્રકાશ નાખે "સરસ્વતીચદ્ર ને-

૪ થો ભાગ લખવાની શરૂઆત ગોવર્ધનરામે ૨૦-૧૨-૧૮૯૬ ને રોજ કરી હતી અને તા ૨૩-૧૨-૧૮૯૬ને દિને સ્ક્રેપબુકમા આ નોંધ કરી હતી

"We cannot, according to the wisdom of the experience of ages, exclude convention and politics from Social matters and, like poor Mr Telang afford to be angry at the idea of 'injustice' to our widows on the basis of institutional Ethics developed by *a priori* reasoning Social Ethics, like all human institutions, is *a posteriori*, and the poetical idea of Natural Ideals as well as this sentiment of childlike justice must both yield to the lessons of consequence and experience"

"સરસ્વતીચદ્ર"મા કુમુદ-કુમુદનુ પુનર્લગ્ન ન થયુ એ ઘટના ગોવર્ધનરામભાઈની આ વિચારસરણિની સાથે સકળી શકાય.

ગોવર્ધનરામના જીવનમા જે વ્યક્તિઓ આદરણીય હતી અથવા જેમનો પ્રભાવ વિશિષ્ટ હતો એ વ્યક્તિઓના મત તો 'સરસ્વતીચદ્ર'મા પ્રતિફલન પામ્યા છે એના દાખલા એમણે તા ૪ નવેમ્બર ૧૮૮૩મા એટલે કે એ નવલકથાના બે ભાગ પ્રકટ થયા હતા અને ત્રીજો લખવો શરૂ કર્યો હશે એ અરસમા કરેલી નોંધમા સાપડે છે એમા એમણે નોધ્યુ છે કે "સરસ્વતીચદ્ર" મા વેદાન્તનો વિષય આણ્યો એ મનસુખરામના એ પ્રિય વિષય માટેના પોતાના આદરનુ પરિણામ છે, અને એ વિષયના નિરૂપણને પ્રચલિત વેદાન્તથી એક ક્રમ આગળ વધારીને પોતાની સર્જક તરીકેની સ્વતત્રતા મૌલિકતા પ્રમાણિત કરી છે અને એ નવલકથામા વૈષ્ણવ માર્ગના અનુયાયીઓના સુદર ચિત્રાલેખનો છે તે પિતા વૈષ્ણવ હતા તેથી આ વાત છે આ પ્રમાણે વડીલોના પ્રિય વિષયોનુ કથાસૂત્રમા ગ્રથન કર્યાનો ઉલ્લેખ છે

જીવનપરિચિત વ્યક્તિ અને નવલકથાના પાત્ર વચ્ચે અશત બિબપ્રતિબિબ ભાવ હોય કે કૃતિ-પ્રતિકૃતિ જેવો સબધ હોય, એવો એક ઉલ્લેખ આ મનનનોધમા મળે છે એમના એ શબ્દો જ ટાકુ છુ -

"The picture of Gunasundari is a duty to my wife, though I have neither the conceit to think that the latter is equal to the former, nor that narrowness of vision which would have confined the former to the traits of the latter, + + Some of the traits of this heroine are also drawn from my mother. In other and many respects the picture is original."

નવલકથામાં આલેખેલ વ્યક્તિચિત્રો જીવનગત વ્યક્તિઓનાં તદ્દન પ્રતિબિંબો તો ન હોય; છતાં જાણ્યે અજાણ્યે, એ ચિત્રો આલેખવામાં, ગોવર્ધનરામ જેમનાથી પ્રભાવિત થયા હોય તો નવાઈ નહિ. એવાં બે સન્નારીઓ હતાં પત્ની લલિતાગૌરી અને પુત્રી લીલાવતી. આ બે સન્નારીઓના ગુણો ગોવર્ધનરામના હૃદયમાં સતત આદરણીય સ્થાને વિરાજતા હતા. એમને તેમણે સ્ક્રેપબુકસમાં સ્નેહભરી; આદરભરી, અંજલિઓ અર્પી છે—લલિતાગૌરીને ગ્રંથ ૧ ને ૨૬મે પૃષ્ઠે અને લીલાવતીને ગ્રંથ ૨ નાં પૃષ્ઠો ૨૨૦ થી ૨૨૯માં–એમાંથી થોડાંક વચનો અહીં ઉતારું છું:

લલિતાગૌરી વિશે કહ્યું છે : "a woman who has turned my house into heaven; × × a woman who has proved in some ways superior to myself,-she to whom my mother, so very frequently and exultingly, turned and said : "Here is my Gunasundari." + + As long as she rules in my family,-over me and others, the family must be at peace" વાચકો જોઈ શકશે કે લલિતાગૌરી વિશેનાં ગોવર્ધનરામે ઉચ્ચારેલાં આ વચનો વિદ્યાચતુરના મુખમાં, ગુણસુંદરી માટે, કેટલાં યથાર્થ બને.

લીલાવતીની પ્રશંસા ગોવર્ધનરામે અનેકત્ર, અનેક પ્રકારે, કરી છે. એમાંથી આટલાં જ વચનો ટાંકું છું:

"That sweetest, wisest, noblest, holiest, unhappiest soul that has visited and sanctified my home, + + I bow to her soul ..in humble veneration for the sacred power that lived in her." ગ્રંથ બીજામાં ૨૯૮મે પૃષ્ઠે કરેલું આ વિધાન પણ લક્ષયોગ્ય છે : "The former [ my

એમણે પિતૃશ્રીની અદાથી હિતકારક માની હતી, શ્રદ્ધાયુક્ત સ્થિર પ્રજ્ઞાથી વધારી લીધી હતી, હૃદયને અને બુદ્ધિને સંસ્કારનારી તથા ઉજ્જ્વલ બનાવનારી માનીને સત્કારી હતી વહાલી પુત્રી લીનાવતીનું કુમળી વયમાં મૃત્યુ થયું, અને એણે જીવનમાં દુઃખ જ વેઠ્યું, તેનો અંતસ્તાપ તથા પુત્ર રમણીયરામના પોતાના હાથમાં લીધેના અભ્યાસમાં, પોતાની બિમારી વગેરે વિઘ્નો નડવાથી, અભિપ્રેત ફળસિદ્ધિ ન થઈ તેનો ખેદ, આ બે એમના કોમળ હૃદયમાં અનંત સાલના કરના અંતઃશલ્ય હતા અને એ છતાં એમણે બુદ્ધિની સ્થિરતાને અવિચલિત રાખી હતી, મહેચ્છાની ઈચ્છામાં શ્રદ્ધા અન્યૂન રાખી હતી

પોતાની આયુષ્કલા વહેની સમાપ્ત થવાની છે એવું પોતે પ્રથમથી જ માનતા હતા ૪૫ વર્ષની વયે, તા ૨૨-૨-૧૯૦૧ને રોજ, લખેની આ નોંધ એનું સાક્ષ્ય આપે છે

"The book of my life has assumed a different form and I hope or wish the change may continue, until I pass on to the next and last stage of life itself which men call Death My life is now a life of thought for those placed under my charge, so far as Duty demands and no further, and for my country and countrymen

અને તા ૩ જી નવેમ્બર ૧૯૦૬ની આ નોંધ તો એમના જીવનની સમાપ્તિની આગાહી આપે છે અને આખરના દિવસોમાં એમના ચિત્તમાં વ્યાપેની યોગમય શાન્તિના દર્શન કરાવે છે

"I feel that my vital forces are growing impotent in sustaining the equilibrium of life which may be shaken into physical ruin any time + + + My theories about the Great Will etc have now become solid instincts and beliefs with me, and give me all my blessedness of these hours, and I dont propose to discuss or shake them now The currents of Yogic

"Vritti," lulling and hushing all worldly thought and storm, sweep through my brain uninvited at times, and I fondly ask myself then whether it is not Brahmakara Vritti," filling my 'Chidakasha" with the soft and mellow resonance of something I know not.

બ્રહ્માકારવૃત્તિના આ મૃદુમધુર નાદઝણકારનો ઉલ્લેખ એ એમની અંતિમ મનનનોંધ છે.

× × ×

સદ્‌ગત ગોવર્ધનરામનું, સ્ક્રેપબુક્સમાંથી આકલિત કરેલું, આ "મનોરાજ્ય" એ એમની સ્ક્રેપબુક્સમાની ચિન્તનસમૃદ્ધિનું ઉચિત અને અનુકૂળ પ્રવેશદ્વાર છે નડિયાદમાં ગોવર્ધનગ્રામ સ્મારક સમિતિના નિમંત્રણથી મેં આ વ્યાખ્યાન આપ્યું હતું. અને સ્ક્રેપબુક્સનો આ સંક્ષેપરૂપ અનુવાદ કરવાની સૂચના સાથે, આ 'મનોરાજ્ય'ને એના પ્રવેશક તરીકે મૂકવાની ઇચ્છા પણ સદ્‌ગત સન્મુખભાઈ પંડ્યાએ વ્યક્ત કરી હતી. એમની સૂચના અને ઇચ્છા પ્રમાણે આ અનુવાદ પ્રકટ થાય છે, અને આ 'મનોરાજ્ય' એના પ્રવેશક તરીકે સ્થાન પામે છે, ત્યારે ગોવર્ધનરામભાઈના એ ભક્ત, ગોવર્ધનરામ-વાઙ્મયના અધ્યયનના એ પ્રોત્સાહક, એ જોવાને વિદ્યમાન નથી એ વિધિની વિચિત્ર અને દુઃખદ લીલાનો પ્રભાવ છે.

સ્ક્રેપબુકમા અનેક સ્થળે ચિન્તનમાં રહેલી ગહનતા એની ભાષામાં પણ પ્રતિફલિત થઈ છે. એ ગહનતા આ અનુવાદમાં યથાશક્ય ઓછી કરવાની મારી ઇચ્છા સર્વત્ર સફલ નથી થઈ એવું જણાશે. પણ એનું વિશેષ સરલીકરણ કરવા જતાં મૂળ ચિંતનના તત્ત્વ-સત્ત્વને હાનિ ન પહોંચે એ સાવધાની મારે રાખવાની હતી. વળી ગોવર્ધનરામભાઈની મૌલિક તત્ત્વમીમાંસા એમની વિશિષ્ટ પરિભાષાના ઉદ્‌ભવમાં પરિણમી હતી; એ પરિભાષાના ભાષાન્તરકાર્યમાં મારે પણ ક્યાંક નવી જેવી પરિભાષા યોજવી પડી છે. સરલીકરણની ઇચ્છા ઉપર આ બીજો અંકુશ હતો.

મૂળ સ્ક્રેપબુક્સના સંપાદનકાર્યમાં, અને એના આ સંક્ષિપ્ત અનુવાદમાં મને ગોવર્ધનરામભાઈના વિશાળ, ગહન અને સમૃદ્ધ મનોરાજ્યમાં વિહરવાનો સુયોગ સાંપડ્યો એને હું મારું સદ્‌ભાગ્ય માનું છું, એમાં મારા આ આનંદમય પરિશ્રમનું અમૂલ્ય મધુર ફળ મને મળ્યું માનું છું.

રામપ્રસાદ પ્રે. બક્ષી

૫ મી ફેબ્રુઆરી ૧૯૮૮

## મરણ પછી જીવન છે ?

જીવનને વારંવાર પ્રકાશ અને અગ્નિજ્વાલા જોડે સરખાવવામાં આવે છે; પણ એ ઉપમા ખોટી છે, કારણ કે જીવન ચેતનદેહ-ગત છે અને પ્રકાશ તથા જ્વાલા અચેતન છે. માનવજીવન એ ચેતન-દેહનો આવિર્ભાવ છે.

પ્રત્યેક ચેતનદેહ અન્ય દેહમાંથી ઉદ્ભવે છે. આખું વૃક્ષ એક અલ્પ બીજમાંથી ઉદ્ભવે છે, અને સમગ્ર પ્રાણી જનનીએ ગર્ભમાં ધારણ કરેલા વીર્યબીજમાંથી વિકસે છે. આ બીજ જનકશરીર અને સંતતિશરીર વચ્ચેની કડી છે.

ગર્ભ કોઈ અગમ્ય ઘટનાક્રમો દ્વારા બીજમાંથી વિકસે છે, અને જનનીના શરીરથી અભિન્ન હોય એવી રીતે જીવે છે; જનની દેહમાંથી જીવનતત્ત્વો મેળવ્યા વિના ગર્ભ જીવી શકતો નથી.

જે પ્રત્યક્ષ મૃત્યુ છે તેને ગણનામાંથી બાદ રાખીને આપણે ભૂતકાળમાં જઈએ તો જોઈશું કે જે સચેતન-શરીર અત્યારે મૃત્યુ પામ્યું છે તેનો કદી અભાવ નહોતો. પ્રત્યેક ચેતનદેહ વિકાસક્રમોની પરંપરામાંથી પસાર થયો છે, અને એ પરંપરાનો આરંભ અકળ રહે છે. પ્રત્યેક ચેતનશરીર અનાદિ કાળથી જીવંત છે. એક અવસ્થાનો અંત તે બીજી અવસ્થાનો આરંભ હતો. આજે નષ્ટ થયું છે તે બીજ પૂર્વે વૃક્ષ હતું, અને બીજમાં વૃક્ષ અંતર્ગત હતું, એ પરીક્ષાવેદ્ય* છે. જેમ બીજનું વૃક્ષમાં અદર્શન થાય છે તેમ ચેતનદેહી માનવના પરમ પરિણામ રૂપ વીર્ય એ માનવથી પૃથક્ થાય છે. માનવ-અપેક્ષાએ વીર્યનો, અને વૃક્ષ-અપેક્ષાએ બીજનો, વિલય થયો છે. ઉભય ઘટનામાં નાશ-એટલે જન્મ: બંનેનો વિકાસ થયો છે, બંનેમાંથી નવા ચેતનદેહ પ્રકટ્યા છે! જો મૃત્યુ એ ઘણીવાર ચેતનદેહનું અચેતન પદાર્થમાં પરિવર્તન છે, તો ઘણીવાર વળી એ નવા, અને સંભવતઃ ઉચ્ચતર, ચેતનદેહનો ઉદ્ભવ છે. આપણું મૃત્યુ પણ, ઘણી વાર, જન્મ ન હોય? જે જીવન આપણે જાણીએ છીએ તે ચેતનદેહની અવસ્થા છે, જન્મ એ આવી એક અવસ્થાનું અન્યમાં રૂપાંતર છે: તો મૃત્યુ તે જ જન્મ ન હોય?

---

* પરીક્ષા વડે જાણી શકાય તેવું

ગર્ભ જનનીના ઉદરમા રહે છે અને જનનીથી પોષણ પામે છે, અને બનેની મહિનાઓ સુધી અવિભેદ્ય એવી એકતા ટકી રહે છે, તે એવી એકતા કે માતાનુ મૃત્યુ થાય તો ગર્ભનુ પણ મૃત્યુ થાય, અને ગર્ભ અપરિપક્વ દશામા અલગ થાય તો ગર્ભચૈતન્યનો વિલય થાય ઉદરમા હોય તે આખો વખત એ ગર્ભશરીરનો, માતાથી અલગ થયા પછી ઉચ્ચતર અવસ્થાપ્રાપ્તિ માટે એને તૈયાર કરનારો, અવિરત વિકાસ થયા કરે છે એ દરમ્યાન સતત એ ગર્ભાશયમા જ પુરાઈ રહે છે, એને ગર્ભનાલ એ એક જ ઉપયુક્ત સાધન છે અન્ય નહિ, અને છતા એમા નવા ઇન્દ્રિયોના બીજ રહ્યા છે જે તત્કાલ નિષ્ક્રિય છે પણ જીવનના ઉચ્ચતર વિકાસક્રમમા સક્રિય બનવા નિર્માયા છે વસ્તુત એ આખુ ચેતનપુદ્ગલ એક જ લક્ષ્ય આવવાની તૈયારી કરી રહ્યુ છે–ગર્ભનુ ગર્ભાશયમાથી નિર્ગમન અને પછી પૃથગ્ જીવનધારણ

એ જ પ્રકારે માનવ આ જગતમા રહીને જીવે છે અને જગતમાથી પોષણ મેળવે છે જગત એની માતા છે અને માનવ તથા જગદ્રૂપ જનની બનેની એકતા વર્ષો સુધી એવી અભેદ્ય રહે છે કે જગતનો નાશ થાય તો આપણા શરીરનો પણ નાશ થાય આપણે જીવનપર્યંત જગતની દીવાલો વચ્ચે પુરાયેલા રહીએ છીએ–જનની ઉદરમા રહેલા ગર્ભ જેવા, એ દીવાલો ભેદવાને અને એને પાર જોવાને અસમર્થ. આપણી આખો, આપણા કાન, આપણા મુખ મળીને એક અતિશય અનુરૂપ ગર્ભનાલ બને છે એ ગર્ભનાલ દ્વારા આપણે જગદ્–જનનીના ગર્ભાશયમાથી આપણા ઉપર સીચાતા પોષક તત્ત્વોને ખેચીએ છીએ અને એ તત્ત્વોથી સપર્કસવાદ સાધીએ છીએ જગદ્–જનનીની રક્તવાહિનીઓમા થતા વહનની સાથે સવાદ સાધીને આપણુ હૃદય, આપણુ મગજ–બધુ ધબકે છે અને સ્ફુરે છે અને છતા આ જ ક્ષણે આપણી અદર એક એવુ ચેતનસ્વરૂપ નિર્માઈ રહ્યુ છે, વિકસી રહ્યુ છે, જે આપણા ગર્ભસ્વરૂપથી તેમ જ આ પાર્થિવ જગતથી ભિન્ન છે માનવશરીરથી, અને ગર્ભાશયના વિશ્વથી, આપણો ગર્ભરૂપ સ્થૂલ દેહ જેટલો ભિન્ન રૂપ હતો તેટલુ જ આ ક્ષણે ઘડાઈ રહેલુ આપણુ ભાવી ચેતનસ્વરૂપ આપણા ગર્ભસ્વરૂપથી અને ભૌતિક જગતના સર્વ તત્ત્વોથી ભિન્નરૂપ છે આપણી અદર જે આ દેહવિશિષ્ટ ચેતનસ્વરૂપ છે

તે આપણું અતીંદ્રિય અથવા આધ્યાત્મિક ચેતનસત્ત્વ છે. પ્રત્યેક ચેતનસત્ત્વ એટલે વ્યવસ્થિત તંત્રથી અન્યોન્ય સાથે સંકળાયેલ શક્તિઓનો સમવાય; એ શક્તિઓ કાર્યનિયુક્ત થતાં પ્રાદુર્ભાવ પામે છે, અને પોતાના જ બળથી અથવા બાહ્ય બળથી વધે છે તથા વિકસે છે. આપણું એ ચેતનસ્વરૂપ વિચારો અને લાગણી દ્વારા પ્રકટ થાય છે–આ વિચારો અને લાગણીઓ પણ કાર્યનિયુક્ત શક્તિઓ છે; આપણું એ આધ્યાત્મિક સ્વરૂપ સ્વતઃ અનન્યસાધારણ પ્રકારનું છે; આપણા પરિચિત કોઈ અન્ય પદાર્થ સાથે એનું સાધર્મ્ય નથી; એમાં ભૌતિક તત્ત્વનો પૂર્ણ અભાવ છે; અને એ ઘણી વાર તો મૃત્યુની ક્ષણ પહેલાં પણ પૂર્ણતઃ અવિકલ રહે છે. જે બીજમાંથી ભાવી દેહ ઘડાવાનો હતો એ ગર્ભગત બીજ પોતાની આજુબાજુનાં તત્ત્વોને આધારે ટકયું હતું અને વિકસ્યું હતુ. આપણું આધ્યાત્મિક સ્વરૂપ પણ પોતાની દેહગત કે દેહબાહ્ય પરિસ્થિતિને આધારે–આસપાસની તત્ત્વસામગ્રીને આધારે, વિકાસ સાધે છે, અને એનું સ્વાસ્થ્ય એ પરિસ્થિતિની સ્વસ્થતાને અવલંબી રહે છે. અને એમ છતાં એ અવલંબન એવું નથી કે એમાં કદી ફેરફાર ન થાય. વૃદ્ધાવસ્થામાં જ્યારે આખું બાહ્ય કલેવર ક્ષીણ થઈ જાય, આંખ અને કાન પરવારી જાય, આખા દેહમાં નિદ્રા જેવી જડતા વ્યાપે, ત્યારે પણ આ આ અધ્યાત્મતત્ત્વ જીવંત રહે છે, પ્રવૃત્ત રહે છે. અરે એવા પણ કિસ્સા આપણે જાણીએ છીએ જેમાં દૃષ્ટિનો લોપ આ આંતર તત્ત્વને વધારે તીવ્ર અને વધારે જીવંત બનાવે છે. ઘણી વાર એવું પણ બને છે કે વૃદ્ધાવસ્થા આ આધ્યાત્મિક તત્ત્વને પૂર્ણતર બનાવે છે. કદાચિત્ એવું બને કે મૃત્યુ પહેલાંની અંતિમ ક્ષણો જ આ આધ્યાત્મિક તત્ત્વની દીપ્તતમ અને વિશેષ કાર્યક્ષમ અવસ્થાની ક્ષણો બને છે.

આ નવા આધ્યાત્મિક તત્ત્વનું આપણામાં અસ્તિત્વ છે તે શા અર્થે ? એ કયા લક્ષ્યની સિદ્ધિ માટે આ પ્રકારે તૈયાર થાય છે ?

તો એમ માનવું સયુક્તિક નથી કે જ્યારે આપણે જગદ્રૂપ જનનીના ગર્ભાશયમાંથી અલગ થઈએ છીએ, જ્યારે આ આધ્યાત્મિક તત્ત્વને પૂરી રહેલી ભૌતિક દીવાલો એને પોતાની વચમાંથી નીકળી જવા દે છે, ત્યારે આધ્યાત્મિક તત્ત્વ કોઈ બાહ્યતર વિશ્વમાં,– કોઈ વિકસિતતર જીવન પ્રાપ્ત કરવા માટે પ્રયાણ કરે છે ? માનવનું

-વીર્યબીજ જ્યારે જનકદેહથી છૂટું પડ્યુ ત્યારે પોતાના મૂળવત્ પૂર્વદેહથી વિયુક્ત થયુ હતુ. સૂકાયેલા ફળનુ કડણ મૃતપ્રાય અંતરંગ પણ એ પ્રમાણે કરે છે, અને છતાં એ ચેતનદેહયુક્ત વૃક્ષને જન્મ આપે છે ગર્ભનાલ ક્ષીણ થાય છે અને એ સ્થાને આખ કાન અને મુખનુ સાવયવ ચેતનમય જીવન આવે છે તો, જ્યારે આપણો આ દેહ અને ઇન્દ્રિયગ્રામ એ ગર્ભનાલની માફક ક્ષીણ થાય છે ત્યારે એનું સ્થાન આપણું આધ્યાત્મિક તત્ત્વ લેશે એવા મતનુ અનુમાન કરવા માટે કઈ વાતની ઊણપ રહે છે? આ મત માત્ર અનુમાન છે,* અન્ય કોઈ અનુમાન આપણે કરીએ તેટલુ જ સામાન્ય અને સંપૂર્ણ અનુમાન છે અનુમાનસાધક ન્યાય(તર્ક)શાસ્ત્ર આપણને એમ શીખવે છે કે આપણે મરણ પછી ભવિષ્યમાં જીવત રહીશુ, ભાવી જીવનની નિશ્ચિતતા જેટલી ગર્ભને માટે તેટલી જ આપણા માટે પણ વાસ્તવિક છે.

૧૭મી માર્ચ ૧૮૯૧

સત્તામાત્ર, જે કઈ છે તે બધુ, અચેતન પ્રકૃતિ છે એવું નિરીશ્વરવાદીઓનુ માનવુ છે એમ કહેવાય છે. પણ એમના મતના કથન તરીકે પણ આ કથન સર્વથા યથાતથ નથી. ભૌતિકપદાર્થ ઉપરાંત શક્તિ તત્ત્વ પણ છે, અને એ બન્નેનો સ્વીકાર એમને સમ્મત છે. પણ એમ કહેવામા આવે છે કે ભૌતિક પદાર્થને નિજ ધર્મો છે, શક્તિ ભૌતિક પદાર્થનો એક ધર્મ છે અને એ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતુ તત્ત્વ નથી. તત્ત્વજ્ઞાનના કથન તરીકે આ વિધાન ભ્રાંત છે, વ્યામિશ્ર છે મહાન નિરીશ્વરવાદી જોહ્ન સ્ટુઅર્ટ મિલે જ બતાવી આપ્યુ છે કે ભૌતિક તત્ત્વ પણ આધ્યાત્મિક તત્ત્વ જેટલુ જ—ચૈતન્ય તત્ત્વ જેટલુ જ—અજ્ઞેય છે, જ્ઞેય છે માત્ર ઇન્દ્રિયજન્ય સંવેદનો, અને આ સંવેદનો શક્તિના પ્રકારો છે. ભૌતિક તત્ત્વનો અભ્યુપગમ સયુક્તિક હોય ભલે, પણ એ માની લીધેલ ભૌતિક તત્ત્વમાં આ જ્ઞાત દૃશ્ય શક્તિનો ઉદ્ભવ અને સમાવેશ છે એમ કહેવા કરતાં યોગ્યતર તો આ છે કે શક્તિ જડપદાર્થને ગતિ અર્પે છે, અને શક્તિ જ એને દૃશ્ય અને ઇંદ્રિયગમ્ય કરે છે તથા આકારોથી અને વર્ણોથી સજે છે, એમ કહેવુ. ભૌતિકવસ્તુ

* માત્ર અનુમાન નહિ, સાદૃશ્યને આધારે કરવેલો યુક્તિવાદ (ઉપમાન પ્રમાણ) અને અનુમાન એ બે વચ્ચેનો કોઈ વ્યાપાર.

ગો. મા. ત્રિ.
૨૦-૧૧-૯૨

હોય કે ન હોય, પણ શક્તિ તો છે અને ચેતન અને અચેતન અને તત્ત્વો દ્વારા અનુભવગમ્ય બને છે અથવા સંસ્કારાર્પક બને છે, અથવા ચેતન કે અચેતન કંઈ યે ન હોય તો, સ્વયમેવ પ્રતીત થાય છે.

શક્તિ દૃશ્ય અને અદૃશ્ય રીતે ક્રિયાશીલ છે, અને એનું નામ જ કહે છે કે એ એક અર્થમાં જીવંત છે. પણ એને કોઈ પણ પ્રકારે ચેતન માની શકાય?

જ્ઞાતમાંથી અજ્ઞાત તરફ વધતાં વધતાં આપણે જ્ઞાન મેળવીએ છીએ. એમ કહેવાય છે કે આ વિશ્વ નિયમોને વશ વર્તે છે, અને એથી એ અચેતન છે. પણ ભૂતમાત્ર નિયમને વશ વર્તતું નથી? આપણી જ્ઞાનશક્તિ અને આપણી ઇચ્છા–સંકલ્પો પણ, ઓછા વધતા પ્રમાણમાં, સ્પષ્ટ પરખાતા નિયમોને વશ વર્તે છે. આમ હોઈને વિશ્વશક્તિમાં ઇચ્છા–સંકલ્પ અને વિચાર વ્યાપાર અંતર્ગત છે એમ માનવામાં, એવા મત માટે પુરાવો હોય તો, કંઈ જ મુશ્કેલી નથી.

વિશ્વશક્તિ સ્વત:પ્રવૃત્ત અ–પરતંત્ર શક્તિ છે; જેમ નરી આંખે કે અન્ય પ્રકારની દૃષ્ટિથી અલક્ષ્ય એવા અણુઓ સ્વીકારતા અણુવાદ પર્યંત પહોંચીને અટકવું પડે છે તેમ, આવી શક્તિનો સ્વીકાર કરવો પડે એવો ક્રમ પણ અનિવાર્ય છે. નિસર્ગમાં સર્વ પદાર્થો અક્ષય્ય રહે છે. શૂન્યમાંથી ઉદ્ભવ પામે અને શૂન્યમાં વિલય પામે એ પ્રકારે કોઈ પણ પદાર્થનો જન્મ કે નાશ થતો નથી. ગતિ, ઉષ્મા અને પ્રકાશ શાશ્વત છે તે આ અર્થમાં; સર્વત્ર એ પ્રકટ નહિ તો છેવટ પ્રસુપ્ત દશામાં વિદ્યમાન છે. વસ્તુત: આ શાશ્વત રૂપોએ શક્તિ અલક્ષ્યરૂપે સર્વગત છે, વિશ્વવ્યાપક છે–સિવાય કે જ્યાં એ સ્વકીય લક્ષ્ય રૂપો અને આકારો ધારણ કરે. ગ્રહો ભ્રમણ કરે છે, આપણું રુધિર અભિસરણ કરે છે, કારણ કે એમાં ગતિ લક્ષ્ય છે, અલક્ષ્ય નથી; પ્રકટ છે, નિગૂઢ નથી. જ્યારે એ અલક્ષ્ય બને છે ત્યારે એને આપણે નિગૂઢ શક્તિ કહીએ છીએ, કારણ જે સત્ છે તે કદી અસત્ કે શૂન્ય હતું નહિ કે થશે નહિ. ગુરુત્વાકર્ષણ એક અલક્ષ્ય બળ છે; પૃથ્વીને એનો આઘાત લાગે ત્યારે એ લક્ષ્ય બને છે. એ જ પ્રકારની છે પ્રકાશની અને ઉષ્માની અક્ષય્ય અવસ્થિતિ. એનો માત્ર આપણી દૃષ્ટિની અપેક્ષાએ વિનાશ થાય છે, વાસ્તવિક વિનાશ થતો નથી. વસ્તુત: વિનાશ જેવી કોઈ ઘટના જ

નથી જ્ઞાનશક્તિ, ઇચ્છા અને મનોવૃત્તિ (લાગણી) ની પ્રગટવાળા શૂન્યમાથી પ્રભવે છે અને શૂન્યમા વિલય પામે છે? પ્રકાશ, ઉષ્મા અને ગતિના જે અવસ્થાધર્મ છે તે જ અવસ્થાધર્મને વશ જ્ઞાન-ઇચ્છા-લાગણી નથી? જ્ઞાન અને અન્ય ચેતનધર્મો સ્વતન્ત્ર અસ્તિત્વ ધરાવતી શક્તિ છે એને મસ્તિષ્કગત ભૌતિક તત્ત્વના અંશ માનવામાં આવે છે પણ મસ્તિષ્કનો પદાર્થ તો મીણબત્તી છે અને વાટ છે, એના ઉપર ચેતનતત્ત્વની જ્યોત જળતી રહે છે, એથી ભિન્ન અન્ય પ્રદીપ જેવી જળતી રહે છે ચેતનતત્ત્વ મસ્તિષ્કથી ભિન્ન છે *

મસ્તિષ્કનો નાશ થયા પછી પણ ચેતન તત્ત્વનો આ પ્રકાશ અને ઉષ્મા અને ગતિ ગ્રન્થોમા અને અન્ય સ્મારકોમા જીવન્ત રહે છે એક વાટ ઉપરની જ્યોત અન્ય વાટોને પ્રજ્વલિત કરે છે, અને એ જ્યોત ત્યા અન્ય તેલ ખેંચીને વધે છે આ પણ ઉષ્મા, પ્રકાશ અને ગતિના જેવી શક્તિ છે, તફાવત માત્ર એટલો છે કે મસ્તિષ્કનો જ્ઞાનપ્રકાશ ચેતનજન્ય શક્તિ છે આ શક્તિના પાયામા કંઈ જ નથી, એ શૂન્યમાથી આવે છે અને શૂન્યમા જાય છે એવુ હોઈ શકે? આ શક્તિ આપણામા અલક્ષ્યરૂપ છે, પણ આપણા શરીરો એનો લક્ષ્યવૈભવ પ્રગટ કરે છે કારણ કે આ લક્ષ્ય પ્રકાશનુ અસ્તિત્વ, એ પ્રગટ થયુ તે પહેલા અલક્ષ્યરૂપે હતુ

વિશ્વશક્તિમા જો ઉષ્મા, પ્રકાશ અને ગતિ અન્તર્ગત હોય તો એમા જ્ઞાનશક્તિ ઇચ્છા અને મનોવૃત્તિ પણ અન્તર્ગત હોય. ઉષ્મા અને પ્રકાશ અને ગતિની તત્ત્વપૃથક્કિયા કરીને એમનો એમાના એકમા અન્તર્ભાવ માનવામા આવે છે અને એને ગતિ કહેવામા આવે છે, અને આ બધા શક્તિસ્વરૂપો અન્ય શક્તિ-ત્રિપુટીનો એમના એકમા, જ્ઞાનમા અન્તર્ભાવ સાધે વિશ્વશક્તિની સ્વતઃપ્રવૃત્તિ અલક્ષ્ય ગતિની સૂચક છે એમ માનીએ તો એને અલક્ષ્ય જ્ઞાનશક્તિની સૂચક પણ એટલી જ યોગ્યતાથી માનવી પડે અને એમ માનીએ એટલે આપણે જેમા ગતિ અને જ્ઞાનરૂપ જીવન્ત તત્ત્વ અલક્ષ્ય કે નિગૂઢ રહ્યુ છે એવી શક્તિનો સ્વીકાર કરવો પ્રાપ્ત થાય. આપણા શરીરોમા આપણા જીવન્તપણાના

---

* આ ભિન્ન અસ્તિત્વને મારા આગલા લેખ 'આત્મજીવન' મા પુરવાર કર્યુ છે મસ્તિષ્ક તો ચેતનતત્ત્વને પોષનારુ સાધન માત્ર છે, એ છે (ઇન્દ્રિયસઘાતરૂપ) નાભિનાળનો ચેતનની નાભિને સ્પર્શતો છેડો

ભાન વિના, સૂક્ષ્મ જીવદ્રવ્યો ( protoplasms ) અને કીટો અને વીર્યગત જીવાણુઓ રહે છે તે પ્રમાણે જે જે વિશ્વજીવનમાં આપણાં અણુતમ જીવાણુઓ ( cells ) અને આપણાં જીવન રહે છે તે વિશ્વજીવનનું આપણને ભાન ન થતું હોય, તો એ તો નિસર્ગનો એક અવ્યભિચારી–સુસંગત–ઘટનાક્રમ ગણાય. આપણા આ ગ્રહ ઉપર પુરુષ અને સ્ત્રીનું દર્શન પણ નહોતું થયું ત્યારે પણ, જે જ્ઞાનશક્તિ કાલક્રમે એમનામાં લક્ષ્યરૂપે પ્રકટ થઈ, તે જ ચિત્શક્તિ આ પૃથ્વીની ઉપર અને અંદર અલક્ષ્યરૂપે રહી હતી ( જે રીતે એક ગ્રહ અને બીજા ગ્રહ વચ્ચે વસતિશૂન્ય અવકાશમાં ગુરુત્વાકર્ષણની શકિત રહે છે તે રીતે). અને એ ચિત્શક્તિ, એની ગતિશક્તિ જેનું નિર્માણ કરવાની હતી એ જગતતંત્ર પૂર્ણપણે સિદ્ધ થાય એટલે એને પોતાની શક્તિ વડે જીવંત બનાવવાની તકની રાહ જોતી હતી. દૂર દૂરના ગ્રહોમાં અને નક્ષત્રોમાં એ જ શક્તિની ચમત્કારમય પ્રવૃત્તિ ચાલુ હોવી જોઈએ; અને ત્યાં હોવાં જ જોઈએ એ જીવંત પ્રાણીઓ, જેની જોડે આપણે, આપણામાંની તેમ જ તેમનામાંની, આ સમાન શક્તિથી સંકળાયેલા છીએ. અવશ્ય, વિશ્વના પ્રભુને લગતી તત્ત્વદૃષ્ટિ સદૈવ આ સ્વયંપ્રવૃત્ત, સર્વગત, અલક્ષ્ય શક્તિની જ વાત કરતી રહી છે—જે ચૈતન્યમય તેમ જ ઇંદ્રિયજન્ય–સંવેદનમય આ વિશ્વનું–કરોળિયો તંતુને સર્જે છે તેવું–સર્જન કરે છે; જે 'કહેવાતાં' ચિત્ અને અચિતના–બંને એક સરખાં અજ્ઞેય છતાં દિવસ અને રાત્રિ માફક એક બીજાને અતિક્રમતાં અને એક ન હોય તો બીજાની પણ અર્થવત્તા ન રહે એવાં ચિત્ અને અને અચિત્ના સતત બદલાતા–આકારો અને સ્વરૂપોનાં વસ્ત્ર ધારણ કરે છે. ( આ શક્તિ તે જ તત્ત્વજ્ઞાને કહેલો ઈશ્વર). આ સાપેક્ષ વસ્તુનો પરિહાર કરીએ અને એના નિરપેક્ષ આત્યંતિક સ્વરૂપે લઈ એ, તો સમજાય છે કે આ નિરપેક્ષ નિરુપાધિક પરમ તત્ત્વ તે જ આ વિશ્વશક્તિ છે જેમાં સર્વ સાપેક્ષ પદાર્થો પ્રોત છે, જેમાંથી એ પદાર્થો ઉદ્ભવે છે અને વિસ્તરે છે, અને જેમાં એઓ ફરી વિલય પામે છે. સર્જન અને પ્રલય એટલે આ સાપેક્ષ ભાવોના નાટકનો આવિર્ભાવ અને અંતર્ભાવ. પણ આ દિવ્ય નાટકનો સ્રષ્ટા અને અભિનેતા નટ એક જ છે, અને એ પોતે જ પોતાનો પ્રેક્ષક છે, રંગભૂમિ છે અને સર્વ છે એ સિદ્ધાંત સ્વીકારથી અન્ય વિકલ્પ જ નથી દેખાતો. ગુરુત્વાકર્ષણનાં અને સૂર્યનાં કિરણોની ગતિ,

પ્રકાશ અને ઉષ્મા સુંદર જીવંત અદ્રરૂપે પોતાનું જ નવસર્જન કરે છે, અન્યનું નહિ; તે પ્રમાણે આ શક્તિનાં કિરણો એકબીજામાં પ્રસરે છે અને સ્વયમેવ ઉષ્મા પ્રકાશ, ગતિ અને જીવન અને જ્ઞાન એ સર્વના ભવ્ય રંગભભકભર્યા મહાનિસર્ગચિત્રનું રૂપ ધરે છે. આ પરમ શક્તિ આ સૂર્યોનો સૂર્ય, પોતાનાં પ્રકાશકિરણોથી ભિન્ન, અને એથી રહિત, કોઈ પદાર્થ છે, પદાર્થમાત્ર છે, એમ આપણે કહી શકીશું? આનો ઉત્તર, હા માં આપવો તે તો શક્તિના અ-પરતંત્ર સ્વયપ્રભાવને નકારવા જેવું થાય.

વસ્તુત. પ્રાપ્ત આ થયું : ભૌતિક અચિત્ તત્ત્વનું, કે અધ્યાત્મતત્ત્વનું કે આત્માનુ કાંઈ પ્રમાણ નથી. જે સર્વ કાંઈ છે તે શક્તિ છે—એક, અદ્વિતીય, સર્વપ્રભુ. એ શક્તિની આજ્ઞાથી જે ઘાટ અને આકારના આભાસો સમયની એક ક્ષણ માટે, સ્થળના એક બિંદુ ઉપર, ઝબકે છે અને વિલમે છે એને દૂર કરીએ એટલે આ શક્તિમાંથી જે અવશિષ્ટ રહે છે તે છે, અલક્ષ્ય શક્તિ. એને શાશ્વત નહિ કહેવાય, કારણ કે સમય પોતે જ એ શક્તિએ ઉપજાવેલી કલ્પના છે. એ અનંત અવકાશમાં વ્યાપી રહેલ છે એમ નહિ કહેવાય, કારણ કે અવકાશ પણ એ શક્તિએ ઉદ્‌ભાસિત કરેલો ઉપાધિ છે, આભાસ છે. એ છે કેવળ શક્તિ—(ક) લક્ષ્ય, આભાસમય આકારો ઉપજાવે ત્યારે, અને (ख) અલક્ષ્ય, એથી ભિન્ન સ્થિતિમાં. જ્યાં આ શક્તિ લક્ષ્ય હોય ત્યાં પણ આપણે અંતસ્તત્ત્વને નથી લક્ષતા, જેનાથી મુખ ભરાય છે એ રસને લક્ષીએ છીએ—સૂત્રધારને નથી લક્ષતા પણ સૂત્રસંચાલનનાં પરિણામોને જોઈએ છીએ—જે સૂત્રસંચાલનને આપણે અનુભવીએ છીએ અને જેને વશ આપણે વર્તીએ છીએ અને જે સંચાલનના અને પરિણામોના આપણે પણ માત્ર અંશ છીએ.

સંચાલન અને એનાં પરિણામો, સંચાલક, અને સંચાલન ન કરતો હોય એ દશામાં સંચાલક : આ માયા, ઈશ્વર અને બ્રહ્મ એ તત્ત્વોનાં પ્રતિતત્ત્વો છે—નાટક, નટ અને કવિ ત્રણે એકત્ર્ય. નાટક સમાપ્ત થાય, નટ નિવૃત્ત થાય, પણ કવિ-નિત્ય જીવે છે, અને એ નટ તથા નાટક ઉભયનો દેહાવિર્ભાવ કરવાને સમર્થ છે છતાં એ ઉભયથી પર કે વિયુક્ત તથા ઉભયથી અસ્પૃષ્ટ રહેવા સમર્થ છે. આ કવિ તે જ સ્વન : ક્રિયાવાન, અલક્ષ્ય પરમ શક્તિ છે; એને આ બધાં રૂપો—એના અદશ્ય

સ્ખલનશીલ વક્ષમાં, જેમ આપમેળે ઊઘડતી શુક્તિના ઉદરમાં રહીએ તેમ, સમાઈ રહ્યાં છે. આ શક્તિ તે અલક્ષ્ય શક્તિ છે, નિર્ગુણ બ્રહ્મ છે અને એક જ સત્ છે. એ સ્વયં સદ્રૂપ છે અને સત્તાનો–સતમાત્રનો ઉદ્ભવ છે. એ ચદ્દમય અને આનંદમય છે કે નહિ એ હુ તત્કાલ કહી શકતો નથી પણ તે સિવાય જે કહું છું તે હું ચિંતનથી વિચારી શકું છું, અનુભવી શકું છું અને હાલ પૂરતો તે વિચાર એકમાત્ર સયુક્તિક નિર્ણય મને જણાય છે–જો કે અનિવાર્ય નિર્ણય નહિ.

૨૨ માર્ચ ૧૮૯૧

જો પરમ શક્તિ લક્ષ્ય બને, ગતિનાં અને જ્ઞાનશક્તિનાં મૂલભૂત તત્ત્વોથી જીવંત થાય, અને જો આ બેની પરસ્પર ગૂંથણીથી આપણે જે છીએ તે બન્યા હોઈએ, તો આ જીવંત સ્વરૂપ આપણને લક્ષ્ય બને. પણ જ્યારે એ શક્તિ અલક્ષ્ય હોય–અને એ **સર્વ અવસ્થામાં** લક્ષ્ય છે એવું આપણે ન જ માની લઈ શકીએ—ત્યારે આ તત્ત્વો પણ અલક્ષ્ય હોવાં જોઈએ. ગ્રહ–ગ્રહ વચ્ચેનાં અલક્ષ્ય ગુરુત્વાકર્ષણકિરણો નિષ્ક્રિય નથી, પણ અદૃશ્ય છે, અને દૂરનાં પરિણામોથી પરખાય તે સિવાય પારખી શકાતાં નથી. કદાચ એમ હોય કે જ્યારે આપણાં ચેતનતત્ત્વો મૃત્યુ પછી આ પાર્થિવ ગર્ભાશયમાંથી અલગ બને છે ત્યારે અત્યારે જે અલક્ષ્ય છે તે, લક્ષ્ય નહિ તો છેવટ પરીક્ષાવેદ્ય * તો બને. પણ જે અજ્ઞેય–અગ્રાહ્ય–છે તેના સ્વરૂપતત્ત્વની પરીક્ષા કરવાના કોઈ ઉપાયો હું જોઈ શકતો નથી.

૨૫–૩–૧૮૯૧

(લગ્ન) સંમતિ વયના કાયદાનો ખરડો

આ ખરડો હવે પસાર થયો છે. એ પસાર થયા પહેલાં, તેમ જ પછી, મેં એ બાબતમાં અસાધારણ મનક્ષોભ અનુભવ્યો. પ્રથમ, એ કારણે કે ધારાસભાના સભ્યો, જેઓ એ ખરડો ચર્ચતા હતા તે બધાય, એ વિષયમાં કેવળ લાગણીથી માત્ર વ્યવહારનિરપેક્ષ વિચારણાને આધારે પ્રવૃત્ત થયા જણાતા હતા. એમાં શાસ્ત્રીય નક્કર વિચારણા જરા પણ નહોતી. **બીજું** કારણ એ કે

* પરીક્ષાવેદ્ય—જે પરીક્ષા દ્વારા જાણી શકાય તે. એ શબ્દ દ્વિરદ વાડેવાં મન:સુખરામને ઘેર એક સંન્યાસીએ એમ કહ્યું હતું. ગો. મા. ત્રિ. ૨–૧૧–૯૧

ધારાસભા એના ઉપર ઈંગ્લંડના લોકોએ આણેલા દબાણથી પ્રેરાયલી જણાતી હતી, ન્યાય શુદ્ધ તત્ત્વપ્રતીતિથી નહિ ત્રીજું કારણ એ હતુ કે એ ખરડાની અગત્ય બતાવવાને સ્વીકારાયેલી રીત અત્યંત ઉપરછલ્લી હતી, જનતા જોઈ શકી, હુ જોઈ શક્યો, ત્યા સુધી તે એ અર્થે પર્યાપ્ત પ્રમાણસામગ્રી એકઠી નહોતી કરવામા આવી અને મુદ્દાઓ પુરવાર કરાયા નહોતા પણ માત્ર માની લેવાયા હતા ચોથું એ કારણ કે આ કાર્ય કેવળ લોકમાનસને કેળવવાના ઉદ્દેશથી હાથ ધરાયુ હતુ, એ કાયદો અમલી થાય એ અશક્ય હતુ—મૃતપ્રાય રહેવા સર્જાયો હતો, એનાથી લોકમાનસ કેળવાતાં લગ્નો મોટી વયે થવા લાગશે અને પ્રજા સુધરશે એવુ કેવળ ધૃષ્ટતાથી કહેવામાં આવતુ હતુ

આ છેલ્લા મુદ્દાની, અને અન્ય મુદ્દાઓની, ધારાસભામા ચર્ચા થઈ તેમા ધારાશાસ્ત્રીય નીતિના વિશ્વમાન્ય સૂત્રોની ઉપેક્ષા કરવામાં આવી હતી ખાસ કરીને ખરડા સામે જનસમૂહનો પ્રબળ અને વ્યાપક વિરોધ હતો એ જોતા, અને સામાજિક દૃષ્ટિએ, કુટુંબો ઉપર અને જે કન્યાના હિતરક્ષણ ખાતર એના પરણ્યા પતિને કારાગારમા મોકલવો પડે એ કન્યા ઉપર, આ કાયદાથી અનિષ્ટ પરિણામો આવશે એ વિચારતા, આવો કાયદો પસાર કરવાની કોઈ અગત્ય જ નહોતી જણાતી આનો આવો રદિયો અપાતો હતો કે આવાં પરિણામોનો સભવ નહોતો, કારણ કે કાયદો મૃતપ્રાય રહેશે પણ (આ યાદ રાખવુ જોઈએ કે) જ્યારે જ્યારે સાહસભર્યાં અદાજપત્રો ઘડવા પડે ત્યારે ત્યારે જમાપક્ષે કમતીમા કમતી આવક, અને ઉધારપક્ષે વધારેમા વધારે ખર્ચ બતાવવા પડે. ખરડો પસાર થયો ત્યારે એના મુદ્દા વિષે ગેરસમજ ઊપજવાના કારણો બન્યાં હતા—આવુ એની તારમા આવેલી સારતારણીથી જણાયુ હતુ. ઉપરાંત વાઇસરૉયે એવુ વિચિત્ર વિધાન કર્યું હતુ કે કેવળ લઘુમતિ જ ખરડાના વિરોધમાં હતી—આ વિધાનને ખોટું પાડવા ઝનેરમાગવાળી વિરોધ-અરજી જ પૂરતી હતી આરભથી અત સુધી આવી કાર્યપદ્ધતિ જોઈને ચિત્તનો ઉકળાટ થતો ટાળવો મુશ્કેલ હતો

+ + +

મારી આ માન્યતા દઢતર થતી જાય છે કે, દેશીય સમાજના નેતાઓમા કોઈ મહાપુરુષો નથી. જેઓ મહાન વિષયોનો પર્યાપ્ત

અભ્યાસ કર્યો વિના જ પોતાના એ વિષેના કાચા ઉતાવળા અભિપ્રાયો ફરકાવે, જેઓને એટલો વિચાર કરવો પણ અનુકૂળ નથી કે સામાન્ય માનવની બુદ્ધિને દોરવણીની મદદ ન અપાય તો એને મોટી બાબતોમાં કાંઈ જ સમજણ ન પડે, જેઓ ઈશ્વરની માફક, પણ ઈશ્વરના સામર્થ્ય વિના, પોતાને જે રુચ્યું તે એક ક્ષણમાં પોતાની આજ્ઞાથી સિદ્ધ કરવા ઈચ્છે છે, જેઓ પોતાની રુચિ-અરુચિને જ તર્કબુદ્ધિ અને જ્ઞાન માનવાના ભ્રમમાં પડે છે; જેઓ એમ માને છે કે જીવનમાં પોતાની એટલે વિદ્યાની સર્વ ઉચ્ચ પદવી છે, શાખાઓમાં પોતાનું પ્રમાણસરનું શાણપણ એ પદવીથી જ સૂચવાઈ જાય છે; આવા માણસોને મહાપુરુષની ગણનામાંથી બાદ કરીએ તો આપણા આજના નેતાઓમાં મહાપુરુષ કોઈ નથી.

હું આ લોકો સાથે જોડાઈ શકયો નહિ એનાં કારણ સ્પષ્ટ છે. ખરડાનો વિરોધ કરનારાઓનો જથ્થો એટલો મોટો હતો કે એની ગતિ મંથર રહે, નિયમવશ રાખવી દુષ્કર બને, એ કારણે; અને, જો કે ધારાસભાની કાર્યપદ્ધતિને તથા, કંઈક અંશે, જે ધારો ઘડયો હતો એના સ્વરૂપને, હું નાપસંદ કરતો હતો છતાં એ વિષયમાં કાંઈક પગલું લેવાય એનો હું વિરોધી કદી હતો નહિ એ કારણે; હું વિરોધીઓમાં જોડાઈ શકયો નહિ આ પ્રશ્નમાં મેં મારો અભિપ્રાય ઉચ્ચાર્યો નહિ એનું કારણ એ હતું કે જેમને કહેનારો હું એકલો જ હોઉં એમને મારો અવાજ કદી ન પહોંચી શકે એવી મારી ખાતરી હતી

આજે મારો એ મનક્ષોભ શમ્યો છે સર ઍન્ડ્રુ સ્કૉબલનું પ્રવચન આજના 'ટાઈમ્સ'માં હતું. મેં વાંચ્યું. એ પ્રવચન ++ સમર્થ સાચા અંગ્રેજ કાયદાનિપુણને છાજે તે પ્રકારે વિષયને લગતાં ખરા પ્રમાણો રજૂ કરે છે. એ પ્રમાણોના પ્રકારથી મને સંતોષ થયો છે અને કાયદો ઘડવા માટેની અગત્ય હવે પુરવાર થઈ છે એમ મને લાગે છે

\+ \+ \+

આ ખરડાને અંગે બંને પક્ષોએ ઉશ્કેરાટ અનુભવ્યો. ખરડાના વિરોધીઓને ઉશ્કેરાટ માટે યોગ્ય કારણો હતા એમ હું માનું છું. પણ ખરડાના પક્ષકારોને ઉશ્કેરાટનું કાંઈ કારણ નહોતું ++ એમણે સૂચવેલા સુધારા એમના વ્યવહારનિરપેક્ષ શાસ્ત્રીય વિચારોને અનુરૂપ

હતા, અને. જો કેવળ શાસ્ત્રદષ્ટિએ કાયદો પડવાનો હોય તો, સત્તારૂઢ મનાતા લોકોની શાસ્ત્રદષ્ટિને પરિણામે જે અનિષ્ટ નીપજવાનાં હતાં તેની સામે આ સુધારાઓથી રક્ષણોપાય સાપડતો હતો.

પણ જેઓ ખરેખરા સત્તાધારીઓ છે એમણે બતાવી આપ્યું છે કે પોતે કેવળ શાસ્ત્રને કક્કે ચાલનારા નથી, પણ સ્પષ્ટ રીતે પુરવાર થયેલી સાક્ષાત્ વસ્તુસ્થિતિના ઉપાય યોજવાને પ્રવૃત્ત થયા છે; અને, હકીકત એવી હોઈને, કાયદાને નકામો બનાવે એવા સુધારાઓનો અસ્વીકાર કરીને એઓએ વ્યાવહારિક ચાતુર્ય દાખવ્યું છે.

\+ \+ \+

સુધારકોના ઉદ્દેશ પ્રત્યે મારો સમભાવ છે, પણ એમની મૂર્ખતાભરી દલીલો માટે એમની પ્રત્યે ઈતરાજી ઊપજતી રોકી શકાતી નથી. વિરોધીઓ માટે, ખરડા પ્રત્યે તથા એમના પ્રત્યે રખાયેલી ગૌરવહીન પદ્ધતિને કારણે, મને સહાનુભૂતિ છે. પણ જો સુધારકોની દલીલ મને મૂર્ખતાભરી લાગે છે, તો આ વિરોધીઓ વિશે મને એવું લાગે છે કે તેઓ દલીલ બીલકુલ કરતા નથી, એમની બીતિ સકારણ છે છતાં. સરકારને હું ધન્યવાદ આપું છું, મેડે મોડે પણ કાર્યપદ્ધતિ સુધારવા માટે, પોતાની આંખે જોવાનો પ્રયત્ન કરવા માટે; જો કે આ સુધારો કર્યો તેથી પ્રથમ ઊપજેલી માઠી અસર દૂર થઈ શકી નથી, અને અધારામાં વગર જોયે કૂદી પડવાની ભૂલ હજી તો અરધીપરધી જ સુધારાઈ છે. મારી પોતાની વાત કરું તો, બીજા લોકોના આ મૂર્ખ ઝગડાને કારણે હું ક્ષુબ્ધ થયો એ કારણે હું મને પોતાને દયાપાત્ર માનું છું, પણ આખરે મેં પ્રાપ્ત કરેલી મારી સ્વસ્થતા માટે હું મને પોતાને અભિનંદનપાત્ર ગણું છું — અને, કાંઈક અનિચ્છાએ, હું માનું છું કે આ અલ્પજીવી ક્ષોભ ન થયો હોત તો ઉપર જે લખાયું તે મેં જોયું વિચાર્યું ન હોત. આ છે અનિષ્ટમાંથી ઇષ્ટલાભ, અન્યની મૂર્ખતામાંથી અધિક બોધગ્રહણ.

૨૯ માર્ચ ૧૮૯૧

## મારા દેશ પ્રતિ મારાં ઐહલૌકિક કર્તવ્યો

'સંન્યાસનું વ્યાવહારિક સ્વરૂપ' (Pratical Asceticism) વિશે મેં લાંબો નિબંધ લખ્યો તેમાં મેં એવા આત્રાર્થનું કથન

કર્યું હતું કે હું અન્યને આલતાં શીખવું તે પહેલાં મારી મારા પગ ઉપર ઊભા રહેવાની શક્તિ હોવી જોઈએ; મને લાગે છે કે આથી યથાર્થતર કથન મેં કદી કર્યું નથી. ખરું હિત શામાં છે એનો અભ્યાસ કર્યા વિના દેશનું હિત કરવામાં સક્રિય પ્રવૃત્તિ કરનારા આપણા સુશિક્ષિત માણસોનું માનસ કેવું કહેવાય? જેને આપણે પ્રાથમિક સૂઝથી 'હિત' માની લીધું હોય એ 'અહિત' પુરવાર થાય એવો સંભવ નથી? પર્યાપ્ત જ્ઞાન થતાં આપણા નિર્ણયો બદલવાની આવશ્યકતા ન ઊભી થાય? આપણે અન્યને શીખવીએ કે પોતે કાર્યમાં પ્રવૃત્ત થઈએ તે પહેલાં આપણે ઊંડા ખંતભર્યા અભ્યાસથી ખરું જ્ઞાન મેળવવું જોઈએ જ. શુભ આશયથી થઈ જતી આપણી અજ્ઞાનજન્ય ભૂલોથી આપણા દેશને જે અનિષ્ટ પરિણામો વેઠવાં પડે તેની જવાબદારીનું આપણને ભાન હોવું જરૂરનું છે એમ હું માનું છું; આપણું 'શક્યતમ ઉત્તમ આચરણ' આપણી અણધારી–આકસ્મિક–મૂર્ખતાનું પૂરતું વળતર આપી શકે, તો ક્યારે કેવા પ્રકારે, એ જાણવાની કસોટીઓ તો છે. હ્યુમ અને વેડરબર્નમાં આપણને શ્રદ્ધા છે, એ કારણે કોંગ્રેસ ખરી છે એમ હું માનું છું; યોગ્ય રીતે પસંદ કરેલા નેતાઓમાં આપણી શ્રદ્ધા હોવી જોઈએ. પણ બીજી બાબતોમાં બીજા ક્ષેત્રમાં આપણા જે નેતાઓ છે એઓ લાયકાતવિનાના છે. આ પરિસ્થિતિ જોતાં, અનેક બાબતોને આપણા દેશી નેતાઓને બદલે આપણા રાજ્યકર્તાઓના હાથમાં રહેવા દેવાનું હું વધારે પસંદ કરું, કારણ કે રાજ્યકર્તાઓ આખરે સમજુ લોકો છે. દાખલા તરીકે, આપણે જોઈ શકીએ છીએ કે આપણને લગતા વિષયો વિષે પણ ઉત્તમ વાત કહેનારા અંગ્રેજો છે, દેશજનો નહિ. આથી મારું કર્તવ્ય એ છે કે કોઈ પણ બાબતનો અભ્યાસ કર્યા વિના એ વિષે કાંઈ પ્રયાસ કે અભિલાપ કરવો નહિ. દેશજનો કાર્યપ્રવૃત્ત થશે, તો હું એમનો ઉપરોધ નહિ કરું. યુરોપીયજનો આચરશે, તો હું કાંઈક શ્રદ્ધા સેવીશ. ઉભય ઘટનાઓમાં, હું એમને, સહકારથી અને પ્રતીકારથી પોતપોતાનો કર્તવ્યપથ રચતાં તત્ત્વો માનીશ. પરિબળોના વિકાસનું હું નિરીક્ષણ અને અધ્યયન કરીશ. અન્ય બાબતોનો પણ હું અભ્યાસ કરીશ. લોકહિતાર્થે કે દેશભક્તિ ખાતર કરવાના ઉદ્યોગના શ્રમવિભાજનમાં હું આ કર્તવ્યધર્મ મારે ભાગે આવ્યો માનીશ; એ દરમ્યાન,

હું ખાનગીમાં અને જાહેરમાં લખતો આવ્યો છું તેમ, મારી નોંધ અને આવશ્યક માહિતી લખતો રહીશ. હું અનિમેષ નયને, અધ્ધર શ્વાસે, આ મ્યુસિડોરાના* સ્વરૂપદર્શનને માણી રહ્યો છું, અને 'ભીડવાનું ના રહે' એ સમય માટે યોગ્ય બનવા મથતો રહીશ.

૨૭ એપ્રિલ, ૧૮૯૧

**અંગત નોંધ**

એક દિવસ એવો હતો જ્યારે મને, મહાન સ્કીપીઓની* માફક હું ૧૯ વર્ષની વયે પહોંચીશ અને છતાં, એના ઝાંખા પડછાયા જેવો પણ નહિ થઈ શકું એ વિચારથી ઉદ્વેગ થતો. એક સમય એવો હતો જ્યારે કાર્થેજની પવિત્ર ઉપદારવેદી ઉપર હૅમિલકાર બાર્કાએ તરુણ હૅનિબાલ પાસે લેવડાવેલી પ્રતિજ્ઞાનો વિચાર કરતાં હું અસાધારણ હર્ષાવેશથી અને મહાન મનોરથોથી ઉદ્દીપ્ત બનતો. એ પ્રતિજ્ઞા પુત્રને પોતાની સાથે સ્પેન લઈ જવાની શરત તરીકે પિતાએ લેવડાવી હતી, એ પ્રતિજ્ઞાથી એ નામાંકિત બાળક પાસે રોમ સામે શાશ્વત વૈરના શપથ લેવડાવ્યા હતા. આ આંતરપ્રેરણાઓના, અને ત્યારથી આજ સુધી ઉપજેલા મારા જીવનના કચડી નાખે એવા સંજોગોના, સંયુક્ત કાર્યપ્રભાવનો ક્યાસ કાઢવાનો મને સમય નથી. ભૂતકાળનું અવલોકન કરવું તો એમાંથી મળતા બોધ માટે જ કરવું, અને એ બોધ હવે પછી ફુરસદે તારવીશ. અત્યારે તો અત્યારનો જ વિચાર મારે કરવો જોઈએ.

મારો વર્તમાન એવો હોવો જોઈએ કે જે મારા ભવિષ્યને સરજ કરે.

ભાવનગરમાં, અને એ પહેલાં તથા પછી, મને સતત વિચાર—અથવા તરંગ—થયા કરતો કે મારા જીવનની ૪૦ વર્ષે સમાપ્તિ થશે—કે એ ઉંમરે હું મરણ પામીશ મારી અનેક મહાચિંતાઓમાંની

* અંગ્રેજ કવિ ટોમસનના 'Seasons' નામના કાવ્યમાં ડેમન અને મ્યુસિડોરાની વાત છે એનો અહીં ઉલ્લેખ છે. 'સ્નેહમુદ્રા' નો 'રસપાન અને મોહ' નામનો ત્રીજો ખંડ પણ આ કથાથી સૂચિત છે.

* સ્કીપીઓ આફ્રિકેનસ. પબ્લિયસ કૉર્નેલિયસ સ્કીપીઓ (ઈ.સ. પૂર્વે ૨૩૭–૧૮૩) એ દ્વિતીય પ્યુનિક વિગ્રહ વખતે મશહૂર રોમન સેનાધિપતિ હતો.

• હૅનિબાલ (ઈ. પૂ. ૨૪૭-૧૮૩), કાર્થેજનો વિખ્યાત સેનાધિપતિ. એણે રોમ ઉપર ચડાઈ કરી હતી, અનેક વિજયો મેળવ્યા હતા, અને છેવટ સ્કીપીઓની સામે હાર ખાધી હતી.

અને અભિલાષાઓમાંની એક એ હતી કે મારા મૃત્યુથી મારું કુટુંબ જીવનનિર્વાહના સાધનથી વંચિત ન બને અને ત્યારપછી એઓ પરસ્પર શાંતિથી જીવી શકે એની મારે પેરવી કરવી. મને લાગે છે કે-મારી દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી-પ્રથમ ઉદ્દેશ સિદ્ધ કરવા ભણી હું કાંઈક કરી શક્યો છું; કાંઈક હજી કરવું શેષ રહે છે, અને તરતમાં-પ્રભુ ઇચ્છા હશે તો-એ માટે વિશેષ નહિ તો પ્રયત્ન તો કરાશે. આ બાબતમાં મારા જીવનની, × ૧૮૮૫માં ઘડેલી યોજના સમાપ્તિને પંથે છે. મારા મૃત્યુ પછી મારા કુટુંબમાં શાંતિ રહે એ ઉદ્દેશસિદ્ધિને અંગે હું મારા કુટુંબજનોની પ્રકૃતિને કેળવવાને અને ઘડવાને પ્રયત્નશીલ રહ્યો છું. વીગત મ ટે વખત નથી. સાંપ્રત શાંતિ લગભગ સિદ્ધ બની છે તે એ અદ્ભુત સુશીલ નારીની ભીષ્મપ્રતિજ્ઞાથી-જે મારા ગૃહમંદિરમાં ૧૪ વર્ષની વયે એક ઉજળી આગાહી આપતી તીવ્રબુદ્ધિ કિશોરીને રૂપે આવી, જે મેં એને આપેલી જીવનની અને આત્માની સર્વ તાલીમ માટે ક્ષમ નીવડીને મારા હૃદયની મધુરી બની છે. જેણે એ વયની અને એટલા શિક્ષણની બાલા માટે અતિમાનુષ ગણાય એવા આત્મસંયમ વડે કરેલું નૂતનતમ સ્વભાવપરિવર્તન મને એની આરાધના કરવાને અને એના આત્માની-એની સાધુતાની-એના સદ્ગુણની-એની બુદ્ધિની-અને એના નીતિબળની આરતી ઉતારવાને પ્રેરે છે, જે વસ્તુસ્થિતિ એક વર્ષ પહેલાં મારી આશાથી અને મારા સ્વપ્નથી ક્યાંય દૂર હતી; જેણે મારા ઘરને સ્વર્ગ બનાવી દીધું છે; જે મને પત્ની મળી છે એ માટે હું પ્રભુનો અત્યંત આભાર માનું છું; જે અમુક રીતે મારાથી ચઢિયાતી પુરવાર થઈ છે; અને જ્યારે હું માતા અને પત્ની ઉભયને 'સરસ્વતીચંદ્ર'નો બીજો ભાગ વાંચી સંભાળાવતો હતો ત્યારે જેના તરફ ફરીને માતા વારંવાર આનંદના અતિરેકથી બોલી ઉઠતી કે, 'આ રહી મારી ગુણસુંદરી.' આ સુખદસ્થિતિની મને પૂર્ણ પ્રતીતિ તો ત્યારે જ થઈ શકે છે જ્યારે હું, વર્ષ પહેલાંની મારા કુટુંબની કષ્ટતમ દશાને અને આજની સુખમય સ્થિતિને (મારી મનોદૃષ્ટિ સમક્ષના દૃશ્યમાં પાસે પાસે મૂકીને) સરખાવું છું. અને, મારાં માતાપિતાને અને પોતાની છાયામાં જે કોઈ આવે તેને સુખી કરવાનું નિમિત્ત પોતે બનવું એને એણે પોતાનો એક ઉચ્ચાભિલાષ કર્યો છે-પોતાના જીવનનો અને આત્માનો અંશ માન્યો છે. આ નારીનું 'મરણોત્તર ભાવિજીવન' કેવું હશે એની તો મને પૂર્ણ ખાતરી

હોવી જોઈએ એમ હું માનું છું—જો સ્વર્ગ હોય તો એ સ્વર્ગ પોતાનાં દ્વાર આ મધુર સર્વમંગલ આત્મા માટે જેટલી તત્પરતાથી ઉઘાડે તેટલી તત્પરતાથી અન્ય કોને માટે ઉઘાડે? જ્યાં સુધી એ મારા કુટુંબની-મારી અને બીજાંઓની-સમ્રાજ્ઞી છે ત્યાં સુધી મારું કુટુંબ સુખશાન્તિમાં અવશ્ય રહેશે જ.

પણ મારાં '૪૦' પછી—હું ચાળીશમે મરું તો—કોણ કુટુંબમાં શાસન કરશે? મારી પત્ની નહિ એને સત્તા આપીએ તો એની જન્મગત સુજનતા એનો સદુપયોગ કરશે, પણ આ સુજનતા જ, જે એને સ્વાર્થપરાયણ બનતી અટકાવે છે એ સુજનતા જ, એની વેરણ બનશે, કારણ કે અત્યારે જે મારામાં નિહિત છે અને જે એને સોંપેલી છે તે સત્તા ત્યારે બીજાઓના હાથના જશે અને તે પોતે એ માગશે નહિ, અને બીજા એને સોંપશે નહિ, અને બીજાઓ કોઈ ને કોઈ પ્રકારે એનો દુરુપયોગ કર્યા વિના રહેશે નહિ એવું (મારી પત્નીએ) હાલ મારી અને મારા કુટુંબની શાન્તિ સુરક્ષિત રાખી છે તો મારા મૃત્યુ પછી એની શાન્તિ સુરક્ષિત રહે એ મારું કર્તવ્ય છે. પવિત્ર ધર્મ માનીને આ કર્તવ્ય કરવાનું રહે છે

મારા જીવનની યોજનાનું બીજું લક્ષ્ય છે મારા દેશ પ્રતિ મારો ધર્મ હું હૅનિબાલ કે મ્યુસીઓ ન થઈ શકું. એમના જમાના ગયા. એઓ અર્પી શક્યા હોત તેથી જુદી વસ્તુઓ દેશ માગે છે. મારે જોઈએ માત્ર એમના આત્મા. દેશને એ લોકોના આત્માથી અને પ્રતાપથી સંપન્ન નરપુંગવોની જરૂર છે, પણ આધુનિક પરિસ્થિતિ માગે તેવી ભિન્ન પ્રકારની ઉદ્દેશસિદ્ધિ અર્થે, દાખલા તરીકે રાષ્ટ્રસ્થાપના અર્થે. લોકો યોજનાઓ આજે બળ પ્રમાણે ઘડે છે અને સક્રિય બહાદુર પ્રૌઢ જેવો કરે છે હું એ પ્રમાણે કરી શકતો નથી. દેશનું આયુષ્ય મારા કરતાં લાંબુ છે, અને મારે મારી કર્તવ્યયોજનાને મારાં ૪૦ વર્ષોમાંથી જે રોપ છે તેમાં જેમ તેમ કરીને ખડકી ન જોઈએ. આમાં મારું કર્તવ્ય આ મહાપણભર્યા શ્લોકમાં સૂચવ્યું છે તે છે:

अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् ॥

અર્થાત્ જ્યારે મારા દેશ પ્રતિ મારા કર્તવ્યની યોજના રચવા બેસું ત્યારે મારે હું અજરામર છું એવી કલ્પના રાખવી જોઈએ

મારું મારા દેશ પ્રત્યે કર્તવ્ય શું છે અને મારે એ શી રીતે બજાવવું? ઘણાખરા લોકો આ પ્રશ્નનો ઉત્તર પોતાની સહજસંજ્ઞાજન્ય

[1]સ્મૃતિઓને અને સિદ્ધવત્ મનાતા સૂત્રોને અનુલક્ષીને આપે છે હુ પણ એ રીતે ઉત્તર આપી શકુ, પણ એવા ઉત્તરો ઉપર કાર્યની આકણી કરવી એને હુ પાપ અને મૂર્ખતા માનુ છુ આ વિષયમા પણ મારા જીવનકાર્યની યોજના મે ૧૮૮૫મા કરીને નોધી હતી. મારી સાહજિક વૃત્તિથી નિરપેક્ષ રીતે, ત્યા આલેખેલી રેખા મને કાઈક સાચી જણાય છે પણ હુ માત્ર એટલુ જ કહી શકુ કે એ સાચી જણાય છે. સાચુ છે શુ એ શોધી કાઢવા માટે મારામા અધિકતર અનુભવ અને અધિકતર ડહાપણ હોવા જોઈએ ડહાપણ મારે ક્યા શોધવા જવુ? હાલ તરત તો હુ માનુ છુ—જેમ બૅકન ધાર્યો ત્યારે માન્યુ હતુ તેમ માનુ છુ—કે એ ડહાપણ ઈતિહાસમાં હોવુ જોઈએ, કારણ કે ઇતિહાસ માનવ-અનુભવોની નોધપોથી છે. નોધ્યા વિનાનો એક વ્યાવહારિક ઈતિહાસ પણ છે, અને એનો અભ્યાસ જીવનના નિરીક્ષણથી થઈ શકે એલ્ફિન્સ્ટન કૉલેજમા પ્રોફેસર કર્ઝહામે કહ્યુ હતુ તેમ 'Man must be everything in something and something in everything' (માનવે કોઈક બાબતમા બધુય (સર્વસ્વ) અને બધી બાબતમા કઈક હોવો જોઈએ) જે થોડીક બાબતોમા હુ સર્વગ્રાહી થવા ઇચ્છુ તેમાની એક છે જગતનો ઇતિહાસ હુ એ હાથમા લઈ ચૂક્યો છુ, અને ધર્મના (જીવનકાર્યની મારી યોજનામા જે બીજો મુદ્દો છે એ ધર્મના) મારા અભ્યાસની તથા ધનાર્થે મારા પરિશ્રમની સાથોસાથ મારો ઇતિહાસનો અભ્યાસ આગળ વધવો જોઈએ ધન માટે પરિશ્રમ ૪૦મે વર્ષે કે ૪૦ પછી અટકવો જોઈએ ત્યારે આવા પરિશ્રમ વગર જીવવા માટે માર્ગ અને સાધન તૈયાર કરી ગખવાં જોઈએ—મને કરતી પોસાય એવી બચત કરીને અને અલ્પતમ સાધનથી વિશાલતમ જીવન જીવી શકુ એ રીતે મારી જરૂરિયાતોને ઓછી કરીને આ પરિશ્રમે રિક્ત કરેલા સમયાવકાશને મારે અભ્યાસથી, અને જો અભ્યાસ કાર્યનો ઉત્પાદક બને તો મારી જીવનયોજનાને અનુરૂપ હોય એવા કાર્યથી, પૂરવો જોઈએ જો હુ અભ્યાસી તરીકે જ મૃત્યુ પામીશ અને મારા દેશ માટે કઈ જ કાર્ય ન કરી શક્યો હઈશ તો પણ મે સ્વલ્પતમ કર્યું ગણાશે, એટલે મારુ કર્તવ્ય કર્યું ગણાશે આવી દલીલોનુ કારણ મારા મનમા છે, અને એ નોધવામા સમય વ્યય કરવાની જરૂર નથી મારુ કાર્ય શું

હોવું ઘટે, અને એની સિદ્ધિ કેવી થશે એનો અભ્યાસ કર્યો વિના હું કાર્યમાં ઉદ્યુક્ત ન થઈ શકું.

દેશહિતાર્થે કર્તવ્યો

(क) અધ્યયન. (ख) સામાજિક, શારીરિક, બૌદ્ધિક, નૈતિક અને રાજનૈતિક વિષયમાં નવજીવનનું અને બલનું આપાદન. એક સમયે, ૧૮૮૫માં, હું માનતો કે ઇટલીએ અને અમેરિકાએ સ્વાતંત્ર્યની લડત કેવી રીતે ચલાવી અને સફળ કરી એનો મારે અભ્યાસ કરવો કરવો જોઈએ; એ સંકુચિત અને વન્ધ્ય યોજના હતી એવું મને લાગે છે. આજે હું માનતા લાગ્યો છું કે કેવળ લશ્કરી બળવો (સશસ્ત્ર વિપ્લવ) એ તુચ્છ અભ્યાસ વિષય છે. એ ક્ષણે મારા મનમાં આ ખ્યાલ ભાગ્યે જ હતો કે આવા બળવાથી સ્વાતંત્ર્ય મેળવવાનું સ્વપ્ન પણ આપણે ન સેવવું જોઈએ. એ અભ્યાસ બળવાનો અભ્યાસ જ હતો એ ખ્યાલ પણ મને ભાગ્યે જ આવ્યો હોય-જો કે જરાક વધારે વિચાર કર્યો હોત તો હું એ જોઈ શક્યો હોત. જે 'સર્વ વસ્તુઓ'માં 'કંઈક' થવાની મારી કલ્પના હતી એ સર્વમાંની એક વસ્તુ તરીકે જ મે એનો સ્વીકાર કર્યો હતો.

મારે સાક્ષાત્ જે કાર્યો કરવાનાં હતાં તેનો મેં જીવન યોજ-નામાં) (Life programmeમાં) અને કાર્યયોજનામાં (Programmeમાં) સમાવેશ કર્યો છે, અને એ સર્વ કાર્ય લશ્કરી પ્રકારથી ભિન્ન જે 'civil' પ્રકાર છે એ પ્રકારનું હતુ, 'બળવાખોર' કે 'વિપ્લવાત્મક'થી ભિન્ન જે 'constitutional' પ્રકાર છે એ પ્રકારનુ અર્થાત્ વિધાનલક્ષી હતુ આ વર્ણનથી સ્પષ્ટ સમજાવી શકાય તેનાથી નિશ્ચિતતર અને ઉદાત્તતર એવું કંઈક એ હતું. મારા દેશ પરત્વે એ 'કાર્યયોજના' અથવા 'જીવનયોજના' ઘડવાને જે ભાવનાની હું પ્રેરાયો હતો એ ભાવનામાંથી જ મારી આજની ભાવના વિકસી છે.

વિશિષ્ટ સ્વરૂપની કાર્યપ્રવૃત્તિ ઉત્પન્ન કરવી-એ બળવો હોય, કે રાજતંત્રીય, વિધાનલક્ષી સંક્ષોભ હોય કે સામાજિક સુધારણાની ચળવળ હોય-એ મારા માનસ અને ઉચ્ચાશયો માટે અત્યંત અલ્પ આયન છે. મે તમને કહ્યું છે, શ્રી ત્રિપાઠી, કે આવી કોઈ વિશિષ્ટ પ્રવૃત્તિ ઉપજાવવાનો પ્રયત્ન કરો તે ક્ષણે જ તમે જે 'જાહેર' પુરુષ

કે નાગરિક બની જાઓ એ બનવું તમારા કર્તવ્યપથની બહાર છે.-ગોલ્ડસ્મિથે નૃપતિઓ વિષે જે કહ્યું હતુ તે તમે આવી સક્રિય પ્રવૃત્તિ-પરત્વે કહી શો.

'A breath can mar them as a breath has made' પણ જેને એ મૂલ્યસત્તર ગણુતો એવુ અન્ય તત્ત્વ આ છે:-

'But a bold peasantry, their country's pride,

When once destroyed can never be supplied'

મારે ઉત્પન્ન કરવી છે, અથવા ઉત્પન્ન થયેલી જોવી છે, નહિ કોઈ આ કે તે સક્રિયપ્રવૃત્તિ—પણ એવી એક પ્રજા જે આજે છે તેથી ઉન્નતતર અને બલવત્તર બની હશે, જે, પોતાની સભાળ અને વ્યવસ્થા કરવાને મારા શિક્ષિત અને અશિક્ષિત દેશજનોની આજની અસહાય પેઢી છે તેના કરતાં વધારે સામર્થ્યવતી હશે આ પ્રજા કયા પ્રકારની હોવી જોઈએ અને એ ચૈતન્યજ્યોતને શી રીતે પ્રગટાવવી, એ મારી બુદ્ધિ સમક્ષ પડેલી સમસ્યાઓ હતી, અને છે હાલ તુરત માટે તો આટલુ જ નિશ્ચિત લક્ષ્ય તરીકે મારી સમક્ષ રાખુ છુ; મારો આ અભ્યાસ તે જ મારો અગ્રસૈનિક અને મને કુમક દેનારો બનશે, અને જો તે દરમ્યાન હુ ખપી ગયો નહિ હોઉ તો સૈન્યના મુખ્ય દલ જેવો મારો ક્રિયાત્મક ઉદ્યોગનો અને પ્રવૃત્તિમય જીવનનો ક્રમ તદનતર આવશે, પછી જોવુ રહેશે કે એ ઉદ્યોગ અને પ્રવૃત્તિને પ્રયોજનસિદ્ધિ સાપડે છે કે નહિ આ પ્રવૃત્તિકાલ આવ્યા પહેલાં હુ ખપી જાઉ તો મારે કાંઈ કરવાનુ રહેશે નહિ તો મારુ મૃત્યુ ફરજ બજાવતા ખપી ગયેલા સૈનિકના મૃત્યુ જેવુ બનશે, અને હું ભસ્મરૂપ બનુ ત્યાર પછી જે ઘટના બને એની ચિંતા મારે કરવાની નહિ રહે જો મે મારી ભૂમિકા બરાબર ભજવી હશે, તો એ ઘટનાઓથી મને કાંઈ નિસ્બત નથી પહેલુ જ્ઞાન, પછી કાર્ય, અને જો હુ નિરીક્ષણ કરતા અને પ્રાથમિક બાતમી મેળવતાં મૃત્યુ પામીશ -અલબત્ત આ નિરીક્ષણપ્રવૃત્તિ પણ આવશ્યક અને મહત્ત્વપૂર્ણ છે -તો હુ મારાથી શકય તેટલુ કર્તવ્ય કરી પરવાર્યો હોઈશ સામર્થ્ય ઉપરવટ કાંઈ કર્તવ્ય હોય નહિ. સામર્થ્ય જ કર્તવ્યનુ પ્રમાણુ નક્કી કરે છે, અને કર્તવ્ય જ સામર્થ્યને પોષે-સવર્ધે છે પોતાની જ સૃષ્ટિના આ લક્ષ્ય ચિત્રપટના અમુક નિશ્ચિત અગ્રબિંદુએ સામર્થ્યની અલક્ષ્ય શક્તિ-કામ કરીને પરવાતી જાય, ત્યારે જે મૂલ અલક્ષ્ય હતુ તે ફરીથી અલક્ષ્ય-

બની જ જાય, સપૂર્ણત અપક્ષ બની જાય જે અગ્નિબિંદુને હુ 'હુ' કહુ છુ એ અગ્નિબિંદુએ આ શક્તિ કાર્ય કરતી અટકી જાય ત્યારે ન હોય શોક, ન હોય ભય 'હુ' પરવારે છે, ખતમ થાય છે, અને ચિત્રપટ એ બિંદુએ, એ બિંદુ પૂરતો જ, સકેલાઈ જાય છે

મારી દૃષ્ટિના આવા વિકાસને પરિણામે ૧૮૮૫મા મે ઠરાવેલી મારી અભ્યાસયોજનાની કેટલીક વીગતો ફેરવવી પડે છે, અને 'ઇતિહાસ' જે સ્થાને એક વખત હતો એ સ્થાને પાછો આવી બેસે છે

+ + +

મરતા પહેલા મારો અભ્યાસ પૂરો થાય કે ન થાય, મારે અભ્યાસ કરવો જ જોઈએ અભ્યાસ વિના દૃષ્ટિ નથી, અને દૃષ્ટિ વિના કાર્યની કુશળતા નથી મારા બાળકોને, મારી પત્નીને, મારા ભાઈને અને મારા મબાપને હુ કુમળા રોપ પ્રમાણે મારા સજોગોમા શક્ય તેવા માનસિક અને નૈતિક વિકાસ પર્યંત કેળવતો રહ્યો છુ મારે મારા દેશને પણ એ પ્રમાણે જ કેળવવો જોઈએ, મારે મારા ચક્ષુ ખોલવા જોઈએ અને આ લક્ષ્યસિદ્ધિ અર્થે મારે શુ અને શી રીતે કરવુ એ જોવુ જોઈએ, અને જેક તકનાએ (કે કાઈ અંશમા) મારી દૃષ્ટિ વિશદ બને અને મારી શક્તિઓ મને પ્રવૃત્તિમા યોજે ત્યારે અને ત્યા મારે કાર્ય આરભવુ જ જોઈએ 'સરસ્વતીચંદ્ર' આ પ્રમાણે એની કાનકનાએ—એના માટેની પરિપક્વ ક્ષણે—શરૂ કર્યો હતો એ કાર્યસાધક બન્યો છે એમા શકા નથી, લોકો એને હવે પછી અનુભવે છે આ કેવળ સાહિત્યકૃતિ છે અને સમાજ ઉપર પ્રભાવ સ્થાપશે અન્ય પ્રકારના કાર્યો અન્ય સમયોએ—યોગ્ય ઋતુએ, એ પ્રાપ્તકાલ હશે ત્યારે—થશે, સજોગ પરિપક્વ થયા પહેલા નહિ

પમી એપ્રિલ, ૧૮૯૧

મારા માતાપિતાની યાત્રા પૂરી નથી થઈ, અને મારે હુડીઓ સ્વીકાર્યે કરવી પડે છે! યાત્રાના અન્ય આનુષગિક ખર્ચોની તો વાત પણ હુ નથી કરતો! નિદ્રાથી શાતિ મેળવવા મે યત્ન કર્યો, પણ નિદ્રા ન આવી, ઊલટો હુ વિચારમાં ઘસડાયો ++ એ અદ્ભુત નારી, મારી પત્ની, શાત છે, એ મને કહે છે કે પિતાની ઇચ્છા પૂર્ણ કરો, અને એ સલાહના સમર્થનમા બોધભર્યું પ્રવચન આપે છે

++ પણ મારે બીજાઓ પ્રતિ પણ ફરજ બજાવવાની છે, અને

અને પિતાને કારણે મારી જે સ્થિતિ થાય છે તેથી હું એ ફરજમાં ઊણો ઊતરું છું. ++ આ વિષમ સમસ્યા મને અકળાવે છે. શાંતિ સુરકેશીથી પાછી મેળવી-મારી 'સ્નેહમુદ્રા'માંથી 'આકાશોદર' 'પવન' 'સિંહ' એવાં અર્થપૂર્ણ કાવ્યો વાંચીને.

૫મી એપ્રિલ, ૧૮૯૧

પ્રભુએ મને ગયા વર્ષ દરમ્યાન મારી આર્થિક જવાબદારી ઉપાડી લેવાનું બળ આપ્યું, અને હું કાંઈક શાંતિ અનુભવવા લાગો—જો કે મારી વૃદ્ધાવસ્થા માટે મેં કાંઈ જોગવાઈ કરી નથી; અને મારી ક્ષીણ શરીરપ્રકૃતિ જોતાં વૃદ્ધાવસ્થાનું આક્રમણ-જો હું એટલું જીવ્યો તો—વહેલું થવાનો સંભવ છે, એ ખ્યાલથી મને ગભરામણ થઈ હતી એ ગભરામણ ઉપર મેં શ્રદ્ધાબળે વિજય મેળવ્યો. કરેલી જોગવાઈનો નાશ થાય એવો ભય કરીથી હું સેવું છું, એક પ્રકારે ધનનો એ ક્ષર શરૂ થઈ પણ ચૂક્યો છે. પુત્રધર્મ પાળી મેં અર્થહીન અભિપ્રાયોને માન આપ્યું અને એમાં બધી રોકડ ખરચાઈ ગઈ. એ રકમ મારા પિતાના સાચા નક્કર હિત ખાતર વપરાઈ હોત તો મને કાંઈ ન લાગત. પણ ખેર હવે જે સ્થિતિ છે તે નભાવવી રહી. 'સ્નેહમુદ્રા'ના સિંહ મફક વિચાર કરવો, વનસમૃદ્ધિ જેવી મનોવૃત્તિ અનુભવવી, અંધતિમિર જેવી ફિલસૂફી જાળવવી, અને આ વાતનો નિવેડો શી રીતે લાવવો તે જે જાણે છે એવી મહાશક્તિની દેખરેખ નીચે સંજોગો જે થાય તે થવા દેવા, એ જ ઉપાય છે.

× × ×

લલિતાએ + + મારાથી વધારે ઉદાત્તતાથી અને ઊજળી રીતે પોતાની ફરજ બજાવી છે, પોતાની સારી અને નરમી તબિયતમાં એણે ભાણેજડાંઓને છાતી સરસાં રાખ્યાં છે, અને જે જોઈ ને માતાને પણ ઇર્ષ્યા આવે અને લલિતા પ્રત્યે હેત ઊપજે એવી હૃદયની વિશાળતાથી બધું (પેલી બીજી નારીથી) નભાવ્યું છે.

× × ×

પિતાને એમ ન લાગવું જોઈએ કે મારો પૈસો એમનો નથી, કે પોતે પરતંત્ર છે. + + પણ એમને કુટુંબની દેવમૂર્તિઓ માટે એક મંદિર બાંધવાનો મનોરથ છે, જેમાં મારી વર્તમાન આર્થિક

સ્થિતિમાં હું સંમત થઈ શકું એમ નથી. એમના પોતાના અને અન્ય કુટુંબજનના પ્રાણુ પોષવા એ ઉચ્ચતર કર્તવ્ય છે જે હું એમની માગણી મંજૂર રાખું તો અદા કરી શકું નહિ. પિતાનો ધાર્મિક શોખ પૂરો પડે એટલા ખાતર હું આ કર્તવ્ય લોપી શકું નહિ.

× × ×

કુટુંબની વ્યવસ્થામાં મારું સૂત્ર આ છે: 'મારા કુટુંબની પ્રત્યેક વ્યક્તિને એની સ્વતંત્રતા હોવી જોઈએ, પણ કોઈની સ્વતંત્રતા અન્ય વ્યક્તિઓની, નાનાં બાળકોની પણ, આવશ્યક સ્વતંત્રતા ઉપર કાપ મૂકે ત્યાં સુધી જવી ન જોઈએ'; અને આ નિયમને અમલી બનાવવામાં હું દૃઢતાથી મોટાંઓને અને નાનાંઓને એક સરખી સમાન ભૂમિકાએ મૂકું છું. એથી અન્યથા થવા દેવાથી કૌટુંબિક આપખુદ સત્તાને અથવા દમનને ઉત્તેજન મળે અને વ્યક્તિનો વિકાસ અવરોધાય. આવું દમન અને આવો અવરોધ, જ્યારે એ ઉચ્ચાશયભર્યો અને આવશ્યક જણાય ત્યારે, માત્ર મારા ઉપર કે મારી પત્ની ઉપર થવા દેવાની છૂટ હું આપું છું (કારણ કે એમાં મારી પત્ની મારો સ્વેચ્છાએ બનેલો અંશ છે)

વ્યવહાર–કુશળ થવું હોય તો ભૂતકાળ તરફ આંખ મીંચતાં શીખવું પડે; જેનો ઉપાય અશક્ય છે એવા ભૂતકાળ માટેના જ નહિ, પણ અપરિહાર્ય વર્તમાન માટેના અને અનિવાર્ય ભવિષ્યમાટેના પણ શોક અને વ્યગ્રભાવને નિરુદ્ધ કરતાં શીખવું પડે. આ ભૂત, વર્તમાન અને ભવિષ્ય અદૃશ્ય સત્તાએ સર્જેલ હોય, કે શત્રુના કે મિત્રના કે પ્રિયતમ જનોના કે તમારા પોતાના દૃશ્ય હાથે ઉપજાવેલ હોય, એથી કંઈ જ ફેર પડતો નથી; કારણ કે અદૃશ્ય સૂત્રસંચાલક તો સર્વત્ર સર્વદા હોય છે જ, અને તમારું કર્તવ્ય તો જે પ્રાપ્ત થાય તેનો ઉત્તમ અર્થ કરવાનું છે.

આ છે જીવનની રાજકાર્યકુશળતા: ડૂબતી રાજનૌકાનું સુકાન સંભાળવામાં જેટલી ભયભરી તેટલી જ આ કુટુંબ વ્યવસ્થામાં ભયભરી. પણ જો માનવ આ પ્રસંગ પૂરતો કે આ ફરજ પૂરતો સમર્થ ન હોય તો માનવની કલામાં રહ્યું શું? મારી જિંદગી, આરંભથી જ, આવી કસોટી બની રહી છે, અને નવાઈ એ

બીજાઓને લાગી આવે તેટલું મને લાગી આવતું નથી એની નથી; જરા પણ મને લાગી આવે એની, અને હજી પણ હું એ તીવ્ર કસણીથી રંગાઈ ગયેલા જેવું વર્તન રાખી શકતો નથી એની જ નવાઈ છે.

૭મી એપ્રિલ, ૧૮૯૧

મારી દશા જુઓ. એલ. આર. વૈદ્ય ગુજરી ગયા; પાછળ એક અનાથ વિધવા છે; લોકોએ ફાળો શરૂ કર્યો છે. મારા ગજવા ઉપર વડીલોની તીર્થયાત્રાનો બોજ પડ્યો તેથી મારે મારો ફાળો રૂ. ૧૫ જેટલો મર્યાદિત કરવો પડ્યો. લલિતાને ઘણી ઝંખના હતી કે પોતાની, અને ભાણેજડાં સહિત બાળકોની, ભાણેજડાં જ પોતાના ખોળામાં કે પોતાની આજુબાજુ હોય અને બીજાં બાળકો નરદરને પડખે હોય એવી છબી પડાવવી. તાજા ખર્ચભારની અને તાજી આ માગણીની વાત જાણતાં જ એણે એ વિચાર જાતે જ પડતો મૂક્યો. એને પોતા માટે અમુક વસ્તુઓની જરૂર હતી; અને અમારાં બાળકો માટે કપડાં ખરીદવાની ચાપતી જરૂર હતાં; એણે અર્ધી ખરીદી કરી હતી, પણ આ સમાચાર મળ્યાં પછી બાકીની અર્ધી રહેવા દીધી અને દરજીને બંધ કર્યો આ બાબતના અલ્પાંશ માટે પણ કોઈ, મનમાં પણ એની પ્રશંસા કરે, કે એનો આભાર માને એવી એણે કદાપિ અપેક્ષા રાખી નથી, એમાં જ આ સમગ્ર પ્રસંગની ખૂબી છે. બિચારી નારી! અથવા અમીરી પ્રકૃતિની નારી! મારા કરતાં તો સારી જ.

૮મી એપ્રિલ, ૯૧

રામાયણ

રામાયણના આજે છે તે ગ્રંથમાં બે હાથ સ્પષ્ટ જોઈ શકાય છે. એક પૌરાણિક છે, બીજો કવિપ્રકૃતિ. રામાયણની કવિતા સાદી મનોહર ઉચ્ચ પ્રકારની છે. જો માત્ર આ કવિત્વમય ભાગને રાખીએ અને બાકીના ભાગને કાઢી નાખીએ, તો કાર્યની કાવ્યોચિત એકતાવી સંકુલ એક સ્વતઃસંપૂર્ણ સમગ્ર કાવ્ય બની રહેશે. કવિત્વરહિત ભાગ પૌરાણિક દંતકથાઓથી ભરપૂર છે. અને એમાં કવિત્વમય અંશની સરલતા અને મનોહરતા નથી ઉપરાંત એમાં આલેખાયેલું જીવનચિત્ર કાવ્યાંશના ચિત્રાલેખનથી સર્વથા ભિન્ન પ્રકારનું છે. આ ભાગ સ્પષ્ટ રીતે પૌરાણિક છે. અને એ સ્વરુચિ અનુસાર આ કાવ્યને કૃત્રિમ શોભા આપવા ઇચ્છનારા કોઈકે પ્રક્ષિપ્ત કરેલો છે; એણે કવિના અંચલ પ્રદેશો ઉપર પોતાનો હાથ અજમાવ્યો છે. આ દૃષ્ટિએ

એમ લાગે છે કે બાલકાંડ અને સંભવતઃ ઉત્તરકાંડ આકારપરિવર્તન પામેલ છે જો કે મૂલની રેખાઓ પૂર્ણતઃ લુપ્ત નથી થઈ. અવતારવાદ આ (નવા) અંશમાં જ છે, અન્યત્ર નહિ. પ્રત્યેક સર્ગને અંતે જે એકવિધતા લાગી હશે એને ટાળવાના હેતુથી, જે અંતિમ શ્લોકો ઉમેરાયા છે તેમા આ હાથ પરખાય છે. પુરાણોનું પ્રિય પાત્ર નારદ પણ, પુરાણીઓની રીત પ્રમાણે, વાલ્મીકિને રામ ઉચિત કાવ્યવિષય છે એવુ કહેવાને, આવી પડે છે—જેમ જાણે વાલ્મીકિ પોતાના સમયના આ મહાપુરુષ વિષે અજાણ હોય! કવિત્વમય અંશ ઉપર જ દૃષ્ટિ ઠેરવીએ તો આપણે જોઈ શકીએ છીએ કે આ ગ્રંથને સમયક્રમે મહાભારતની પૂર્વે મૂકવાનો પરપરાગત ક્રમ ખરો છે.

૯મી એપ્રિલ, ૧૮૯૧.

મારો એવો તર્ક છે કે ઉત્તરકાંડ માત્ર નવીકૃત નથી પણ મહાભારતના અંતિમ પર્વની માફક ચોખ્ખો ઉમેરાયેલો છે. પૌરાણિક ઉમેરાઓનાં વિશિષ્ટ લક્ષણો આ છે :

૧. કાવ્યતત્ત્વ વિનાનુ પૌરાણિક શૈલીમાં કરાયેલું વર્ણન;
૨. કાવ્યના પ્રયોજનથી તદ્દન અસબદ્ધ એવી પરપરાગત લોકકથાઓ વણી લેવાનો પ્રયત્ન.
૩. જે લૌકિક છે તેની કાલ્પનિક દિવ્ય ઉત્પત્તિ અને ઉપપત્તિ સ્થાપવાનો, અને તેને દિવ્ય આકાર આપવાનો, પ્રયત્ન—આ અંશો તો રણભૂમિમાં પણ, એક દૃષ્ટિક્ષેપે પીણી શકાય; દા. ત. રામ રાવણ સાથે યુદ્ધ કરે છે ત્યારે કોઈ સૂર્યઉપાસક રામને અગસ્ત્યનો પરિચય કરાવે છે એ પ્રસંગ.

આ ઉમેરાઓ જુદે જુદે સમયે કર્યા હોય એવું જણાય છે. આરંભમાં નારદે તેમ જ બ્રહ્માએ વાલ્મીકિને જે રચનાયોજનાઓ સચવી છે એ બેમાં ફરક પડે છે : એમાંથી એક રાવણવધ અને રામના લંકા પ્રત્યાગમન સાથે જ સમાપ્ત થાય છે. ત્યારે છેલ્લો કાંડ અસ્તિત્વમાં નહોતો.

પૌરાણિક કલ્પિત દેવકથાઓ વૈદિક દેવતાઓના વાતાવરણથી અલગ પરખાઈ આવે છે; આ વૈદિક દેવતાઓને કાવ્યમાં મૂક્ત કવિએ અણી મૂકયા છે એમ દેખાય છે, પણ પ્રક્ષેપ કરનારાઓએ એ દેવતાઓની ભ્રમમૂલક દુર્દશા કરી છે.

પ્રથમ કાંડમાં આદિકવિએ પોતે રચેલો કોઈ કેન્દ્રસ્થ મૂલભાગ હોવો જોઈએ. ક્રૌંચપક્ષીને જોઈને થયેલી પ્રેરણા, અને કેટલાંક અન્ય સરલ મનોહર તત્ત્વો, આવું સૂચવી દે છે.

વિશ્વામિત્ર અને વસિષ્ટ અને જમદગ્નિપુત્ર સાથે આ કાવ્યના સંબંધની કલ્પના પૌરાણિક પ્રક્ષેપકારોની કૃતિ ન હોઈ શકે; એમ તો બ્રહ્મા, નારદ એને વિષ્ણુમાં રાચે જેમનાં નામ ઋગ્વેદ સાથે સંબદ્ધ છે એ ત્રણ ઋષિઓને એમના સમકાલીન કવિએ જ કાવ્યમાં આણ્યા હોવા જોઈએ. જનક વૈદિકકાળનો વસ્તુસત્ પુરુષ હતો, અને કવિએ સાચાં પાત્રો જોડે કાલ્પનિક પાત્રોનો ગંજીમેળો કર્યો હતો એમ માનવું મુશ્કેલ છે; આવા તરંગી વૈચિત્ર્યને સમકાલીન વાચકોએ ન જ ચલાવી લીધું હોય. પ્રથમ કાંડમાં સીતાનો ખેતરના ચાસમાંથી જન્મ વર્ણવ્યો છે તે પૌરાણિક પ્રક્ષેપકનો ખોટો ખ્યાલ છે. સીતાની દિવ્યતા દર્શાવવાનો પ્રયત્ન કરતાં એણે વિચાર કર્યો હશે કે, 'સીતા શી રીતે જન્મી હતી?' એને ઋગ્વેદકથિત 'સીતા' અથવા ખેડેલી જમીનની હળરેખા, ઉપરથી ઉત્તર સૂઝ્યો અને એણે એ વસ્તુને કાવ્યમાં વણી લીધી જનકે પોતાની પ્રિય પુત્રી માટે વૈદિક પવિત્ર 'સીતા'નું નામ પસંદ કર્યું હોય એ તો સ્વાભાવિક છે. આ 'સીતા'ને કારણે રામાયણને માત્ર રૂપક ગણવાની માન્યતા સ્વીકારાઈ છે એ બીજાં આદિથી અંત સુધીનાં રૂપકસંભવ વિનાનાં નામોથી અસંગત છે.

### સામાજિક ક્ષેત્રમાં અનિષ્ટ તત્ત્વો ઇત્યાદિ

૧. પુરુષને પોતાના કુટુંબ પ્રત્યેના વર્તનનો પ્રસંગ આવે ત્યારે, સામાન્ય વ્યવહાર સૂત્રોનો ઉપદેશ ગમે તે હોય અને વૈજ્ઞાનિક સંશોધનમાં અદ્યતન કે ભાવી પરિણામ ગમે તે હોય તે છતાં, કુટુંબજનો સુખી શી રીતે થાય એ વિચારવાનો ધર્મ પ્રાપ્ત થાય છે. 'ગૃહ' (home)ની વ્યવસ્થા કલાથી કરવાની છે, વિજ્ઞાનથી નહિ.

× × ×

૨. સામે પક્ષે, સમક્ષ રહેલા વિશિષ્ટ પ્રસંગ પરત્વે રૂઢિ-અનિષ્ટકર હોય છતાં એ અનિષ્ટતાની ઉપેક્ષા કરીને હું રૂઢિનું અંધટ. અનુવર્તન તો નથી કરતો એ જોવું એ મારી ફરજ છે.

× × ×

૩ આવી નીતિ વડે સુધારણા કરવા માટે વિશાળ ક્ષેત્ર છે:
–એ દિશામા શકયનમ સિદ્ધિ મેળવવા હુ પ્રયત્નશીલ છુ, અને પરિણામો સરા તથા આશાજનક આવ્યા છે વિચાર અને આચાર બને કસાય છે, અને નિશ્ચિત ધ્રુવ લક્ષ્ય સર્વદા પ્રાપ્ય છે.

× × +

૪. જ્ઞાતિનુ ક્ષેત્ર વિશાળતર છે. જ્ઞાતિસસ્થા એવી છે કે આપણે પ્રહાર કે આક્ષેપ કરીએ તે એને સ્પર્શે નહિ, અને આપણા ઉપર એ પ્રહાર-આક્ષેપ કરે તો આપણે પ્રતીકાર કરી શકીએ નહિ. છૂપી રીતે એના ઉપર આક્રમણ કરવાની રીત ચલુ છે, અને એને પરિણામે મળે છે નૈતિક પતન રૂપે શિક્ષા, એ નીતિભ્રંશ માત્ર છૂપા આક્રમણમાં નથી સમાઈ રહેતો, પણ એનો ઉપયોગ કરનારાઓના સમગ્ર કર્તવ્યમા વ્યાપી જાય છે આ રીત અનિષ્ટ છે આત્મઘાતક છે. બીજી રીત છે તે સારી છે, પણ ધીમી છે ઉચ્ચ નૈતિક આશયની સુષુપ્તદશામા જ કાર્યક એવુ દૃઢ અને ઉગ્ર તત્ત્વ છે કે જ્ઞાતિ પણ એને જોઈને એની ભવ્યતાથી પ્રભાવિત થયા વિના ન રહે આ ભવ્યતાના વર્મમા સજ્જ થઈને મનુષ્ય જ્ઞાતિમા રહી શકે અને એના ક્ષુદ્ર પ્રહારોની અવગણના કે ઉપેક્ષા કરી શકે પણ એણે આ પ્રહારોને સામે ચાલીને નોતરવા ન જોઈએ, એવા પ્રહારોથી પર રહેવુ જોઈએ એણે જ્ઞાતિના અગ તરીકે રહેવુ હોય ત્યા સુધી જ્ઞાતિના નિયમોને ઊવેખી ન શકાય, અનુલ્લઘનીય નિયમોને ઝીણવટભરી કાળજીથી પાળવા જોઈએ, અને છૂટા ઉલ્લઘનની નીચી કક્ષાએ કોઈ પણ કારણે ઉતરવુ ન જોઈએ ગુપ્ત ઉલ્લઘનો એટલે જ જ્ઞાતિની નિયમ પળાવવાની સત્તાનો સ્વીકાર અગોપન તમારા હાથમા છે એ ખરુ, પણ સ્વેચ્છાએ સગોવશથી પર રહેવામા જ તમારુ સાચુ સામર્થ્ય રહેલુ છે અને જ્ઞાતિનુ આટલુ અનુસરણ એ તમારો સ્વૈચ્છિક ત્યાગ અને ઔદાર્યસુભગ સમાધાનભાવ હોય એ ઇષ્ટ છે તમારા મનનો મૌલ્ય સ્વીકાર અને આવિષ્કાર કરો પણ તમારા આચરણનુ જ્ઞાતિના રિવાજ પ્રમાણે નિયમન કરો તો જોશો કે ઘણીખરી વાતમા અતઃકરણની સચ્ચાઈનો પ્રશ્ન રહેતો જ નહિ કેટલાક એવા અહાનિકર કૃત્યો હોય છે જેને નિર્મળચિત્ત મૂર્ખજનો ભ્રમથી અતઃકરણશુદ્ધિની બાબતનો માની લે છે, જ્યારે વસ્તુત એ કરવામા કે ન કરવામા સદાચાર કે દુરાચારનો સભવ જ આવતો નથી અતઃકરણશુદ્ધિના સાચા પ્રશ્નો આવે

ત્યારે તમે જોશો કે જ્ઞાતિનો અવાજ મોટે ભાગે સૂચનારૂપ અને અનુજ્ઞારૂપ હોય છે, આજ્ઞારૂપ લગીરે નહિ. આવે પ્રસંગે પ્રકટ રીતે, વ્યાવહારિક આચરણ દ્વારા, એમનું નિષ્કારણ અપમાન કર્યા વિના, મતભેદ વ્યક્ત કરવાની નમ્રતમ રીત શોધી કાઢજો (સિવાય કે નમ્ર રીત કોઈ હોય જ નહિ). તમારા આચરણમાં, કાર્યમાં, એમને મિત્રતાભર્યો બોધ મળવો જોઈએ, વૈરભર્યું અપમાન નહિ; જો વૈરનો ભાવ હોય તો ખૂબીથી એને શમવી દેવો, અને તમારે કરવાનું કાર્ય દૃઢતાથી કરવું. જેમાં પ્રધાનતઃ અંતઃકરણશુદ્ધિનો પ્રશ્ન રહ્યો હોય એવા, આક્રમક અભિનિવેશવાળા, વિરલ રૂઢિપ્રસંગો ક્વચિત્ આવશે; પણ ત્યાં જરાક વિશેષ વિચાર કરશો તો જણાશે કે જે આપાતતઃ અંતઃકરણની ખરી ભાવનાનો ભોગ આપવાનો પ્રસંગ જણાય છે તે વસ્તુતઃ તમારા વૈયક્તિક સ્વાર્થના ત્યાગનો પ્રસંગ નીવડશે, અને એ સ્વાર્થત્યાગ તમારે જ્ઞાતિહિતાર્થે કરવો પ્રાપ્ત થયો હોય છે. આવે પ્રસંગે વૈયક્તિક આંતરભાવનાને જ્ઞાતિભાવનામાં નિમગ્ન કરી દેવી જોઈએ. તમારો મત જુદો હોય તો જ્ઞાતિને તમારા મતમાં ફેરવી આણવા માટે તમારા પ્રભાવનો ઉપયોગ કરવો જોઈએ, અથવા અંતિમ ઉપાય તરીકે તમારી સ્વતંત્રતા દૃઢતાથી વ્યકત કરવી જોઈએ અને જેટલી તમને સાધ્ય હોય તેટલી સૌજન્યભરી યુક્તિથી વિરોધ કરવો જોઈએ.

પ. આ પ્રકારે, અને પ્રત્યક્ષ નિદર્શનથી, જ્ઞાતિને કેળવી શકાય; અને એ ફુલાઈ જાય અને ખુશામતથી પોતાનું સ્થાન ચડિયાતું છે છે એવું માની લે, કે ગર્વોદ્ધત રીતે વર્તે એ પ્રકારનું કંઈ જ મહત્ત્વ એને ન આપતાં આપણે પોતે એની સત્તાથી અને ટીકાઓથી પર રહીને પણ જ્ઞાતિને કેળવી શકાય. એના જ જીવન ચેતનનો અદૃશ્ય અને ધીમો ક્ષય થતો હોય તો એ રીતે એને આપમેળે વિલુપ્ત થવા દેવી; પણ પોતાનું અસ્તિત્વ ટકાવવા માટે એ લડત કરવા બહાર પડે એવી, એને ખખોળીને જગાડીને ઉશ્કેરવી નહિ.

એનું કૃત્રિમ સંઘબળ જે આજે છે તે આપોઆપ ક્ષીણ થાય ત્યારે એ સંઘશક્તિ પોતે નાબૂદ ન થઈ જાય પણ અન્ય સારે રૂપે વિકસે એમ કરવું. અર્થાત્ એક જ સ્થાનમાં સહવાસથી સમાન હિતોની ભાવના ઊપજે, એ ભાવનાને શિક્ષણની હૂંફ મળે એટલે એમાંથી સહકારની-

નૈસર્ગિક શક્તિ પ્રકટે-એ રીતે સંઘવૃત્તિને વિકસવા દેવી. આ સંઘશક્તિનો ઉચ્ચતમ આવિર્ભાવ જ્ઞાતિઅભિમાનમાં નહિ પણ તેથી વિશાળતર એવા પ્રાદેશિક અભિમાનમાં થશે. જ્ઞાતિઅભિમાનથી એક જ સ્થળે રહેનારાઓમાં (ભિન્ન જ્ઞાતિઓમાં) કુસંપ અને ફાટફૂટ ઊપજે છે, જે આ જમાનાની અપેક્ષાને તદ્દન પ્રતિકૂલ છે.

આ પરિણામ સિદ્ધ શી રીતે કરવુ એ અભ્યાસનો અને મનનનો વિષય છે, જે માટે હજી મારા સંજોગો પરિપક્વ નથી.

× × ×

અંતઃકરણ, ઇચ્છાસ્વાતંત્ર્ય અને નિયતિ

નિયતિ (pre-determination) એ બની બનતી ઘટનાઓનું—ભૂતાર્થનુ—કારણ સમજાવવા ખાતર કલ્પેલી માન્યતા છે. એને સિદ્ધ કરવાનું પ્રમાણ કંઈ નથી. ઇચ્છાશક્તિનો પ્રતિરોધ જ્ઞાત અને અજ્ઞાત કારણોથી થયા કરે છે. ઇચ્છા નિયમપરતંત્ર છે. અંતઃકરણ એટલે, કેળવાયેલી અને અણકેળવાયેલી સાહજિકવૃત્તિઓનો, અને કોઈ વાર વિચારપૂર્વકના નિર્ણયોનો સંઘાત. પ્રારબ્ધ અને સચિત એક પ્રકારે શાસ્ત્રીય અથવા વિજ્ઞાનસગત છે, પણ એ નિયમ અ-વસ્તુસત્ અથવા કાલ્પનિક તત્ત્વોને અનુલક્ષે છે.

જ્યારે મહાશક્તિ લક્ષ્યરૂપે પ્રવૃત્તિશીલ બને છે, અને ગતિરૂપ બુદ્ધિની ઉષા ઊગે છે (બુદ્ધિનું ઉન્મીલન થાય છે), તથા શક્તિસમાની હાનિ વિના અસ્ત પામે છે, ત્યારે આપણે, આ શક્તિના અંગમાં રહેલાં લક્ષ્ય બિંદુઓ, એની સાથે સંવાદથી અને તાદાત્મ્યથી કાર્યપ્રવૃત્ત થઈએ છીએ. આપણી (વૈયક્તિક) ઇચ્છા તે એની સમષ્ટિરૂપ ઇચ્છાનો જ એક બિંદુએ અથવા અગ્રે થતો આવિર્ભાવ છે. એની ઇચ્છા સમષ્ટિરૂપ, વિભુ છે; આપણી ઇચ્છા એનું એક કોટિ, અગ્ર અથવા બિંદુ છે. વિશ્વવ્યાપી-સમષ્ટિરૂપ-ઇચ્છા સર્વે કોટિ-અગ્રોએ સ્ફુરણ કરે છે, અને વૈયક્તિક ઇચ્છા પોતપોતાની કોટિએ સ્ફુરણ પામે છે પણ અન્ય કોટિઓએ થયેલા સ્ફુરણથી નિયંત્રિત બને છે. તમે એક અવયવ હલાવો; તો પ્રત્યેક સ્નાયુગ્રંથિ

અને લડત પર રહે છે તેટલો જ પોતાના એકના બાહુ ઉપર રહે. પોતે પોતાના બળને નકામું રહેવા દે અને આરામમાં રહે તો આખું સૈન્ય ક્યાંયનું ન રહે, એવા પ્રત્યેક સૈનિકના જ્ઞાન અને નિશ્ચયમાં સૈન્યનું બળ રહેલું છે. કારણ કે એ એક સૈનિકને આરામમાં રહેવાનો હક હોય તો બધાને એ હક એકસરખો હોય. એ પ્રમાણે, પ્રત્યેક સૈનિકનો નિશ્ચય કાલ્પનિક લાગે, પણ એમાં વાસ્તવિકતા છે, એવી ઇચ્છા સૈન્યની ઇચ્છાને અનુસરવાની અને મદદ કરવાની જ હોવી જોઈએ એ એનો ધર્મ છે. આ કર્તવ્યભાવનાનો, એક અથવા બીજે રૂપે, પૂર્ણ સભાનતાથી કે વધુ યા ઓછી સભાનતાથી વ્યક્તિના ચિત્તમાં ઉદય, આ વૈયક્તિક ઇચ્છાની સ્ફુરણા, તે વિશ્વ-ઇચ્છાની જ, પોતાની એક કોટિએ થતી, અને પોતાની આજ્ઞાને અનુરોધે અને પોતાની સાથે સંવાદમાં થતી, સ્ફુરણા છે. એ જ અંતઃકરણ છે,-ઓછું વધુ વિકસિત, પણ હરહંમેશ કર્તવ્યભાવનાથી વૈયક્તિક કોટિને પ્રેરતું, સ્ફુરાવતું.

જે અંતઃકરણ, લક્ષ્ય બનીને સક્રિય થતી મહાશક્તિના આ વિશ્વતંત્રમાં, પોતાનું મહત્કાર્ય અને સ્થાન સભાનપણે જાણી શકે અને જાણે છે, અને પોતાનો વ્યવહારક્રમ એ અનુસાર ઇચ્છે છે અને ઘડે છે, એ સંપૂર્ણ, ઉત્તમ અંતઃકરણ છે. આપણી ઇચ્છાઓ મહેચ્છાની કોટિઓ છે એટલે તેથી સ્વતંત્ર અને અન્યનિરપેક્ષ છે. તેથી જ ગીતાનું આ કથન યથાર્થ છે;

> ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
> भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

સંન્યાસી બનીને કર્મનો તથા જીવનનાં કર્તવ્યોનો ત્યાગ કરે તે મનુષ્ય મહેચ્છાનો વિરોધી બને છે અને એવું એની જડ દશામાં પતન થાય છે કે એમાં ઇચ્છાની લક્ષ્યવિભૂતિ વ્યક્ત ન થાય. મહેચ્છા જ્યારે આપણાં ચેતનતંત્રોને અલક્ષ્ય અવસ્થાએ આણશે ત્યારે જ કાર્યનિવૃત્તિનો સમય આવશે તે પહેલાં સંન્યાસ લેવો એ આત્મહત્યા કરવા જેવું અયોગ્ય છે. બને આત્મહત્યાઓ છે-મહેચ્છાની સામે બળવો છે. મહાશક્તિની પ્રત્યેક કોટિ કર્તવ્યનો સેવક છે, અને એ સેવા એ સ્વાતંત્ર્ય જ છે, કારણ કે એ આપણી ઇચ્છા છે. મહેચ્છાની જે ઇચ્છા તે મારી જ ઇચ્છા છે, અને જે હું ઇચ્છું છું અને કરું છું તે મહેચ્છાની ઇચ્છા અને કાર્ય છે. જે કોટિને

નૈસર્ગિક શક્તિ પ્રકટે–એ રીતે સ ઘવૃત્તિને વિકસવા દેવી. આ સંઘશક્તિનો ઉચ્ચતમ આવિર્ભાવ જ્ઞાતિઅભિમાનમાં નહિ પણ તેથી વિશાળતર એવા પ્રાદેશિક અભિમાનમાં થશે. જ્ઞાતિઅભિમાનથી એક જ સ્થળે રહેનારાઓમાં ( ભિન્ન જ્ઞાતિઓમાં ) કુસપ અને ફાટફૂટ ઉપજે છે, જે આ જમાનાની અપેક્ષાને તદ્દન પ્રતિકૂલ છે.

આ પરિણામ સિદ્ધ શી રીતે કરવુ એ અભ્યાસનો અને મનનનો વિષય છે, જે માટે હજી મારા સંજોગો પરિપક્વ નથી.

× × ×

અત કરણ, ઇચ્છાસ્વાતંત્ર્ય અને નિયતિ

નિયતિ (pre-determination) એ બની બનતી ઘટનાઓનુ—ભૂતાર્થનુ—કારણ સમજાવવા ખાતર કલ્પેલી માન્યતા છે. એને સિદ્ધ કરવાનુ પ્રમાણ કાઈ નથી. ઇચ્છાશક્તિનો પ્રતિરોધ જ્ઞાત અને અજ્ઞાત કારણોથી થયા કરે છે. ઇચ્છા નિયમપરતન્ત્ર છે. અત કરણ એટલે, કેળવાયેલી અને અણકેળવાયેલી સાહજિકવૃત્તિઓનો, અને કોઈ વાર વિચારપૂર્વકના નિર્ણયોનો સઘાત. પ્રારબ્ધ અને સચિત એક પ્રકારે શાસ્ત્રીય અથવા વિજ્ઞાનસગત છે, પણ એ નિયમ અ-વસ્તુસત્ અથવા કાલ્પનિક તત્ત્વોને અનુલક્ષે છે.

જ્યારે મહાશક્તિ લક્ષ્યરૂપે પ્રવૃત્તિશીલ બને છે, અને ગતિરૂપ બુદ્ધિની ઉષા ઊગે છે (બુદ્ધિનું ઉન્મીલન થાય છે), તથા શક્તિસચયની હાનિ વિના અસ્ત પામે છે, ત્યારે આપણે, આ શક્તિના અગમાં રહેલા લક્ષ્ય બિંદુઓ, એની સાથે સંવાદથી અને તાદાત્મ્યથી કાર્યપ્રવૃત્ત થઈ એ છીએ. આપણી ( વૈયક્તિક ) ઇચ્છા તે એની સમષ્ટિરૂપ ઇચ્છાનો જ એક બિંદુએ અથવા અગ્રે થતો આવિર્ભાવ છે. એની ઇચ્છા સમષ્ટિરૂપ, વિભુ છે, આપણી ઇચ્છા એનું એક કોટિ, અગ્ર અથવા બિંદુ છે. વિશ્વવ્યાપી-સમષ્ટિરૂપ-ઇચ્છા સર્વે કોટિ-અગ્રોએ સ્ફુરણ કરે છે, અને વૈયક્તિક ઇચ્છા પોતપોતાની કોટિએ સ્ફુરણ પામે છે પણ અન્ય કોટિઓએ થયેલા સ્ફુરણથી નિયન્ત્રિત બને છે. તમે એક અવયવ હલાવો; તો પ્રત્યેક સ્નાયુગ્રથિ હાલે છે અને અન્ય સ્નાયુઓથી સલગ્ન રહે છે આખી સેના પ્રયાણ કરે ત્યારે પ્રત્યેક સૈનિક પોતાની કક્ષામાં ગતિ કરે છે અને આખી સેનાની સાથે ચાલે છે. નિજનો આચાર જેટલો સમગ્ર સૈન્યની ગતિ

અને લશ્કર પર રહે છે તેટલો જ પોતાના એકના બાહુ ઉપર રહે. પોતે પોતાના બળને નકામું રહેવા દે અને આરામમાં રહે તો આખું સૈન્ય કશાયનું ન રહે, એવા પ્રત્યેક સૈનિકના જ્ઞાન અને નિશ્ચયમાં સૈન્યનું બળ રહેલું છે. કારણ કે એ એક સૈનિકને આરામમાં રહેવાનો હક હોય તો બધાને એ હક એકસરખો હોય. એ પ્રમાણે, પ્રત્યેક સૈનિકનો નિશ્ચય કાલ્પનિક લાગે, પણ એમાં વાસ્તવિકતા છે, એની ઇચ્છા સૈન્યની ઇચ્છાને અનુસરવાની અને મદદ કરવાની જ હોવી જોઈએ એ એનો ધર્મ છે. આ કર્તવ્યભાવનાનો, એક અથવા બીજે રૂપે, પૂર્ણ સભાનતાથી કે વધુ યા ઓછી સભાનતાથી વ્યક્તિના ચિત્તમાં ઉદય, આ વૈયક્તિક ઇચ્છાની સ્ફુરણા, તે વિશ્વ-પ્રેચ્છાની જ, પોતાની એક કોટિએ થતી, અને પોતાની આજ્ઞાને અનુરોધે અને પોતાની સાથે સંવાદમાં થતી, સ્ફુરણા છે. એ જ અંતઃકરણ છે,-ઓછું વધુ વિકસિત, પણ હરહમેશ કર્તવ્યભાવનાથી વૈયક્તિક કોટિને પ્રેરતું, સ્ફુરાવતું.

જે અંતઃકરણ, લક્ષ્ય બનીને સક્રિય થતી મહાશક્તિના આ વિશ્વતંત્રમાં, પોતાનું મહત્કાર્ય અને સ્થાન સભાનપણે જાણી શકે અને જાણે છે, અને પોતાનો વ્યવહારક્રમ એ અનુસાર ઇચ્છે છે અને ઘડે છે, એ સંપૂર્ણ, ઉત્તમ અંતઃકરણ છે. આપણી ઇચ્છાઓ મહેચ્છાની કોટિઓ છે એટલે તેથી સ્વતંત્ર અને અન્યનિરપેક્ષ છે. તેથી જ ગીતાનું આ કથન યથાર્થ છે;

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

સંન્યાસી બનીને કર્મનો તથા જીવનનાં કર્તવ્યોનો ત્યાગ કરે તે મનુષ્ય મહેચ્છાનો વિરોધી બને છે અને એનું એવી જડ દશામાં પતન થાય છે કે એમાં ઇચ્છાની લક્ષ્યવિભૂતિ વ્યક્ત ન થાય. મહેચ્છા જ્યારે આપણાં ચેતનતંત્રોને અલક્ષ્ય અવસ્થાએ આણશે ત્યારે જ કાર્યનિવૃત્તિનો સમય આવશે તે પહેલાં સંન્યાસ લેવો એ આત્મહત્યા કરવા જેવું અયોગ્ય છે. બને આત્મહત્યાઓ છે-મહેચ્છાની સામે બળવો છે. મહાશક્તિની પ્રત્યેક કોટિ કર્તવ્યનો સેવક છે, અને એ સેવા એ સ્વાતંત્ર્ય જ છે, કારણ કે એ આપણી ઇચ્છા છે. મહેચ્છાની જે ઇચ્છા તે મારી જ ઇચ્છા છે, અને જે હું ઇચ્છું છું અને કરું છું તે મહેચ્છાની ઇચ્છા અને કાર્ય છે. જે કોટિને

—અગ્રબિંદુને-હું 'હું' કહું છું એ અગ્રબિંદુની હાસ્ય કે રુદન કે વિકત્થન કે યુદ્ધ કે પરાભવ આદિ કરવાની ઈચ્છા તેની મહેચ્છા છે, અને એ જે ઈચ્છે છે તે કરે છે. સર્વ નેત્રોના મધપૂડામાંના એક અગ્ર-જેવી જે વ્યક્તિની આંખ હોય તે મહેચ્છાના કાર્યનું રહસ્ય ઉકેલી શકે છે, એના પ્રવાહને લક્ષમાં લે છે, અને એ પ્રવાહને પોતાનો પ્રવાહ ગણીને સ્વીકારે છે. 'હું' એક મિથ્યાકલ્પના છે: એક અગ્ર-કોટિનું નામ છે: એ કોટિ અને અખિલતત્ત્વ એક છે; અભિન્ન છે. સ્થળ-અવકાશ ચર્મચક્ષુનો ખ્યાલ છે, અને અખિલ એના અંશ કરતાં મોટું છે એ અવકાશવિજ્ઞાનનું માન્યસૂત્ર છે. પરમ, નિરપેક્ષ, અવકાશ કે સ્થલની ઉપાધિથી પર, એકને એ સૂત્ર લાગુ પડતું નથી.

એની વાત શાને? એનો વિચાર શાને? અગ્રકોટિ અખિલની સેવા કરે તે પોતાની સેવા છે. અગ્રકોટિગત વૈયક્તિક ઈચ્છાનું મહેચ્છાની આજ્ઞાને વશ વર્તવું તે નિજ આજ્ઞાને વશ વર્તવું છે: એ પોતાની એકતાનો એકરાર છે, 'હું' નથી બોલતો, હસતો કે કરગે: મહાશક્તિ બધુ કરે છે, અને 'હું'-અગ્રે રહેલી કોટિએ તો એને મહેચ્છાની દોરવણી નીચેના પોતાની જ મનોનુકૂલ યોજનાનો અંગભૂત અંશ ગણીને એના સાક્ષી રહેવાનું છે, એનો આનંદ અનુભવવાનો છે. આ ઐક્યનો સાક્ષાત્કાર તે જ જીવનનો મોક્ષ: મોક્ષ એ કર્તવ્યનો, એક જ 'સમાંતરભુજ ચતુષ્કોણ'માં રહેલો, પૂરક અંશ છે એવું જનકનું અને ગીતાનું દર્શન યથાર્થ છે.

સંન્યાસની આત્મહત્યાને ઐતિહાસિક દૃષ્ટિએ જોવાની છે: તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ એ ખીલડો ખોટો છે. સંન્યાસ ભારતની અવદશાનું કારણ નહોતો એનું પરિણામ હતો. અનુકૂલતમની પસંદગી કરવાના નૈસર્ગિક નિયમને પરિણામે આપત્તિકાળમાં અલ્પકાલિક રાહત તરીકે આ આત્મ આગળ આવી—ખરી રીતે કે ખોટી રીતે એ પ્રશ્ન આ સ્થળે ઉપયોગી નથી. એનો ઉદ્દેશ હતો આશ્વાસન આપવાનો, લોકને ભીરુ બનાવવાનો નહિ, કર્તવ્યને અને પ્રવૃત્તિને અવરોધવાનો નહિ-અંતઃકરણનો નાશ કરવાનો નહિ મૂળ ઉદ્દેશ સિદ્ધ થયો તે પછી અધઃપતન પામેલી માનવબુદ્ધિએ એનો જુદા પ્રયોજન માટે ઉપયોગ કર્યો—એની સમજણ ખોટી કરી અને એનો ઉપયોગ ખોટો કર્યો. પણ એ વિષ હાનિકારક નથી નીવડ્યું, કારણ કે એ જે કલેવરોમાં

સિંચાયું એ જીવતાં નહોતાં, ક્યારનાં મરેલાં હતાં; કારણ કે એકંદરે જોતાં એ કલીબ મનોભાવનાઓમાં અને કહેવતોમાં અને થોડીક વ્યક્તિઓના જીવનમાં જ વ્યાપ્યું હતું; જેને 'કામ કરવાનું હતું' એવાઓમાંથી કોઈએ પણ એને નિયમ માનીને એ પ્રમાણે જીવનયાત્રા નહોતી કરી. પણ આ વિષયાંતર થયું.

મહાશક્તિ ઇચ્છે છે કે મારા ચેતનતંત્રમાં આ અથવા તે ઘટના થવી જોઈએ, અને એ ઘટના મારા લક્ષ્ય કલેવર ઉપર ક્રિયાવતી બને: આ સર્વ જેમ હોવું જોઈએ તેમ છે. મારામાંની અગ્રકોટિ પોતાના અંતઃકરણ દ્વારા જ જોઈ શકે–તદનુસાર એ કાર્ય કરશે—મહાશક્તિએ, દશ્ય કે અદશ્ય પ્રકારે, અન્ય અગ્રકોટિઓથી મારી યોજનાને સક્રિય કરી હોય તે મર્યાદામાં મારામાંની અગ્રકોટિ પોતાની યોજના પ્રમાણે વર્તશે; આ બેવડી ક્રિયાનું પરિણામ ગમે તે આવે તો પણ એ સંતુષ્ટ રહેશે–સુખી કે દુઃખી; આ ક્ષણે અને સર્વદા નીરતિ રહેશે અને સખ્ય મળ્યું માનશે-લક્ષ્ય બનવામાં અને અલક્ષ્ય સ્થિતિમાં વિલીન થવામાં સમાન સુખ અનુભવશે-જે પ્રમાણે પોતાની કોટિએ પોતાની ઇચ્છાને સક્રિય કરવાને એ તત્પર હશે તે જ પ્રમાણે એ, મહાશક્તિ અને મહેચ્છાએ એના ઉપર નાખેલા કાર્યના પ્રતિકૂળ પરિણામને, રાજીખુશીથી, વિના ફરિયાદ, માથે ચડાવવાને તત્પર હશે. ઉભય પ્રકારોમાં ઇચ્છા એક છે અને સ્વતંત્ર છે. એનું વિશ્વનિ યમને અનુવર્તન ઇત્યાદિ એની પોતાની જ સાથે ઐચ્છિક સંવાદ છે, બીજું કંઈ નહિ. એનો વિસંવાદ હોય તો તે અંતઃકરણની અવિકસિત અવસ્થાને લીધે છે, અને આ અવસ્થા પણ, અન્ય અગ્રકોટિઓની જે અચેતન અવસ્થા હોય તેની માફક, મહેચ્છાનું કાર્ય છે.

નિયતિ ( *pre-destination* ), અર્થાત્ હેતુયુક્ત રચના (*design*) અને એના અનુવિધાનની ક્રમસરણિ જેમાં હોય છે એની નિયતિ, સાપેક્ષદષ્ટિની મિથ્યાકલ્પના માત્ર છે. સમય પોતે સાપેક્ષ ભાવ કે ખ્યાલ છે, અને હેતુના સ્વીકારમાં કાર્યસરણિનો સ્વીકાર અંતર્ગત છે અને વળી એનું સાધક પ્રમાણ કંઈ નથી. રચના અને એનું

અનુવિધાન એ મહેચ્છાની સંવાદસિદ્ધિ છે; અને એ સંવાદસિદ્ધિ કાળ અને સ્થળની જનની છે, જન્યા નહિ. આ સ્થિતિ અકલ્પનીય હોય ભલે, પણ જે સત્ય છે તે સત્ય છે, અને આપણી માનસિક કલ્પનાની સત્યમાંથી ઉત્પત્તિ થવી જોઈએ, કલ્પનાઓમાંથી ઉત્પત્તિ ન થાય. અનેક ઘટનાઓથી સંકુલ અને દીર્ઘ સ્વપ્નો એક નિમેષમાં સમાપ્ત થાય છે. એનાં સ્થળકાળ ક્યાં? ભાવિલક્ષ્ય કે હોય કે ન હોય' પણ પૂર્વનિશ્ચિત ભાવિ અથવા નિયતિ તો અસત્ કલ્પના જ છે.

પ્રારબ્ધ અને સચિત, માનવવ્યવહારમાં કારણ અને કાર્ય સૂચવતાં તત્ત્વો તરીકે, ખરી કલ્પનાઓ છે. મહાશક્તિએ અગ્રકોટિએ પોતાનું કાર્ય કરી પરવારવું જોઈએ, અને અગ્રકોટિનાં—વ્યક્તિનાં—પ્રારબ્ધ અને સંચિતને ખપાવી નાખવાં જોઈએ, ક્ષીણ કરવાં જોઈએ. ચૈતન્યતંત્ર મરણ પછી જીવત રહે એ સંભાવ્ય છે. આપણાં વિદ્યમાન દેહાત્મતત્ત્વો માતાપિતામાંથી ઉદ્ભવ્યાં છે. પાર્થિવજગતરૂપ જનનીના ગર્ભમાં આપણે વિદ્યમાન છીએ. બને પ્રકારમાં સાંકળની કડીઓ છે અને એ કડીઓથી અન્યોન્ય સાથે સંકળાયેલાં દેહાત્મતત્ત્વોએ ખપી જઈને, નિજ ક્ષય કરીને, મહાશક્તિમાં વિલીન થવું જોઈએ. આ ક્ષયમાં અથવા 'ઉત્સર્ગ-સિદ્ધિ'માં (Consumption માં), અને ત્યાર સુધી, પ્રારબ્ધ તથા સચિતની પ્રવૃત્તિ છે. પણ વ્યક્તિની ભાગ્યદશાઓની ઉચ્ચાવચતાનું કારણ આપવા માટે પૂર્વ અને ભાવિ જન્મની કલ્પના કરવી એ જેટલું પર્વત અને સમુદ્રની દુનિયામાં તેટલું જ માનવની દુનિયામાં, અનાવશ્યક છે: જેમ પર્વત અને સમુદ્ર, તેમ માનવ પણ એક જ લક્ષ્ય દૃશ્ય પ્રકૃતિના ભિન્ન ભિન્ન રૂપાંશો છે. પુરસ્કાર અને શિક્ષાને જેની પ્રમાણથી પ્રતીતિ થઈ શકે તેમ નથી, એવી કોઈ અવસ્થામાં (જન્માંતરમાં) મળતાં માનવા કરતાં આ મેં કહેલી વ્યવસ્થામાં નૈતિક શાસનનું સૂત્રસંચાલન વિશેષ પ્રતીતિગમ્ય છે, અને એ સૂત્રનું કાર્ય પ્રબલતર છે. અને આ શાસનના પાયા આપણા માનવકૃત નીતિશાસ્ત્રની અદૃઢ રેખાઓથી દૃઢતર ભૂમિમાં નખાયેલા છે.

અલમતિ વિસ્તરેણ. ઇતિહાસોમાંથી, અને માનવઘટનાઓને,

'અને માનવનાં ભાગ્યોને નિરૂપતાં જીવનચરિત્રોમાંથી જે તત્ત્વજ્ઞાનનો બોધ મળે છે તેના ઉપર હું આધાર રાખું છું ઇતિહાસના અને જીવનચરિત્રનાં પૃષ્ઠો માનસના વ્યવહારોની ધ્રુતિ અને છાયા જેવાં જે પરિણામો રજૂ કરે છે એ પરિણામો ઉપર તત્ત્વજ્ઞાન ઘાતક પ્રકાશ નાખે છે અને એ રીતે તત્ત્વજ્ઞાન, મહેચ્છાના વ્યક્તિભૂત અંશોએ, અંતઃકરણને ઘડે છે અને સંપૂર્ણ બનાવે છે આ રીતે સ્વયં મહાશક્તિ અને મહેચ્છા જેવા મહાતત્ત્વનાં અગ્રબિંદુઓ છીએ એ તત્ત્વજ્ઞાન આપણા અંતઃકરણમાં અવશ્ય એવા એક કાવ્યનો પ્રાણસંચાર કરે છે, જે આપણને અપાર્થિવતાની અને અતીન્દ્રિયતાની પ્રતીતિ કરાવે છે અને પામર ઇચ્છાઓથી અને આદતોથી પર બનાવે છે એ કવિતા ઉપર હું આધાર રાખું છું સ્વલક્ષી, સ્વાર્થપરાયણ વ્યક્તિત્વના પાશમાંથી આપણો મોક્ષ થાય એ મોક્ષ ઉપર હું આધાર રાખું છું મહાશક્તિ અને મહેચ્છાના ધર્મોમાંથી જ અનુનિષ્પન્ન થતા આપણા જે ધર્મો છે, તેમાંથી જે નીકળે તે જ આપણી ઇચ્છાઓ, અધિકારો (હકો) અને ફરજો હોવી જોઈએ, અન્ય નહિ, એ શાસ્ત્રના ઉપર હું આધાર રાખું છું આ ધર્મો અને તજ્જન્ય ઇચ્છા-અધિકાર-કર્તવ્યો ઉન્નત અને અમર ભાવોને જ પ્રેરે અન્ય નહિ—ચિરાનતમ ઉદ્દેશ સાધે અને અનેક યુગનાં ભાગ્યપરિવર્તનો પાર કરીને જીવંત ટકે એવા જ આદર્શોને સર્જે, અન્ય નહિ મારો આ આધાર, મારી આ શ્રદ્ધા, વાસ્તવિક અને બુદ્ધિપ્રત્યેય છે એ સિદ્ધ કરવું હોય તો વિસ્તારમાં ઊતરવું પડે, પણ એને માટે અત્યારે મને સમય નથી મહેચ્છા પોતાનું કાર્ય સભાન અંતઃકરણ દ્વારા તેમ જ અભાન અંતઃકરણ દ્વારા કરે છે જો અંતઃકરણ વિકસ્યું ન હોય તો અંતઃકરણની ફરજ બજાવનાર વૃત્તિઓ દ્વારા અને અન્ય પ્રેરકબળો દ્વારા કરે છે પણ સર્વથા, આ મહાયંત્રને ચલાવનાર એક મહેચ્છા જ છે અને જેને આપણા અલ્પ જગતમાં, આપણા પોતાના વ્યવહારાર્થે, અન્યાય કહીએ છીએ અને યોગ્યતા વર્ણીએ છીએ, એ અન્યાયના આચરણનું અને સહનનું 'સમગ્ર'ની દૃષ્ટિએ શું મહત્ત્વ? નદીપ્રવાહે થી શિલાઓનું અને રેતીનું સતત દલન-પેષણ થયા કરે છે, નદીમુખ આગળ નવા દ્વીપોનું અને તટભૂમિનું સર્જન થયા કરે છે, એનું જેટલું મહત્ત્વ એટલું આપણા માનેલા અન્યાયનું મહત્ત્વ આને અનેય ઇચ્છાનું

મહાસંગીત ચાલી રહ્યું છે તેના સંવાદી સ્વરો માનવા જોઈએ. પણ આથી વૈયક્તિક ઇચ્છાને પોતાનાં અલ્પ સ્ફુરણોની જવાબદારીમાંથી મુક્તિ મળતી નથી : સાગર એના માર્ગને અવરોધતો જણાતો હોય તો પણ સરિતાઓએ, અને એની દ્વારા ઝરણાંઓએ અને ભૂમિમાં ઊતરેલાં જલોએ, સાગરમાં વહેવું જ પડે. આપણે સારું કરવા જઈએ અને પ્રકૃતિ એનાં ક્રૂર પરિણામો આણે એ વચ્ચે જે વિરોધ અને સંઘર્ષ છે તે માત્ર આભાસિક છે. એ વિરોધને કારણે સારાં કાર્ય કરવાં રોકાય નહિ અથવા પ્રકૃતિ એને વણસાડવા જ બેઠી છે એવું મનાય નહિ. જે કર્યું તે નષ્ટ થતું નથી—સતતગતિ શક્તિ પોતાનું કામ કર્યા કરે છે—ભલે પરિણામ સમતુલિત સ્થિતિરૂપ આવે કે પછી વિનાશકર આવે.

## નીતિનો નિયમબદ્ધ કાયદો

મહેચ્છાનું પ્રત્યેક લક્ષ્યબિંદુએ સ્ફુરણ થાય, તે સ્ફુરણ ગતિસ્વરૂપે ઇચ્છાનું સર્જન કરે છે, અને ગતિને ઇચ્છાશક્તિ કાર્યસ્વરૂપ બનાવે છે. જે બળ ઇચ્છાશક્તિને ગતિમાન કરે છે અને એનું તથા એના ચાલવાના ચીલાનું નિયમન કરે છે એ મળ છે...પણ મને લાગે છે મારે આ લખતાં અટકી જવું જોઈએ, કારણ કે સાધારણ રીતે હું પ્રથમ મારું ચિંતન પૂરું કરું છું અને પછી એને પુનારૂઢ કરું છું, જ્યારે આ વિષયમાં એ ક્રમને મેં અજાણતાં ઉલટાવ્યો છે, આ ક્રમવિપર્યય અર્થહીન છે, બુદ્ધિરહિત છે અને હાનિકારક છે. તેથી હું મારી કલમને એકાએક રોકી દઉં છું. પણ એટલું નોંધવું પડશે કે મારા વિચારોએ મને...શાંતિ અને નિશ્ચિંતતા અર્પી છે. એની મને આનંદ છે. આ નવા વિચારોએ મારા જીવનની નવી અવસ્થા સર્જી છે. મૃત્યુ પછી આપણે નવીન જીવતંત્ર રૂપે જીવીએ એવી મેં પ્રથમ શોધ કરી ત્યારે એ પણ એક નવીન તબક્કો હતો. એ ભવ્ય ક્ષણે મને સ્વપ્નાપથી પ્રભાવિત કરનારી જે અનુભૂતિ થઈ તે મને યાદ છે. થોડા દિવસો પહેલાં જ્યારે મને જ્ઞાન થયું કે ચેતનતત્ત્વનું કે અચેતન પદાર્થનું અસ્તિત્વ નથી, હું મહાશક્તિનું એક અંશ માત્ર છું, એ શક્તિ જીવંત છે અને એ વિશ્વવ્યાપક જીવન જ એક માત્ર સત્-તત્ત્વ છે અને હું એ ચેતનનું લક્ષ્ય સ્વરૂપ છું,—જ્યારે આ શોધનો ઝબકાર મેં ઝીલ્યો, ત્યારે પૂર્વે કદી નહિ–

અનુભવેલો એવો શાંત, અખૂટ વહેનો અને છલકાઈ જતો, આનંદ અનુભવ્યો.–આ પણ એક નવો તબક્કો હતો. ત્રીજો તબક્કો કાલે આવ્યો : વકીલાતના ધંધાની કામગીરીના ભોગે જે લખી નાખવામાં મેં આજનો આખો દિવસ ગાળ્યો એ મુદ્દાઓ મેં વિચારી કાઢ્યા ત્યારે પૂર્વસદૃશ આનંદમય અનુભૂતિ થઈ, એ ત્રીજો તબક્કો કાલે આવ્યો. મને એમ લાગે છે કે હું ઉન્નતતર સ્થિતિને પામ્યો છું, હું બલવત્તર બન્યો છું–હું પવિત્રતર બન્યો છું–સસ્મિત દિવ્ય ઓષ્ઠો મારા સ્મિતને પોતાના સ્મિતથી છાઈ રહેતા અને પોતાના પ્રાણપૂરક ચૈતન્યપ્રેરક શ્વાસથી મને આવરી લેતા જણાય છે. મારો અજ્ઞેયતાવાદ કટાક્ષમાં આંખ મિચકારીને મોં મલકાવે છે, પણ છેવટ પરાભવ પામતો જણાય છે.

૧૩ મી એપ્રિલ, ૧૮૯૧

ઇતિહાસનું પુનરાવર્તન, માનવવ્યક્તિના જીવનમાં પણ થાય: ૧૮૭૭માં કે એ અરસામાં 'Practical Asceticism in My Sense of the Term' એ નિબંધમાં મેં જે નિર્ણયો નોંધ્યા હતા—જે નિર્ણયોને તદ્દન કદી તજ્યા નહોતા—એ નિર્ણયો તરફ હું પાછો વળું છું એવું મને લાગે છે.

મારી કાર્યરેખા—કાર્યયોજના—વિષેનો મારો અંતિમ નિર્ણય એવો છે જે કદી લક્ષ બહાર ન રહેવો જોઈએ. મારા દેશજનો પોતાનું તંત્ર પોતે ભાળવી શકે એવી મહાપ્રજા બને એ અર્થે એમને કેળવવા-ઘડવાને મારે શું કરવું જોઈએ ? (મારો દેશ એ શબ્દનો અર્થ આરંભમાં મર્યાદિત કરવો પડશે અને સમયક્રમે જ વિસ્તારી શકાશે). આ કાર્ય ખરેખર ઘણું મોટું છે. કઈ પ્રજા એવું સામર્થ્ય ધરાવે છે ? ઉન્નતિ સાધતી વ્યક્તિઓની માફક પ્રજાએ પણ એ કષ્ટ સહન કરે ત્યારે સ્થિતિસ્થાપક બનવું જોઈએ. ઉદયાર્થી પ્રજાએ કષ્ટોથી દબાઈ ન જવું જોઈએ આ સ્થિતિસ્થાપકતા અર્ધલોકોમાં હતી તેમ અમેરિકા અને ઓશિયાનિયાના* તરુણ સંસ્થાનસ્થાપકોમાં હતી, ગ્રીસમાં અને રોમમાં એમની તરુણવયે

---

* ઓશિયાનિયા એટલે પાસિફિક સાગરમાંનો દ્વીપસમૂહ.

હતી. અ યોના ઓઘ પછી ઓઘ, સમુદ્રતરંગો માફક આવ્યા, પાછા હટયા અને આગળ વધ્યા. આ પ્રમાણે તરુણ વસાહતીઓની કસોટી તેઓ આક્રમણશીલ હતા ત્યારે થતી; કેવળ સ્વરક્ષણપરાયણ રહ્યા તે પ્રજાપ્રવાહો સર્વત્ર પાછા હટયા છે, પણ આક્રમણશીલ પ્રજાપ્રવાહો સ્થિતિસ્થાપક હતા અને ખંતીલા હતા. ભારત તો ચઢાઈઓ આવી તેથી પરતંત્ર બની ચૂકયું છે. ભારતમાં આક્રમણનીતિ કે સ્વરક્ષણનીતિનો પ્રશ્ન હવે રહ્યો નથી. પણ સ્થિતિસ્થાપકતા બંધારણીય (વૈધાનિક) લડતમાં ખૂબ સહાયક બને. શાસકો ચતુર લોકો છે—સ્વાર્થી આક્રમણકર્તા ખરા, અને નિ:સ્વાર્થ રીતે પરહિતસાધક અને સહાયક પણ ખરા, એવું એમનું મિશ્ર રૂપ છે. આ બે વચ્ચેની ખેંચતાણથી ભારતનું કામ થાય છે, અને સ્વાભાવિક રીતે શાસકના સ્વદેશનાં હિતો ફાવી જાય છે. આમાં પણ આપણે કટકે કટકે લાભ મેળવીએ છીએ, જો કે અનેકશઃ મોએ પહોંચેલો કોળિયો છીનવી લેવાય છે. લોકો સ્થિતિસ્થાપકતાની દિશામાં જઈ રહ્યા છે એમ હું માનું છું. કોંગ્રેસનો ઇતિહાસ એ છે. અંગ્રેજ વર્ગમાંના એના વિરોધીઓએ ભારતના સામાજિક પ્રશ્નોને આગળ કરવામાં સારી રાજનીતિ દાખવી છે. આજ સુધી તેઓ વિજયી થયા છે. એ વિજયનું ખરું સ્વરૂપ અને પ્રમાણ પ્રકટ કરવું એ આગામી કોંગ્રેસનું કાર્ય છે. કોંગ્રેસ આ કે તે ધર્મના ઉત્પન્ન કરવાનું સામર્થ્ય બતાવે એવી મેં કદી આશા સેવી નહોતી. પણ એની એક રાજકીય હીલચાલ તરીકે મોટી કિંમત માની છે, શાસનકર્તાઓ આ જાણે છે અને એમણે સામી હીલચાલથી જવાબ વાળ્યો છે. આ હીલચાલના બળની નાગપુરમાં કસોટી થશે, અને સ્થિતિસ્થાપકતાનું પારખું લેવાશે.

૨૧મી મે, ૧૮૯૧

## Virtue (સત્કર્મ) અને Vice (દુષ્કર્મ.)

માનવને જે વૃત્તિ જગતને ભોગે પોતાનું પોષણ કરવાને પ્રેરે તે વૃત્તિ અધર્મ છે, દોષ છે, દુષ્કર્મ છે. જે કાંઈ જગતના પોષણ-અર્થે વ્યક્તિએ પોતે કરેલો ત્યાગ હોય તે ધર્મ છે, સત્કર્મ છે. જે કાંઈ આવી ત્યાગભાવનાથી સંગત નથી (અસંગત છે) અથવા એવા ત્યાગને પ્રતિકૂલ છે તે અધર્મ છે, દોષરૂપ છે. જે ત્યાગભાવનાથી

અસગત છે તે નિર્દોષ ગણાય—તટસ્થ ગણાય જેનાથી ત્યાગભાવનાને કે એના ઉપાયોને ઉત્તેજન મળે તે ધર્મ્ય છે, સત્કર્મ છે ધર્મ અથવા સત્કર્મ ઉપાદેય છે, દોષમય કર્મ હેય છે.

જે માણસની મનોવૃત્તિઓ, હૃદયભાવનાઓ (Sentiments) કે આદતો સત્કર્મના પક્ષને બળવાન બનાવે છે એ માણસની સહજવૃત્તિઓ (instincts) અથવા એનુ અ ત કરણ પ્રબુદ્ધ અને સસ્કારી ગણાય

જ્યારે માનવ તર્કબુદ્ધિથી વિચાર કરીને સત્કર્મ શુ અને દુષ્કર્મ શુ એ જાણી શકે છે, અને પોતાની સ્વેચ્છાએ વ્યવહારમા સત્કર્મને અવલબે છે અને દુષ્કર્મને પરિહરે છે, ત્યારે એ રીતે એ માનવ પોતાની કર્તવ્યભાવના પુરવાર કરે છે અને અ ત કરણથી જુદી, અ ત કરણ જે આદેશ આપે તે પાળનારી શુભનિષ્ઠા રૂ ૧, જે નિષ્ઠા (Conscientiousness) છે તેનુ પણ પોતામાં અસ્તિત્વ પુરવાર કરે છે અ ત કરણ (Conscience) અને સન્નિષ્ઠા (Consicentiousness) વચ્ચે કોઈ વાર ભ્રમ કરવામાં આવે છે, પણ વસ્તુત એ બ ને અન્યોન્યથી ભિન્ન છે

અ ત કરણની પ્રવૃત્તિ, તેમ જ એને પાળનારી નિષ્ઠા, બને સાચી હોય અથવા ભ્રાત (ભૂલેલી) હોય, પ્રાકૃત (અસસ્કૃત) હોય અથવા સસ્કૃત હોય

એક અને અદ્વિતીય મહેચ્છા તો વ્યકિતરૂપી અસખ્યકોટિઓએ રહીને વૈયકિતક ઇચ્છા રૂપી છિદ્રોમાથી જુએ છે અને પ્રકટ થાય છે, એવા મહેચ્છાના સ્વરૂપના યથાર્થજ્ઞાન ઉપર સન્નિષ્ઠા (Conscientiousness) રચાઈ હોય છે, ત્યારે (૧) માનવને પોતે મહાશકિતનો અ શમાત્ર છે એવુ ભાન ઊપજે છે, જ્યારે—એથી ઊલટુ—જે ઇચ્છાસ્વાતત્ર્યવાદી કે તે મનુષ્ય પોતે જ સ્વય શકિત રૂપ છે એ વાતના અજ્ઞાનમા પોતાના એ ઇચ્છાસ્વાતત્ર્યના વાદમાથી જ બળ મેળવવાને મથે છે, અને (૨) મહેચ્છાનુ ખરુ સ્વરૂપ જેણે જાણ્યુ છે તેવો આ માનવ, જે માથે પડે તે વેઠી લેવાની સતોષવૃત્તિને બદલે દુ ખ અને અન્યાય પણ માત્ર આભાસિક ઘટના છે એ જોનારી ઉચ્ચતર દૃષ્ટિ પ્રાપ્ત કરે છે જે મહેચ્છામા પોતાની ઇચ્છા તો

માત્ર સ્થળમર્યાદિત લક્ષ્યરૂપ વિવર્ત જેવી છે તે એક અને અદ્વિતીય મહેચ્છાની વિકાસયોજનામાં દુઃખને અને અન્યાયને પણ સ્થાન છે એવી સમજણ પ્રાપ્ત કરે છે. પણ આ વિવર્તજેવી વૈયક્તિક ઇચ્છા, પોતે મહેચ્છાનો એક અંશ છે તેટલાથી, પોતાની વૈયક્તિક કાર્યયોજના અનુસાર કર્તવ્ય કરી પરવારવાની ફરજમાંથી બચતી નથી. જે થાય છે તે પૂર્વથી નિયત છે અને અનિવાર્ય છે એવો કર્મવાદ જો માનવને નિજકર્તવ્ય કાંઈ નથી એવા ભ્રમમા નાખે તો એ કર્મવાદ અનિષ્ટકર છે. પણ જો એ કર્મવાદ માનવને એવું શીખવે કે જે ઘટનાઓ બને છે તે આભાસમય વિવર્તો છે એવી દૃષ્ટિ રાખવી, તો તેટલા પૂરતો એ કર્મવાદ ઇષ્ટ છે, હિતકારક છે.

માનવના અને માનવસમાજ વિકાસના ઇતિહાસમાં, અન્ય પરિણામોની સાથોસાથ, સદૈવ આ એક પરિણામ આવ્યું દેખાય છે કે, મહેચ્છાના સ્વરૂપતત્ત્વની શોધ મોડી થઈ છે અને અપૂર્ણ છે છતાં, અન્તઃકરણ અને નિષ્ઠા બન્નેનો માનવમાં તેમ જ સમાજમાં વિકાસ થયો છે, અને જેમ જ્વાલાનો રંગ, બળતણ, સ્થિતિ ગમે તે હોય ભલે પણ એની શિખા સદા ઊંચે જ જાય છે તે પ્રમાણે, અન્તઃકરણ અને સન્નિષ્ઠાનું કાર્ય સદૈવ સર્વ નીતિતંત્રોને સદાચારને માર્ગે જ વાળ્યાં કરવાનું રહ્યું છે, અને ભાવનાઓનાં, મનોવૃત્તિઓનાં અને લાગણીઓનાં કિરણોને જીવતાંજાગતાં રાખવાનું રહ્યું છે, આ ભાવનાઓ, મનોવૃત્તિઓ અને લાગણીઓ સમાજના સર્વ સ્તરોમાં કે વિકાસક્રમોમાં, વિવિધ રૂપે અને વિવિધ રંગે, ઉચ્ચાશયી માનવોના સ્વભાવના અંશો તરીકે પ્રત્યક્ષ થયા જ કર્યો છે, અને એ બધાંનો સમુદાય એટલે માનવનું અંતઃકરણ એવો સ્વીકાર સર્વત્ર થયા કર્યો છે. આ અંતઃકરણ અને નિષ્ઠા બન્નેએ, એ બન્ને ઝાંખા પ્રકાશને આધારે કે કોઈ વાર ખોટા પ્રકાશને આધારે ઘડાયાં હોય તો પણ, સત્કર્મના વિકાસને પોષ્યો છે. એ વિકાસ અપર્યાપ્ત હોય એમાં નવાઈ નથી; એ વિકાસ સંપૂર્ણ તો ત્યારે જ થશે જ્યારે એક અને અદ્વિતીય ઇચ્છા, અત્યાર સુધી ભૂમિગર્ભમાં ટીપે ટીપે ઝમીને—ગુપ્ત ઝરણ રૂપે—વિકાસનાં મૂળને પોષણ આપતી રહી છે તેને બદલે, પૂર્ણ પ્રકાશથી ભૂપૃષ્ઠ ઉપર પ્રકટ રીતે વેગે અને પોતાના શુદ્ધ પોષક

સત્કર્મની અને દુષ્કર્મની (virtueની અને viceની) માન્યતાને નૈતિક શાસનતંત્રનાં, પુરસ્કાર અને શિક્ષા ફરમાવતાં, નિયમસૂત્રોથી ટકાવી રાખવી પડી છે–કેમ જાણે કે માનવનાં કૃત્યો અંતિમ સાધ્ય હોય, પ્રગતિનાં સાધન ન હોય. પણ આપણા કૃત્યો તો લક્ષ્યસિદ્ધિનાં સાધનો છે, એ માટેના માર્ગ છે; અને કૃત્યો તથા સાધ્યલક્ષ્ય (સ્વત સિદ્ધ નથી પણ) સાપેક્ષ દૃષ્ટિને લીધે કલ્પાય છે. કારણ અને કાર્ય અન્યોન્યસાપેક્ષ છે અને એ સાપેક્ષતામાં જ અંતર્ગતરૂપે જે નીતિશાસન કે શિક્ષા આપમેળે આવી જાય તેથી જુદું કોઈ શાસન નથી, તેથી જુદી કોઈ શિક્ષા નથી. મહેચ્છા અમુક કૃત્યનું કારણ છે; એ કૃત્ય અન્ય કોઈ સાધ્યઉદ્દેશનું કારણ છે. એ ઉદ્દેશ જો આ સાપેક્ષભાવનો ક્ષય કરવાનો હોય તો જે કૃત્ય એ ઉદ્દેશનું કારણ બને તે સત્કૃત્ય છે. અને આ સત્કૃત્ય પણ સાપેક્ષતત્ત્વ છે. આ ઉદ્દેશ સિદ્ધ થતાં જ સાપેક્ષભાવ નષ્ટ થાય છે. આ સર્વમાં જે સાપેક્ષસંબંધ છે તે કાલક્રમનો* સાપેક્ષભાવ છે.

પણ ભવિષ્યમાં કોઈ દંડકર્તા અને કોઈ દડ્ય હશે–શાસક અને શાસ્ય હશે એ ભાવિવિષયક કલ્પનામાં દ્વૈતનો દોષ આવી જાય છે; અને એવુ દ્વૈત છે જ નહિ. આપણે જ, આપણાં જ સત્કર્મો વડે અને દુષ્કર્મો વડે, આપણું પોતાનું દંડન, પારિતોષિકદાન કે પુરસ્કરણ, અને શાસન કરીએ છીએ; અમે, તમે, તેઓ––સર્વ એક છીએ. જ્યારે આપણે નીચી કક્ષાએ ઊતરીને 'અમે, તમે અને તેઓ' એવો મહોરાંઓનો ભેદ કલ્પીએ, અને એવું સાપેક્ષ જગત સર્જીએ, ત્યારે એક મહોરું અન્યને દંડે છે એવી સાપેક્ષ કલ્પનાનું કારણ મનાય; પરંતુ ત્યારે પણ એક મહોરાને એનો પહેરનારો દંડે છે એમ કહેવું, કે અવયવને શરીર દંડે છે એમ કહેવું, એ ભાષાવ્યવહાર ભાગ્યે જ સમીચીન ગણાય. આવી ભાષા, તત્ત્વજ્ઞાનની ભાષા બોલનારના મુખમા, વદતોવ્યાઘાત બને છે. અલબત્ત, જો આપણે કોઈ એવા વેપારીની ભાષામાં બોલતા હોઈએ જે પોતાને ગયેલી ખોટને પોતાની જ મૂર્ખતાની અને ગણતરીભૂલની, પોતે જ ફરમાવેલી હોય એવી, શિક્ષા માનતો હોય, તો એ ભાષા–પ્રયોગ સર્વથા ઉચિત ગણાય. પણ એ પ્રસંગમાં નૈતિક શાસનતંત્રનો

* પૌર્વાપર્યરૂપ

ખ્યાલ હવામાં ભીરી જાય. જે પ્રજામત્તાક રાજ્યના અધિકારીઓ પ્રજાજનમાંના એકાદને શિક્ષા કરતા હોય, એ પ્રજામત્તાક રાજ્યને, એના અસ્તિત્વ માટે અને તત્ત્વવિધાન માટે, પ્રજાજનોના મતનો--અરાજતો --આધારહોય છે એ પ્રજાજન એમ જ કહી શકે કે, 'મે જ મારા માટે નિયમ ઘડ્યો, અને મે જ મને પોતાને શિક્ષા કરી' ભાષાવ્યવહારમાં વધારેમા વધારે આટલી પરવાનગી મળે. પણ સત્ય કથન કરવાની આથી વધારે સારી અને સરલ એક રીત છે ઉત્સર્ગસિદ્ધિ (ત્યાગ) એ વ્યક્તિ-ઇચ્છા ની કવિતા છે * ઇચ્છાનો એ ઉચ્ચતમ અભિપ્રાય છે. સત્કર્મ (virtue) તો એ ઉચ્ચાભિલાષને સિદ્ધ કરવાનું સાધન છે, પારિતોષિક કે બદલો મેળવવાનો ઉપાય નથી સત્કર્મના બદલાનો ખ્યાલ એ વિતર્ક માત્ર છે, અને સત્કર્મ સ્વયમેવ સત્કર્મનો બદલો છે એવુ કહેનારાઓ કાર્ઇક સારો વિતર્ક કરે છે. સત્કર્મના આચરણની સાથેસાથ ઉત્સર્ગસિદ્ધિ પણ સમકાલે જ, અદસ્વરૂપે, થાય છે જ એટલે સત્કર્મ તે જ સત્કર્મનો બદલો છે (અથવા સત્કર્મ પોતે જ નિજ બદલો છે) એ સત્ય જેમણે સ્વીકાર્યુ તેઓએ, સત્કર્મની અને ઉત્સર્ગસિદ્ધિની (ત્યાગની) બે સમકાલીન ઘટનાઓને વિશિષ્ટરૂપે જોયાજાણ્યા વિના જ, ઉત્સર્ગસિદ્ધિ (consumption) રૂપી ફલ જોયુ હોય † અને એની આ પ્રકારના વાણીપ્રયોગમાં અભિવ્યક્તિ કરી હોય

જીવનમાં આપણે એવા અસાવધ—એટલા બેદરકાર–છીએ, અને આપણાં કૃત્યોનાં પરિણામ એટલાં દૂરગામી અને લાંબે કાળે થનારાં છે, કે સત્ય સદ્વર્તનના સાચા સિદ્ધાંતો રચવા અને એને સતત જાગરૂક રહીને અચલપણે વળગી રહેવુ એ સાચા સદ્ગુણમય જીવન માટે અત્યંત આવશ્યક છે—પાપકૃત્યોથી જીવનમાં સડો પેસતાં

× × ×

---

* ઉદાત્ત ભાવના છે.

† એટલે એમ કે ગોવર્ધનરામે આપેલા ઉત્સર્ગસિદ્ધિના સિદ્ધાંતનો, અને એના તથા સત્કર્મના સબંધનો ખ્યાલ ન હોય, પણ સત્કર્મ કરનાર સમાજહિત કરે છે, સમર્પણ કરે છે, એમ જોયુ હોય (રા પ્રે. ભ.)

જીવનની ઉત્સર્ગસિદ્ધિ વિઘ્નભિન થાય એમ ન થવા દેવું હોય તો. કૃષ્ણે તે ખરું જ કહ્યું છે કે :

अद्यान्यद्वाप्यात्मन एव तावज्ज्ञातुं प्रमादस्खलितं न शक्तम् ।

૯મી જૂન, ૧૮૯૧

(૧) માતાપિતા પ્રત્યેનું મારું કર્તવ્ય મેં બજાવ્યું છે. ++ એમને તીર્થયાત્રા કરવી હતી, તે એમણે કરી. એમની વૃદ્ધાવસ્થામાં એમનું જીવન કષ્ટરહિત બને એ જ માત્ર મારે કરવાનું રહે છે.

(૨) મારા ભાઈ પ્રત્યે મેં મારું કર્તવ્ય કર્યું છે. એને જીવનને માર્ગે ચડાવ્યો છે, અને મારે કરવાનું એટલું જ હતું. ++

(૩) મારી પત્ની પ્રત્યેની મારી ફરજો મેં પૂરી અદા કરી નથી. એ ફરજો હતી (क) એને કેળવવી, (ख) એના જીવનને ઉન્નત કરવું, (ग) એને સ્વતંત્ર કરવી, (घ) એનાં નિર્વાહની વ્યવસ્થા કરવી, (ङ) સ્નેહ અને કર્તવ્ય ઉભય દૃષ્ટિએ પતિએ પત્નીને જે આપવાં જોઈએ એવાં સુખસાધનો વગેરે બાબતમાં એના અભિલાષ પૂરવા. (ख), (ख) અને (घ) એક પ્રકારે સિદ્ધ કરેલ છે. (ग) ની દિશામાં એ જઈ રહી છે. (ङ) પૂર્ણત; સિદ્ધ કરી શકું એવી મને જરા પણ આશા નથી. છેલ્લાં ૧૩ વર્ષો એના માટે કેળવણીનાં વર્ષો હતાં, અને એની જીવનકક્ષા ઉન્નત છે. પૂર્ણતમ પ્રમાણમાં ઉદ્યોગી, સદ્ગુણી અને ઉદાર, કાર્યમાં તત્પર અને કુશળ, ગૃહકાર્યમાં તેમજ મને અને અન્ય સર્વ કુટુંબજનોને સુખી કરવામાં ઉત્સાહી અને અશ્રાંત, એવી આ નારીએ આ અર્થે ઊંચા અમીરી દિલથી, સફળતાથી, મહાન સ્વાર્થત્યાગ રાજીખુશીથી સ્વીકાર્યો છે અને આપણને દયા ઉપજે એ રીતે નભાવ્યો છે; એ સ્વાર્થત્યાગ એટલે આરોગ્યનો, સ્વાતંત્ર્યનો, સુખભોગનો, પોતાની રુચિનો અને સ્વભાવનો ત્યાગ; દુનિયામાં જે શક્ય તે બધાનો ત્યાગ; નહિ ત્યાગ માત્ર પોતાના સદ્ગુણોનો,—એ સદ્ગુણો તો ઉંમર વધી અને ત્યાગ વધ્યો તેમ તેમ વધ્યા છે. જે જે મેં એને કહ્યું, શીખવ્યું, સૂચવ્યું એ બધું એણે ખરા ભાવથી તત્કાળ સ્વીકાર્યું, શીખી લીધું અને ગમે તે ભોગે

પણ સિદ્ધ કર્યું. એ સુશિક્ષિત નથી એ મારો દોષ છે અને મારાં કર્મોનો વિપાક છે. એણે તો જેટલું સચન્યુ તેટલુ કર્યું છે આ સદ્‌ગુણમય, ધર્મમય, ત્યાગમય જીવને હવે પૂર્ણતાની એવી પવિત્રતા પ્રાપ્ત કરી છે કે એના કર્તવ્યનિષ્ઠ, ઉન્નત અને સુદૃઢ આત્મા માટે તો, હકથી જોતાં દ્વાર પ્રભુએ ઊઘાડવાં પડે એવું આત્યંતિક સુખમય પર-જીવન એનુ નિશ્ચિત છે આ બાબતમા એનુ ભાવિ મારા કરતાં ઉજળુ છે-એનુ જીવન મારા કરતા ઊંચુ છે.

મારા જીવન પછી એ કી રીતે જીવશે, એટલે શુ ખાશે, એની જોગવાઈ કરવાનો મે પ્રયત્ન કર્યો છે (પણ માત્ર પ્રયત્ન કર્યો છે!) એ સ્વતંત્ર રહે એવી મારી ઇચ્છા છે હવે એને બંધનમા રાખવી એ મોટુ પાપ થાય મે એને પૂરતી બંધનમા રાખી છે, પજવી છે, કેળવી અને ઘડી છે પણ એને માટે વિશેષ જોગવાઈ કરવાનુ મારા ભાગ્યમા નથી એને આ જગતના માધુર્યનો વિશેષ લાભ આપવો જીવનને એ માગે માત્ર વેઠે નહિ એ જોવુ,-એમાં મારાથી કાંઈ વિશેષ ન થઈ શકે એવી કપરી મારી આર્થિક સ્થિતિ છે અને આ ભાન મને કષ્ટકર બને છે, મને હૃદયની તીવ્ર વેદના અનુભરાવે છે, મને ચાબખાતી નાખે છે. 'જીવન સુખમય છે' એવી તો એને ભાગ્યે જ કોઈ દિન પ્રતીતિ થઈ હોય છેવટ હવે તો આખરે એ નરી અત્યંત ઉચ્ચતર ભગ્યની અધિકારિણી છે. અને એ અર્થે મારી ફરજ બજાવવાનો મારો અભિલાષ નિર્વીર્ય છે-અને વંધ્ય છે એથી મને લજ્જા થાય છે દુખ થાય છે

(૪) મારા બાળકો પ્રત્યે અને મારા દેશ પ્રત્યે મારા કર્તવ્ય છે તે તરફ મારુ દુર્લક્ષ નથી એમ હુ માનુ છુ મારા બાળકો પ્રત્યેની ફરજ હુ પૂરેપૂરી અદા કરતો નથી-પણ એ ઊણપનો ઉપાય સત્વર થશે મારા દેશ પ્રત્યે મારુ કર્તવ્ય હુ મનથી, યોજના ઘડીને, અભ્યાસથી વગેરે રીતે બજાવુ છુ, અને એ હાલ તરત માટે પૂરતુ છે.

(૫) મારા પોતા પ્રત્યે—મારુ શુ કર્તવ્ય છે? જીવનના મધુર અનુભવો મે જાણ્યા નથી,—અને કદી ઝંખ્યા નથી. એની હુ દરકાર કદી નથી કરતો મારુ જીવન એટલે આપત્તિઓ અને પગભરો, તન મન અને ધનનો અજ્ઞાત વ્યય, વાચન લેખન અને

મનન, નિરીક્ષણ અને પ્રયોગ, નિરાશા અને પ્રયાસ અથવા લડત,— બીજાઓ નિજ કર્તવ્ય કરે એવી અપેક્ષાનો અભાવ અને (લલિતા-સિવાય) સર્વ પ્રત્યે પોતાના કર્તવ્યની બજાવણી ઇત્યાદિ. આ મારું ભાગ્ય કોઈ વાર મનને દમે છે, પણ સાધારણતઃ હું હસું છું અને સંતોષ અનુભવું છું. અને આ ગત વર્ષ તો મારા જીવનમાં સ્મરણીય હતું. મારો શંકા–વાદ ગળી ગયો છે, અને એક અને અદ્વિતીય શક્તિનો મારો તત્ત્વજ્ઞાન-સિદ્ધાંત મારા ચિત્તમાં (સૂર્ય જેવો) ઉદિત થયો છે અને એણે મને જીવનના અને મરણના પરમ પૂર્ણ ઉદ્દેશનું ભાન કરાવ્યું છે. મારી પત્નીના સ્વભાવનું આશ્ચર્યકારક પરિવર્તન—હિંમતભર્યા પ્રયત્નનું એ પરિણામ—એવું થયું કે એથી એ મારી પ્રિયતમા બની છે—શ્રેષ્ઠતાવાચકરૂપના ખરા અર્થમાં 'પ્રિયતમા' બની છે.

\+ + +

પણ અંગત રીતે, આર્થિક દૃષ્ટિએ, મારી સ્થિતિ સુધરી નથી—

\+ + +

આ ભયભર્યું છે. અને તે છતાં મારે એમ જ કહેવું પડે કે એક અદ્વિતીય મહેચ્છા એવું ઇચ્છે છે, એટલે હું પણ એવું ઇચ્છું છું. ધનવાન થવાનું મારા લલાટમાં લખાયું હોય એવું લાગતું નથી. મહેચ્છાની ઇચ્છા કદાચ એવી હશે કે 'હું' નામની આ અમેકોટિને પેટપૂરતું અન્ન જ મળે.

\+ + +

(૬) દુનિયાદારીની રીતોએ ઉચ્ચ જીવનનો મારો ખ્યાલ ઊંચો છે; લલિતાનો ખ્યાલ—એના નમ્ર વિચારો પ્રમાણે અને આન્તરિક સંયોગસમાગમો પ્રમાણે—તાતો છે સારા આદર્શ પર્યંત પહોંચવાનું મને પરવડે તેમ નથી—એ માટે મારી પાસે સાધનો નથી. ના રે! મને એની ઇચ્છા જ નથી. મારી સન્યાસવૃત્તિ એ ખ્યાલને તુચ્છ ગણીને તિરસ્કારે છે. પણ લલિતાને સંન્યાસિની જેવી બનાવવાનો મને અધિકાર નથી. વિશેષમાં હું સંન્યાસી જેવો ન બનું એ જોવાનો એને અધિકાર છે. કારણ? દુન્યવી જીવનના એના આદર્શની સમીપ એને લઈ જવી એ તો કદાચ મને પરવડે. પણ એ એથી—

વિશેષ ઇચ્છે છે એ ઇચ્છે છે કે એના આનંદોપભોગ મારે પણ માણવા; મારે જાતે એમાં સહભાગી બનવું. મારે પણ મારા પોતાના ઉપભોગો હોવા જોઈએ હોવા જોઈએ એટલું જ નહિ, મારે એ પૂરા રસથી માણવા જોઈએ, અને ઉપભોગોના એ આનંદના ઉપભોગમાં મારે એને સહભાગિની બનાવવી જોઈએ, અને છેવટની માગણી એ કે જે જે હું કરું એમ એ ઇચ્છતી હતી તેમાંની કોઈ જ બાબત હું કરી વગરની ન રાખું ત્યાં સુધી એ અંગત રીતે પોતાના કોઈ પણ આનંદોપભોગ માણશે નહિ આમાં એ ખોટી છે એમ તો હું ન કહી શકું. મારી વિશેષ ફરજ એ નથી કે મારે એને સાંસારિક આનંદના અને જીવનના મારા આદર્શ સુધી ચડાવવી, અને એ માણતાં એને શીખવવું? એના ક્ષુદ્ર આદર્શો તૃપ્ત કરવામાં મારું કર્તવ્ય સમાપ્ત થતું નથી, એ આદર્શોનો ઉચ્ચતર વિકાસ-વિસ્તાર કરવો એ મારી ફરજ છે. આ દામ્પત્યધર્મ છે—હું એના પાલનથી ચૂકું છું—હું ખોટે સ્થાને આવી પડેલો સન્યાસી છું. ઉત્સર્ગસિદ્ધિ એ મારું તત્ત્વજ્ઞાન પણ જેણે મારી ખાતર અને મારા કુટુમ્બજનો ખાતર આવી સુંદર રીતે ઉત્સર્ગસિદ્ધિ કરી છે (પોતાની જાતને ખપાવી દીધી છે) એવી પત્નીની ખાતર મારા સન્યાસભાવને ખંખેરીને ફગાવી દેવા માટે મારી પાસે સાધન નથી અને પ્રેરકબળ નથી, એવો હું ઉત્સર્ગસિદ્ધિનો સન્યાસી! આ પ્રકારે એકંદર મને મારા જીવનથી સંતોષ છે—કોઈ રીતની અગવડ નથી—તો અત્યંત સંતોષ ન માની લેવો એ મારો ધર્મ મને દેખાય છે! મારા ધંધામાં મને મારા મનોરથથી વધારે મળ્યું છે, જો કે હું પૂરતું બચાવી શકતો નથી, છતાં હજી વિશેષ મનોરથો સેવવા એ મને મારો ધર્મ જણાય છે, અને તે માત્ર એ જ કારણે કે હું પૂરતું બચાવી શકતો નથી ભાવનગરમાં કમાતો તેથી, અને ગયે વર્ષ મુંબઈમાં કમાયો તેથી, હું વધારે કમાઉં છું. તુલ્ય પ્રતિષ્ઠાવાળા કેટલાક મિત્રોથી હું વધારે કમાઉં છું તે છતાં મારાં ખર્ચો પૂરતું હું કમાતો નથી, જે ખર્ચમાં કદી મોજશોખની વસ્તુઓ પ્રવેશી નથી. મુંબઈના જીવને મારા ગજવા ખાલી કર્યાં છે અને મારી લલિતાનું શરીરસ્વાસ્થ્ય વણુમાડ્યું છે! અરે મારે અધમ સેવાનો ફરીથી વિચાર કરવો પડે છે, અને એનો હું ફક્ત વિચાર જ કરું છું—પ્રયાસ કદી કરતો નથી—અને હું ધારું છું કે એ માટે પ્રયાસ કરવાનું કદી

મારા ભાગ્યમાં નહિ આવે. એટલો જ મેં નિશ્ચય કર્યો છે કે કદી નોકરી સામેથી આવે તો મારે 'ના' ન કહેવી. મને મારા વકીલાતના ધંધાનો પસ્તાવો નથી. પણ યોગ્ય સમયે નિવૃત્ત થવું એ પણ ઉચ્ચતર આશ્રય છે. આ વિચાર પણ મને એ જ દિશામાં—નોકરીની દિશામાં—ધકેલે છે. વકીલાતમાંથી મને પૂરતો અનુભવ અને લાભ મળ્યો છે: એ નાનો નથી, પ્રમાણગણનાએ અને ગુણદૃષ્ટિએ સારો છે. હું નિવૃત્ત થાઉં તે પહેલાંનાં ૫ કે ૬ વર્ષો દરમ્યાન મારા અનુભવનો પ્રકાર બદલવાને ઇચ્છું છું. આ પ્રમાણે બધી કેડીઓ એક કેન્દ્રમાં એકત્ર થાય છે. મને ખાતરી છે કે આ નિર્ણયો મારી ઇચ્છાએ પોતાને અનુકૂળ બનાવી દીધેલી બુદ્ધિના સમયડિયા નિર્ણયો નથી. બુદ્ધિ પ્રથમ હતી, ઇચ્છા પછી આવી–ક્રમ એથી ઊલટો નહોતો. જ્યાં છું ત્યાં રહ્યો એ મેં સારું કર્યું; હવે મારે અન્યત્ર જવું જોઈએ—એના માટે સમય પાકી ગયો છે. સંજોગોની ઉચિત પડી, અથવા લોકો જેને ભાગ્ય કહે છે તે, મને ન સાંપડે તો એનો ઉપાય નથી, એનો લગીરે ખેદ નથી. નથી મને સંતોષ, નથી મને અસંતોષ. હું વિનતી નહિ કરું, દરખાસ્ત કે સૂચના નહિ કરું, જો અને જ્યારે દરખાસ્ત સામે ચાલીને આવશે તો અને ત્યારે એ સ્વીકારીશ. મારું સર્વ કર્તવ્ય આટલું જ છે, વિશેષ નહિ.

\+ \+ \+

૨૧ મી જૂન, ૧૮૯૧.

મિલે કહ્યું છે કે ઈશ્વર કાં તો સત્તાસામર્થ્ય રહિત, અથવા નિર્દય, અથવા અન્યાયી હોવો જોઈએ. પણ આવી કંઈ અગતિકતા નથી. સુખ અને દુઃખ તો સમુદ્રતરંગો જેવા વૃત્તિતરંગો છે; એ તરંગો માફક આવે છે અને જાય છે–તરંગો માફક ધકેલાય છે. અને એ તરંગો મહાશક્તિમાંથી એની પોતાની પ્રત્યે, પોતામાંથી જ અને પોતા પ્રત્યે વહે છે. ન્યાય અને દયા એક વ્યક્તિ તરફથી અન્ય વ્યક્તિ તરફ હોઈ શકે; એક વ્યક્તિથી તેની તે જ વ્યક્તિ પ્રત્યે—'સ્વ'થી 'સ્વ' પ્રતિ–ન હોય ન્યાય કે અન્યાય, ન હોય દયા કે નિર્દયતા. હું મારી એક આંગળીથી બીજી આંગળીને ભીસું–તેમાં આ વિચારસૃષ્ટિ લાગુ ન પડે. મૃત્યુ અને ખૂન, કતલો અને

હત્યાકાંડો, પ્રલય, સમગ્ર સૃષ્ટિનો અંત—એમાં આપણી દૃષ્ટિને ગમે' તેટલી ક્રૂરતા ભાસતી હોય, પણ આ સર્વ ઘટનાઓ હિમપાતે કરેલા તરુલતા—ઉદ્‌ભવનના નિર્ધૂપુ સહારથી કઈ રીતે ભિન્ન છે? કોઈ પણ રીતે નહિ જે ભેદ છે તે માનવીય છે, ઈશ્વરી નથી, અન્યસાપેક્ષ છે, પણ સ્વતસિદ્ધ, અંકાતિક નથી, નીતિશાસ્ત્રના ઉદ્દેશોને અર્થે અને ઉત્સર્ગસિદ્ધિના તત્ત્વદર્શનને અર્થે એ ભેદ વાસ્તવિક છે પણ જે પોતાનો ઉત્સર્ગ કરે છે, પોતાને પોતામાં ખપાવી જ દે છે એને એ ભેદ કઈ મહત્ત્વનો નથી એ માત્ર એક સ્થાનેથી અન્ય સ્થાને જવા જેવુ છે—જે બને સ્થાનો એના પોતાનાં છે

૧ લી જુલાઈ ૧૮૯૧.

જીવનમા એક એવી ઘટનાઓ બને છે જેથી માણસ જગતપ્ત બને, બનવા ધારે તો થોડા દિવસો અગાઉ મે નિશ્ચયપૂર્વક માન્યુ કે, સામાજિક અને કૌટુબિક બાબતોના કેટલાક મુદ્દા વિશે પણ અમે અન્યોન્યને સમજીએ એ મારા માટે અને લલિના માટે મુશ્કેલ છે, અને એ મુશ્કેલીમાથી અનેક રમૂજી વૈમનસ્યના પ્રસગો ઊપજે છે એક સમય એવો હતો જ્યારે મારા પિતા ધર્મવિષયક ચર્ચા ૯ એમની સાથે કરુ એમ ઇચ્છતા, અને હુ એમના પ્રસ્તાવને વશ ન થતો, કારણ કે મારી ખાતરી હતી કે આવી ચર્ચાથી એમને મનદુ ખ થશે, અને એક પક્ષને અન્યની માન્યતાઓના ખરાપણાની ખાતરી કરાવવાની દિશામા પ્રગતિ લેશ પણ નહિ થાય એમણે નિરાશ થઈને એવા પ્રયત્નો કરવા ઘણા વખતથી છોડી દીધા છે, અને એથી એ સુખી રહે છે, અને હવે દલીલો તથા અસતોષને બદલે કાકા સમક્ષ કોઈ વાર કરાતી ફરિયાદ જ શેષ રહી છે

હમણા હમણા વળી આવી બાબતોમાં પરસ્પરની ખાતરી ઉપજાવવાની માનવની અશક્તિનુ વિશેષ ઉદાહરણ મારી અને કાકાની વચ્ચેના એક બનાવથી મળ્યુ છે એઓ હરહમેશ મને, ઘણા સારા હેતુથી, ખાસ કરીને સાજે ગાડીમા બેસીને ફરીએ ત્યારે, વેદાન્ત વિશે પ્રવચનો સભળાવે છે હુ એમને સાભળુ છુ, પણ કઈ જવાબ આપતો નથી કે મારો મત જણાવતો નથી એનુ કારણ એઓ હમેશા મને પૂછે છે, અને હુ જવાબ આપુ છુ, કે મારી ઇચ્છા જ્ઞાન મેળવવાની છે, જે જ્ઞાન હુ આપી શકુ તેમ નથી તે આપવાની

—નહિ. હમણાં મેં મારી એ રીત બદલી અને મેં એમને કહ્યું કે પુનર્જન્મની માન્યતામાં હું સંમત નથી અને થઈશ નહિ. અમે એ મુદ્દાની ચર્ચા કરી; કોઈ પોતાની વાત અન્યને ગળે ઉતારી શક્યુ નહિ. ઉવટ, મારી ખાતરી થવાની હોય કદીક, તો તે માટે મેં બુદ્ધિદ્વાર ખુલ્લાં રાખ્યાં છે, મેં હજી વજ્રલેપ જેવો અફર દઢમત બાંધ્યો નથી, અને ભવિષ્યમાં કદાપિ મારો મત બદલાશે તો એમની માન્યતા હું સ્વીકારીશ, આટલું જાણીને એમને સંતોષ થયો એઓ મતભેદસહિષ્ણુ છે તેથી મારા મતભેદ પ્રત્યે શાંતિ જાળવે છે. પણ એ મતભેદ એમને રુચનો તો નથી જ—અને એ સર્વથા સ્વાભાવિક છે. એઓ વાર્તાલાપમાં ઘણા કુશળ છે, અને એ કૌશલ્યનો ઘણાખરા પ્રસંગોએ વિસ્મયજનક ચાતુરીથી ઉપયોગ કરે છે—પણ કેટલીક બાબતોમાં એ કૌશલ્ય મારા મન ઉપર પરિણામ ઉપજાવતું નથી. એઓ મને પૂછે છેઃ જો હું પુનર્જન્મવાદમાં ન માનતો હોઉં, અને નૈતિક શાસનતંત્રનું અસ્તિત્વ ન સ્વીકારતો હોઉં, તો મારે મને નીતિનિયમની આધારભૂમિ કઈ હોઈ શકે? મેં પુનર્જન્મના ખંડિન-અવરોધો એમની દૃષ્ટિ સમક્ષ રજુ કરવાનો પ્રયત્ન કર્યો, પણ હું નિષ્ફળ થયો. મારું ઉત્સર્ગસિદ્ધિનું તત્ત્વદર્શન એમને સમજાવવાને મને સમય કે અનુકૂળતા ન મળી. દુષ્કર્મની કે સાંસારિક ઉપભોગોની પણ કંઈ જ આકર્ષકતા કે ઉપયોગિતા કે મજાહ કે અર્થવત્તા હું જોતો નથી એ, અને દુનિયાના સદાચારી લોકોમાંનો મોટો ભાગ પુનર્જન્મવાદને જાણતો નથી એ, મેં એમને કહ્યું હોત તો એઓ સમજ્યા હોત. આ કહેવાનું યાદ રાખવાનું મને સૂઝ્યું નહિ. પણ એમ થયું એનો મને ખેદ નથી. બે માણસોના દાર્શનિક મન જુદા હોય અને એને અંગે સ્વતઃસિદ્ધ નિયમો (axioms) અભ્યુપગમો (Postulates) અને લક્ષણો પણ જુદાં હોય અને એમનો કોઈ એક મત અન્યની પ્રક્રિયાથી પૂર્ણતઃ કે અંશતઃ અપરિચિત હોય, તો આવું પરિણામ ન આવે તો જ નવાઈ કહેવાય. હું એમને સમજી શકું છું પણ, મારા પોતાના મતોનો વધારે પડતો ઘમંડ મને નથી તે છતાં, એમના મતના ખરાપણાની મને ખાતરી થતી નથી. હું એમને મારા વિચાર પૂરેપૂરા જણાવી શકતો નથી. અને અધીં વાતથી તો અધીં મૂંઝવણ નીપજે. કુદરતમાં આવી વસ્તુસ્થિતિ પ્રવર્તે છે—અને એવી છે મહેચ્છાની ઇચ્છા.

૧૦મી જુલાઈ, ૧૮૯૧.

આવી નોંધપોથીઓમાં લખવું લખવું અને લખવું એનો શો અર્થ ? અહીં કોઈ વાર મારા નિશ્ચિત મતો નોંધું છું, જેથી એ લુપ્ત ન થાય; કોઈ વાર આ રીતે હું ચોકસાઈ મેળવું છું; કોઈ વાર મારા હૃદયને કાગળ પર ઠાલવીને હળવું કરું છું. મારે વાત કરવાનો મારા પોતા સિવાય કોઈ મિત્ર નથી. આ પાનાંઓ ફેરવું છું ત્યારે સ્મૃતિ તાજી થાય છે, સમભાવ પમાય છે, આશ્વાસન મળે છે. અહીં પ્રતિફલિત થતી મારી નબળી ક્ષણો જોઈને હું લજ્જિત બનું છું. આમાંથી મને હિંમત અને બળ સાંપડે છે. કોઈ વાર આગળ વધતો, કોઈ વાર પાછળ હઠતો, જે પ્રવાહ અહીં વહે છે તેનું વિશેષ સાતત્યથી અનુદર્શન થઈ શકે છે. અહીં છે મારું બલ અને મારું નૈર્બલ્ય: એકના દુઃસ્વપ્ન દરમ્યાન હું અન્યથી બોધ મેળવું છું. ભવિષ્યમાં જેના હાથમાં આ આવે એ એના વિષે શું કહેશે એથી શરમાવાની કે ડરવાની જરૂર નથી. એ શું કહેશે એ મારે પોતે તો સાંભળવાનું નથી. તત્ત્વજ્ઞાનની રીતે કહું તો, મારા જેવા ભૂગર્ભગત જીવનના અભ્યાસથી એને કદાચ લાભ થાય. એનાથી એને હાનિ થાય–તો તેમાં મારો શો ઉપાય ? હાનિ થાય એવું હું માનતો નથી, પણ બધી ચીજોનો દુરુપયોગ થઈ શકે, અને દુરુપયોગના સંભવથી જે બચી શકે નહિ તે પોતે જ દોષપાત્ર થાય. આ મારી ખાનગી અંગત બાબત છે, અને જે ખાનગી છે તે બીજાને લભ્ય થવા નિર્માયું હોય—તો એ બીજાઓને પોતાની વિવેકબુદ્ધિ વાપરવાની, અને એમ યોગ્ય લાગે તો આનો નાશ કરવાની છૂટ ભલે રહે. મહેચ્છા ઇચ્છે છે કે મારે ઇચ્છા કરવી, અને મારી દૃષ્ટિસીમા વિસ્તરે ત્યાં સુધીમાં મને જે રૂડું અને વાજબી લાગે તે લખવાની હું ઇચ્છા કરું છું. મારી ફરજ આટલેથી પૂરી થાય છે.

× × ×

૧૨મી જુલાઈ, ૧૮૯૧.

પિતાનું વય ૫૮, માતાનું ૫૬, થયું છે. બંનેને વૃદ્ધત્વ આવે છે અને વૃદ્ધત્વસહજ નબળાઈઓ આવે છે; એ નબળાઈઓ એમને પરાહત કરે છે, જર્જર કરે છે; અને તેઓ હવે જીવનબાજી હારતાં જાય છે એ હું મનોવેદના સાથે, હૈયું કઠણ કરીને, જોયા કરું છું. મારાં માતાની ગર્વગૌરવયુક્ત અને બાજવલ્યેમાંન છતાં મળતાવડી, અને

સ્થાનગ્ન પણ બની જતી, પ્રકૃતિ—અશ્રાન્ત ઉદ્યોગિતા, અને ઉત્સાહપૂર્ણ દક્ષતા તેજસ્વી બુદ્ધિ, મારા દુર્ભાગી પિતાની પવિત્ર ધાર્મિક ભાવના અને વજ્રદૃઢ શ્રદ્ધા, અને એમના નબળા અંશો પણ; વેપારીની રહેણીકરણી વિનાનો જુસ્સો આ અને બીજી હજારો બાબતો ને કારણે મારા માતપિતા ઉપર જીવનનો પડદો ઊતરતો જોઉં છું ત્યારે, એમને કાર્યક્ષમ અને સશક્ત જીવનમાંથી મડપણની વિકનસતામાં સરતા જોઉં છું ત્યારે, હું ઊંડો નિસાસો નાખું છું. એઓ જર્જરિત થયા છે! બીજી બાજુ, જુઓ, મારા બાળકો બાલ્યના નિર્દોષ અવસ્થામાં છે, બુદ્ધિમય જીવનની પ્રથમ આશુદીપ્તિથી ભર્યા ભર્યા છે એઓ પણ કદાચ મારી આંખ સામે મૃત્યુ પામે—દુ:ખી થાય—અથવા એઓમાંના એક કે બીજા માટે ભાવિઆશા સેવવાની આશાથી પણ વંચિત નહીંને હું મૃત્યુ પામું એ રહ્યો મારો ભાઈ—એને હું સ્થિર અને પગભર કરી રહ્યો છું, અને એની પત્ની, એનાં માબાપે એને કેળવણી ન આપવાની સજા કરી છે તે છતાં, સુધરતી જાય છે પણ મારા ભાઈનું ભાગ્ય વામણું લાગે છે—કલ્પનાની પાંખે એ ઊંચે આરોહી શકતો નથી, જાણે કે સંતુષ્ટ છે· નહિ તો એ સુખી શી રીતે હોય? અને અંતે મારો દેશ—હું એને પલટાતો જોઉં છું, ચડતો જોઉં છું અને પડતો જોઉં છું, અંધકાર·મય થતો જોઉં છું અને પ્રકાશમય થતો જોઉં છું—એનું ભાવિ અજ્ઞાત છે! આમ, મારે સર્વ પ્રકારની ઘટનાઓ મારી આંખ સામે જોવા તૈયાર રહેવું પડશે—જઘન્યતમ, જઘન્ય, સારી, ખાનામ—ભયંકર અને વક્ર—દંભછલમય અને નિરાશાજનક મારે શું શું જોવું નહિ પડે? આવી તૈયારી માટે મારા હૃદયને મારે કેળવવું ન જોઈએ? મારી ચડતી અને પડતી આ મહાભરતી અને મહાઓટની અશક્કોટિઓ જ હોય એ સમગ્રસ્થિતિ જશે અને અન્ય દેખીતી સમગ્ર સ્થિતિ એનું સ્થાન લેશે! હું માત્ર સમઓનો અને અંશોનો અર્થહીન પ્રલાપ જોઈ રહ્યો છું! જોવું—આ કોલાહલમાં મારો ભાગ ભજવતા દેખાવું. અને ઓટના તરંગ માફક પાછા જવું અને ક્ષિતિજમાંથી અસ્ત થવું! 'હું'—આ 'અહમ્'! 'મારું કર્તવ્ય'—'મારું તત્ત્વજ્ઞાન'—એ બંને જ મને આ અનંત જલપ્રલયના ઉર ઉપર ધરી રહેજો—'હું' વિલય પામું—અને આ અક્ષકોટિએ મહેચ્છા પોતાનું કાર્ય સમાપ્ત કરે—ત્યાં સુધી

૧૪ મી જુલાઈ, ૧૮૯૧—

આવી નોંધપોથીઓમાં લખવું લખવું અને લખવું એનો શો અર્થ?" અહીં કોઈ વાર મારા નિશ્ચિત મતો નોંધું છું, જેથી એ લુપ્ત ન થાય; કોઈ વાર આ રીતે હું ચોકસાઈ મેળવું છું; કોઈ વાર મારા હૃદયને કાગળ પર ઠાલવીને હળવું કરું છું. મારે વાત કરવાનો મારા પોતા સિવાય કોઈ મિત્ર નથી. આ પાનાંઓ ફેરવું છું ત્યારે સ્મૃતિ તાજી થાય છે, સમભાવ પમાય છે, આશ્વાસન મળે છે. અહીં પ્રતિફલિત થતી મારી નબળી ક્ષણો જોઈને હુ લજ્જિત બનું છું. આમાંથી મને હિંમત અને બળ સાંપડે છે. કોઈ વાર આગળ વધતો, કોઈ વાર પાછળ હઠતો, જે પ્રવાહ અહીં વહે છે તેનું વિશેષ સાતત્યથી અનુદર્શન થઈ શકે છે. અહી છે મારુ બલ અને મારું નૈર્બલ્ય; એકના દુઃસ્વપ્ન દરમ્યાન હું અન્યથી બોધ મેળવું છું. ભવિષ્યમાં જેના હાથમાં આ આવે એ એના વિષે શું કહેશે એથી શરમાવાની કે ડરવાની જરૂર નથી. એ શું કહેશે એ મારે પોતે તો સાભળવાનું નથી. તત્ત્વજ્ઞાનની રીતે કહું તો, મારા જેવા ભુગર્ભગત જીવનના અભ્યાસથી એને કદાચ લાભ થાય. એનાથી એને હાનિ થાય—તો તેમાં મારો શો ઉપાય? હાનિ થાય એવું હુ માનતો નથી, પણ બધી ચીજોનો દુરુપયોગ થઈ શકે, અને દુરુપયોગના સંભવથી જે બચી શકે નહિ તે પોતે જ દોષપાત્ર થાય. આ મારી ખાનગી અંગત બાબત છે, અને જે ખાનગી છે તે બીજાને લભ્ય થવા નિર્માયું હોય—તો એ બીજાઓને પોતાની વિવેકબુદ્ધિ વાપરવાની, અને એમ યોગ્ય લાગે તો આનો નાશ કરવાની છૂટ ભલે રહે. મહેચ્છા ઇચ્છે છે કે મારે ઇચ્છા કરવી, અને મારી દૃષ્ટિમીમા વિસ્તરે ત્યાં સુધીમાં મને જે રૂડું અને વાજબી લાગે તે લખવાની હું ઇચ્છા કરુ છું. મારી ફરજ આટલેથી પૂરી થાય છે.

× × ×

૬૨મી જુલાઈ, ૧૮૯૨

પિતાનું વય ૫૮, માતાનું ૫૬, થયું છે. બનેને વૃદ્ધત્વ આવે છે અને વૃદ્ધત્વસહજ નબળાઈઓ આવે છે; એ નબળાઈઓ એમને પરાહત કરે છે, જર્જર કરે છે; અને તેઓ હવે જીવનબાજી હારતાં જાય છે એ હું મનોવેદના સાથે, હૈયું કઠણ કરીને, જોયા કરું છું. મારાં માતાની ગર્વગૌરવયુક્ત અને બાજવલ્યમાન છતાં મળતાવડી, અને

ધ્યાનસ્ર પણ બની જતી, પ્રકૃતિ;—અશ્રાન્ત ઉદ્યોગિતા, અને ઉત્સાહપૂર્ણ દક્ષતા. તેજસ્વી બુદ્ધિ, મારા દુર્ભાગી પિતાની પવિત્ર ધાર્મિક ભાવના અને વજ્રદૃઢ શ્રદ્ધા, અને એમના નબળા અંશો પણ; વેપારીની રહેણીકરણી વિનાનો જુસ્સો : આ અને બીજી હજારો બાબતો ને કારણે મારાં માતપિતા ઉપર જીવનનો પડદો ઊતરતો જોઉં છું ત્યારે, એમને કાર્યક્ષમ અને સશક્ત જીવનમાંથી ઘડપણની વિકલવતામા સરતાં જોઉં છું ત્યારે, હું ઊંડો નિસાસો નાખું છું. એઓ જર્જરિત થયાં છે! બીજી બાજુ, જુઓ, મારાં બાળકો બાલ્યની નિર્દોષ અવસ્થામાં છે, બુદ્ધિમય જીવનની પ્રથમ પ્રાણદીપ્તિથી ભર્યાં ભર્યાં છે. એઓ પણ કદાચ મારી આંખ સામે મૃત્યુ પામે—દુઃખી થાય—અથવા એઓમાના એક કે બીજા મારે ભાવિઆશા સેવવાની આશાથી પણ વંચિત રહીને હું મૃત્યુ પામું. એ રહ્યો મારો ભાઈ—એને હું સ્થિર અને પગભર કરી રહ્યો છુ; અને એની પત્ની, એનાં માબાપે એને કેળવણી ન આપવાની સજા કરી છે તે છતાં, સુધરતી જાય છેઃ પણ મારા ભાઈનું ભાગ્ય વામણુ લાગે છે—કલ્પનાની પાંખે એ ઊંચે આરોહી શકતો નથી, જાણે કે સંતુષ્ટ છેઃ નહિ તો એ સુખી શી રીતે હોય? અને અંતે મારો દેશ—હું એને પલટાતો જોઉં છુ, ચડતો જોઉં છું અને પડતો જોઉં છું; અંધકારમય થતો જોઉં છું અને પ્રકાશમય થતો જોઉં છું—એનું ભાવિ અજ્ઞાત છે! આમ, મારે સર્વ પ્રકારની ઘટનાઓ મારી આંખ સામે જોવા તૈયાર રહેવું પડશે—જઘન્યતમ, જઘન્ય, સારી, ખરાબ—ભયંકર અને વક્ર—દંભછલમય અને નિરાશાજનક. મારે શું શું જોવું નહિ પડે? આવી તૈયારી માટે મારા હૃદયને મારે કેળવવું ન જોઈએ? મારી ચડતી અને પડતી આ મહાભરતી અને મહાઓટની અંશકોટિઓ જ હોય. એ સમગ્રસ્થિતિ જશે અને અન્ય દેખીતી સમગ્ર સ્થિતિ એનું સ્થાન લેશે! હું માત્ર સમગ્રોનો અને અંશોનો અર્થહીન પ્રલાપ જોઈ રહ્યો છું! જોવું—આ કોલાહલમાં મારો ભાગ ભજવતા દેખાવુ. અને ઓટના તરંગ માફક પાછા જવું અને ક્ષિતિજમાંથી અસ્ત થવું! 'હું'—આ 'અહમ્'! 'મારુ કર્તવ્ય'—'મારું તત્ત્વજ્ઞાન'—એ બને જ મને આ અનંત જલપ્રલયના ઉર ઉપર ધરી રહેજો—'હું' વિલય પામુ—અને આ અહંકોટિએ મહેચ્છા પોતાનું કાર્ય સમાપ્ત કરે—ત્યાં સુધી.

૧૪ મી જુલાઈ, ૧૮૯૧.

નુકશાના ફેરફારોની માપશલાકા જેવું, છતાં પથ્યસેવનથી અને મિતાહાર વિહારથી જેમ તેમ ખેંચ્યા કરતું—જો કે એ મિતાહારવિહારમાં કોઈ વાર હું નમતું મૂકું, પણ નિયમભંગ ન થાય એ રીતે. મદ્ય કે માંસ દીઠું નથી અને કદી દેખીશ નહિ હમણાં હમણાં મારું ભાગ્ય બધી બાબતમાં,—આવક, ખર્ચ, કૌટુંબિક સંબંધો અને સુખ, માનસિક દશા ઇત્યાદિ બધી બાબતમાં—પ્રતિકૂળ છે. એ અગાઉ હું આપત્તિઓના સાગરમાં ઊંડે તણાયો જતો હતો: મારી પ્રથમ પત્નીનું જીવન અને મરણ, પિતાને શારીરિક, આધ્યાત્મિક કે માનસિક અને આર્થિક હાનિ, મારા ૧૪મા વર્ષથી ૧૯મા સુધી કૌટુંબિક કલહો, પરિણીત જીવનમાં અમેળ, દીવાળું, ધનનાશ, મસ્તિષ્કશક્તિની દુરવસ્થા, પરીક્ષામાં નિષ્ફળતાઓ; અભ્યાસ, શરીરસ્વાસ્થ્ય અને આર્થિક સ્થિતિ ફરીથી સુધરે તે માટેના જાતજાતના પ્રયત્નોમાં વારંવાર આવેલાં મોટાં વિઘ્નો; જિંદગીની તો નહિ પણ સારા ભવિષ્યની આશા નષ્ટ કરતા લાંબા અને વિલક્ષણ વ્યાધિઓ; અન્યાયી દ્રવ્યહરણ, અદાલતમા ઝગડા, લેણદારો, પિતાની અર્ધઘેલછાની મનોદશા; નિરાશાનાં અને ધનહાનિનાં મર્મદારક દૃશ્યો અને પિતાને અથવા માતાને અથવા પત્નીને લગભગ પ્રાણઘાતક એવા પ્રસંગો; આ અને એવી અનેક અન્ય બાબતો કૌમાર અને યૌવનમા મારા પ્રિય અને સાચા મિત્ર ભક્ત અને સહચરો બની રહ્યા છે; અને મે એ પથ વટાવ્યો છે—કદીક છૂટા નિઃશ્વાસ નાખતાં ..કદીક મારા જ ચિંતનના તત્ત્વદર્શનમાંથી બળ મેળવતાં, —કદીક ક્ષણિક બલહીન પરિસ્થિતિઓ પ્રત્યે હસતાં—કદીક એના પીડન અને પ્રહારને સહીને આક્રંદ કરતાં—કદીક બધું અતિગંભીર-વૃત્તિથી જોતાં—કદીક શત્યમતરક અને સારા તેમ જ નરસા ભાગ્ય તરફ બેદરકાર બનીને—કદીક મારી વાસ્તવિક આપત્તિ અને સંપત્તિના મૂર્ખ અનુકરણની વાનરચેષ્ટાને હસી કાઢતાં—કદીક એઓના અવાજને અને સુખવિકારોને શ્રદ્ધેય ગણવાનો ઇન્કાર કરતાં—કદીક આ સર્વ માટે ઈશ્વરને ઉપાલંભ આપતા...કદીક ઈશ્વર પ્રત્યે અને બધા પ્રત્યે વક્રકટાક્ષ કરતાં-કદીક બડબડતાં કદીક ઉપાય કરતાં-કદીક વ્યવહારકૌશલ દાખવતાં—કદીક ઊર્ધ્વસ્થ—કદીક અધઃપતિત—કદીક નષ્ટચિત્ત—કદીક એ બાબતોનો સામનો કરીને લડતાં—કદીક અગ્રગામી અને

કદીક ગોકળગાયની માફક પૂરાઈ રહીને—કદીક સમગ્ર દુનિયા માટે હતાશ, કદીક આશાપૂર્ણ, કદીક પ્રફુલ્લ બનીને—કદીક સંન્યાસીવૃત્તિ ધરીને—ઇત્યાદિ અનેક અનુભવો કરતાં એ પથ મેં વટાવ્યો છે અને એ યાત્રાને અંતે 'ઉત્સર્ગસિદ્ધિના તત્વજ્ઞાન'નો ઉજ્જવલ સર્વપ્રકાશ મેળવ્યો છે હું ૧૪ વર્ષનો કુમાર હતો ત્યારથી આ હતી મારી જિંદગી—પરિસ્થિતિની અને ચિત્તની અસ્થિરતા અને ક્ષુબ્ધતા—અને છેવટે હું વિધિનું રમકડું બન્યો! એ પ્રકારે મહાશક્તિ કાર્ય કરી રહી છે, એવી મહેશ્વરની ઇચ્છા છે, અને એથી હું પણ એ ઇચ્છું છું મારી વર્તમાન ફરજ એ છે કે મારાં વયોવૃદ્ધ અસહાય માતપિતાની નિર્બળતાઓને અને વિચિત્રતાઓને મારે, એ કંઈ જ ન હોય એ રીતે, સ્વીકારવી અને નભાવવી જોઈએ, અને મારી એમના પ્રત્યે અને એમની (ઉમર વધવા સાથે જે વધતી સંભવ છે એવી) ક્ષતિઓ પ્રત્યે સ્નેહભરી, સ્મિતમય લાલનયુક્ત અને માનભરી દૃષ્ટિ રાખવી જોઈએ અને છતાં, એથી મારી પત્ની અને મારાં બાળકો પ્રત્યેના કર્તવ્યને તથા એમના વર્તમાનને, તેમ જ જેને હવે અપ્રમત્તપણે તૈયાર કરવાનું છે અને ઘડવાનું છે એ ભવિષ્યને બાધા ન થવી જોઈએ અને એમાં મારા ભાઈ માટે કરવાનું શેષકર્તવ્ય પણ કરવું જોઈએ અને એટલું છતું તો મારા દેશ પ્રત્યેનાં મારાં નમ્ર છતાં મોટાં કર્તવ્યો માટે તૈયાર રહું એવી વજ્રદઢતા કેળવવી જોઈએ અને, આ ક્રમો એક પછી એક આવે તે દરમ્યાન મારે મારા શાશ્વત અહંરહિત આત્માને વીસરવો ન જોઈએ જેની ખાતર તો આ બધાં મારો નિજઉત્સર્ગનો જ—હું જે હતો તે બની જવાનો જ માર્ગ ઠીક છે

૨૩મી જુલાઈ, ૧૮૮૧

આ વર્ષ, અન્ય સફલતાઓ ઉપરાંત એક નૈતિક સાફલ્યનું સાક્ષી બન્યું છે શુભ અશુભ શકુનોની કલ્પનાને કોલેજજીવનમાં પ્રવેશ કર્યા પછી કદી મેં બુદ્ધિસંગત માની નથી પણ હું કોર્ટમાં જવા લાગ્યો તે પહેલાં એના સત્યાસત્યની પરીક્ષાનો કોઈ પ્રસંગ અને મળ્યો નહોતો કોર્ટજીવન એટલે મારા કેસોમાં ભિન્ન ભિન્ન પરિણામોના નિત્ય સાહસની કથા ૧૮૮૪માં મેં પ્રેક્ટિસ શરૂ કરી ત્યારથી સારાં શકુનો અને સારાં પરિણામોના અને ખરાબ શકુનો

-કવાના ફેરફારોની માપશલાકા જેવું, જ્યાં પથ્યસેવનથી અને મિતાહાર -વિહારથી જેમ તેમ ખેંચ્યા કર્યું—જો કે એ મિતાહારવિહારમાં કોઈ વાર હું નમતું મૂકું, પણ નિયમભંગ ન થાય એ રીતે. મદ્ય કે માંસ દીઠું નથી અને કદી દેખીશ નહિ હમણાં હમણાં મારું ભાગ્ય બધી બાબતમાં,—આવક, ખર્ચ, કૌટુંબિક સંબંધો અને સુખ, માનસિક દશા ઇત્યાદિ બધી બાબતમાં—પ્રતિકૂળ છે. એ અગાઉ હું આપત્તિઓના સાગરમાં ઊંડે તણાયો જતો હતો : મારી પ્રથમ પત્નીનું જીવન અને મરણ, પિતાને શારીરિક, આધ્યાત્મિક કે માનસિક અને આર્થિક હાનિ, મારા ૧૪મા વર્ષથી ૧૯મા સુધી કૌટુંબિક કલહો, પરિણીત જીવનમાં અમેળ, દીવાળું, ધનનાશ, મરિનષ્ઠશક્તિની દુરવસ્થા, પરીક્ષામાં નિષ્ફળતાઓ; અભ્યાસ, શરીરસ્વાસ્થ્ય અને આર્થિક સ્થિતિ ફરીથી સુધરે તે માટેના જાત-જાતના પ્રયત્નોમાં વારવાર આવેલાં મોટાં વિઘ્નો; જિંદગીની તો નહિ પણ સારા ભવિષ્યની આશા નષ્ટ કરતા લાંબા અને વિલક્ષણ વ્યાધિઓ, અન્યાયી દ્રવ્યહરણ, અદાલતમાં ઝગડા, લેણદારો, પિતાની અર્ધઘેલછાની મનોદશા; નિરાશાનાં અને ધનહાનિનાં મર્મદારક દશ્યો અને પિતાને અથવા માતાને અથવા પત્નીને લગભગ પ્રાણઘાતક અને એવા પ્રસંગો; આ અને એવી અનેક અન્ય બાબતો કૌમાર અને યૌવનમાં મારા પ્રિય અને સાચા મિત્ર ભક્ત અને સહચરો બની રહ્યા છે; અને મેં એ પથ વટાવ્યો છે—કદીક છૂપા નિઃશ્વાસ નાખતાં ..કદીક મારા જ ચિંતનના તત્ત્વદર્શનમાંથી બળ મેળવતાં, —કદીક ક્ષણિક બલહીન પરિસ્થિતિઓ પ્રત્યે હસતાં—કદીક એના પીડન અને પ્રહારને સહીને આક્રંદ કરતાં—કદીક બધું અતિગંભીર-વૃત્તિથી જોતાં—કદીક શૂન્યમનસ્ક અને સારા તેમ જ નરસા ભાગ્ય તરફ બેદરકાર બનીને—કદીક મારી વાસ્તવિક આપત્તિ અને સંપત્તિના મૂર્ખ અનુકરણની વાનરચેષ્ટાને હસી કાઢતાં—કદીક એઓના અવાજને અને મુખવિકારોને અશ્રેય ગણવાનો ઇન્કાર કરતાં—કદીક આ સર્વ માટે ઈશ્વરને ઉપાલંભ આપતા...કદીક ઈશ્વર પ્રત્યે અને બધા પ્રત્યે વક્રકટાક્ષ કરતાં-કદીક બાખડવાનાં કદીક ઉપાય કરતાં-કદીક વ્યવહારકૌશલ દાખવતાં—કદીક ઊર્ધ્વસ્થ—કદીક અધઃપતિત—કદીક નષ્ટચિત્ત—કદીક એ બાબતોનો સામનો કરીને લડતાં—કદીક અસૂયાથી અને દુર્વૃત્તિથી એના પ્રત્યે પીઠ ફેરવીને—કદીક મહાનુભવતા દર્શાવીને—

કદીક ગોકળગાયની માફક પૂરાઈ રહીને—કદીક સમગ્ર દુનિયા માટે હતાશ, કદીક આશાપૂર્ણ, કદીક પ્રફુલ્લ બનીને—કદીક સન્યાસીવૃત્તિ ધરીને—ઇત્યાદિ અનેક અનુભવો કરતાં એ પથ મેં વટાવ્યો છે અને એ યાત્રાને અંતે 'ઉત્સર્ગસિદ્ધિના તત્વજ્ઞાન'નો ઉજ્જ્વલ સૂર્યપ્રકાશ મેળવ્યો છે હું ૧૪ વર્ષનો કુમાર હતો ત્યારથી આ હતી મારી જિંદગી—પરિસ્થિતિની અને ચિત્તની અસ્થિરતા અને ક્ષુબ્ધતા—અને છેવટે હું વિધિનું રમકડું બન્યો। એ પ્રકારે મહાશક્તિ કાર્ય કરી રહી છે, એવી મહેશ્વરની ઇચ્છા છે, અને એથી હું પણ એ ઇચ્છું છું. મારી વર્તમાન ફરજ એ છે કે મારાં વયોવૃદ્ધ અસહાય માતપિતાની નિર્બળતાઓને અને વિચિત્રતાઓને મારે, એ કઈ જ ન હોય એ રીતે, સ્વીકારવી અને નભાવવી જોઈએ, અને મારી એમના પ્રત્યે અને એમની (ઉમર વધવા સાથે જે વધવા સંભવ છે એવી) ક્ષતિઓ પ્રત્યે સ્નેહભરી, સ્મિતમય, લાલનયુક્ત અને માનભરી દૃષ્ટિ રાખવી જોઈએ અને છતાં, એથી મારી પત્ની અને મારાં બાળકો પ્રત્યેના કર્તવ્યને તથા એમના વર્તમાનને, તેમ જ જેને હવે અપ્રમત્તપણે તૈયાર કરવાનું છે અને ઘડવાનું છે એ ભવિષ્યને બાધા ન પડી જોઈએ અને એમાં મારા ભાઈ માટે કરવાનું શેષકર્તવ્ય પણ કરવું જોઈએ અને એટલું જ્યું તો મારા દેશ પ્રત્યેના મારાં નમ્ર છતાં મોટાં કર્તવ્યો માટે તૈયાર રહું એવી વજ્રદૃઢતા કેળવવી જોઈશે. અને, આ ક્રમો એક પછી એક આવે તે દરમ્યાન, મારે મારા શાશ્વત અહરહિત આત્માને વીસરવો ન જોઈએ, જેની ખાતર તો આ બધો મારો નિજઉત્સર્ગનો જ—હું જે હતો તે બની જવાનો જ-માર્ગ ઠીક છે.

૨૭મી જુલાઈ, ૧૮૯૧

આ વર્ષ, અન્ય સફલતાઓ ઉપરાંત, એક નૈતિક સાફલ્યનું સાક્ષી બન્યું છે. શુભ અશુભ શકુનોની કલ્પનાને કૌવેજીવનમાં પ્રવેશ કર્યા પછી કદી મે બુદ્ધિસગત માની નથી. પણ હું કોર્ટમાં જવા નાગો ને પહેલા એના સત્યાસત્યની પરીક્ષાનો કોઈ પ્રસંગ અને મળ્યો નહોતો કોર્ટજીવન એટલે મારા કેસોમાં ભિન્ન ભિન્ન પરિણામોના નિત્ય આહ્લસની કથા ૧૮૮૪માં મે પ્રેક્ટિસ શરૂ કરી ત્યારથી સારા શકુનો અને સારા પરિણામોના અને ખરાબ શકુનો

અને ખરાબ પરિણામોના સહયોગથી મને પ્રરાંગત આશ્ચર્ય થતું હતુ. છેવટે આ સહપ્રસગે વારંવાર જોવામા આવતા પ્રમન દઢ સાહચર્યનીકલ્પના ઊપજી, જેને લીધે હુ હમેશ શકુનોમા પરિણામોના પૂર્વસૂચનો જોવા લાગ્યો આ સાહચર્યકલ્પનાનો મારી બુદ્ધિ અને મતિએ વિરોધ કર્યો, પણ બુદ્ધિ અને મતિ પરાભર પામ્યા.

અને, અધશ્રદ્ધામા પરિણમે હોત એવા આ ભ્રામક વિચારસહચારને ખખેરી નાખવાની ઇચ્છાથી મેં આ વર્ષે હરરોજ આવા યોગોને નોધવાનુ નક્કી કર્યું, જેથી એ સહયોગના—coincidenceના—અવિનાભાવનો ખ્યાલ દૂર થાય થોડા જ દિવસોમાં હુ સફળ થયો! અશુભતમ શકુનો પછી શુભતમ પરિણામો નીપજતાં જોયા, અને શુભતમ શકુનો પછી અશુભતમ પરિણામો જોયા; અને મૂર્ખતાભરેલી સાહચર્યકલ્પના નિર્મૂલ બની અને, હવે આ અર્થહીન સત્યાગોને આમ ઉઘાડા પડેના જોઈને, હુ હસી કાઢું છુ.

૭મી સપ્ટેમ્બર, ૧૮૯૧.

'હવે રહો માનસમાત્ર સ્નેહ
નિસ્વાર્થ રહેજો અશરીર સ્નેહ!'

આ ઉચ્ચાભિલાષ હમણા સિદ્ધ થવા લાગ્યો છે. એ વિધિ જો કે કસોટી કરે તેનો અને કષ્ટપ્રદ છે, પણ પરસ્પર ઇચ્છાથી અને સહાયતાથી લગભગ બે માસથી શરૂ થયો છે, એનો વિકાસ થયો છે, એ વિકાસ એક પક્ષે ચિરવાછિત અભિલાષાઓની અપ્રાપ્તિથી ઊપજેલી વિષાદવૃત્તિએ કર્યો છે, અને અન્યપક્ષે, જે ક્ષણે કર્તવ્યબુદ્ધિ પોતાને એક દિશામા મુક્ત થયેલી માને, અને સ્વ-કાન્તતૃપ્તિમાથી નિવૃત્ત થવાના તથા અમત સ્વાતત્ર્યના અધિકારોને અનુકૂળ થવાના ધર્મસ્વીકારથી (એ કર્તવ્યબુદ્ધિ) અન્ય દિશામાં વળે, તે ક્ષણનો સફળ ઉપયોગ કરવાની ઇચ્છાથી

વેદાતીઓને મતે ચિત્ અને આનદ એ બે શુ એ મને બે દિવસ અગાઉ કાકએ કહ્યુ અલબત્ત હુ એ ક્યારનો જાણતો હતો, પણ મે એ વધારે ચોક્કસ રૂપે સમજવા પ્રયત્ન કર્યો એઓ કહે છે કે વ્યાપ્તિનિગમન એટલે અલ્પના જ્ઞાનમાથી બૃહદ્‌ના જ્ઞાન સુધી આરોહણ, અને વેદાતમા જીવજ્ઞાનથી બ્રહ્મજ્ઞાન પર્યંતના આરોહણનો વિધિ છે તે આ પ્રકારનો છે. જાગૃતિ, * સ્વપ્ન,-

સુષુપ્તિ, મૂર્છા અને સમાધિ એ પાંચ જીવનઅવસ્થાઓ દરમ્યાન વ્યક્તિને જે જ્ઞાન હોય છે, અહંના અનુસંધાનનું ભાન હોય છે, તે એક જ છે. સુષુપ્તિમાંથી જાગ્રત થયેલા પુરુષને પોતે ગાઢ નિદ્રામાં હતો એનું સ્મરણ હોય છે આ સ્મરણવ્યાપાર શય્યાનો આશ્રય કરનારનું, નિદ્રા કરનારનું, જાગ્રત થનારનું અને આ ત્રણે ક્રિયા થઈ છે એવું જાણનારનું અસ્તિત્વ અને તાદાત્મ્ય (એકત્વ) સિદ્ધ કરે છે આ 'જ્ઞાતા' છે તે 'જ્ઞાન' છે—તે જ 'ચિત્' છે—જે આ પાંચ અવસ્થાઓથી અને એનાં પરિણામોથી ભિન્ન છે 'સત્'ના સ્વરૂપતત્ત્વમાં કંઈક અધિક જે પ્રતીત થાય છે તે આ 'ચિત્' છે તળાવડી પાણી ઉપર તરતી શેવાળથી છવાયેલી હોય, પુરુષ હાથથી શેવાળને છૂટી પાડે, પાણી લે કે પીએ, અને જાય ત્યારે શેવાળ ફરીથી પાણી ઉપર છવાઈ જશે આ શેવાળ ઉપર એક કાંકરો પડે તો તે પણ શેવાળને પાણીથી અલગ કરવાનું એ જ કાર્ય કરે આના જેવું કંઈક આપણામાં છે માયાની ઉપાધિઓનું ગાઢ આવરણ છે, અને અમુક ક્ષણોએ અમુક કારણોથી એ દૂર કરાય છે—જે રીતે પાણીની સપાટી ઉપરથી શેવાળ દૂર કરાય તેમ. ત્યારે આ ઉપાધિના આવરણની નીચે જે નિર્મળ વિશદ તત્ત્વ છે તે આનંદ છે વસ્તુત એમ છે કે જો આ ઉપાધિઓનું વિક્ષેપકર તત્ત્વ આપણા સ્વભાવને અવરોધતું ન હોય તો આપણે સદૈવ આ આનંદતત્ત્વ જોડે આપણું તાદાત્મ્ય અનુભવીએ વસ્તુત 'ચિત્' અને 'આનંદ' એ આપણો શાશ્વત સ્વભાવ છે સ્વભાવત —સ્વરૂપત—આપણે 'ચિત્' અને 'આનંદ' જ છીએ, અને અમુક સ્થિતિમાં ચિન્મય અને આનંદમય થવાનું આપણું સામર્થ્ય છે. 'ચિત્, અને 'આનંદ' એ આપણું શાશ્વત સ્વરૂપ છે એ સ્વરૂપમાંથી સમષ્ટિરૂપ બ્રહ્મની અનુભૂતિને શિખરે આપણે પહોંચવાનું છે—જેમ સ્ટોઈક તત્ત્વજ્ઞાનમાં 'પ્રકૃતિ'માંથી 'વિશ્વરૂપ પ્રકૃતિ' પર્યંત આરોહણ છે તેમ, અને સમષ્ટિરૂપ, એક અને અભેદરૂપ ચિત્ અને આનંદ તે જ બ્રહ્મ છે આ છે કાકાનું વેદાંત અને એમની શ્રદ્ધા

મારે મતે આ તત્ત્વજ્ઞાનની યુક્તિ (દલીલ) ચમત્કારક છે, પણ—

* મૂળ અંગ્રેજીમા Jagriti શબ્દ છે તે રાખ્યો છે

જો કે હું અન્ય યુક્તિપ્રકારે એ જ નિર્ણયની નિકટ પહોંચ્યો લાગું છું તે છતાં—પ્રત્યયજનક નથી. મને લાગે છે કે ચિત્ એટલે અલક્ષ્ય જ્ઞાનરૂપ શક્તિ, વિશેષ નહિ. આનંદ એટલે ફલસિદ્ધિરૂપ શક્તિ—આ નિર્ણય મેં હજી પ્રાપ્ત કર્યો નથી. મારા તત્ત્વદર્શનમાં હજી ઘણું વિચારવાનું છે. વેદાંતમાં પણ હજી ઘણું શીખવાનું અને પચાવવાનું છે. મારા આ નિર્ણયો પંચદશીમાંથી મળેલાં સૂચનો ઉપર રચાયા છે. એ ગ્રંથ જો તત્ત્વજ્ઞાનનો એક અંશ માત્ર છે એ તત્ત્વજ્ઞાન, જો કે હું એનો અંધ અનુયાયી ન જ બનું છતાં, મારા મતને હજી વધારે સમૃદ્ધ બનાવી શકે જ. એને માટે મને સ્નેહમય ભાવ છે, પણ ભાવ બુદ્ધિના દાસ ઉપર અવલંબનો નથી. ઉચ્ચ બુદ્ધિવિભવવાળા અનેક આ તત્ત્વજ્ઞાનના દાસ બન્યા છે એ હકીકત કેટલીએક બાબતોનું સાક્ષ્ય પૂરે છે; તે આ—(૧) અત્યંત મૌલિક અને ચમત્કારક યુક્તિવાદથી યુક્ત દર્શનશાસ્ત્ર તરીકે આ તત્ત્વજ્ઞાનનો અતિમહાન પ્રભાવ હતો; (૨) વાસ્તવિક અનુભવોના તત્ત્વમાં એકાકાર થયેલાં, તર્કબુદ્ધિ અને કલ્પના ઉભયને ગ્રાહ્ય બનતાં, મહાસત્યોનું અસ્તિત્વ હતું; (૩) તત્ત્વજ્ઞાનની બાબતમાં પણ ભારતીય માનસને વશ કરી શકતો પરંપરાગત જ્ઞાનનો, પ્રાચીનતાનો અને દીર્ઘપરિચયનો, પ્રભાવ હતો; (૪) એનો મુકાબલો કરી શકે એવા સમર્થ યુરોપીય તત્ત્વજ્ઞાનનો અભાવ હતો; (૫) મૌલિક ચિંતન, વિચારસ્વાતંત્ર્ય, સતત અભિયોગ, ખુલ્લા દિલથી અન્યકથિત સત્યનો સ્વીકાર કરે એવી ઉદાર વિશ્વ-વિશાલ દૃષ્ટિ—એ ગુણો જેમનામાં એકત્ર સમકાલે રહ્યા હોય એવી મહામના વ્યક્તિઓનો દેશજનમાં અભાવ હતો; ઇત્યાદિ.

મારા દેશજનો કાં તો પ્રાચીન ભારતને સત્કારે અથવા આધુનિક યુરોપને સ્વીકારે; તેઓ અનુસરે પણ સ્વયં માર્ગ શોધે નહિ—આ વસ્તુસ્થિતિનો પ્રતિકાર કરવો એ, જો મારી યાત્રા ત્યાં સુધી પહોંચે તો, મારા કાર્યવર્તુલમાં રહેલાં કર્તવ્યોમાંનું એક છે. એ દિશામાં સાફળ્ય સાંપડે તો એમાંથી સર્વે દિશાઓમાં અનેકવિધ અને દૂરગામી પરિણામો ઉદ્ભવે; તત્ત્વજ્ઞાન તો એમાંનું માત્ર એક છે.

૨૦મી સપ્ટેંબર, ૧૮૯૧

કોઈ પણ બાબતનો પૂર્ણતઃ સ્વીકાર ન કરાય એમ માનીને ચાલવું, અને કોઈ શાસ્ત્ર કે તંત્રવ્યવસ્થા સંપૂર્ણરૂપે સત્ય ન હોય

એ સ્વયંસિદ્ધ માનવું. એ આ જમાનાની પ્રકૃતિ છે એવું કાકા કહે છે. ખરું, એમ જ છે. સમગ્ર શાસ્ત્રોને શ્રદ્ધાથી સ્વીકારી લેનાર જૂની પ્રકૃતિનો આ કુદરતી પ્રત્યાઘાત છે. એ પ્રકૃતિ હાનિકારક નીવડી છે. લોકો જ્યારે આ જૂના માનસથી વિમુખ થવા લાગ્યા ત્યારે એ પ્રત્યાઘાતનો પ્રથમ આવેગ એ હતો કે સમગ્ર શાસ્ત્રોનો—સાગરઃ 'અને સર્વશઃ.—ઈન્કાર કરવો. પણ હવે સમતોલ વૃત્તિ પુનઃ પ્રતિષ્ઠિત થવા લાગી છે. શાસ્ત્રોનો કે દર્શનોનો સમગ્રતયા સ્વીકાર કે પરિહાર કરવાને બદલે લોકો હવે અમુક ભાગોનો સ્વીકાર કે પરિહાર કરે છે. આ મનોવૃત્તિના પાયામાં ગમે તે સ્વત સિદ્ધ માનેલાં સૂત્રો હોય કે અભ્યુપગમ ( Postulate ) હોય પણ આ સાચી દિશામાં થયેલી પ્રગતિ છે. બેશક, ખરું દૃષ્ટિબિંદુ અને ખરી રીત તો એ છે કે અમુક પૂર્વમાન્યતાથી કે સ્વત.સિદ્ધ માનેલાં સૂત્રોથી આરંભ ન કરવો, સત્ય માત્ર માટે મનોદ્વાર ખુલ્લું રાખવું, જે વાત શ્રવણે પહોંચે તે દરેકની ઉપર પોતાની સત્યતા પોતે પુરવાર કરવાની જવાબદારી નાખવી, પ્રત્યેક શાસ્ત્ર કે દર્શન પોતાના જ સામર્થ્યે, વિગતે વિગતે, સમગ્રતયા કે અંશતઃ વિજયી થઈને કે પરાજિત થઈને, આપણા ચિત્તને પ્રભાવિત કરી શકે તો તે કરવા દેવું—કરી શકે તો. આ છે ખરું ચિત્તનું સ્વાતંત્ર્ય, અને દરેકનું ચિત્ત પરિસ્થિતિ પ્રમાણે એવું સ્વતંત્ર હોવું જોઈએ પણ પૂર્વગ્રહોથી કે પક્ષપાતી વલણથી આપણે ચિત્તને કોઈપણ સિદ્ધાન્તને વશ થવા દેવું અને પછી કહેવું કે જે કંઈ વિગત ભૂલભરેલી જણાશે એનો ચિત્ત ત્યાગ કરશે—આ રીત પ્રમાણરહિત છે.

કાકાની આવી રીત છે તેનાં કારણો છે વ્યવહારનીતિ, સલામતી, સ્વદેશભક્તિ અને અપરિહાર્ય આવશ્યકતા 'સ્વદેશભક્તિ' હોય તો તેણે સત્યના ઉચ્ચતર શાસન-સામર્થ્ય પાસે નમવું જોઈએ. વ્યવહારનીતિ રાજ્યનીતિમાં સારી ભલે હોય, પણ તત્ત્વજ્ઞાનમાં એ વિષયસંગત નથી. જ્ઞાનની બાબતોમાં માણસે એક કે અન્ય પક્ષમાં રહેવું જોઈએ એમ માનવું એ તત્ત્વજ્ઞાનસંગત નથી; આ રીતે સત્ય વિનાપ્રમાણ માની લેવાય નહિ. વકતૃત્વકલામાં જે નીતિને ( policy ને ) સ્થાન છે તે દુન્યવી વિષયો માટે છે, સત્યના

અન્વેષણમાં એ અસ્થાને છે. એક અથવા અન્ય દર્શનતંત્રમાં જોડાવું એ 'સલામત' છે અને 'અનિવાર્ય' રીતે આવશ્યક' છે એ દલીલમાં કાંઈક વજૂદ છે. માણસનું ચિત્ત, જન્મતાં અને વધતાં વેંત પ્રતિસ્પર્ધી અને અન્યોન્યસહકારી તત્ત્વોથી ઘેરાયેલા, અને એ તત્ત્વોને –લાભાર્થે કે અલાભાર્થે–પોષણરૂપે પોતામાં ખેંચતા, શોષતા જેવું છે. શૈશવમાં પોષકતત્ત્વો માતપિતા દ્વારા લેવામાં આવે છે, અને એ તત્ત્વો આવશ્યક છે અને મુકામવે સલામતીભર્યાં છે આ અવસ્થાક્રમે તત્ત્વોનો માત્ર પરસ્પર સહકાર થતો હોય છે. ચિત્ત શૈશવમાંથી બહાર નીકળે એટલે બીજા તત્ત્વોમાં પ્રવેશ કરે છે. આ તત્ત્વો અન્યોન્ય સ્પર્ધા કરનારાં હોય અથવા સહકાર કરનારા હોય, પરિણામમાં સલામતી ભરેલા હોય કે બિનસલામત હોય. આ ક્રમે જો ચિત્ત પોતાની રીતે પોતાનુ કાર્ય કરે, તો અમુક વાત અનિવાર્ય કે આવશ્યક છે–એવું કંઈ જ નથી જ્યારે અનુવર્તનમાં જ સુખ હતુ, પોષણલાભ હતો. એ સમય હવે, બાળક મોટું થતાં, રહ્યો નથી, અને એને એક દિવસ પણ વધારે ટકવા દેવો એ કાલબાધિત છે હવે તો ચિત્તે પોતાના બળ ઉપર પોતાની લડાઈ પોતે લડી લેવી જોઈએ, પોતાનુ રક્ષણ પોતે કરવુ જોઈએ– માતાપિતાથી મળતાં તત્ત્વોને તજવાં જોઈએ, કાર્યમાંથી મુક્ત કરવાં જોઈએ–એમાં અપવાદ એટલો કે સ્વતંત્ર બુદ્ધિ એ તત્ત્વોને કંઈક અપનાવે, એને અનુસરે, તો તેમાં વાંધો નહિ કેટલાક ન્યાયાધીશો, પક્ષપાતના આક્ષેપથી બચવા માટે, પોતાના મિત્રોને અન્યાય કરે છે; મનુષ્યનુ માતાપિતા સબંધે–એમાંથી મળતાં રક્ષણતત્ત્વો પ્રત્યે–આવું વલણ ન હોવુ જોઈએ ઊલટાનુ એમ માનવાને પ્રબલ કારણ છે કે જે માતાપિતાથી મળતુ હોય તે, પોતાની જન્મભૂમિની આબોહવા માફક, સ્વસ્થને અનુકૂળ હોય વિકાસના, અને જે ઉત્તમ હોય તેની વરણીના, નિયમો પ્રમાણે ચિત્તને મુક્ત વ્યવહાર કરવા દેવો જોઈએ; પણ, તે સાથોસાથ, માતપિતાથી લભ્ય અને જન્મસબંધ તત્ત્વો કેવળ છાતી પર લદાયેલ ભયાનક દુઃસ્વપ્ન જેવાં હતા એ ખ્યાલનુ ભૂત મનમા ભરાઈ ન બેસવુ જોઈએ. ચિત્તની સમાવસ્થા. દ્રોહવૃત્તિથી રહિત છતાં દાસ્યને દૂર કરવાને તૈયાર એવી સમાવસ્થા, એ તો છે **वांछनीया परा सिद्धि भक्तिप्रद्वेण चेतसः** નહિ અધિક, નહિ ન્યૂન.

× × ×

૨૦ મી સપ્ટેમ્બર, ૧૮૯૧.

શ્રી મણિભાઈ જશભાઈને મળવા બપોરે ઘેર ગયો, સવારે સ્ટેશને ન ગયો તેથી કાકા નારાજ થયા છે. મારા જ હિત ખાતર કાકા ઇચ્છે છે કે મારે રાજકીય મંડળમાં હળતા મળતા રહેવું. હું એમની ઇચ્છાને અનુસરું, તો મારે રાજકારણી રીતો રાખ્યા વગર ચાલે નહિ; અને એમાની કેટલીક રીતોમાં ન્યાય અને કર્તવ્યનો સાચો ખ્યાલ જણાય એ હું સંભવિત માનતો નથી રાજકીય જીવનમાં નાનાંમોટાં રાજકીય કર્તવ્યો પ્રાપ્ત થાય જ, અને એમાં માનહાનિનું કારણ નથી પણ મારો કાકાથી મતભેદ અન્ય કારણે છે મેં વકીલાત સ્વીકારી તે આર્થિક ઉત્કર્ષ ખાતર નહિ, પણ એ જીવન પ્રકારને ખાતર; એમાં પરાધીનતા કે અતિનમનશીલતા જણાય એ પ્રકારનાં કર્તવ્યો ઘણાં ઓછાં પ્રાપ્ત થાય છે. મને રાજકીય નોકરી ન ગમતી હોય, તો એક કારણ એ છે કે એમાં એ પ્રકારનાં કર્તવ્યો ભર્યાં ભર્યાં હોય છે, અને એ કર્તવ્ય મારી સહજરુચિને ફાવતાં નથી.

૧૮૮૪માં જ્યારે હું કાઝી શાહબુદ્દીનને અને ગાયકવાડને મળવા ગયો ત્યારે દરેકના આગલા ઓરડામાં રાહ જોતાં બેસવું પડ્યું હતું. ત્યારે મારા મનમાં વિચાર આવ્યો હતો; 'આ સ્થિતિ મને ખૂચતી નથી એનું કારણ એ કે એમાંથી મુકત થવાને હું સ્વાધીન છું. જેને માટે રાહ જોતો બેઠો છું એ પુરુષના હાથ નીચેનો નોકર હું હોઉં, તો રાહ જોતા રોકાઈ રહેવું એ મારું કર્તવ્ય બને, અને એ કર્તવ્યનો ભંગ નોકરીમાં 'જીવનમરણ'નો પ્રશ્ન નીવડે એટલે એવું કર્તવ્ય બજાવતાં હું ચિત્તક્લેશ અનુભવું. અર્ધનું અર્પણ સુખકારક બને એવી અપેક્ષા હોય તો એ સ્વેચ્છાકૃત હોવું જોઈએ. નોકરી એટલે આવા ફરજિયાત કર્તવ્યો બજાવવાં પડે, મારા શાશ્વત આત્માએ–મારા સ્વભાવના ઉન્નતતર તત્ત્વે–આવા આઘાત ફરજરૂપે સહેવા પડે, એવી જિંદગી. અનેકવાર આ વિચાર કાકાની આવાં કર્તવ્યો ન ઉવેખવાની શિખામણ સાંભળીને આવ્યો છે. એઓ ખરા છે. પણ હું યે ખરો છું—જેમાં આવાં કર્તવ્યો પ્રાપ્ત થાય એવો જીવનપ્રકાર સ્વીકારવાની મારું હઠીલું હૃદય ના પાડે છે એ કારણે હું યે ખરો છું. એ હૃદય પણ મુમીબતને પ્રસંગે નમ્યું છે–એ મુશીબતના બોજાથી દબાઈને એ હૃદય એ જ નોકરીને ઝંખ્યું છે જેનાથી અન્ય પ્રસંગોએ એ અણગમાથી પાછું હઠ્યું હોય પણ મહેચ્છની

ઇચ્છા એવી છે કે જ્યારે નોકરી સામે ચાલીને આવે ત્યારે હું નોકરી સ્વીકારું નહિ, જ્યારે હું નોકરી ઇચ્છું ત્યારે નોકરી મળે નહિ. એની ઇચ્છા એવી પણ છે કે નોકરીની ઇચ્છા થાય ત્યારે પણ મારે નોકરીના પ્રયાસ કે ઉદ્‌ગાર કરવા નહિ. અર્થાત્ મહેચ્છાનો નિર્ણય એવો છે કે જે વસ્તુ, હું એને ઇચ્છું તો પણ, સદા મને અણગમતી જ રહી છે એ વસ્તુ મને ન મળે. જો કદી હું નોકરી સ્વીકારીશ, તો અનિવાર્ય સંજોગોનો કડવો ઘૂંટડો ગણીને સ્વીકારીશ: એમ કરવાથી સદાના વૈનરાનો, અત્યારની પ્રાસંગિક ચિંતાનો, બચતના અભાવનો ગળો ટૂંકો થાય. આ 'જો'-ના પ્રસંગને અપવાદ ગણું તો, રાજકીય કર્તવ્ય મારા જીવનવર્તુલની બહાર છે, અને એમ છે તે કદાચ સારું જ છે.

શુદ્ધનિષ્ઠાની અને અનુદ્ધત અંતઃકરણની મારી પ્રતિષ્ઠા બધાય એ પર્યાપ્ત નથી? રાજકીય કર્તવ્યોના અન્યને વશ કરવાના ચેનચાળા જેને કહી શકાય તેની મદદ વિના આટલું મળે તે બસ નથી? જેને પ્રણયી પુરુષો મેળવવાની ઝાઝી ઝંખના નથી એવી કોઈ કન્યા પ્રેમચેષ્ટાના કાર્યને ધિક્કારે, અને જે પ્રભુકૃપાથી તરતના જન્મેલા બાળક માટે માતાનાં સ્તનો સ્વયમેવ સ્તન્યપૂર્ણ બને છે એ પ્રભુકૃપામાં શ્રદ્ધા રાખી રહે, તો તેમાં ખોટું શું છે? એ કન્યા આવી કૃપાથી વંચિત રહી જાય તો દિવ્ય મહેચ્છાના ઉગ્રતર ભાગ્યાદેશને પણ અનિરોધે સ્વીકારી લે તો એમાં ખોટું શું છે?

રમેશને જવું એ સ્નેહભાવના પરસ્પર વિનિમયને અંગે કર્તવ્ય હતું, અંગત સંબંધને લીધે કર્તવ્ય હતું. ઉપચાર-વિધિ ન રહે, અને અન્ય બાબતોમાં અગવડ ન પડે, નિરાંતે દિલ ખોલીને વાત કરવાને કલાક મળે એમ માનીને હું બપોરે એમને ઘરે મળવા ગયો એમાં કર્તવ્ય આચરવાની દૃષ્ટિએ ફેર કયાં પડયો? મણિભાઈ આરંભથી મારા પ્રત્યે માયા રાખે છે, અને મેં જે કર્યું તે એ માયાથી વધતા જતા સ્નેહસંબંધને અનુરૂપ હતું-એમાં રમેશને જવામાં અને ખોટું નાટક ભજવવામાં ફીપજે તેવો ઉપચારાડંબર નહોતો. હૃદય ઉપર પરિણામનો સંભવ નહોતો. સાચી માયાને અનુરૂપ વળતું વર્તન રાખવાનું હું ચૂકયો નહિ, બાહ્યોપચારની અને દેખાવના વિધિની અજ્ઞાનમયી લીલા કરવા ખાતર મેં અગવડ વેઠી નહિ; બંને પક્ષોને મેં ન્યાય કર્યો છે.

૯મી નવેમ્બર, ૧૮૯૧

મને આજ મારા ભાવનગરના દિવસો યાદ આવે છે. કોઈ પણ ભોગે એલએલ. બી. થવું જ એવી ત્યારે મારી મહાભિલાષા હતી. મારા પિતા નાદાર થયા; અને ત્યારે નવા નિમાયેલા કચ્છદીવાન મણિભાઈ જશભાઈએ ૧૮૭૬ જાન્યુ. માં મને માસિક રૂા. ૩૦૦થી પોતાની સાથે લઈ જવાનું સામે ચાલીને કહ્યું. અમારા કુટુંબની એ સમયની નિર્ધન સ્થિતિ જોતાં એ કહેણ નકારવું એ ઘેલછા કે મૂર્ખતા જ થાય. મારે તો એલ.એલ. બી. થવું જ હતું તેથી મેં ના કહી. હું ઘેલો, વિચિત્ર, ગમે તેવો ગણાઉં તેની દરકાર ન કરી. વળતે વર્ષે મને મગજનો વ્યાધિ થયો. આવી બન્યું. એલએલ. બી. મૂર્ખના સ્વપ્ન જેવું ભાસ્યું. તો પણ મેં કાયદાની ટર્મ ભરી–બીજી નોકરીનાં કહેણોને પણ નકાર્યાં કર્યાં. દિવસના પંદર મિનિટ પણ વાંચી શકાતું નહિ...તે છતાં હું વળગી રહ્યો. ટર્મ ૧૮૭૮ સપ્ટેંબરમાં ભરાઈ ગઈ. અને ત્યારે, ૧૮૭૬માં રૂા. ૩૦૦ને નકારનારો હું ભાવનગરમાં રૂા. ૧૨૫ની નોકરી, ઉપકાર માનીને, લેવા કબૂલ થયો. કાયદાનું વાચન પ્રથમ શરૂ કર્યું જૂન ૧૮૮૦માં—દિવસના ફક્ત ચાર કલાકના વાચનથી; સપ્ટેંબરમાં અર્શ આકરા ઊપડ્યા; વાચન એક મહિનો બંધ રાખ્યું; ફરી શરૂ કર્યું: નવેંબર ૧૮૮૦માં એલએલ. બી. ની પરીક્ષામાં બેઠો અને—નપાસ થવાને લાયક હતો તેથી—નપાસ થયો. એ તો અગાઉથી ધાર્યું જ હતું તેથી નિષ્ફળતા હસતે મુખે સ્વીકારી.

૧૮૮૦ ડિસેંબર અને ૧૮૮૧ જાન્યુઆરી એમાં પાછો મંદો પડ્યો, એટલે સપ્ટેંબરમાં અને ઑક્ટોબરમાં કંઈ જ વાંચી શક્યો નહિ અને નવેંબર ૧૮૮૧માં પરીક્ષા આપી—અને રોમન લૉ તથા કૉંટ્રૅક્ટ્સમાં નપાસ થવા લાયક હોઈને નપાસ થયો. સમયને અભાવે બંને વિષયો વગર વંચ્યા રહ્યા હતા. ૧૮૮૨ના જાન્યુઆરીમાં અને ફેબ્રુઆરીમાં રોગ પાછો જાગ્યો; માર્ચ અધવચ્ચે વાંચવું ફરી શરૂ કર્યું; સપ્ટેંબર–ઑક્ટોબરમાં ફરી અર્શ વકર્યો અને રોગ પણ પાછો વીફર્યો. નવેંબર ૧૮૮૨માં ફરી એલએલ. બી. માટે બેઠો; રોમન લૉ અને ઇક્વિટીમાં નપાસ થયો કારણ કે એ વિષયો ફરીથી વાંચવાનો સમય નહોતો મળ્યો. ૧૮૮૩ના જાન્યુઆરી–ફેબ્રુઆરી–માર્ચ

અને એપ્રિલ મહિનાઓમાં વ્યાધિનો ઊથલો થયો; મેમાં વાંચવું શરૂ કર્યું; પરીક્ષા પહેલાંના પાંચ દિવસો અશક્તિથી હેરાન થયો; નવેમ્બરમાં પરીક્ષા આપી–અને અંતે હું પાસ થયો! પાપિણી સફળતા છેવટ સાંપડી–અને હું માંદો પડ્યો. એ માંદગી એટલે જ્ઞાનતંતુઓના ભાંગીને ભૂકા, વારંવાર અતિશય પેશાબ, અનિદ્રા વગેરે ફરિયાદ ૧૮૮૪ આગસ્ટ સુધી લંબાઈ. ૧૮૮૦થી ૧૮૮૪ સુધીમાં સવારે ૮ અને ૧૧ વાગ્યે, બપોરે લગભગ ૧, ૨–૩૦, ૪ વાગ્યે વાચું એમ ટુકડે ટુકડે રોજના પાંચ કલાક વંચાતું. વચમાં વચમાં આરામ લેવો પડતો. ૧૮૮૩ના આગસ્ટથી નવેમ્બર સુધી રોજ દવાના ૪થી ૮ ડોઝ લેતો રાત્રે કલાકો, મધરાત પછી ૧ કે ૨ સુધી, ઉઘાડી આંખે પસાર કરતો, મગજ વલોવાઈ જતું, વિચારો ઊભરાતા, મંત્રોને કસરત કરવા લાગું કે એકાદ શબ્દનું–એકના એક શબ્દનું–એકસરું રટણ કરું કે એકાદ આંગળીને ટેરવે ચિત્ત ઠેરવું કે માથા ઉપર ગુલાબજળ કે કોલનવૉટર છાંટું–એમ અનેક પ્રયત્ન નિદ્રા આવે એ માટે કરતો: અને આવા પ્રયત્ન છતાં નિદ્રા ન રીઝે તો કલાકો સુધી પથારીમાં બેઠો રહેતો. એવી તે કઈ ઉચ્ચાભિલાષની મોહની હતી અથવા વર્તમાન સ્થિતિની ઘૃણા હતી જેણે મને આટલું વેઠાવ્યું? આ વિષયનું તો એક પ્રવચન થાય, પણ એ માટે મને નથી ઇચ્છા કે નથી ફુરસદ. પણ વર્ષો સુધી મારા ભાંગી પડતા મનને ટેકો આપીને ટકાવનાર, અને નવો ઉત્સાહ આપનાર હતો ભાવનગરમાં મારા ટેબલ સામે ભીંતે ચોડી રાખેલો શ્લોક :

रत्नैर्महार्हैस्तुतुषुर्न देवा न भेजिरे भीमविषेण भीतिम्
सुधां विना न प्रययुर्विरामं न निश्चितार्थाद् विरमन्ति धीराः ॥— *

આ હતો મારો આપત્સમયનો સાથી, સહાયક–અકિંચન અને અવિસ્મરણીય! આ ભાવનાએ મને એલએલ.બી માં પસાર થવા માટે તીરવેગે સીધા જઈને લક્ષ્ય સાધવાની ગતિ આપી–આખરે પાસ થયો ત્યાં સુધી ગતિ આપ્યા કરી; એ પ્રયત્નમાં આ ભાવનાએ

* ન રત્ન મોંઘાં લઈ દેવ રીઝ્યા, ન ઝેરને ભીષણ જોઈ બીન્યા,
સુધા વિના ના ક્ષણ એક જંપ્યા, ન ધાર્યું સાધ્યા વિણ ધીર થંભે.
રા. મે. ત્રિ.

અને ધક્કેલ્યા કર્યો, મારી વૃત્તિને પ્રદીપ્ત કર્યા કરી, મારી દઢતાને ટકાવી રાખી.

### લીલાવતી અને જસુનાં લગ્ન

લીલાવતીને આવતા મે માસમાં પરણાવવી એવી દરખાસ્ત થઈ છે. મેં એનું લગ્ન બને તેટલું મુલતવી રાખવાનો પ્રયત્ન કર્યો. એ અગાઉ એને બારમું વર્ષ બેસશે, રૂઢ પરંપરા પ્રમાણે કન્યાકાળ વીતે એટલે અનિચ્છાએ કે ઇચ્છાએ મારે હવે એને પરણાવી દેવી જોઈએ એ રૂઢિને વશ થવું પડશે. હિતલક્ષી સિદ્ધાંતની દૃષ્ટિએ આમાં યોગ્યતા શી? પણ પરિણામો તરફ દુર્લક્ષ હું ન કરી શકું. એ આ સમાજમાં જન્મી છે, એટલે મારે આ વિચારને બળગી રહેવા સિવાય છૂટકો નથી—જેનાં કારણોમાં અહીં ઊતરવાની જરૂર નથી. એ આ સમાજમાં સુકાઈ છે એટલે એ પરિસ્થિતિને લક્ષમાં લઈને એના સુખનો વિચાર કરવો પડે. આ પરિસ્થિતિમાં એના જીવનસુખને નિશ્ચિત કરે એવું પગલું ભરવું જોઈએ. સમાજ માગે છે કે આ કુમળી વયે એનું લગ્ન થાય, તો જ એનું સુખ નિશ્ચિત થાય.

પણ એથી પણ વિશેષ ગૂંચેસ અને નાજુક સમસ્યા વિના વિલંબે, એક કે અન્ય પ્રકારે, ઉકેલવાની આવી છે. માતુશ્રી ઇચ્છે છે કે જસુનું પણ લીલાવતી ભેગું આ વર્ષે લગ્ન કરવું. એ બાતમાં એ બહુ દઢ આગ્રહી છે, એને તીવ્ર લાગણી છે; અને એમાં જ્ઞાતિ, કુટુંબ અને પિતાજીના મતનોયે એને ટેકો છે. ૭ મહિનાથી મેં નિર્ણય મુલતવી રાખ્યો છે, અને એ દરમ્યાન માતુશ્રી સમક્ષ એના મતનો નિશ્ચિત વિરોધ વ્યક્ત કર્યો છે.

આ રીતે એના મતની તરફેણમાં અને મારા મતની વિરુદ્ધ જે દલીલો શક્ય હતી તેને મે નિરવકાશ કરી છે. હવે, વરપક્ષને વેળાસર જણાવવું જોઈએ તેથી મારે જલદી નિર્ણય કરવો પડશે. આ પ્રશ્નની વિચારણામાંથી મે લાગણીનું, કોને કેવું લાગશે એવું, તત્ત્વ દૂર રાખ્યું છે અને પ્રાકૃતિક વલણને પ્રવેશવા દીધું નથી. આ મહિનાઓમાં હું ઘણો બીમાર હતો અને ચિત્તવિષાદની ક્ષણોમાં માતુશ્રીનું કહ્યું કરવું એમ મનથી કબૂલ કર્યું પણ મગજની નબળાઈની અસરથી મારા વિચાર અને મારી બુદ્ધિ મુક્ત રહે એ હેતુથી નિર્ણયને મુલતવી રાખ્યા કર્યો.

૧૩ મી જાન્યુઆરી, ૧૮૯૨.

મારું અંતઃકરણ કહે છે કે મારે નિર્ણય બુદ્ધિપૂર્વક કરવો, લાગણીવશ થઈને ન કરવો. સમસ્યાના ઉકેલ માટે, નોકરી વિરુદ્ધ વકીલાતનો નિર્ણય જે પદ્ધતિથી કર્યો હતો, એ પદ્ધતિનો હું આશ્રય લઉં છું, અર્થાત્ મુદ્દાના તરફેણના અને વિરુદ્ધના પક્ષોને ગુણાંક આપીને નિર્ણય કરવાની પદ્ધતિ અનુસરું છું.

મહેચ્છાની ઇચ્છા .મારી ઇચ્છાથી વિરુદ્ધ જણાય છે, એટલે ૧૮૯૨માં લગ્ન કરવાની તરફેણનો નિર્ણય લેવા હું બંધાયો છું. આ નિર્ણય મને વ્યગ્ર કરે છે, ડંખે છે; પણ એ જાહેર થશે ત્યારે મારાં કુટુંબજનોનાં-પિતા, માતા અને પત્નીનાં-હૃદયો હર્ષોદ્રેક અનુભવશે. મહેચ્છાની ઇચ્છા એવી છે-જે કર્તવ્યરૂપ પ્રાપ્ત થાય છે તે મારે કરવું જ રહ્યું-હવે પરિણામ જે આવે તે. શક્ય (ઉપાય) અને સંભાવ્ય (પરિણામ)ને સામસામાં પલ્લાંમાં મૂકીને તોળતાં જો શક્યનું પલ્લું સંભાવ્યના પલ્લાથી નીચું નમ્યું-તો હવે નિર્ણયની જવાબદારી મારે શિર નથી રહેતી-મારું અંતઃકરણ મુક્ત છે. એટલું જ ઇચ્છું છું કે જે બુદ્ધિનિર્ણીત છે તેનું પરિણામ સારું આવે. જો બુદ્ધિના યંત્રે આ કર્યું તો મારી મનોવૃત્તિઓ અને ક્રિયાઓએ એને અનુકૂલ થવું રહ્યું. એ જ મારું કર્તવ્ય. એ જ છે મહેચ્છાની ઇચ્છા.

૧૫મી જાન્યુઆરી, ૧૮૯૨.

'પ્રત્યેક પ્રસંગનો એની ગુણયોગ્યતા અનુસાર નિર્ણય' એ સુધારા વિશેના મારા લિખિત પ્રવચનનું એક તાત્પર્ય હતું. 'કોઈ પ્રસંગવિશેષનો કેવળ રાષ્ટ્રિય હિતના સિદ્ધાંતોને જ આધારે નિર્ણય ન કરવો'-એ બીજું તાત્પર્ય હતું.

નીતિશાસ્ત્ર વિશે એક વિચાર સૂઝે છે. આપણાં કર્મોની નીતિનો અને અનીતિનો બદલો પુરસ્કારરૂપે કે શિક્ષારૂપે આ જન્મમાં કે બીજા જન્મમાં મળશે એવું માનતો આપણો નૈતિક શાસનનો સિદ્ધાંત નીતિમય વર્તનના પ્રેરક હેતુઓ અર્પનારો હોઈ આવશ્યક છે એમ મનાય છે. મને એની આવશ્યકતા દેખાતી નથી. મહેચ્છા સાધન અને સાધ્યની દૃષ્ટિએ કાર્ય કરે છે; મને સદ્‌ભાગ્ય કે દુર્ભાગ્યની કોઈ કોટિએ મહેચ્છા આણી મૂકે તો એમ સમજવું કે એ કોઈ ઉચ્ચતર' સાધ્યની સિદ્ધિનું સાધન છે; એ સાધ્ય, જે

સમગ્રતંત્રનું હું માત્ર એક અણુ-અગ્ર છું એ તંત્રના ઉદ્દેશનું, વશવર્તી છે; અને મારે મારા અંતઃકરણના પ્રકાશ પ્રમાણે મારો કર્તવ્યપથ રચવો અને મારી પરિસ્થિતિ સહી લેવી એ મારી ફરજ બને છે. પણ જે કર્મોનો જનક છેવટે બદલાના દેનારાને જ ગણવો પડે તે કર્મો માટે બદલો વગેરેની કલ્પનાનો તો અવકાશ ભાગ્યે જ રહે

૨૩ મી જાન્યુઆરી, ૧૮૯૨

લલિતાને ધર્મના એવા પ્રયોગ તરફ વાળી છે, જે એના અશિક્ષિત પણ સદ્‌ગુણી અને ઉન્નત મનને પોતાની આસપાસના સમાજવર્તુલમાંથી અને ગુજરાતી વાચનમાંથી લભ્ય થતી સામગ્રીમાંથી મળી રહે. આ ધર્મભાવનાની પ્રેરી એ કાલે મને કહેતી હતી કે એને મારા પોતાના અને મારાં બાળકોના ધર્મ વિશે ચિંતા થવા લાગી છે હું સંધ્યાદિક કાર્યવિધિમાં શ્રદ્ધા રાખતો તથી એ જોતાં પુનર્જન્માદિકમાંથી મુક્તિ મેળવવાનો મારો અધિકાર શી રીતે હોય એનો એ ખુલાસો માગે છે. એ મને આ લક્ષ્ય પ્રાપ્ત કરવાના કંઈ પણ ઉપાય કરતો જોતી નથી, અને મારી રીતોનો મારાં બાળકોને ચેપ લાગશે એનો ભય સેવે છે.

૨૭ મી જાન્યુઆરી, ૧૮૯૨

અજબ ઘટનાયોગ ! જયંતીનું વેવિશાળ ૨૫ મીએ થયું, અને મારી નવલકથાના બીજા ભાગનાં પહેલાં પ્રૂફ મને ૨૬મીએ મળ્યાં.

આ વેવિશાળ મને ડંખે છે, અને સ્ત્રીઓની દલીલોને ઉતાવળે સ્વીકારીને સરસ્વતીચંદ્રની બાબતને પકડી મૂકનાર તથા પ્રમાદ જોડે કુમુદનું વેવિશાળ કરનાર વિદ્યાચતુર જોડે હું મારી સરખામણી કરું છું.

એક સ્વપ્ન

કાલે રાતે હું વાલકેશ્વરમાં ઊંઘતો હતો ત્યારે મને સ્વપ્ન આવ્યું, જેમાં હું સન્યાસી કૃષ્ણાનંદ સરસ્વતી જોડે ચર્ચા કરતો હતો અને ચર્ચા આ સૂત્ર વિષે હતી.

आत्मा ह्यवाधिभिः कीलितः

આ સૂત્ર કોઈ ગ્રન્થમાં નથી, મારા સ્વપ્નનું સર્જન છે.

૪થી ફેબ્રુઆરી, ૧૮૯૨

આગલી નોંધમાંના સૂત્રમાંથી મેં આ શ્લોક રચ્યો છે:

आत्मोपाधिभिरेव कीलित इति स्मृत्या मनःशीर्यते।
तत्कीलाः सुमनःशरा इव शिवे भस्मीकृतारौ हताः॥
धानुष्के तु हते धनुर्न हि धनुर्बाणा न बाणा इमे॥
मायानाटकभूमिकासु रमतां साक्षी पुनर्वा न वा॥ *

## નિવૃત્તિની આશા

મારું મૃત્યુ થાય તો મારા કુટુંબનો નિર્વાહ-માત્ર નિર્વાહ—થાય એ માટે મારું અર્થસાધન પૂરતુ છે એવું મને જણાય છે. એથી હું એક પ્રકારે ભારમુક્ત થઉં છું. પણ નિવૃત્તિમાં સુખ અને સગવડ રહે એટલો તો એ પૈસો નથી. અલબત્ત, મારે ૪૦ કે ૪૨ વર્ષનું વય થાય ત્યાંસુધી રાહ જોવાની છે; ત્યારે ધનસાધન ગમે તે હોય છતાં, સહસા સંસારથી છૂટીને મારે નિવૃત્ત થવું જ પડશે. મને લાગે છે કે જો મેં એક વાર મળતી હતી તેવી મોટા પગારની નોકરી એકાદ સ્વીકારી હોત તો, કમાણી વધારે ન કરી હોત પણ, બચત વધારે કરી હોત. પરંતુ એ જરા પણ પસ્તાવાનું કારણ નથી, અને મેં પસંદગી સારી કરી એમ હું માનું છું. એનાં કારણો ચર્ચવાની જરૂર નથી વકીલાતના ધંધા માટે મારા પક્ષપાતનું એક કારણ હતું-જેને હું State of Nature પ્રાકૃતિક જીવનપ્રકાર-કહું છું એ હતુ-પશુપક્ષી જેવું જીવન જેમાં મહેચ્છા-અન્નપૂર્ણા-એ એક જ અવલંબન હોય, જેમાં વ્યક્તિ-ઇચ્છાના પ્રયત્નોનો એ રૂપકકલ્પિત દેવીએ નિકાલ કરી દીધો હોય. નોકરી એટલે તો કમાણીનું નિયમબાહ્યી સ્રોત, જેમાં ચિંતા નહિ અને અન્નપૂર્ણાની આરાધના પણ કરવાની નહિ. નોકરીનું આ તત્ત્વ કેવળ સત્ત્વભ્રંશ કરનારું જ નથી, પણ એ ભીરુ હૃદયને પ્રાકૃતિક જીવનના કઠિનતર પાઠથી અને નિયમથી વંચિત રાખે છે. આ પાઠ અને નિયમ મને મારા ધંધામાંથી કંઈ ઓછાં નથી મળ્યાં. અને મને લાગે છે કે નોકરીની છત્રછાયામાં થઈ શક્યો હોત

---

* આત્મા ઉપાધિઓ વડે જ ખીલે જડાયો છે એ સ્મૃતિ થતાં મન શીર્ણ થાય છે. એ ખીલાઓ, જેણે શત્રુ (મદન) ને ભસ્મસાત્ કર્યો એ શિવ પ્રત્યે ફેંકાયેલા કુસુમનાં બાણો જેવા (નિષ્ફળ) કરાયા છે: ધનુર્ધરનો વધ થાય પછી એ ધનુષ ધનુષ નહિ, એ બાણો તે બાણો નહિ. સાક્ષી (આત્મા) માયાનાટકની નિજભૂમિકાઓમાં રમે તોય ભલે, ન રમે તોય ભલે.

તેના કરતાં અત્યંત સત્યતર અને વિશાલતર આત્મા હું ધંધાનાં સ્વચ્છસરલ ગગનવિતાનની નીચે બન્યો છું. નોકરી કે ધંધો ?-એ સમસ્યાના ઉકેલમાં આ લાભોને મે વિષયથી અસંબદ્ધ માન્યા હતા;— પણ સંબદ્ધ હોય કે અસંબદ્ધ, ધંધાને પગલે એ લાભ આવ્યા છે અને, કોઈ દયાળુ પણ માનવદેહી નૃપ મારો ધણી હોત અને એણે મને લાખ રૂપિયા આપ્યા હોત તેથી હું થયો હોત તેના કરતાં આ રીતે હું ધનિકતર અને ધન્યતર બન્યો છું. ગમે તેમ હોય, મારા નિર્ણયનો મને પસ્તાવો નથી. મારે માટે નોકરીની દ્રાક્ષ ખરેખર ખાટી ન હોય ભલે, પણ આ રીતે જે દ્રાક્ષ આસ્વાદું છું તે સારામાં સારી નોકરીની ક્ષિતિજરેખાની બહાર છે, અને નોકરીમાં તો એ દ્રાક્ષ સ્વપ્નમાં પણ ન મળત. ગમે તેમ હોય, મારી આ અમૂલ્ય દ્રાક્ષને નિરર્થક વેડફી દેવા હું તૈયાર નથી. કાંટા અને ઝાંખરાં મધુરતમ ફલ આપે, જો મે કાંટાઝાંખરાં ખૂંદ્યાં તો ફલને મારે વધાવી લેવું જોઈએ. આમ, સંતોષની સામે અને મારા વ્યાયામ જેવા પ્રયોગોએ અર્પેલા બળની સામે અસંતોષ ટકી ન શકવો જોઈએ. એવી છે મહેચ્છાની ઈચ્છા. તડકા કેડે છાંયડો મીઠો લાગે.

૭મી ફેબ્રુઆરી, ૧૮૯૨.

રાવણે લક્ષ્મણને કહેલું ઉપદેશવચન મહત્ત્વભર્યું હતું; 'સ્વર્ગ પૃથ્વી વચ્ચે સોપાનમાર્ગ રચવાનો મારો અભિલાષ હતો; એ કાર્ય કોઈ પણ સમયે કરી શકાશે એમ વિચારીને મેં એ મુલતવી રાખ્યું. જો, આજે મારા પ્રાણ પ્રયાણોન્મુખ છે; એ કાર્ય નહિ થાય અને અન્ય કોઈ એ કરવાને સમર્થ નથી.' શારીરિક અશક્તિ ઉપરાંત, 'નિર્બલતર ક્ષણો' અને 'પરતંત્રતાની ક્ષણો'નો—બાળકો અને વૃદ્ધો જેવી દશાનો—ભય પણ રહે. સમયને આવતો ઝાપવો જોઈએ—માત્ર કાર્ય માટે નહિ, નિર્ણયો અને મનોભાવો માટે પણ. નિર્ણયો અને મનોભાવો કાર્યોની માફક, જીવનની બલવત્તર ક્ષણોમાં પ્રાપ્ત કે સિદ્ધ કરવા જોઈએ, અને માનસિક કલેશની કે પરતંત્રતાની ઋતુઓ દરમ્યાન ઉપયોગમાં આવે તે માટે સંઘરી મૂકવા જોઈએ. વસ્તુતઃ

**યાવત્સ્વસ્થમિદં શરીરમરુજમ્** ઇત્યાદિ એ શ્લોકનો અનેક વિધ તાત્પર્યવિસ્તાર શક્ય છે.

૧૭મી ફેબ્રુઆરી, ૧૮૯૨.

મારું માનવું છે કે ઉપનિષદોમાં જૂના ધર્મોથી ઉચ્ચતર ભૂમિકા છે, અને કર્મકાંડના અતિરેક ઉપર અને દ્વૈતવાદ ઉપર અધ્યાત્મજ્ઞાનના વિજયમાં જે પરિણમ્યો એ સંઘર્ષ છે. યજ્ઞની ભૂમિકાને કવિસહજ નિર્ભય ઉન્નત કલ્પનાઉડ્ડયન વડે, કર્મકાંડની વેદીમાંથી લઈને અનંત વિશ્વમાં સંક્રાંત કરીને, વિશ્વને જ મહાયજ્ઞરૂપ ગણ્યું: પુરુષસૂક્ત, બૃહદારણ્યક ઉપનિષદ વગેરે વાંચો. પુરુષસૂક્તનો છેલ્લો મંત્ર વિજયપૂર્વક ઉદ્ઘોષે છે કે આ ખરો યજ્ઞ છે, એ જ આ ખરો ધર્મ હતો જેણે પ્રાચીનોને સ્વર્ગ પર્યંત ઉચ્ચારોહી બનાવ્યા હતા અને જે, દેવોએ યજ્ઞને યજ્ઞથી જ યજ્યો એમ કહીને અને યજનદ્રવ્યો યજનવિષયભૂત યાજ્ય-તત્ત્વથી અભિન્ન હતાં એમ કહીને, અદ્વૈતને ઉચ્ચતમ શિખરે પહોંચે છે. કેનોપનિષદ્‌ના 'એ બ્રહ્મ છે આ જેને લોકો ઉપાસે છે તે નહિ' એ અર્થના કથનમાં એ સંઘર્ષનો ઉલ્લેખ છે,

तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ।

બ્રહ્મનો યજ્ઞ એવો અર્થ એક કાળે થતો તે આપણે જાણીએ છીએ. દ્વૈતવાદ અને અદ્વૈતવાદ વચ્ચેનો કલહ આ વચનોમાં એટલો પ્રકટ નથી.પણ મારે આમાં અને સંહિતાસાહિત્યમાં જરથોસ્ત (જરદુષ્ટ્ર) વગેરેની શી સ્થિતિ છે એ જોવું છે.

સચ્ચિદાનંદમાંની આ ચિત્ શું છે? મથો એને બોધ, સંવિદ્ ઇત્યાદિ કહે છે. પંચદશી કહે છે કે આ ચિત્ જાગરનાં, કે ભલે સ્વપ્નનાં, શબ્દસ્પર્શાદિ સંવેદનોથી ભિન્ન છે; અને છતાં, આ ચિત્ એ જ જાગર સ્વપ્ન સુષુપ્તિ ઈત્યાદિ અવસ્થાઓમાં કાયમ રહેતું એક અભિન્ન તત્ત્વ છે. એ સ્વયંપ્રકાશ છે અને બીજાં ચેતનતત્ત્વો વધેઘટે છે તેમ વધતું ઘટતું નથી:

नोदेति नास्तमायाति सविदेषा स्वयंप्रभा ।

એનું અસ્તિત્વ અબાધિત છે, દિવસે દિવસે, વર્ષે વર્ષે, અનંત કાળ માટે, એ અજ છે અને અમર છે, એ સર્વને સાંધતો સેતુ છે:

अयमात्मा विश्वस्य सेतुर्विधृतिर्लोकानाम् ।

એ અને એવાં બાઇબલનાં વચનો સરખાવો.

વસ્તુતઃ આ વર્ણનો જોતાં, સર્વ વસ્તુઓની અધિષ્ઠાનભૂત, અલક્ષ્ય કે પ્રસુપ્તદશામાં રહેલી, સર્વવ્યાપક શક્તિને ઘણી મળતી આવતી આ ચિત્ ઠરે છે. નિર્ગુણ અને નિષ્કર્મ એટલે મિલ જેને 'not manifested through visible sensatiou'* કહે એથી વિશેષ કાંઈ નહિ આ અંતર્ગૂઢ-અલક્ષ્ય ચિત્ સ્વયંપ્રકાશ છે અને સર્વ વિવિધ સંવેદનોને પ્રકાશિત કરે છે. અનેકરૂપતાના ભેદોનો માયાના કાર્ય તરીકે અસંતોષકારક ખુલાસો આપ્યો છે એ સિવાય મને હજી હું જે શોધું છું તે મળ્યું નથી—એ દર્શનમાં વધારે સારો ખુલાસો મળ્યો નથી. આ ખુલાસા પ્રમાણે જેમ પાછળની ધાતુનો રંગ હીરો ધારણ કરે તેમ સંવેદનો જેવા રંગો એને અર્પે અથવા જે રંગ એના ઉપર આરોપિત કરે એવા પ્રકૃતિચિત્રમય લક્ષ્ય રંગોને આ અલક્ષ્ય સર્વવ્યાપક સંવિદ્, દર્શાવે છે. મહાશક્તિમાં ત્રણ ગુણોનો અંતર્ભાવ છે (સત્ત્વ, રજસ્, તમસ્). જ્યાં ચિત્તની ઉપર અચેતન અપારદર્શક તમસનું આવરણ હોય ત્યાં અચેતન, જડ, સૃષ્ટિ હોય-તેમ છતાં ત્યાં ચિત્ અલક્ષ્યરૂપે વિદ્યમાન છે. પ્રાણીનું અને માનવનું જીવનતત્ત્વ એટલે એ ચિત્‌ની 'પ્રભા' ઉપરની રજસ અને સત્ત્વની પ્રતિચ્છાયા. મને લાગે છે કે આ બધામાં કંઈક અર્થ છે, જેને, હું સ્વીકારું કે નકારું તે પહેલાં, આધુનિક વિચારસરણિની ભાષામાં સંક્રાંત કરવો પડશે.

૧ લી માર્ચ, ૧૮૯૨.

## શોપનહોઅર

બીજું આશ્ચર્યજનક ઘટનાસામ્ય—મારો Will Forceનો (ઇચ્છા-શક્તિનો) સિદ્ધાંત છેલ્લાં દોઢ વર્ષ દરમ્યાનના મારા મનોમંથનનું નવનીત છે. આજે હીરાલાલ ઘોળેનો 'વેદાંતસાર' મારા હાથમાં આવે છે અને એ પુસ્તકની પ્રસ્તાવનાને દશમે પાને હું શોપનહોઅરના Will Forceના સિદ્ધાંતનું વર્ણન જોઉં છું. આ સિદ્ધાંત મારા સિવાય બીજા કોઈની બુદ્ધિને સૂઝ્યો હોય તે તો મેં આજે પહેલી જ વાર જાણ્યું. આ તત્ત્વમીમાંસાના ગ્રન્થનું નામ

* દૃષ્ટિગોચર સંવેદનો દ્વારા વ્યક્ત ન થયેલ.

મારી ( વાચનાના પુસ્તકોની ) નામાવલિમાં છે, પણ એના અને મારા સિદ્ધાન્ત સમાન હશે એ હુ જાણતો નહોતો, જો કે એ ગ્રંથનુ નામ વાચીને મને એવી શકા થઈ હતી. બેશક, અન્ય મુખ્ય વિગતોમાં અમે જુદા પડતા હઈશુ જ—જેમ વેદાન્તથી હું જુદો પડુ છુ તેમ

૨૭ માર્ચ, ૧૮૯૨.

વેદાન્ત

જાગર, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યાવસ્થા એ ચાર આપણી અવસ્થાઓ મનાય છે, સુષુપ્તિ પછી મુકતની તુર્યાવસ્થા છે, તે આપણી આત્મરૂપ થવાની ઉચ્ચતમ અવસ્થા છે એ અવસ્થાના આ પારિભાષિક નામ દ્વારા મહાશક્તિની અલક્ષ્ય અથવા સુપ્ત દશા વર્ણવવી ધારી હશે એવુ મને લાગે છે વેદાંતથી મારુ વૈમત્ય છે તે આ અવસ્થાના અસ્તિત્વ પરત્વે નથી તેમ એ આપણુ ચરમ લક્ષ્ય છે એ બાબતમા પણ નથી, મારુ વૈમત્ય છે એ પ્રાપ્ત કરવાના ઉપાય પરત્વે, લક્ષ્યનો તિરસ્કાર કરાયો છે પરત્વે, અને લક્ષ્યનો જ વિશ્વાતીત પરમ ધ્યેય તરીકે અન્યવ્યાવર્તક સ્વીકાર થાય તે પરત્વે ઉત્તરકાલીન (પ્રાચીન ) વેદાન્ત પૂર્વકાલીન (નવ્ય) વેદન્ત કરતા અલગ પડે છે, અને મારુ પૂર્વકાલીન વેદાંત સાથે ઐકમત્ય વિશેષ છે, ભેદ એ છે, કે ઉત્તરકાલીન વેદાંતીઓ નિષ્ક્રિયતા અને સન્યાસ સ્વીકારે છે ત્યારે હુ મારા ઉત્સર્ગ (પરિવ્યય) ના અને કર્તવ્યના સિદ્ધાન્તને સ્વીકારુ છુ. વેદાન્તનો આ પ્રકાર કુદરતી ઘટનાક્રમોમાંથી વિકસ્યો છે એમ હુ માનુ છુ. ભૂલ થઈ તે એવા વિકાસમા નહિ પણ કોઈ બીજી દિશામાં છે, જેનુ અન્વેષણ કરવુ રહે છે

હમણાં તો મને એક જ અસગતિ દેખાય છે, જે સિદ્ધાન્ત વ્યાવહારિક સાપેક્ષતાનો અને સાક્ષેપ ભેદોનો લોપ કરે છે તેની સમગ્ર તત્ત્વદર્શનને ઉચ્ચતમ શિખરે અવગણના થઈ છે અને લક્ષ્ય એ તો વર્જ્ય છે અને અલક્ષ્ય જ પ્રાપ્તવ્ય છે એમ મનાય છે—પણ આ ભેદકલ્પના તો ઇષ્ટ કે સારુ અને અનિષ્ટ કે ખરાબ એવી વિભાગકલ્પનાને જ શબ્દાંતરે સ્વીકારે છે. ઉપરાંત એ દર્શનનો સૌથી મોટો દોષ, મારી દૃષ્ટિએ, એ છે કે લક્ષ્ય અને માયા અને પરમાત્માથી એક અને અભિન્ન છે—પરમાત્માના જ હૃદયમા ચાલતુ વિશ્વસગીત

છે જેમાં પરમાત્માના તેજકણોએ સંવાદ સાધવાનો છે અને જળી-જવાનું છે—ખપી જવાનું છે, એ સત્યનો પૂર્ણ અનાદર એ નવીન વેદાન્તમાં થયો છે. માયાની સાર્થકતા છે, માયા તો અલક્ષ્ય શક્તિનો પ્રવૃત્તિપ્રકાર છે, જે દ્વૈતદશાની સ્વરકલાઓ વડે અનંત ક્ષણમાં અલક્ષ્યના વક્ષ ઉપર લક્ષ્ય સંગીતનું ગાન કરે છે, અને પોતે પોતામાં ખપી જાય છે—ઉત્સર્ગસિદ્ધિ સાધે છે. અલક્ષ્ય તત્ત્વ ઉત્સવના અને વિલાપના, હર્ષના અને શોકના સંગીતમાં, અને એવી લક્ષ્ય બાબતોમાં, રાચે છે; અને આપણે, જેની ઇચ્છા મહેચ્છાથી અભિન્ન છે એવા આપણે, એ સંગીતમાં આપણા લક્ષ્યસ્વરોને એકતાન કરીએ છીએ અને છેવટે એને પુનઃ અલક્ષ્યમાં ક્ષપિત—લીન કરીએ છીએ.

૨૯ મી માર્ચ, ૧૮૯૨.

## મારો સ્વભાવ

મારો સ્વભાવ સાધારણ રીતે શાંત અને નમ્રગંભીર છે—જેનું મને સુખ છે. કોઇ પ્રસંગે એ ક્ષુબ્ધ થાય—એવા પ્રસંગોની જીવનમાં ખોટ નથી હોતી—પણ એ સ્વભાવલક્ષણ એના અસ્તિત્વનું મારું ભાન જાગે તે સાથે જ, લીન થાય છે. એ એક ક્ષણ વધારે ટકે તો મારી તબિયતમાં કે સંજોગમાં કાંઈક વાંધો છે એમ સમજાય. મિજાજ જાય તેનું, અમુક મર્યાદામાં, ક્ષંતવ્ય એવું યોગ્ય અંતિમ કારણ તો માણસને હોય; પણ મને મિજાજ જાય એ જ બિલકુલ પસંદ નથી. હમણાં મારા સંજોગો તો ઠીક છે, પણ હમણાં મારી નબળી તબિયત મને ચીડિયો બનાવે છે અને મનની એ ચીડની સજા શરીરે ભોગવવી પડે છે. ભલા ભગવાન! મનઃક્ષોભ શા માટે? એથી મારું મગજ ગૂંચવણમાં પડે છે અને હૃદયમાં ઉશ્કેરાટ તથા ધબકારા વધે છે. મારે ક્રોધ શા માટે કરવો? મારો ક્રોધ છૂપો રહે છે, એને હું બહારથી દબાવી શકું છું, પણ કોઈ પણ પ્રકારનો ક્રોધ જ શા માટે? ક્રોધના રોગનો ઇલાજ શો? 'આદત બીજી પ્રકૃતિ છે;' જો હું અરુચિકર અર્થહીન બાબતોથી ટેવાઈ જાઉં, એને પ્રકૃતિનાં ક્ષણિક કે ઉપર ઉપરનાં નખરાં ગણીને અવગણું, એ આ અહં કેન્દ્રની સપાટી ઉપર મહેચ્છાએ ઉપજાવેલા બુદબુદા છે એ સમજું, તો હું મારા જીવનનાં આ નામઠામ વિનાનાં અલ્પ તોફાનોથી અસ્પૃષ્ટ એવો સાક્ષી થઈ રહું. ચાલો, મારા અહમ્-અમબિંદુએ આ યાયાવર—આવતાં જતાં—પંખીઓના કલબલાટ

અત્યે માત્ર સ્મિત કરવાની શરૂઆત થઈ ચૂકી। એ પંખીઓ ઊડી જવાનાં છે—અને લાગે છે ઊડી જાય છે. એઓ અલક્ષ્યમાં વિલીન થાય છે. અને હું એમના આગમન પહેલાં હતો તેવો રહું છું. આવી છે મહેચ્છાની મ્રચ્છા. એ (પખીઓ) આવે છે, જાય છે, અને

Time and the Hour run through the roughest day! *

तरति शोकमात्मविद्। तरति क्रोधमात्मविद्। અથવા ઉત્તમ તો तरति मोहमात्मविद्. એ બધા ભાવ માટે ચાલશે, અને

'ભર્યો મોહરસ અકે અકે વિવર્ત ભિન્ન દશાના,
ભૂલી નાટકતા નાટકની ઉર ગ્રહે મોહ માયાના.'

આ સર્વ મોહ છે, અને અંતે હું કહું છું:

'ઊભેલી માયા ખસી ગઈ, ઉરઆંખે હદને છોડી!' એવી છેર મહેચ્છાની ઇચ્છા!

## "લંપટ" કૃષ્ણ: ભક્તિમાર્ગ

૧ લી એપ્રિલ, ૧૮૯૨

કૃષ્ણની લંપટતા વિશે ઘણી ગેરસમજ છે. ભાગવતનો મહાગ્રંથ અને કૃષ્ણની ચરિત્રકથાઓ પ્રમાણમાં બહુ પાછળના યુગનું સર્જન છે. વૈદિકયુગના અને તે પછીના જમાનાના કર્મકાંડનું બૌદ્ધદર્શને ખંડન કર્યું. બૌદ્ધ અને જૈન દર્શનોની સમકાલીન ઘટના એ હતી કે કુશલતર બ્રાહ્મણોએ લોકસમૂહ માટે જેટલો ગહન તત્ત્વજ્ઞાનથી મુક્ત તેટલો જ અર્થહીન કર્મજાળથી મુક્ત એવો ધર્મ રચ્યો. એ ધર્મનું તત્ત્વ આ લક્ષણોથી મુક્ત હતું, પણ બાહ્યાકારે-વિધિમાં, અને પરંપરારૂપે-એનો પ્રચારલુપ્ત થતા જતા વેદ અને વેદાંત જોડે સંબંધ સાધવામાં આવ્યો હતો. વૈદિક માન્યતાઓના અવશેષમાંથી નામો, કથાઓ અને ભાવનાઓ લઈ લઈને એમાંથી નવી યોજના ઘડવામાં આવી હતી, અને એ યોજનામાં વેદોના જે પ્રાચીનતર ધર્મો ભિન્ન પરિસ્થિતિના લોકોને સમજાય એવા નહોતા તેનું પુનરુજ્જીવન કરવામાં આવ્યું છે એવું મનાતું હતું. બ્રાહ્મણોએ મોટેભાગે સામગ્રી લીધી વેદોમાંથી, રામાયણ-મહાભારતમાંથી, અને પૂર્વેનું વિશાળ સાહિત્ય જે પરંપરામાં ઊતર્યું હતું એમાંથી. આ સ્થૂલદેહમાં એમણે ભક્તિમાર્ગનો પ્રાણ રેડ્યો. એ પ્રાણ એવો હતો જે કોઈ

* કાલ અને કલાક વસમામા વસમા દિવસમાથી વટી જાય છે.

પણ પ્રજામાં, અમુક પરિસ્થિતિમાં, ગંધકની દીપસળી ઉપર પ્રકાશ અને ઉષ્મા પ્રજ્વલે એવી પ્રબલતાથી પ્રજ્વલિત થાય.

યુગો ભિન્ન પ્રકારના હોય પણ પ્રત્યેક યુગમાં અંતવર્તી સમષ્ટિ-અંતઃકરણ હોય છે, અને પ્રત્યેક યુગનો એ વિશિષ્ટ અંતઃકરણ-પ્રકાર એવો હોય છે કે એનો પ્રકાશ ગગનારોહી, દિવ્યલોકગામી, બને. જો યુગ નીતિપ્રધાન હોય તો તે તત્ત્વદર્શી-આધ્યાત્મિક-ધર્મના ઉદયને અનુકૂળ બને. અનીતિપ્રધાન યુગનો ધર્મ પશ્ચાત્તાપ પ્રધાન હોય. નીતિઅનીતિ પરત્વે તટસ્થ રહેલા યુગમાં એમાંથી એય ધર્મપ્રકાર ન સભવેઃ આવો યુગ વિવિધ પ્રકારે પોતાની વિલક્ષણ દૃષ્ટિ પ્રકટ કરે. એમાં નૈતિક કસોટીઓ (પરીક્ષાધોરણો) ન હોય પણ હૃદય હોય. જો હૃદય અસંયત અને અસંસ્કૃત હોય, તો એમાંથી ઝનૂનની જ્વાલાઓ ભભૂકે એ વિષયાસક્ત હોય, તો એવી સ્થિતિમાં એ લીલામય વિનોદ કરે જ્યાં-ભલે એને માટીમાં કે કાળા કોલસામાં થઈને ગળાવું પડે તો પણ—ગળાઈને સ્વર્ગીય તત્ત્વોની શુચિતા પ્રાપ્ત કરે. એ વિનોદક શક્તિ વિષયી (વિષયાસક્ત) વસ્તુતત્ત્વોમાંથી એવું સંગીત પ્રકટ કરે જે એના દેહનો અને આત્માનો અંશ બની જાય અને છેવટે એ સમગ્રતઃ વિશુદ્ધ બને. જે ડાહ્યો માણસ પાગલ માણસને પટાવવા ઇચ્છતો હોય તેણે પાગલપણું સમજવું જોઈએ. અને પોતાની લાગણીઓને, પોતાના અવાજને અને પોતાની ચેષ્ટાઓને પાગલની લાગણી, અવાજ ચેષ્ટાઓની સમાન બનાવવી જોઈએ એવો જ છે કૃષ્ણનો લોક વચ્ચે વ્યવહાર, કારણ કે એ લોક અનીતિમય નહોતા જ પણ નિર્લેપ અને નીતિઅનીતિ પરત્વે મધ્યસ્થભાવના હતા. ઈસુ ખ્રિસ્ત પશ્ચાત્તાપ કરનારા અનીતિમય જમાનામાં આવ્યો હોઈને પિતા જેવો ક્ષમાશીલ રહ્યો હતો. એથી જ એના વિશે કહેવાયું છે કે:

'As *man* he pities my complaint,
His power and truth are all *Divine*.'*

(Cowper, page 287)

---

* માનવ બની ફરિયાદ પ્રત્યે
દયા દાખવતો છતાં
નિજ શક્તિમાં ને સત્ત્વમાં
દિવ્ય છે એ સર્વથા.

ન નીતિમય–ન અનીતિમય એવા લોકને ફરિયાદ કરવાની ન હોય પણ તે છતાં કૃષ્ણ માનવભાવે દયા દાખવતો અને એની 'શકિત' અને એનું 'સત્ત્વ' સર્વથા 'દિવ્ય' હતાં નિર્દોષ અને આશ્ચર્યચકિત ગોપીઓને આ દિવ્યતાની પ્રતીતિ કરવાનું તાત્પર્ય પેલા પ્રસંગમાં હતું, જ્યારે ક્રોધી દુર્વાસા પાસેથી પાછી ફરતી એ ગોપીઓને ન માનતાં છતાં માનવું પડયું હતું કે જે પોતાની સાથે લીલાવિલાસ કરતો કૃષ્ણ ખરેખર યોગી બ્રહ્મચારી હોય તો આજ્ઞા થતાં વેંત જ યમુનાનાં જળ હડી થાય છે અને પોતાને માર્ગ કરી આપે છે

ઈસુ ખ્રિસ્ત માનવો વચ્ચે માનવ તરીકે રહેતો એ યુગે એનમાં દિવ્યતા દીઠી એ યુગ અનીતિમય હોવા છતાં પશ્ચાત્તાપ વડે એનું દિવ્ય દર્શન કરી શક્યો—કેમ કે પશ્ચાત્તાપ એ પણ નેત્ર છે એ પિતા પ્રમાણે ઠપકો આપતો અને ક્ષમા કરતો કૃષ્ણ નારીઓમાં પુરુષ તરીકે રહેતો—કારણ કે એની આસપાસ બધા, નિર્દોષ અને વિષયમગ્ન નારી જેવા હતા જે યુગને નૈતિક દિવ્યતા નીરખવાની દષ્ટિ નહોતી, અને જે યુગ માત્ર પ્રણયી વલ્લભનો ભાવક હતો, એ યુગને એ માનવ દેખાયો–રમણ બનીને મોહનો, અદશ્ય રહીને પટાવતો (અનક્ષર રીતે પટાવતો) અને ઉન્નત બનાવીને ઉદ્ધારતો ખ્રિસ્ત ઉદ્ધારક હતો, તો કૃષ્ણ પણ ઉદ્ધારક હતો એને કરવાનું હતું વિષ્ણુનું પાલનકાર્ય –ત્રયી (ત્રિમૂર્તિ) માંના ન મર એનું

ક્રિશ્ચન ધર્મપ્રચારકો–મિશનરીઓ–કૃષ્ણસંપ્રદાયનું ખ્રિસ્તીધર્મ જોડે સામ્ય છે તે સાખી ન શકે એટલે એમાં અનીતિનાં તત્ત્વો ચીંધીને એને નિંદે છે, અને એવો ઉતાવળો નિર્ણય કરે છે કે સમાનતત્ત્વો ખ્રિસ્તી મુસાફરો મારફત ભારતમાં પ્રવેશ્યા છે પણ જેની નિંદા કરે છે તેની સાચી સમજણ તેઓને નથી સેમિટિક એકેશ્વરવાદ અને વૈષ્ણવોનો એકેશ્વરવાદ જુદા જુદા દેશોમાં અને સંજોગોમાં પણ પ્રકૃતિપ્રેરિત પસંદગીના એક જ નિયમ અનુસાર ઉદ્ભવેનાં બંનેનો છે, અને, બંનેનો અંતિમ ઉદ્દેશ એક હતો તેથી સામ્ય અનિવાર્ય છે બંને હદયને સ્પર્શીને પ્રભાવ પ્રસારે છે, પણ ખ્રિસ્તીધર્મનો ભારતીય સમોવડિયો જે વૈષ્ણવધર્મ, તેને તો વૈદિક પરંપરાના અર્ધ-સ્મૃત અને ન સમજાના અવશેષોની

વચ્ચે ઊગવું પડ્યું હતું, અને ભારતના પાત્રમાંથી છલકાઈને એના-હિમાલયરૂપ કાંઠાને પેલે પાર વહેલા, બૌદ્ધ તત્ત્વનિષ્કર્ષ-રસના, શેષ કૂચાઓનું બાષ્પીકરણ કરીને વરાળ જેવો અર્ક એ ચવાનો હતો. એણે જ્ઞાનોપદેશનો દાવો નહોતો કર્યો, એ તો તત્કાલીન વાસ્તવિક જીવનના નૃત્યમાં શામિલ થયો, અને કુશલતર પદવિન્યાસ અને કલાયુક્તિ દ્વારા નમ્ર નર્તકવૃંદને એવી ભૂમિમાં દોરી ગયો જ્યાં રાસની લીલા સુંદરતર બની, દિવ્ય બની.

આવા ધર્મ સિવાય કોઇ અન્ય ધર્મનું ભૂમિમાં દૃઢમૂલ થવાનું સામર્થ્ય નહોતું. બૌદ્ધમત સ્વભાવે મૂર્તિભંજક હતો. એણે પરંપરાને ઉદ્ધ્વસ્ત કરી અને દૃષ્ટિસમક્ષ શૂન્ય ભૂતકાળ શેષ રાખ્યો, મહાન ઐતિહાસિક પ્રજાના વંશજો આ સાંખી લે એવો સંભવ નહોતો. બૌદ્ધધર્મનો ઉદ્દેશ જ્ઞાતિનો અને જીવનના વિદ્યમાન આકારપ્રકારોનો —એને સ્થાને સાંસારિક જીવનની અન્ય કોઈ તંત્રવ્યવસ્થા સ્થાપ્યા વિના—ઉચ્છેદ કરવાનો હતો; કારણ કે બૌદ્ધધર્મ હૃદયથી અને આકારથી યતિધર્મ—સંન્યાસીધર્મ—હતો. જે દેશોમાં લોકો જ્ઞાતિ વિના જીવવાને ટેવાયેલા હોય, જ્યાં બૌદ્ધમતના ઉચ્છેદક ઉદ્દેશના અવિરોધી એવા જીવનપ્રકારો પ્રચલિત હોય, ત્યાં આ ઉચ્છેદક પ્રવૃત્તિ નભે. ભારતમાં તો, રચનાત્મકતાની આ ખામીવાળો આ બૌદ્ધધર્મ પોતામાં જ વિનાશબીજો લઈને જન્મ્યો હતો, એથી એણે પ્રચલિત જીવનવ્યવસ્થાને પોતાનું ખોયેલું સ્થાન પાછું મેળવવાનો અવકાશ આપ્યો. બૌદ્ધધર્મે વિષાદમગ્ન આત્માને કોઈ રમણીય ભાવિજીવનની આશા ન આપી; માત્ર આપ્યું નિરીશ્વર સંન્યાસધર્મની ઉચ્ચતમ કોટિને જ લભ્ય થાય તેવું આત્મનિર્વાણ.

ભક્તિમાર્ગે તરસ્યાં નેત્રોની સમક્ષ પ્રભામય વિશાળ મૂર્તભાવ, અથવા આભાસ ખડો કર્યો, એ અર્થે પરંપરાગત તત્ત્વોનો કલ્પના તથા કવિતા જોડે સમન્વય કર્યો, અને એ રીતે ભૂતકાળને જીવંત કરવાનો પોતાનો યત્ન સિદ્ધ કર્યો. એણે સામાજિક સંઘર્ષનો વિલય કર્યો અને જીવનની વિદ્યમાન વ્યવસ્થામાં શાંતિ અને સુખ રહ્યાં છે એ ચીંધી બતાવ્યું. એણે જીવનને સ્વકીય સંગીતથી મધુર બનાવ્યું, મધુર અને પવિત્ર સુખાનુભવો રચ્યા અને લોકમાં વહેવ્યા, અને લોકોને કહ્યું ને શીખવ્યું કે જો જો! સમાજપટના જે તણાવાણા

'વિદ્યમાન છે તેને તાણુશો તોડશો નહિ! એણે સમાજતંત્રને અને નીતિતંત્રને ધર્મથી અલગ તારવ્યાં, અને બધાં પડખોપડખ રહી શકે એમ શીખવ્યું. ભક્તિ નહોતી ગૂઢ રહસ્યમય કે નહોતી બહિષ્કાર કરનારી. એ હતી મધુર જીવનસરિતા જેમાં ઉચ્ચ વર્ણનો નરસિંહ મહેતો અને, નીચ વર્ણનો ઢેઢ બને, હું આ વર્ણનો ને તું બીજા વર્ણનો એવો કલહ કર્યા વિના, એક સાથે ગાત્રોને પખાળી શકે; એ હતી મધુર સરિતા જેનાં વ્યાધિહારક ઔષધથી ભર્યાં જળનો ઉપયોગ લાભદાયક બને, અને જેના ઉપયોગમાં જળના વ્યાધિહર ગુણોથી પોતાની બીમારીને મટાડવા ઈચ્છતા, અનીતિમય કે નીતિમાં તટસ્થ એવા, જનોને અવમાનનાનું કે આત્મગર્હણાનું હૃદયશૂલ વેઠવાનો પ્રસંગ જ ન આવે. ભક્તિનું ભાવિ સુખમય અને નિશ્ચિત હતું—સ્વર્ગમય શ્રદ્ધાની વજ્રશિલાના પાયા ઉપર એની રચના થઈ હતી. આવી રચનાવાળા ધર્મમાં એની મહાન પ્રબલ શક્તિનો પુરાવો અંતર્ગત હતો, અને એની એ શક્તિએ, જ્યાં એનું પ્રથમ ઉત્થાન થયું તે ભૂમિ માટે જ અનનુકૂલ નીવડેલા બૌદ્ધધર્મના મહાતરંગને, ભક્તિના ઉછાળામાં દબાવીને દૂર દૂર વિખિન્ન પડેલા પૂર્વદેશોમાં ધકેલી દીધો. આ વિધાનનાં બાહ્ય પ્રમાણો પણ છે, પણ એની હું ચર્ચા નહિ કરું.

૨૭ એપ્રિલ, ૧૮૯૨.

ભક્તિમાર્ગનો ઉદ્ભવ થયો જે પૌરાણિક યુગ કહેવાય છે એ સમયમાં. એ સમયના દેવોની કલ્પના અમુક ઉદ્દેશ માટે-ભક્તિ માટે અને પૂજા માટે-કરવામાં આવી હતી, માત્ર વિસ્મય અનુભવવા માટે તો નહિ જ. જે વેદના દેવો છે તે જ, નામથી તો, આ યુગના દેવો છે, પણ એમનું સ્વરૂપતત્ત્વ તદ્દન જુદું છે: દા. ત. વિષ્ણુ વેદમાં સૂર્યદેવ હતો તે અહીં ત્રિમૂર્તિના એક દેવ તરીકે દેખા દે છે-અને એમ બીજા. પૌરાણિક દેવો પૂરેપૂરા કલ્પનાકલાપમય છે, જો કે એ કલ્પનામાં કવિતા છે. પુરાણકલ્પિત શિવ અને વિષ્ણુ ઈત્યાદિનું વૈદિક સાહિત્યમાં કે રામાયણ-મહાભારતમાં કંઈ સ્થાન નથી: પ્રાચીન સમયમાં યજ્ઞનો કર્મવિધિ એમને સમર્પિત નહોતો. ભારતનાં બૃહદ્ વીરકાવ્યોને એમની જાણ હોય તેમ જણાતું નથી—જ્યાં જણાય છે તે ભાગો પ્રક્ષિપ્ત લાગે છે. બૌદ્ધદર્શનની પૂર્વે કે એના સમકાલે આ દેવો હોત તો ધર્મસુધારાના એ મહાન નેતાએ એમના ઉપર પ્રહાર

કર્યો હોત. પણ બૌદ્ધદર્શને નથી એમની ટીકા કરી કે નથી એમનો ઉલ્લેખ કર્યો. એટલે એ તે પછીના છે. પણ કાલિદાસ, ભવભૂતિ વગેરે અન્ય કવિઓથી પહેલાંના કવિઓએ આ પુરાણકલ્પિત દેવોને નમસ્ક્રિયા કરી છે, અને મૂર્તિપૂજા એમને સ્વીકાર્ય અને સત્કાર્ય હતી એમ લાગે છે. આ કારણે આપણે કહી શકીએ કે બ્રાહ્મણ ધર્મનો આ અભિનવ આવિષ્કાર બૌદ્ધધર્મથી પહેલાંનો નહોતો, અને તે પછીનો તો પણ બહુ પછીનો નહોતો.

ભક્તિમાર્ગ આદિના સમય વિશે મેં જે કહ્યું તેથી એનો ક્રિશ્ચન મંતવ્યોમાંથી ઉદ્‌ગમ થયો એ તર્કહીન તર્કનો પણ નિરાસ થઈ જાય છે; કારણ કે ક્રાઇસ્ટ એ સમય પછી ઘણો મોડો જન્મ્યો હતો. પ્રથમ આરંભ પછી સતતક્રમે પોષણ પામેલો-એકાએક નહિ પણ ઈ. સ. પૂર્વે ૫૦૦ થી ૧૦૦ સુધી ક્રમશઃ વિકસેલો, બ્રાહ્મણ ધર્મનો આ નવો રૂપોન્મેષ વધ્યા કર્યો, પરિપક્વ ભક્તિનાં વિપુલ દ્વિરંગી-અનેકરંગી-પત્રપુષ્પોથી સમૃદ્ધ તરુઓનું મહાવન બનવા સુધી વધ્યો. વિવિધ પ્રકારની સામગ્રીએ આ વિકાસમાં ફાળો આપ્યો હોવો જોઈએ, અને, શિવની બાબતમાં બન્યું તેમ, દેશજ અનાર્ય પ્રજાઓના પૂજાપ્રકારો પણ સર્વસંગ્રાહક સંપ્રદાયમાં પ્રવેશ પામ્યા હતા કારણ કે સર્વદેવનમસ્કાર એનો ઉદ્દેશ હતો અને સમાજ માટે માનવહૃદયમાં નવું દેવમંદિર રચવું એવી એની ઉમેદ હતી. એ મંદિરમાં, જેવી હૃદયની વિવિધતા હતી તેવી, વિવિધિતા હતી. નારીને માતા-દેવીમાતા-મળી. શઠને અને અસુરવૃત્તિના જનને એના જીવનને અનુમોદન આપતી ચંડી મળી. પ્રશુચિને એનો, મોટે ભાગે વૈશ્યોએ સ્વીકારેલો, કૃષ્ણ મળ્યો. ક્રોધન બ્રાહ્મણોને એમનો ક્રોધન શિવ મળ્યો: એનું પોતાના ભક્તોના જેવું જીવન હતું; એ ભાંગ પીને મસ્ત રહેતો, એ જ્યાં ઉગ્ર તપસ્વીઓ રહેતા એ સ્મશાનમાં રહેતો, અને જે લોકો જીવનક્રમના પ્રાકૃતતમ પ્રકારમાંથી નીકળીને કૃષ્ણના સુચિનર પ્રેમપ્રસંગો પર્યંત ન પહોંચી સક્યા તેમની ફાવટ ખાતર પ્રજનનવ્યાપારના નગ્નતમ સ્વરૂપના પ્રતીક તરીકે પૂજ્ય બન્યો હતો. એક પ્રકારે કે અન્ય પ્રકારે હૃદય પૂજાભાવભર્યું બન્યું હતું. અમુક એક તત્ત્વને માનવની પોતાની, નૈતિક અથવા નીતિ-અનીતિના ભાન વિનાની, જે ભાવનાઓ હતી તેના જ સંજ્ઞેયવર્તુલના કેંદ્રમાં રહેલા, પણ ઉન્નતતર, એવા તત્ત્વની એ પૂજા હતી. આ ભાવનાઓને

હાથ અડકાવવો નહોતો જે સમાજે હજી તાજેતરમાં બૌદ્ધધર્મની અપાર્થિવતાને વધાવી હતી સામાન્ય સંસારી લોકનો ધર્મમાં નિરત નહિ એવો, વિશાલ વર્ગ સમજી કે સમાની ન શકે એવાં નૈતિક પ્રેરકબળો ઘડવા કે ટકાવવા માટે પૂરતી સામગ્રી જે સમાજ પાસે નહોતી એવા સમાજમા જે ભાવનાઓ પ્રચલિત હતી તેના ઉપર હલ્લો કરવો એ વ્યર્થ હતુ, (એના લોકોની એ ભાવનાઓમાનુ ઉચ્ચતર કેન્દ્રવર્તી તત્ત્વ દેવસ્વરૂપે આરાધ્ય બન્યુ હતુ, એણે હૃદયમાં પૂજ્યભાવ પ્રગટાવ્યો હતો)

૨૭ એપ્રિલ, ૧૮૯૨

હમણા જ તનસુખભાઈ અહીં આવ્યા હતા એમણે મને જણાવ્યુ કે ડૉ ભાંડારકરે હસ્તલિખિત ગ્રન્થોની નામાવલિ કરી છે તેની આગળ જે પ્રસ્તાવના મૂકી છે તેમા તેમણે બતાવી આપ્યુ છે કે પ્રાચીન ભષ્યોમાના એકમા—એટલા પ્રાચીન ગ્રથમાં પણ—શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયોનો ઉલ્લેખ છે મે હજી હમણા જ—કાલે—નોંધેલા મારા મત જોડે મળતી આવતી આ હકીકત જાણીને મને આશ્ચર્ય નથી થતુ ભાષ્યો પ્રાચીન છે, પણ બૌદ્ધધર્મથી જૂનાં નથી, અને એ અરસામા આ સંપ્રદાય હોય એ સાવ સમજાય તેવી વાત છે મારા દૃષ્ટિબિંદુથી મને આ પુરાવો ઉપયોગી બને તો તે એક જ કારણે—આ દેવકલ્પનાઓનો વિકાસ કેવી રીતે થયો એ જાણવા માટે સંશોધનની દિશાનુ એથી સૂચન મળે છે એ કારણે મારો ખ્યાલ એવો છે, અને એ માત્ર ખ્યાલ જ છે કે વિષ્ણુ એટલે સૂર્ય અને રુદ્ર અને બ્રહ્મા (યજ્ઞના અર્થમાં કે અનંત તત્ત્વના અર્થમા) એવા જે થોડાક વૈદિક દેવો હતા તેમાંથી પૌરાણિક દેવોની કલ્પનાની જાળ ગૂથવામાં આવી, અને આરંભમાં એ ગૂથણી આટલા દેવોની આસપાસ જ હોવી જોઈએ પંચાયતન દેવો વૈદિક દેવોના જ વારસદારો છે, અને પ્રથમ તો એ દેવો જ, ત્રિમૂર્તિની સરલ કવિત્વમય કલ્પના સાથે, દૃષ્ટિસમક્ષ ખરા થયા હશે જ્યારે એ દેવોની મૂર્તિ પૂજના માટે મંદિરો રચાયા ત્યારે દેવકલ્પનાનો વિસ્તાર કવિઓ, તત્ત્વજ્ઞાનીઓ અને ગ્રંથલેખકોના હાથમાથી ગયો હશે, અને એ પૂજકોના હાથમાં ગયો હશે, અને પૂજકોએ લોકોની નવરાશની વાતોમાંથી, વાર્તાઓમાથી અને લોકોની વહેતી ઉપજાવટ—માંથી પોતાનુ વણાટકામ ઉપજાવ્યુ હશે

## મંદિરો અને પ્રતિમાઓ

મારા જાણવા પ્રમાણે ભારતનો શિલ્પઇતિહાસ બૌદ્ધધર્મની પહેલાંની કંઈ જ હકીકત નોંધતો નથી, એટલે એ શક્ય છે કે તે પૂર્વના આર્યોને મંદિરનો ખપ નહોતો—અને એ તર્ક બહુ સૂચક છે મંદિરો કોઈક અજાણ્યા પ્રદેશોમાંથી આવ્યાં; હિંદુકુશની પેલે પાર વસતી મૂર્તિપૂજક પ્રજાઓ સાથે ભારતનો નિઃશંક કોઈ વ્યવહાર ચાલુ હતો એટલે મંદિરોની એ મૂર્તિપૂજક પ્રજાઓમાંથી આયાત થઈ અથવા સૂચના મળી. આવી મૂર્તિપૂજક પ્રજાઓ તો હતી એ તો બાઈબલથી અને અન્ય પ્રમાણોથી સ્પષ્ટ જણાય છે: ગ્રીકો હતા, રોમનો હતા અને મિસરીઓ પણ હતા. એમ પણ હોય કે વૈદિક લોકોના વિધિ ખુલ્લી જગ્યામાં કરવામાં આવતા હતા, તેથી બૌદ્ધધર્મના સાધુઓનો જ્યાં સંઘ થતો અને નિવાસ રહેતો તેવા મોટા મઠો પ્રત્યે વળેલી ફેજ માટે એ વિધિઓ નકામા હતા. જૈનો પણ મંદિરોના શોખીન હતા એમ જણાય છે. મંદિરો રચવાની આ હરીફાઈની દોડમાં કોણ અસલ પહેલો હતો અને કોણ કોની નકલ કરનારો હતો એ તો મારું આજ સુધીનું જ્ઞાન બતાવી શકે એમ નથી. આ વાતનો હું અહીં નિર્દેશ કરું છું તે એટલું સૂચવવા માટે કે મંદિરોનું મૂળ પરદેશમાં શોધવું એથી અન્ય વિકલ્પ પણ શક્ય છે. પણ પ્રતિમાઓનું મૂળ શોધવામાં આવો વિકલ્પ હજી મને દેખાયો નથી. આકારહીન શિવની મૂર્તિ (શિવલિંગ) તે કદાચ એક અને અનન્ય ભારતીય મૂર્તિ હોય—અને એ ભારતના આદિવાસીઓના ખ્યાલ અને એમની કલાથી તદ્દન સંગત છે. મૂર્તિનું મૂલ પરદેશમાં હોય, પણ એની વિગતોની ખિલાવટ પૂરેપૂરી ભારતીય છે અને ભારતીય પ્રણાલિકા ઉપર જ રચાયેલી છે. અને એમાં બુદ્ધની જે સાદી મૂર્તિ પૂર્વ પૂર્વ અને દક્ષિણ એશિયામાં ઉજ્જવલ દીપદષ્ટિ જેવી સંચરી રહી હતી એને ઢાંકી દેવાનો હેતુ હોય.

યહૂદીઓના ડાગોન નામના મત્સ્યદેવની દિશામાંથી એક આશ્ચર્યકર સૂચન સાંપડે છે: ફિલિસ્તિાઈનોના આ રાષ્ટ્રિય દેવનું ચિત્ર વેબ્સ્ટરના શબ્દકોશમાં છે તે બરાબર આપણા મત્સ્યાવતાર જેવું છે. ઉપરાંત એ ચિત્રમૂર્તિએ યજ્ઞોપવીત પહેર્યું છે, અને એ ડાગોનના ચાર

હસ્તમાં શંખ, કમલ, ચક્ર, અને પદ્મ છે. મને લાગે છે આમાં વેબસ્ટરની કંઇક ભૂલ હોવી જોઈએ: યહૂદીના દેવને બદલે ભારતીય દેવ આપ્યો છે. પણ વેબસ્ટર સાચો હોય, તો તો આખી ઘટના વિસ્મયકારક છે, અને એ દિશામાં સંશોધન પછી જે કંઈ નિર્ણયો લેવાય તેની સત્યતાની પ્રતીતિ કરાવવાને સમર્થ છે. (રિમથફૃત ઍન્સ્યન્ટ હિસ્ટરી પૃ. ૧૫૧, પાદનોંધ ૮૫ જુઓ.)

૪થી ઍપ્રિલ ૧૯૪૨.

ભારતીય પ્રતિમાપૂજા અન્ય દેશોથી અલગ ઊભી રહે એવું દર્શાવતી એક સંભાવ્ય પ્રતિપત્તિ રચી શકાય એમ છે. એ આ પ્રમાણે છે. બ્રાહ્મણધર્મે બૌદ્ધ અને જૈન દર્શનો વિરુદ્ધ લડત ચલાવી તે એ દર્શનોના જ ક્ષેત્રમાં ચલાવી હતી. એ બેએ મંદિરો રચ્યાં, તો બ્રાહ્મણોએ પણ મંદિરો બાંધીને સરસાઈ કરી. બૌદ્ધ અને જૈન ગણિઓને તો મૂર્તિ ઘડીને પૂજવા જેવા વીરનરો લભ્ય હતા. બ્રહ્મધર્મ પામે એવા મહાવીરો નહોતા. એટલે એણે દિવ્ય શક્તિઓની મૂર્તિ કલ્પી—'ત્રિમૂર્ત્તિની' કલ્પના કરી. પરમ દિવ્ય શક્તિનાં ત્રણ કાર્યોને કલારૂપી કાવ્યમાં મૂર્ત કર્યાં અને ખીલવ્યાં. એ રીતે સંધ્યામાં બ્રહ્માને પ્રભાતના દેવ તરીકે પૂજવાના હોય છે. હંસો એ દેવનું વાહન છે જે સંભવતઃ પ્રાતઃકાલે ઊડતા જોવામાં આવ્યા હોય અને ઉષઃકાળ જેવા તામ્રવર્ણના હોય; જ્યારે સાયંસંધ્યાના આરાધ્ય દેવ છે વિષ્ણુ શ્યામવર્ણ સાયંકાળના દેવ, વર્ણમાં કૃષ્ણ, ગરુડવાહન—ગરુડો સાંજે ઊડતાં હશે. અને તે તો રામાયણ-મહાભારતના વીરપુરુષોને સ્વરૂપે કાલ્પનિક વિષ્ણુને સજીવ બનાવ્યા હોય, અને એવા સમગ્ર પરિણામને અનુસરતી પ્રતિમાઓ કલ્પાઈ હોય, ઘડાઈ હોય, શણગારાઈ હોય. શિવ તો રાક્ષસોનો આકારહીન દેવ છે; આદિવાસીઓને રાત્રીએ થતા હુમલાઓ દરમ્યાન સંભળાતી, સંહારક શક્તિની

અને પ્રતિમાઓ બ્રાહ્મણોનાં મંદિર–પ્રતિમાને મુકાબલે પૂર્ણતર અને અભ્યંતર છે એમાં કોણ અસલ અને કોણ નકલ કરનાર એનું સૂચન સાંપડે છે.

* *

જેને ( સરસ્વતીચંદ્ર માંનો ) માનચતુર મૂર્ખતા અને અણહકની લૂટ કહે છે, એ મારી રીત, મારા ઉત્સર્ગસિદ્ધિના તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ, મારા જ અર્ધ–કેન્દ્રના સફલ અને રુચિકર ઉત્સર્ગ સિદ્ધ કરવાના મારા સભાન પ્રયત્નોનું પરિણામ છે. મેં મારા ઉત્સર્ગનો–અન્યાર્થે આત્મવ્યયનો–આરંભ ઘેરથી જ કર્યો છે. Charity must begin at home. હું આ લૂટને અને આત્મવ્યયને વશ થાઉં છું, ત્યારે મારો ઉચ્ચાભિલાષ તૃપ્ત થાય છે મારી આસપાસના વાતાવરણમાં મારો આ રીતે વ્યય થાય છે એ જ્ઞાન મને પરમ આનંદથી પ્લુત કરે છે મારાં માતપિતા પોતાનું કર્તવ્ય પૂર્ણ કરે છે કે નહિ એનો મારે વિચાર શા માટે કરવો જોઈએ! મારું કર્તવ્ય મારી શક્તિ અને સ્થિતિના પ્રમાણમાં છે, અને માતાપિતાને ઉપદેશ આપવો એ મારું કર્તવ્ય નથી. મારી શક્તિઓનો વ્યય કરવાનો સમગ્ર વિધિ એમના ચિત્તની શાંતિમાં પરિણમે છે, અને મારાં માતાપિતા આદિમાં સ્વયં ખપી જવામાં મારી ભૂલ થઈ હોય તો એ રીતે ગયેલી લક્ષ્મીને મારે એ જ વચન કહેવાનું છે જે હરિશ્ચંદ્રે પૃથ્વી વિશ્વામિત્રને આપી દીધી ત્યારે પૃથ્વીને કહ્યું હતું :

पर्थ क्षमस्व मम दुर्णयमेनमेव।
त्यक्ता मया यदसि दुर्लभपात्रलोभात् ॥ *

સમષ્ટિમાં અને વ્યષ્ટિમાં કર્તા ઈશ્વર છે, હું નહિ; અહમ્–અગ્રે તો સાક્ષી બનીને સંસારના આવર્તોને માત્ર જોયા કરવા અને માણ્યા કરવા ! હમણાં જેનું વર્ણન કર્યું એ આખા નાટકનો લૌકિક અને વ્યાવહારિક દૃષ્ટિબિંદુથી સંક્ષેપ હું એક વાક્યમાં કરું :

' સંયુક્ત કુટુંબ સંયુક્ત ઉપદ્રવ નીવડે–સિવાય કે તમે લેશ પણ અંતરાજી વિના સર્વપક્ષી ત્યાગ કરીને એમાં જીવનનાવ કુશળતાથી ચલાવો, અને સાથોસાથ એ કાળજી પણ રાખો કે કુટુંબની અન્ય વ્યક્તિઓ એકબીજા ઉપર જુલમ કરે નહિ; કારણ કે જો, કે એમની સમાધાન

* મારો તું માફ કર દુર્નય એકલો આ
જે આ તને તજું હું દુર્લભપાત્રલોભે.

હસ્તમાં શંખ, કમલ, ચક્ર, અને પદ્મ છે મને લાગે છે આમાં વેબ્સ્ટરની કંઈક ભૂલ હોવી જોઈએ: યહૂદીના દેવને બદલે ભારતીય દેવ આપ્યો છે. પણ વેબ્સ્ટર સાચો હોય, તો તો આખી ઘટના વિસ્મયકારક છે, અને એ દિશામાં સંશોધન પછી જે કંઈ નિર્ણયો લેવાય તેની સત્યતાની પ્રતીતિ કરાવવાને સમર્થ છે. (રિમથકૃત એન્સ્યન્ટ હિસ્ટરી પૃ. ૧૫૧, પાદનોંધ ૩૫ જુઓ.)

૪થી એપ્રિલ ૧૮૯૨.

ભારતીય પ્રતિમાપૂજા અન્ય દેશોથી અલગ ઊભી રહે એવું દર્શાવતી એક સંભાવ્ય પ્રતિપત્તિ રચી શકાય એમ છે એ આ પ્રમાણે છે. બ્રાહ્મણધર્મે બૌદ્ધ અને જૈન દર્શનો વિરુદ્ધ લડત ચલાવી તે એ દર્શનોના જ ક્ષેત્રમાં ચલાવી હતી એ બેએ મંદિરો રચ્યાં, તો બ્રાહ્મણોએ પણ મંદિરો બાંધીને સરસાઈ કરી. બૌદ્ધ અને જૈન મંદિરોને તો મૂર્તિ ઘડીને પૂજવા જેવા વીરનરો લભ્ય હતા. બ્રાહ્મણધર્મ પાસે એવા મહાવીરો નહોતા. એટલે એણે દિવ્ય શક્તિત્રયીની મૂર્તિ કલ્પી—'ત્રિમૂર્તિની' કલ્પના કરી. પરમ દિવ્ય શક્તિનાં ત્રણ કાર્યોને કલારૂપી કાવ્યમાં મૂર્ત કર્યાં અને ખીલવ્યાં. એ રીતે પ્રાતઃસંધ્યામાં બ્રહ્માને પ્રભાતના દેવ તરીકે પૂજવાના હોય છે. હંસો એ દેવનું વાહન છે જે સંભવત પ્રાતઃકાળે ઊડતા જોવામાં આવ્યા હોય અને ઉપઃકાળ જેવા તામ્રવર્ણના હોય, જ્યારે સાયંસંધ્યાના આરાધ્ય દેવ છે વિષ્ણુ શ્યામવર્ણ સાયંકાળના દેવ, વર્ણમાં કૃષ્ણ, ગરુડવાહન—ગરુડો સાંજે ઊડતાં હશે. અંતે તો રામાયણ-મહાભારતના વીરપુરુષોને સ્વરૂપે કાલ્પનિક વિષ્ણુને સજીવ બનાવ્યા હોય, અને એના સમગ્ર પરિણામને અનુસરતી પ્રતિમાઓ કલ્પાઈ હોય, ઘડાઈ હોય શણગારાઈ હોય શિવ તો રાક્ષસોનો આકારહીન દેવ છે, આદિવાસીઓને, રાત્રીએ થતા હુમલાઓ દરમ્યાન સંભળાતી, સંહારક શક્તિની ભૂમરાણો અને ચીકારો સાથે શિવને સંબંધ છે આપણા દરેક દેવને ચાર હાથ છે—યજ્ઞમાં ચાર બાજુ બેસીને નિજ કાર્ય કરતા ચાર ઋત્વિજો પરથી ચાર હાથની કલ્પના સૂઝી હોય એથી પહેલાંના જે અવતારો હતા તે ભૂતકાલીન પરંપરાના અવશેષો હોય, કે વિદેશીય સંપર્કના પ્રભાવની દેણગી હોય, કે સ્થાનિક ઘટનાઓના સ્મારક તરીકે ગૌરવભરી પદવી પામ્યા હોય બૌદ્ધોનાં અને જૈનોનાં મંદિરો

અને પ્રતિમાઓ બ્રાહ્મણોનાં મંદિર-પ્રતિમાને મુકાબલે પૂર્ણતર અને અવ્યતર છે એમાં કોણ અસલ અને કોણ નકલ કરનાર એનું સૂચન સાંપડે છે.

* *

જેને ('સરસ્વતીચંદ્ર માંનો) માનચતુર મૂર્ખતા અને અણુહકની લૂંટ કહે છે, એ મારી રીત, મારા ઉત્સર્ગસિદ્ધિના તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ, મારા જ અહં-કેન્દ્રના સફલ અને રુચિકર ઉત્સર્ગ સિદ્ધ કરવાના મારા સભાન પ્રયત્નોનું પરિણામ છે. મેં મારા ઉત્સર્ગનો-અન્યાર્થે આત્મવ્યયનો-આરંભ ઘેરથી જ કર્યો છે. Charity must begin at home. હું આ લૂંટને અને આત્મવ્યયને વશ થાઉં છું, ત્યારે મારો ઉચ્ચાભિલાષ તૃપ્ત થાય છે. મારી આસપાસના વાતાવરણમાં મારો આ રીતે વ્યય થાય છે એ જ્ઞાન મને પરમ આનંદથી પ્લુત કરે છે. મારાં માતપિતા પોતાનું કર્તવ્ય પૂર્ણ કરે છે કે નહિ એનો મારે વિચાર શા માટે કરવો જોઈએ! મારું કર્તવ્ય મારી શકિત અને સ્થિતિના પ્રમાણમાં છે, અને માતાપિતાને ઉપદેશ આપવો એ મારું કર્તવ્ય નથી. મારી શક્તિઓનો વ્યય કરવાનો સમગ્ર વિધિ એમના ચિત્તની શાંતિમાં પરિણમે છે, અને મારાં માતાપિતા આદિમાં સ્વયં ખપી જવામાં મારી ભૂલ થઇ હોય તો એ રીતે ગયેલી લક્ષ્મીને મારે એ જ વચન કહેવાનું છે જે હરિશ્ચંદ્રે પૃથ્વી 'વિશ્વામિત્રને આપી દીધી ત્યારે પૃથ્વીને કહ્યું હતું :

पद्मे क्षमस्व मम दुर्णयमेनमेव।
*त्यक्ता मया यदसि दुर्लभपात्रलोभात्* ॥ *

સમષ્ટિમાં અને વ્યષ્ટિમાં કર્તા ઈશ્વર છે, હું નહિ; અહમ્-અગ્રે તો સાક્ષી બનીને સંસારના આવર્તોને માત્ર જોયા કરવા અને માણ્યા કરવા! હમણાં જેનું વર્ણન કર્યું એ આખા નાટકનો લૌકિક અને વ્યાવહારિક દૃષ્ટિબિંદુથી સંક્ષેપ હું એક વાક્યમાં કરું :

'સંયુકત કુટુંબ સંયુકત ઉપદ્રવ નીવડે-સિવાય કે તમે લેશ પણ ખતરાજી વિના સર્વપક્ષી ત્યાગ કરીને એમાં છૂ નનાવ કુશળતાથી ચલાવો, અને સાથોસાથ એ કાળજી પણ રાખો કે કુટુંબની અન્ય વ્યકિતઓ એકબીજા ઉપર જુલમ કરે નહિ; કારણ કે જો, કે એમની સમાધાન

---

* મારા દ્રં માફ કર દુર્નય એકલો આ
જે આ તને તજું હું દુર્લભપાત્રલોભે.

ન કરો જાણનારી અંધ રીતો ચાલવા દો તો તેઓ જુલમ કરે જ; અને વિશેષમાં એ પણ ખરું કે જો તમે તમારા ત્યાગનાં સુંદર ફળો, શાંતિ અને મનમેળ, પામવા ઇચ્છતા હો તો તમારે કરવા પડતા ત્યાગની બડાઈ કે ફરિયાદ કરવી નહિ, મૂક-ત્યાગનું શ્રવ્ય-દશ્ય ફળ મળે-કુટુંબમાં શાંતિ અને સંવાદિતા મળે-એ જ પર્યાપ્ત છે'

૩૦મી મે, ૧૮૯૨.

પુસ્તક—ખરીદી

આજ સુધી હું પુસ્તકોની નોંધ રાખતો અને વધારતો રહ્યો છું, અને એ નોંધમાં હજી ઉમેરો અલબત્ત થયા કરશે. એમાં ધોરણ આ છે પુસ્તકો ખરીદવાં એ અનેકવાર મોંઘો અને બીનજરૂરી શોખ બને છે, કુટેવ નીવડે છે જ્યારે મને એકાદ પુસ્તક ખરીદવાની લાલચ થાય ત્યારે ત્યારે તત્કાલ પૈસા ખરચીને એ ખરીદતો નથી, પણ આ નોંધમાં ટપકાવું છું. એથી મને સંતોષ રહે છે કે જ્યારે એ પુસ્તક ખરીદવાની ખરી જરૂર લાગશે અને શક્તિ હશે ત્યારે ભૂલીશ નહિ ઉપરાંત જ્યારે ખરી નિવૃત્તિ લઈશ અને મારું પુસ્તકાલય વસાવવું અનિવાર્ય બનશે ત્યારે આ નોંધથી સારાં પુસ્તકો પસંદ કરવા માટે સારું ક્ષેત્ર તૈયાર હશે એ અવસર આવે. ત્યારે એક બીજો મુદ્દો પણ ધ્યાનમાં રાખવો પડશે જીવન ભંગુર છે-મારું વિશેષત હું રમણીકને ભણાવવા માટે પૈસો મૂકતો જઉં, પણ મરણ પછી એક દિવસ પણ ભણાવી શકું નહિ શકય હોય તો આવું સાતત્ય સાધવું એ મારું કર્તવ્ય છે એ આ પ્રકારે શકય છે મારા પુસ્તકાલયમાં એવા પુસ્તકો પણ હોય જે એના કબજામાં આવે ત્યારે એના પર નજર પડતાં જ એના હૃદયને લોભાવે અને મનને આકર્ષે એ આકર્ષણ વાચન દરમ્યાન વધવું અને ટકવું-પોષાવું જોઈએ. વાચન કરશે એની આવી ખાતરી થઈ, એટલે એ વાચન દ્વારા શિક્ષણ એને આપોઆપ વિના મહેનતે મળી રહેશે જે વસ્તુઓ દૃશ્ય અભિલાષ જન્માવે અને વિકસાવે, વસ્તુઓ સિદ્ધાંતો અને કલાતત્ત્વોના ઉદ્ભવ, વિમર્શ અને વિનિયોગ પ્રત્યે દોરી જાય, બુદ્ધિને જ્ઞાનથી અને કાર્યપદ્ધતિઓથી ભરે, હૃદયને ઊર્ધ્વગામી અને વિકસિત કરીને સાંસારિક વિઘ્નોની સામે બળવાન બનાવે, ચારિત્રને ઘડે અને વર્તમાન તથા ભાવિ સુખને નિશ્ચિત કરે આવી બાબતો,-

જેમ ઉદ્યાનમા લતાઓ હોય તેમ, પુસ્તકોમા સુંદર અને મોહક સ્વરૂપે વેરાયેલી, બ્યરસિયન ગોઠવાયેલી હોવી જોઈએ સૌંદર્યમય અને કોમળ મોહક ભાવની કવિતાએ આ નશ્વર-તથા અન્ય શાશ્વત-જીવનના બલપ્રદ ભવ્યોન્નત તત્ત્વજ્ઞાન જોડે નૃત્ય કરવુ જોઈએ. આ કર્તવ્ય પૂર્ણ કરવાના સર્વે પ્રયત્નો મારે કરવા જોઈએ.

गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्।

રમણીકે પોતાની, કુટુંબની, દેશની અને ઈશ્વરની સેવા કરવાને સમર્થ બનવુ જોઈએ, અને મહાશક્તિમા ખપી જવામા આનંદ માણવા-માણતાં શીખવુ જોઈએ એવી 'અહમ્'ની ઈચ્છા છે, જેની મૂર્તિ પહેલાં અહમ્ ભાસને મહેચ્છા પોતામાં સમરે, તો મહેચ્છાની જેવી સહારક ઈચ્છા—तथास्तु ।

કવિતા અને તત્ત્વજ્ઞાન

સાચા તત્ત્વજ્ઞાને હૃદયને મળ્યુ ન હોત તો હૃદય સિંધુતરંગની પ્રમાણે ઊછળે ને પડે, ઊર્મિશુન્ય બને. હૃદયને ઘડનારાં બીજાં તત્ત્વો છે (૧) જીવનમજોગ, (૨) કવિતા, (૩) ધર્મ સંજોગમા વંશ-સંસ્કારનો સમાવેશ થાય છે હૃદયને કેળવવાનાં આ અનિવાર્ય સાધનો છે, અને કારણો તથા પરિણામો પરત્વે પરિવર્તનશીલ છે કવિતામાં સમાવેશ થાય છે એ ગુણરૂપ અને દોષરૂપ, સ્વભાવિક અને કૃત્રિમ મનોવૃત્તિઓનો અને કલ્પના-આભાસોનો, જે વેતાલની માફક ભરકર શક્તિ વડે માનવ હૃદય ઉપર શાસન કરે છે, અને છતાં, સંજોગ હોતા કે ન હોતાં, પલટયા કરે છે ધર્મ એ કવિતાની તરુણ પછીની પ્રૌઢ અવસ્થા છે, હૃદયની અંતરથી ઊગતા પહેલા બહારથી ઊગે છે અને તત્ત્વજ્ઞાનના પ્રાંતપાલવને સ્પર્શે છે અને ક્વચિત એમાં ભળી જાય છે એ કવિતા કરતા ઓછો વિપર્યયશીલ છે, છતાં વિકાસ દરમ્યાન બદલે છે, અને કોઈક વાર આકસ્મિક ઘટનાના પ્રસંગથી પોતાના સમગ્ર કલેવરને ઉથલાવી-પલટાવી દે છે તત્ત્વજ્ઞાનનો વિકાસ પણ ધર્મના વિકાસમા પ્રવર્તતા વિકાસસંજોગોને વશ રહે છે, પણ એકવાર પરિપક્વ અને પરિણત થયા પછી વજ્રવત્ રહે છે, જો કે એનો વિકાસ અટકતો નથી પણ પરિપાક પછીના આ ઉત્તર વિકાસને અંગે આ વિશિષ્ટતા છે કે, નદીતીરનાં કેટલાક વૃક્ષોની માફક, એ એક પ્રગતિકર અવિચ્છિન્ન દિશામાં વિકસે છે, અનિયમિત

કે પશ્ચાદ્‌ગામી દિશામાં નહિ. અશિક્ષિત લોકનું હૃદય સંજોગના, કવિતાના અને ધર્મના યોગ્ય ઉપયોગથી જ કેળવી શકાય છે.

મારી પત્નીને હું આ જ પ્રકારે કેળવી શકું; એનું હૃદય અરૂઢ છે એ સ્વાભાવિક છે. એનું હૃદય કેળવાઈને ઉદાર અને સ્વાર્થત્યાગી બન્યું છે તો પણુ, કોઈક વાર, સંસારી જનો એના પ્રત્યે જે સાંકડા મનનું અને તુચ્છ વર્તન રાખે છે તેના આકારનું પ્રતિબિંબ ઝીલ્યા વિના રહી શકતુ નથી. આવું વર્તન એના માનસિક કલેવરને બરાબર ફાવતું નથી. એટલે બહારથી પ્રવેશેલા પદાર્થની માફક એના ઊંડાણમાં દબાઈ રહે છે અને એને—જેમ માંસલ્ય કાયા એમાં પ્રવેશેલા બાહ્ય તત્ત્વને કાઢી નાખે તેમ—એનું મનકલેવર ફેંકી' કાઢવા મથે છે, અને તે પણુ ધક્કેલેલા લોલકના આવેગથી. વિરોધને સહકારમાં, પ્રતિકારને બળમાં, અને સંહારને પોષણમા પલટાની નાખવો એ સામર્થ્ય-અધિકાર માત્ર તત્ત્વજ્ઞાનને જ સોંપાયો છે. તત્ત્વજ્ઞાન જ સર્વ બાહ્યતત્ત્વો પોતાના ઊંડાણમાં મગ્ન–વિલીન કરે છે, અને શત્રુઓ જોડેનાં યુદ્ધોને મિત્રો સાથેના કસરતી કુસ્તી જેવાં બનાવી દે છે. મારી લલિતા પૂર્ણત.—અને સાતત્યથી—' ત્યાગમય અને ઔદાર્યમય,' નથી બની તેનુ કારણુ છે એની તત્ત્વજ્ઞાન માટે અશક્તિ. કવિતા અને ધર્મ પોતાથી જ એકલાં તત્ત્વજ્ઞાનની જેવાં દૃઢ અવિચલ રહેવાને સમર્થ નથી.

ઉત્સર્ગ સિદ્ધિ (Consumption) અથવા વ્યયયોગ

આપણું અંતિમ પ્રયોજનનું પુરસ્કરણુ આપણો કર્તવ્યધર્મ છે-અને આપણા સર્વ કર્તવ્ય ધર્મનો એમાં સમાવેશ થાય છે. મહેચ્છાના જે વસ્તુસત્ (ખરેખરા) હેતુઓ હશે એમાં શામિલ થવાને આપણે અસમર્થ છીએ, પણુ એનું સંગીત અને કાવ્ય જાણી શકીએ અને એમાં સામિલ થઈ શકીએ. આપણું પોતાનું અને કુદરતનું કાર્ય હંમેશ માટે અને વ્યાપક રીતે એ કાવ્ય અને સંગીત જોડે સંવાદી થવાનું વલણુ રાખે છે, એટલે આપણું પરમલક્ષ્ય (અંતિમ પ્રયોજન)-સર્વ પરમ લક્ષ્યો પ્રમાણે—આ સ્વરસંવાદમાં આપણા પોતાના ઉચિત ધર્મને સમજીને યોગ્ય રીતે જોડાવું એ છે. અહમ્‌કેન્દ્ર એના આ પરમ પ્રયોજનનો સભાનપણે પુરસ્કાર કરે, તો એ સભાનપણે અને શુદ્ધ નિષ્ઠાથી વ્યક્તિગત અહમ્‌તી ઇચ્છા પાસે મહેચ્છા પ્રમાણે પોતાનું સંગીત પ્રકટાવીને પોતાનું કર્તવ્ય બજાવે.

પ્રત્યેક અહમ્-કેંદ્ર અન્ય અહમ્-કેંદ્રોની જાળમાં ઊગે-વધે છે; અનેક રોપાઓની વાડીમાંનો એ એક રોપ છે, અને એ વાડી પોતે વાડીઓના વ્યવસ્થિત સમુદાયમાંની એક વાડી છે, અને એવો અ ગાંગિભાવ અનંતતા પર્યંત વિસ્તરે છે. વાડીથી પોષાયેલ રોપ વાડીને પરસ્પરાશ્રયના ધર્મ અનુસાર પોષણ, બળ અને સૌંદર્ય આપે છે અને એના એવા જીવનને જે વિષરૂપ છે તે સર્વનો પ્રતિકાર કરે છે. એને આ પ્રમાણે ત્રિવિધ ધર્મ પ્રાપ્ત થાય છે: (૧) પોતાનો વિકાસ, (૨) વાડીના વિકાસમાં સેવાર્પણ અને (૩) વિષમાત્રનો નાશ. વાડીને પણ વાડીસમુદાય પ્રત્યે એવા ધર્મો પ્રાપ્ત થાય છે; અને જ્યાં વાડીનું કાર્ય સમુદાયના વિકાસને વિષપ્રાય હોય, ત્યાં એવા કાર્યનો નિરોધ કરવો એ રોપનો ધર્મ બને છે. આ પ્રમાણે, માનવનું કર્તવ્ય પ્રથમ પોતા પ્રત્યે છે, અર્થાત્ વધવું અને વિકસવું; અને પછી જે વાડીનો રોપ પોતે હોય એ વાડી પ્રત્યે, અને પછી વાડીસમુદાય પ્રત્યે, એમ ઉત્તરોત્તર, કાલાનુક્રમે; અને જો આ ક્રમ ઉલટાવાય કે કથળે તો કારણનો વિકાસનો નિરુદ્ધ થઈને સમષ્ટિના આખરી અને અંતિમ વિકાસને અવરોધે છે. આથી, જો કે લઘુતરના વિકાસથી બૃહત્તર વિકાસે જવાનો આ આરોહી સમયક્રમ ઉલ્લંઘી શકાય નહિ તો પણ, અંતિમ લક્ષ્ય તો દૃષ્ટિગોચર વિશાલતમ સમગ્રનો બૃહત્તર વિકાસ સાધવાનું હોઈને આપણા ધર્મને, વિશાલતમ સમગ્રના વિકાસથી લઘુતરના વિકાસ પર્યંત, અવરોહી (શ્રેણિના) મહત્ત્વક્રમાનુસાર વ્યવસ્થિત કરવો પડે. વસ્તુતઃ વ્યક્તિનો વિકાસ એ તો અંગી વિશ્વના વિકાસમાંથી સમજાઈ શકે તેવો, અંગનો ધર્મ બને છે; અને અંગના આ અનુમેયધર્મને અનુમાન વડે જાણવો, નિશ્ચિત કરવો, એ કાર્ય વિજ્ઞાનનું છે—હજી જેનો ઉદય થવો બાકી છે એ વિજ્ઞાનનું છે. પણ પૃથ્વીના માનવોમાં આવા વિજ્ઞાનનો વિકાસ થાય તે પહેલાંથી મહેચ્છા નિજ કાર્ય કરે જ છે; અને મહેચ્છાની રીત એ છે કે પ્રત્યેક અહમ્-કેન્દ્રને યથાપ્રમાણ દૃષ્ટિની અને મનોદૃષ્ટિની બક્ષિસ આપવી, જે દૃષ્ટિ પ્રથમ એની આસપાસની વસ્તુઓ ઉપર ઢળે છે. જેનો માતાપિતા પ્રત્યેના નિજધર્મનો ખ્યાલ એવો છે કે એમનું ઘડપણમાં આત્મહિતાર્થે ભક્ષણ કરવું તે માનવભક્ષી જંગલી માણસ; જે પોતાના કુટુંબ અને કુટુંબના વડીલ પુરુષ ખાતર કે ટોળી ખાતર પોતાનો ભોગ આપતો, પણ પોતાના હિત ખાતર હરીફ ટોળીઓનો સંહાર કરતાં અચકાતો નહિ, એ પ્રાચીન કુટુંબ

અથવા ટોળીનો અંગભૂત માનવ; જેનું વર્તન પણ—માત્ર 'ટોળી'ને સ્થાને 'દેશ' મુકાય એટલા તફાવત સાથે—એ પ્રાચીન માનવ જેવું જ છે એ દેશભક્ત;—આ સર્વ મહેચ્છાની કાર્યપદ્ધતિના ઉત્તરોત્તર ઉચ્ચતર ક્રમો જ છે, જેના પ્રભાવે કેંદ્રરૂપ વ્યક્તિઓનો વિશાળ વર્તુલો પર્યંત વિકાસ થાય છે, કેન્દ્રોના અને વર્તુલોના ધર્મોનો નિજનિજ દૃષ્ટિમર્યાદામાં રહેલા સમગ્ર સમુદાયમાં ઉત્સર્ગ અથવા સમર્પણયોગ સાધવામાં આવે છે, અને, સાથોસાથ, અન્યમાં સમર્પિત થવાનું કાર્ય સમાપ્ત થાય છે, ત્યાં પોતામાં જ નિગીર્ણ થવાનો ક્રમ શરૂ થાય છે. હવે આપણી દૃષ્ટિ અનંત બની છે અને આપણું "સમગ્ર" અપરિચ્છિન્ન બન્યું છે એટલે નિગરણના અને પરિક્ષયના વિધિઓમાં ફેરફાર થવો જોઈએ. નિજવિકાસ સાધવો જોઈએ, કારણ કે હું મારી સંપૂર્ણતમ શકયતા પર્યંત વિકસું નહિ તો મારો ઉત્સર્ગ હું ઉત્તમ, ઉપયુક્તતમ પ્રકારે કરી શકું નહિ. વાડીમાં જેમ રોપનો ઉત્સર્ગ, તેમ મારો મારા કુટુંબમાં ઉત્સર્ગ એના વિકાસને પોષણ મળે એ અર્થે મારો ધર્મ બને છે.

પણ આ ઉત્સર્ગની બે મર્યાદા છે: એક મર્યાદા, કુટુંબનાં પરસ્પર સ્પર્ધી અંગોના પરસ્પરસ્પર્ધી હિતો ખાતર ઉત્સર્ગ કેટલો આવશ્યક છે એ રીતના, ઉત્સર્ગના પ્રમાણનિર્ણયથી બંધાય છે; બીજી મર્યાદા મારા પોતાના વિકાસ માટે આવશ્યક ઉત્સર્ગના પ્રમાણથી બંધાય છે. આ પ્રકારે ઉત્સર્ગની પ્રમાણવ્યવસ્થા સુયોજિત હોવી જોઈએ. આ રીતે આવશ્યક બનતું ઉત્સર્ગનું પ્રમાણ ખરચાઈ ચૂકયું હોય તો તે જ દિશામાં વિશેષ ઉત્સર્ગની પ્રવૃત્તિ કરવી તે પાપ છે, જે ઉત્સર્ગ પ્રવૃત્તિ કુટુંબને આવશ્યકતાથી વધારે હોઈ ને અણખપતી હોય તે પ્રવૃત્તિ તો જે વાડીમાં કુટુંબ ઊગે છે અને વધે છે એ વાડીના હિતમાં યોજાવી જોઈએ. આ વ્યવસ્થાપદ્ધતિ પ્રમાણે નિગિરણ માત્ર બે પ્રકારે જ હોઈ શકે. અચેતન વનસ્પતિને અને કુદરતને આ 'નિગરણ' અને 'ઉત્સર્ગ' એ શબ્દો ઔપચારિક અર્થમાં જ લાગુ પડી શકે; એ કદી પોતાનો ઉત્સર્ગ કરતાં નથી; જ્યાં શકય હોય ત્યાં બીજાઓમાં ઔપચારિક અર્થમાં નિગીર્ણ થઈ જવું તે જ એમનું પરમ અંતિમ પ્રયોજન છે. નિર્જીવ વસ્તુના આવા નિગરણથી પ્રાણીઓ વધી શકતાં હોય, તો તેઓ તેમ કરે. બીજા

પ્રકારનું નિગરણ ઔપચારિક નથી પણ વાસ્તવિક છે. માનવભક્ષી-ઓના અને એવાં દૃષ્ટાંતોમાં જોયું તેમ, કેટલાંક પ્રાણીઓ એવાં છે જે બીજાઓનું પોતામાં નિગરણ કરે છે અને જે, એટલા પૂરતાં, પોતે જેમાં ઊગે છે તે જ મહાઉદ્યાનને વિષરૂપ બને છે. બીજાના માંસથી નિજ પોષણ કરવું એ પાપ છે, પણ એ પ્રકારે નિજ પોષણ કરનારનો નાશ કરવો એ પાપ નથી. એ તો વિષ છે, જેનો નાશ કરાય. મારા તત્ત્વદર્શનમાં બીજા કોઈ પણ પ્રકારના નિગરણને સ્થાન નથી. ઉત્સર્ગની વાત કરીએ તો, ઉત્સર્ગ અતંત્ર કે અમર્યાદિત ધર્મ નથી. વસ્તુતઃ–વાસ્તવિક વ્યવહારમાં–એ મર્યાદિત છે; અને શક્યતમ સ્વરૂપમાં એ અમર્યાદિત છે–શક્તિ અનુસાર વધી વિસ્તરી શકે તેવો. વાઘના મોંમાં માથું મૂકવું, અથવા માંકણોને લોહીની મિજબાની માણવા દેવી, એ એક જાતની આત્મહત્યા છે. મારો ઉત્સર્ગ એ મારા વિકાસ પ્રત્યે અને જે ઉદ્યાનમાં હું સ્થપાયો છું એ ઉદ્યાન પ્રત્યે મારો ધર્મ છે. બેશક, વાઘ પણ હું જે ઉદ્યાનનો છું એ ઉદ્યાનનો એક રોપ છે, પણ મારો ધર્મ એને મારવાનો છે, એનાથી ભરખાઈ જવાનો નહિ, કારણ કે ઉદ્યાનનું પ્રાણહર વિષ બનતો એ રોપ છે. જેટલા પ્રમાણમાં એ ઉદ્યાનને હિતકારક પુરવાર થાય, તેટલા પૂરતો જ હું એને અર્થે મારો ઉત્સર્ગ કરી શકું. ઉપરાંત, વાઘને હું મારો ભોગ આપી દઉં તો તે ભોગ મારા ઉદ્યાન પ્રત્યેના મારા કર્તવ્યના ભોગે અપાયો મણાય. આવો ભોગ આપવો ન્યાય્ય નથી. જેમ માતપિતાનું મન રીઝવવાને કે હિત સાધવાને પણ, મારાં બાળકો પ્રત્યેના મારા ધર્મનો ભોગ આપવો કોઈ રીતે ન્યાય્ય નથી તે જ પ્રમાણે મારે વાઘનો ભક્ષ્ય બનવું ન્યાય્ય નથી.

તે છતાં એવા પ્રસંગો હોય જેમાં આવો આત્મભોગ ન્યાય્ય ગણાય. દાખલા તરીકે ધારો કે એક આખા દેશ ઉપર સંહારનું આક્રમણ આવ્યું છે, અને, જેનું જીવન એના કુટુંબને મોંઘા મૂલનું છે એવા એક જણનો ભોગ આપ્યા વિના દેશને બચાવી શકાય તેમ નથી અથવા બુદ્ધનો દાખલો લઈએ; એમણે માન્યું કે માનવતાનાં અમુક દુઃખો અને અનિષ્ટો નિવારવાને પોતે જ એકલા સમર્થ છે તેથી માનવતાના ઉદ્ધાર અર્થે એમણે કુટુંબસબંધોનો ભોગ આપ્યો અને પરિવ્રાજકધર્મ સ્વીકાર્યો હતો. આવા પ્રસંગોમાં એવા માનવને

બે પ્રકારનો સમર્પણયોગ કરવો શક્ય હોય છે. પ્રથમ, જેમાં પોતાનો આત્મભોગ વધારેમાં વધારે ફલસાધક બને તે, બીજો, જેમાં એ અલ્પતમ ફલ સાધે તે આમાના પ્રથમ પરિક્ષયપ્રકારને એ વ્યક્તિ ભોગની કરકસરથી વધારે સંગત માને, તેમ જ મહાસમુદાયના અંગ-ભૂત એક ઉત્થાનને ભોગે કે ક્ષયે સમગ્ર ઉત્થાન સમુદાયના વિકાસને સાધવાનો નિમ્નતર માર્ગ માને, અને એ કારણે એ પ્રથમ પ્રકારના પરિક્ષય-યોગને સ્વીકારે, તો આવી મહાન શક્તિઓને ક્ષુલ્લક બાબતોમાં ન ખરચી નાખવાનો એનો એવો નિર્ણય સર્વથા ન્યાય્ય ગણાય. યુદ્ધમાં લડતા સૈનિકે સાથી સૈનિકને મદદ કરવી જોઈએ, પણ જો એ સાથીને ભોગે સર્વસમાન શત્રુ વિરુદ્ધ ઉચ્ચતર લાભ મળે તેમ હોય તો એ સૈનિકને સાથીના જખ્મી શરીર ઉપર પગ મૂકીને વધવાના કે કદાચ એને ગોળી વાગે એવું જોખમ ઉઠાવવાના પ્રસંગો પણ આવે. આવે પ્રસંગે એવો ભોગ લેનારો સૈનિક ભે--બુદ્ધિ વિના એ સાથી સાથે પોતાનું તાદાત્મ્ય માને છે, એટલે જે ભોગ અપાય તે એનો પોતાનો પોતે આપેલો ભોગ બને છે. અન્ય પ્રસંગોમાં જેમ કર્તવ્ય શક્તિ-સામર્થ્યથી મર્યાદિત થાય છે તેમ આ પ્રસંગોમાં કર્તવ્ય શક્તિથી વિસ્તીર્ણ બને છે.

૬ ઠી જૂન, ૧૮૯૨.

ઉત્સર્ગયોગ (સમર્પણયોગ) જેવો દેખાય એવો એક બીજો વ્યવહારપ્રકાર છે. કેટલાંક અહમ્-કેંદ્રો એવાં હોય છે કે જે વિષરૂપ ન હોય, દા ત ભિખારીઓ અને અકિંચન અજાણ્યાઓ. એમને અર્થે આપણે પરિક્ષય કરવો યોગ્ય છે? ઉત્તરનો આધાર પ્રત્યેક પ્રસંગના સંજોગો ઉપર રહેશે પ્રથમ એ કે તમારો અન્યાર્થ પરિક્ષય એના નૈતિક અસ્વાસ્થ્યમાં કે અન્ય હાનિમાં લાંબે કાળે પરિણમે. બીજું, એથી નજીકમાં, ઘરમાં, તમારો પરિક્ષય કરોકટીભરી તાકીદનો હોય, અથવા, વિશેષ નહિ તો, જરૂરી હોય ત્રીજુ, અન્ય દિશાઓમાં ભવિષ્યમાં અનિવાર્ય બને એવા પરિક્ષય માટે ખપતી તમારી શક્તિ નિઃશેષ થવાના ભય વિના, તાત્કાલિક પ્રસંગે અધિળો ક્ષય કરવા પૂરતી શક્તિ ન હોય. ચોથુ, અન્ત્ર કે યોજના વિનાનો પરિક્ષય સ્વભાવત અમર્યાદિત હોય, અને મહાશક્તિનાં બધાં લક્ષ્ય (વ્યક્તિમત) કેંદ્રોની શક્તિ મર્યાદિત હોય તે પ્રમાણે પરિક્ષય માટેની આપણી

શક્તિ પણ સાન્ત અને મર્યાદિત હોય એટલે પોતે પોતાના પરિક્ષયને મર્યાદિત કરવો પડે, અને એ જ સાચી વાત છે, એમાં બીજો વિકલ્પ જ નથી; કારણ કે પરિક્ષયનું જે અંતિમ પ્રયોજન છે તે તો વિસ્તારક્ષમ છે તે છતાં અમુક વ્યક્તિકેંદ્ર ઉપર તો એ પૂર્ણતઃ અને અંશતઃ મર્યાદિત રહે છે. આપણે અંતિમ પ્રયોજનને અનુકૂળ થવાને બંધાયેલા છીએ એમ કહેવામાં આવે ત્યારે એનો અર્થ એટલો જ છે કે મહેચ્છાનાં જે કિરણો એકાગ્ર થઈને એના પ્રત્યેક વ્યક્તિકેંદ્રે અંકુરિત થતાં-ફૂટી નીકળતાં—પ્રાકટ થયાં હોય એ કિરણોથી આડફાટું કે વિમાર્ગે મહેચ્છાનું એ વ્યક્તિકેંદ્ર ન જઈ શકે.

૧૧ મી જૂન, ૧૮૯૨.

બીજા અનેક પદાર્થોમાં અનેક તરંગ ઊડે છે તેમ પૈસો પણ તરંગ જેવો ઊછળે અને પડે, એક સપાટીથી બીજી સપાટીએ અને એક માનવથી બીજા માનવ પ્રતિ મુસાફરી કરે. જે એક વ્યક્તિ ગુમાવે તે બીજીને મળે, અથવા કોઈ નિર્જીવ આત્મરહિત પદાર્થમાં મગ્ન થાય. જે મહેચ્છા અમુક વ્યક્તિકેંદ્ર કને પૈસાને ધકેલે છે તે જ મહેચ્છા પાછો પૈસા એ કેંદ્રથી અન્ય કેંદ્ર કને મોકલે છે; અને જે મહેચ્છાએ ઇચ્છયું તે વ્યક્તિઇચ્છાએ ઇચ્છયું ગણાય. લૌકિક ભાષામાં, જે આપનારો છે તે જ લઈ લે છે. પૈસો જેમ આવ્યો તેમ જાય એ પ્રકૃતિનો ક્રમ છે, એમાં મારાથી ફરિયાદ શી રીતે થાય? મહાશક્તિથી અને મહેચ્છાથી અભેદ માન્યો છે તો પછી ફરિયાદ કરવાનો કંઈ અર્થ નથી; એ તો મારી પોતાની સામે ફરિયાદ થાય. સર્વ ઘટનાઓનો અને કૃતિનો ઉદ્ગમ અને આશ્રય એક જ છે, એથી ફરિયાદ અર્થહીન બને છે.

× × ×

૧૮ મી જૂન, ૧૮૯૨

મેં અનેક કુટુંબો જોયાં છે, અનેક માતાઓ જોઈ છે, અનેક ગૃહિણીઓને જોઈ છે. મારી માતા જેવી ભલી અને ઉદારાશય અને ડાહી માતા મેં જીવનમાં જોઈ નથી. એની ઊણપ એટલી જ છે, કે જે પૂર્ણતાની કોટિએ પહોંચેલી એને હું જોવા ઇચ્છું છું એથી એ ઊણી રહે છે. આ ઉંમરે, અને જે સામાજિક સંપર્કો અને પરિબળો એની આસપાસ મારી ગેરહાજરીમાં, અને મારી હાજરીમાં પણ,

ઘેરાઈ વહ્યાં હોય છે એની વચમાં, એની આ ઊણપ દૂર થઈ શકે- તો પૂર્ણ આશ્ચર્ય ગણાય આ ઊણપ હોવા છતાં, એની સારી સમજ માટે હુ એનો અત્યત આભારી છુ--કોઈક વાર એ સમજ નકામી નીવડે છે તે છતા મારી પત્ની પણ બીજા કુટુબમાં જોવામાં આવતી બધી પત્નીઓથી ચડિયાતી છે. પણ ગુણસુદરીથી એ ઘણી ઓછી ઊતરે છે એનો મને થોડોક ખેદ છે આ આદર્શ કથાનાયિકા મને મારી પત્ની ઉપરથી જ સૂઝી હતી, પણ એ બે વચ્ચે સ્વાભાવિક રીતે મોટુ અતર છે જેમ આર્થિક બાબતોમા તેમ આ બાબતોમાં પણ માણુસે સતુષ્ટ રહેવુ જોઈએ, અને છે તેથી ઊતરતી સ્થિતિમા પોતે મુકાયો નથી એ માટે ભાગ્યનો આભાર માનવો જોઈએ

મા અને પત્ની એ બે વચ્ચે ન્યાય કરવાની મારી રીત શી? જો માતા પત્ની વિરુદ્ધ ફરિયાદ કરવાને સાધારણ રીતે ઓઠ નથી ઉઘાડી શકતા, તો પત્ની પણ સાધારણ રીતે મને માતાના દોષ દેખનારો કરી શકતી નથી. અને, સાધારણ રીતે સારી સમજણવાળી એ, એ દિશામા મને પ્રેરવા ઇચ્છતી નથી આટલો ફરક રહે છે કે માતાની ફરિયાદ એના હૃદયમાં જ રહે પણ પત્ની પોતાની ફરિયાદ મને જણાવી શકે, જો એક પક્ષ વગર સાભળ્યો રહે અને બીજો સભળાય તેનુ પરિણામ એક જ આવતુ હોય તો, માતાને નાનેરાઓ પ્રત્યેની ગેરસમજથી થોડીક ભૂનો કરવાની હુ છૂટ આપુ અથવા પત્નીને પતિ કને હૃદય ખોલવાની પરવાનગી આપુ તેમાં, એકેય પક્ષને ફરીયાદનુ કારણ ન રહે માતાને કાંઈ દુખકારણ ન હોવુ જોઈએ એવુ હુ માની બેઠો છુ, કારણ કે એને તો જોઈતી ચીજ તેમ જ ચાકરી લેવા માગવાનો અધિકાર છે— અને કુટુબે અમને આપવાનુ કઈ નથી, બધુ અમારી પાસેથી લેવાનુ છે માતાની વધુમા વધુ ફરિયાદ એ જ હોઈ શકે કે એને ઓછુ મળે છે, અને હુ માનુ છું કે આનો ગભીર વિચાર કરવો જરૂરી નથી કારણ કે સતોષ ખર્ચાએ રાખવો જોઈએ, ઉપરાંત માતાને અન્ય કનેથી જોઈતુ ન મળે તો પોતાને હાથે લઈ લેવાનો હુ પૂર્ણ અધિકાર આપુ છુ. મારી પત્ની મારી કવિતામા અને મારા તત્ત્વજ્ઞાનમા યથાશક્તિ ભાગીદારી માણવાનો અને સર્વ સાંસારિક

ઉપાધિનો રામબાણ ઉપાય મેળવવાનો ઉચ્ચ અધિકાર ભોગવે છે.—મે એને કેળવી છે અને એ હવે વિશેષ સ્વતંત્રતા ભોગવે છે, જો કે એ બીજાને ગમતી વાત નથી. બીજાની આવી નાખુશી હોવા છતાં હું એને આ છૂટ આપું છું એથી એને સંતોષ થવો જોઈએ. મારા સિવાય કોઈ બીજા મર્ત્ય કનેથી ઉદારતા રહેમ વગેરે મેળવવાની દુઃખદ યુક્તિ શા માટે અજમાવવી જોઈએ! પત્ની માટે, માતા માટે અને પિતા માટે મારો ધર્મ અદા કરવાની મારી અલ્પ શક્તિનો સમગ્ર ક્ષેત્ર વિસ્તાર આટલો છે. હું એમને અનુકૂળ છું, એમની સેવામાં છું, સિવાય કે એવા પ્રસંગોમાં જ્યારે અન્યના હિતમાં કોઈક વાર મારે સત્તા કે આજ્ઞા ચલાવવી પડે, સિવાય કે મારા કર્તવ્યને જતું કરવાની કે કર્તવ્યથી અધિકતર કરવાની માગણી થતી થાય અથવા મારી શારીરિક કે માનસિક શક્તિ અથવા સંપત્તિની મર્યાદા વટાવવાનું દબાણ થાય.

૨૭મી જુલાઈ, ૧૮૯૨.

*　　　　*

વકીલ માટે સાચી વ્યવહારનીતિ કઈ?

પ્રથમ, 'તમને ખોટી સ્થિતિમાં આણી મૂકે એવું કંઈ કરવું નહિ'—એ શુદ્ધ સુવર્ણ જેવો નિયમ છે બીજું, માનવના ન્યાયનિર્ણયો ભિન્ન ભિન્ન હોય છે અને કાયદાની ઐકાંતિક નિશ્ચિતતા એ મિથ્યા ભ્રમ છે. ઉપરાંત અંતે ન્યાયાધીશ તમને નિર્દોષ જાહેર કરે પણ દેખાતી બાબતોને આધારે ખરું ખોટું માનવાનું છે એ જ જેમાં ફરજ બને છે એવું કામ ચાલતું તમે અટકાવી શકો નહિ; નિર્દોષ ઠરો તે પહેલાં, તમારા ઉપર આ કામ ચાલે તેની યાતના તમે નિર્દોષ હો તો પણ તમારે વેઠવી પડે. કામ ચલાવનારનું આ કર્તવ્ય છે તેમાં નડતર કરવી એ રાજ પ્રત્યેના ધર્મની દૃષ્ટિએ પાપ છે; કામ ચાલવાનો અવસર આપવો એ મૂર્ખતા, ખરચાળ તથા કલેશકર મૂર્ખતા છે; ખોટા દેખાવાથી જે પોતાને બચાવતો નથી તે બિનજરૂરી અને પરિણામની શંકા રહે તેવી યાતના નોતરે છે.

ત્રીજું, વકીલે કલંકરહિત પ્રતિષ્ઠા અને ચારિત્ર્ય જાળવવાં જોઈએ, અને આ તો લોકના મતથી નક્કી થાય. લોકનો મત

તદ્દન ઉપરચોટિયા દેખાવો પ્રમાણે મધમ છે, અને એમ થાય એ યોગ્ય નથી તો પણ અનિવાર્ય છે માણસ પોતાને વિશે જે મત લોકમાં ઉપજાવે તે માટે એ પોતે જવાબદાર છે અને ખુલાસા આપવાની તક સધરવુ રીતે એને મળતી નથી સદ્ગુણી હોવુ એટલુ જ પર્યાપ્ત નથી, સદ્ગુણી છો તે દેખાય એ પણ જરૂરી છે.

* * *

આ પ્રશ્નને કર્તવ્યધર્મના દૃષ્ટિબિંદુથી તપાસો હુ ખોટા દાખલા ન પાડુ એની કાળજી રાખવી એ મારુ અગત કર્તવ્ય છે, કારણ કે લોક જેમના વર્તનને જોતા હોય અને અનુસરતા હોય એ સર્વની આવી ફરજ છે આથી આચરણનીતિનો જે ત્રીજો નિયમ ઉપર જણાવ્યો તે કર્તવ્યધર્મનો નિયમ પણ બને છે જૂના લોકો યશની વાંછના રાખતા અને અપયશને ટાળતા, અને એ રીતનો તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ ખુલાસો એ હતો કે પેતાને કાનુમકકામા હતી — લોકના અનુનદ કરવાના ઈચ્છા હતી, અથવા ઉપર જણાવી એ કર્તવ્યબુદ્ધિ હતી ભૂલ હતી તે આ ભાવનામાં નહોતી પણ એના ખોટા ઉપયોગમા હતી યશને જ સાધ્ય માનીને ઝમે સાધન તરીકે ન માને, અથવા વધારે મોટા અર્થ માટે યશનો ભોગ આપે, એમા ભૂલ હતી

સદેહના પ્રસગોમા 'જાહેર મત' અથવા યશ એ સહ મત કસોટી છે થોડા સમયના યશને ભોગે ઉચ્ચતર પરિણામ કે લક્ષ્ય સાધવાનુ હોય એવે પ્રસગે જ યશનો ભોગ આપવો ન્યાય્ય છે, કારણ કે જે સ્વાસ્થ્યની પુન પ્રાપ્તિથી યશ પુન પ્રાપ્ત થાય એવા સાચા આરોગ્યને મેળવવા માટે કડવુ ઓસડ લેવુ સાર્થક છે—પણ માટે નહિ તો ઉલટ જેઓ સત્યના શોધક છે તેવા માટે આવા પ્રસગોએ લોકમતની દરકાર કરતા રહેવુ એ તો યશનો મોહ કહેવાય. સાધારણ જીવનક્રમમાં આ નિયમોનો ઉપયોગ કરતાં મુશ્કેલી નડે એવુ વ્રજ બને, રાજકીય ક્ષેત્રોમા મુશ્કેલી નડે, કારણ કે એ ક્ષેત્રમાં (આ નિયમ પાળતા) હૃદયની અને ચિત્તની, સદ્ગુણની અને શક્તિની, ભાવનાની અને કુશળતાની કોઈ વાર આકરી કસોટી થાય છે આ

न भीतो मरणादस्मि केवलं दूषितं यशः।

અને એ જ શ્વાસમાં યશના પક્ષને પડકાર કરીને એ કહે છે:

यदि संभाव्यते पापम् अपापेन च किं मया॥

યશ ખાતર રામે, પોતે જેને પોતાના હૃદયનું સર્વસ્વ માનતા હતા તેને ભોગે, સીતાને વનવાસ મોકલ્યાં; બાર વરસો સુધી કઠણ હૃદયે કર્તવ્યનું પાલન કર્યું; અને જ્યારે જીવનસર્વસ્વ જેવા ઊંડા સ્નેહ પ્રત્યે વિમુખ રહ્યા પછી—હવે ફરી થયેલી કર્તવ્યબુદ્ધિએ સમાધાનની અનુજ્ઞા આપી ત્યારે—બાર વર્ષોને અંતે એકલા એકલા રુદન કર્યું તે માટે પણ પ્રજાજનોની ક્ષમા યાચી. આ અને આવી અન્ય ઘટનાઓ, જે ઉન્નત જીવનમાં યશનું સ્થાન કર્તવ્યના અંગ તરીકે જ હતું એ જીવનની દૃષ્ટિએ, અત્યંત સુંદર જણાય છે. કોઈ આ સૌંદર્યનું દર્શન ન કરી શકે અને આવી ઘટનાને નિંદે તો તે તેના વિચારોની ઊતરતી કક્ષાને અનુરૂપ છે, કારણ કે એના જેવાની પામર દૃષ્ટિ કાવ્ય, તત્ત્વજ્ઞાન અને રાજધર્મનું જ્યાં મિલન થાય છે એવી આ ઉચ્ચતમ કક્ષાને જોઈ શકે તો તે જ આશ્ચર્ય ગણાય.

૯મી ઑક્ટોબર, ૧૮૯૦.

હાલ મારી પત્નીને હું સલાહ આપવા ઇચ્છતો નથી, કારણ કે આજ સુધી હું એને એકલીને જ સલાહ આપતો આવ્યો છું, અથવા આપતો જણાયો છું. હવે એના સહકાર ઉપર વિશેષ દબાણ નાખું તે સમયોચિત ન થાય બીજાંઓને મેં સીધો ઉપદેશ આપ્યો નથી, પણ તેઓ પોતથી બનતું કર્યા કરે છે; એમની શક્તિ અને એમના પ્રયત્નોમાં દોષ કાઢયા કરું તો હું પાપ કરું. પણ એમના કાર્યને અને એમની શક્તિઓને જુદે ચીલે વાળવાનું કામ અણુકે આવી રહે છે; અને એ કામ એટલું નાજુક અને મુશ્કેલ છે કે એક ખોટું અધીરું પગલું લેવાય તો, પોતે યથાશક્તિ પ્રયત્નશીલ અને સહનશીલ છે એમ માનતું કોઈ એકાદ હૃદય ભગ્ન થાય અને છતાં—એ છતાં—કુટુંબની વર્તમાન અને ભાવિ સુસ્થિતિ નિશ્ચિત કરવા ખાતર એ કામ કરવું જ પડે તેવું છે. એ જ એક દુર્ઘટ કાર્ય કરવું રહે છે. એનો ઉકેલ ન થાય ત્યાં સુધી પત્ની, માતા, પિતા, ભાઈ અને અન્ય સર્વ ફરિયાદનાં કારણો માનશે

અથવા કલ્પશે, જે દૂર કરવાં અશક્ય છે. માનવ સામે, કે દુનિયા-સામે ફરિયાદનું કારણ ન માનવું એવા નિશ્ચયવાળો માણસ હું એકલો છું. હું મહાશક્તિનું અને મહેચ્છાનું એક અણુઅગ્ર છું, અને મારા ઉત્સર્ગયોગના પહેલા ક્રમનો તેમ જ મારા જ્ઞાનનો પ્રભાવ દુઃખ-માત્રની મને વ્યગ્ર કરવાની કે સ્પર્શ કરવાની પણ શક્તિ સંહારવાનો હોવો જોઈએ જે દુઃખ મહેચ્છાએ, અને એની મારફત અહમ્-અગ્રકોટિએ, ઇચ્છયું હોય, તો તે દુઃખ દુઃખ નથી મારાં દુઃખો મારા ઇચ્છાસંકલ્પથી ઉદ્ભવે છે; સાપેક્ષ વ્યવહારના અને ઉત્સર્ગના આ સંસારમાં દુઃખ તો બળ અને કર્તવ્યનિષ્ઠા વધારવા અર્થે છે; અને એ સંસારની બહાર તો, દુઃખ શું છે જ? પ્રજ્ઞ જન શોકને તરી જાય છે—तरति शोकमात्मवित्.

૨૨ મી ઑક્ટોબર, ૧૮૯૨

મૃત્યુ પછી મારી દશા શી હશે? દશા શી હોવા સંભવ છે એ પ્રશ્ન નથી, પ્રશ્ન છે દશા શી નિઃશંક હશે એ એ દશા ઇષ્ટ હશે, અને ન હોય તો હું એને આગળથી જાણી અને સુધારી શકું!

અહીં 'હું' એટલે (૧) મહેચ્છાની અહમ્-કોટિ અને (૨) એ અહમ્-કોટિએ છે તે ચેતનતંત્ર. એ ચેતનતંત્ર મરણ પછી જીવી શકે એમાં શંકા નથી. જો જીવવાનું હોય, તો હું ભવિષ્ય માટે સારી રીતે તૈયાર હોઉં એવો મારો ઠળ હું ઠાળું છું એ ચોક્કસ છે. મારા નાભિનાલ દ્વારા હું કાવ્ય અને તત્ત્વજ્ઞાન બંને મેળવું છું, અને ઉન્નતતર દશા માટે મારું ઉન્નતીકરણ હું કરું છું. જો ચેતન તંત્રોનું ઉન્નતીકરણ ન થયું હોય અને નિરામય પોષણ ન થયું હોય અને શિસ્તસર નિયમન ન થયું હોય, એ ચેતનતંત્ર કાં તો (૧) ગર્ભપાત જેવી વણપાકયે પડયા જેવી દશાને પામે છે; અથવા (૨) કનિષ્ઠ જીવનપ્રકારની કોટિની દશાને પામે છે. જો આ જીવન પછી પણ અગમ્ય અજ્ઞેય આધિજીવનમાં ચેતનતંત્રો ''''નાં હોય,

થાય તે ચેતનતંત્ર અચેતન દશાને પામે છે અને આસપાસનાં અચેતન તત્ત્વોમાં મળી જાય છે. પરંતુ જે ચેતનતંત્ર ઉત્સર્ગસિદ્ધિ સાધે છે તે તો આસપાસનાં ચેતનતંત્રોમાં સૂક્ષ્મ રીતે વિલીન થાય છે. બને પ્રકારોમાં અહમ્‌નું અસ્તિત્વ રહેતું નથી, તો પછી તફાવત ક્યાં રહ્યો ?

મહેચ્છા એ મારો પોતાનો ખરો શાશ્વત આત્મા છે. એના ઇચ્છાસંકલ્પથી પ્રારબ્ધનો ઉદય થયો છે; એના ઇચ્છાસંકલ્પથી ઉત્સર્ગસિદ્ધિ થાય છે. અહમ્-કોટિએ સમગ્ર ક્રમમાંથી પસાર થવું પડે છે; સમર્પણયોગથી પોતાનો પરિક્ષય-પોતાની ઉત્સર્ગસિદ્ધિ-સાધે ત્યારે જ એની અંત્ય ગતિ થાય: મહેચ્છાની એ મારેની ઇચ્છા વ્યર્થ નહોતી. ગર્ભપાતનો અર્થ એ જ થાય કે 'પુનઃ પ્રારંભ કરો, પુનઃ પ્રયત્ન કરો'– એની એ અથવા અન્ય સરણિએ, ઉત્સર્ગસિદ્ધિ યથાવત્ થાય ત્યાં સુધી ફરી પ્રારંભ-પ્રયત્ન કરો. જે અહમ્-કોટિનો ગર્ભપાત થયો હોય તેણે ફરીથી પ્રારંભ, ફરીથી પ્રયત્ન કરવો પડે; અહમ્‌કોટિએ કાર્ય હજી સિદ્ધ થયું નથી; અને મહેચ્છાએ પોતાનાં પ્રકાશકિરણોની એક કિરણરેખા મોકલી તે કાર્ય અધું કરવાને કે ન કરવાને નહોતી મોકલી. એણે જે આરંભ્યું તે ખરી નિષ્ઠાથી પૂર્ણ થાય એવી એની ઇચ્છા હતી. ગર્ભપાત પામેલ અહમ્‌નો એ પતનમાંથી ફરી ઉત્થાન કર્યા વિના અને નિજ કાર્ય ફરીથી કર્યા વિના છૂટકો નથી.

પણ જેણે ઉત્સર્ગસિદ્ધિ સાધી તે અહમ્ કૃતકૃત્ય થયો છે. એ ઇચ્છા-કોટિનાં કાર્યનાં પરિણામો ઉત્સર્ગસિદ્ધિથી જેનો ગર્ભપાત થયો છે તેવી અહમ્-કોટિઓને ચૈતન્યદાન કરવાને અને ઉદ્ધાર કરવાને, આસપાસનાં વર્તુલોમાં સંક્રાંત થાય છે. ઉત્સર્ગસિદ્ધ ઇચ્છા-કોટિએ પોતાનું નિયત કાર્ય કર્યું છે, એ કૃતકૃત્ય બની છે, મુક્ત બની છે. પછી એ બની રહે શેષશાયી નારાયણ: નિદ્રાન થઈને, વિરામદિને, શયન કરતા, શાશ્વત સૌંદર્ય-શ્રી લક્ષ્મીના પ્રણયસંગીતનું શ્રવણ કરતા, સાફલ્યના આનંદમાં, પરમાનન્દમાં ન્નિમગ્ન શયન કરતા નારાયણ. શેષ એટલે સાપેક્ષ વિશ્વનો અવશેષ, જેને દિશા અને કાળ આદિ વિવિધ સહસ્ર અનંત શીર્ષો છે, જેનાં એ શીર્ષો ઉપર

જેઓએ ઉત્સર્ગસિદ્ધિ કરી નથી એવી અહમ્-કોટિઓ વિચરે છે અને કલબલ કરે છે.

ગર્ભપાત મને અભિમત નથી. ઉત્સર્ગસિદ્ધિની અંતિમ ક્ષણ મરણકાળે આવે કે મરણ પછી આવે, પણ એ આવશે જ, અને હું એનો વેગ વધારીશ, એને પહોંચીશ, એને હૃદયથી અનુભવીશ. કર્મત્યાગમય સંન્યાસ, એના સાધારણ અર્થમાં, ભૂલ છે અને ઉત્સર્ગસિદ્ધિને સ્થાને ગર્ભપાતને સ્થાપે છે. સંન્યાસ એના ખરા અર્થમાં સુંદરતમ ઉત્સર્ગસિદ્ધિ છે.

મરણ પછી બીજો જન્મ થશે કે નહિ એની મને ચિંતા નથી; મારી ઉત્સર્ગસિદ્ધિ થાય, મુક્તિ થાય, એ જ બસ છે. મહેચ્છા મારી અહમ્-કોટિએ વિરાજે છે; એની પ્રતીતિ છે, હૃદયાનુભૂતિ છે—હું તે છું; અને જેનો મારો ઇચ્છાસંકલ્પ થયો તે હું-મહેચ્છાના સાધારણ અને અસાધારણ દાંતાઓથી બનેના આવેગમાંથી પરિણમતી દશામાં ઘડકેલાનો હું-જે ઇષ્ટ છે, ઇચ્છેલું છે, તેમાં અંત્યસિદ્ધિ સુધી પ્રવૃત્ત રહીશ. મારો વિરામદિન અવશ્ય આવશે; હું શેષશાયી બનીશ જ, અને મારી અહમ્ કોટિ વિશે હું કહીશ:

न च पुनरावर्तते न च पुनरावर्तते।

૨૩ મી ઑક્ટોબર, ૧૮૯૨

પદાર્થોનો નાશ થતો નથી એ નિયમ ઉત્સર્ગસિદ્ધિના સિદ્ધાંતમાં પૂરેપૂરો જળવાય છે, કારણ કે એમાં અહમ્ કોટિનું ચેતનતંત્ર સુરક્ષિત રહીને અસ્તિત્વના અન્ય ક્રમમાં જાય છે, મહેચ્છાની બીજી અહમ્-કોટિઓ ઉપર. જેમ દીપમાંથી દીપ પ્રકટે તેમ, સંક્રાંત થાય છે; આ બીજી અહમ્-કોટિઓ, પુનર્જન્મનો સિદ્ધાંત માને મનાવે છે તેમ અસ્તિત્વમાં નહોતી એમ નહિ, એ જીવંત હતી અને સક્રિય હતી પુનર્જન્મનો સિદ્ધાંત (૧) ભૌતિક દેહતંત્ર અને ચેતનતંત્રને ભિન્ન માને છે, (૨) પાર્થિવતંત્રને શરીર, ચેતનતંત્રને આત્મા કહે છે, (૩) આત્માને શરીરપ્રાપ્તિ પહેલાં અને શરીરનાશ પછી જીવતું અસ્તિ-તત્ત્વ માને છે, (૪) આત્મા શરીરને સજીવ બનાવે છે અને પ્રત્યેક પુનર્જન્મે નવું શરીર ધારણ કરે છે એમ માને છે, અને

(૫) કોઈક ક્રિયાત્મક વિધિથી મુક્તિકાળે આત્મા બ્રહ્મમાં એક થાય છે, પણ ત્યારસુધી એથી અનન્ગ અસ્તિત્વ ધારતો હતો એવી કલ્પના કરે છે આ પાચેય અભ્યુપગમો (મતસ્વીકાર) નો હેતુ વ્યક્તિગત પ્રાણી (જીવ)ની નીતિમાં અને ભાગ્યમાં જણાતી ભિન્નતાનુ અને વિવિધતાનુ કારણ સમજાવવાનો હતો

એક વાર મે બતાવ્યુ છે તેમ, આ ખુલાસો અનાવશ્યક છે અને અયથાર્થ છે શરીર અને આત્માનો ભેદ બરાબર છે, પણ એનુ લક્ષણ સ્પષ્ટ નથી આત્મતત્ત્વ શરીર પૂર્વે હયાત હતુ એનો કોઈ પુરાવો નથી ખરી રીતે જોતાં ચેતનતત્ત્વ ભૌતિક દેહમાંથી ઉદ્ભવે છે, અને, પ્રથમ ક્રમે, આત્મા શરીરને સજીવ અને તત્ત્વસપન્ન બનાવે છે એમ નથી પણ શરીર આત્માને સજીવ બનાવે છે અને તત્ત્વસપન્ન કરે છે એ સ્પષ્ટ છે આત્મા બેશક, શરીરનાશ પછી ટકે પણ એ ટકે છે તે શરીરમાંથી પોતાની ચેતન પ્રકૃતિને ખેચી લઈને ટકે છે, જ્યારે ચેતનતત્ત્વ ખેચાઈ જવાથી શરીર અચેતન કુશકા જેવુ પડી રહે છે જે ચેતનતત્ત્વ એક વખત દેહસ્વરૂપ હતુ તે હવે આત્મા બન્યુ છે, અને એની ઉત્સર્ગસિદ્ધિ થતાં એ સમકાલીન અને પહેલેથી જ અસ્તિત્વ ધરાવતા અનેક દેહોમા અને આત્માઓમા વિકીર્ણ થઈ જશે અને આ ઘટનાક્રમમા જે મુક્ત થાય છે તે મહેચ્છાની અહમ્ કોટિ છે શરીરસ્થ ચેતન આત્મા નહિ

શરીરસ્થ આત્મા આજુબાજુની અહમ્-કોટિઓનાં દેહતત્ત્વમાં બેશક એક પ્રકારે મળી જશે, પણ મુક્તિ પામેલી અહમ્-કોટિને મહેચ્છામાં મળવા પણુ નથી, કારણ કે એ કદી પણ મહેચ્છાથી પૃથક્ કે છૂટી પડેલી હતી જ નહિ, એ તો એથી અભિન્ન હતી, ઇચ્છા અને શક્તિના તાદાત્મ્યથી એની સાથે યુક્ત જ હતી પરતુ, અન્યપક્ષે જે ચેતનતત્ત્વનો ગર્ભપાત અને વિકૃતભાવ થયો છે એને તો, એ પોતાની ઉત્સર્ગસિદ્ધિ સાધે ત્યાં સુધી, કોઈ પણ પ્રકારના શારીર તત્ત્વમાં કે તત્ત્વોમા પુનર્વિકાસ કરવો રહે આ શરીરતત્ત્વ ભૌતિક જ હોય એમ માની લેવાય નહિ આ ઘટના ભૂત અને પિશાચની માન્યતામાં આપણને ઝપલાવે એવુ પણ નથી જો આપણે મરણ પહેલાં ઉત્સર્ગસિદ્ધિ ન સાધી હોય તો આપણું

-ચેતનતંત્ર મરણ પછી પણ રહેશે એ માત્ર એક સંભવ છે. પણ આ ચેતનતંત્રો આજે આપણાં આ નેત્રોને અને શ્રોત્રને જે પ્રત્યક્ષ છે તે જ સાપેક્ષ વ્યાવહારિક જગતમાં જ રહેશે વિચરશે, અથવા આજે જે નાભિનાલ અને જનનીકુક્ષિ આપણને પોષે છે તે જ એને પોષશે અને કોઈ ઉચ્ચતર જીવપ્રકારો માટે તૈયાર કરશે, એ પ્રશ્નો એવા છે કે એ વિશે તર્ક કે અનુમાન કરવા માટે સામગ્રી લભ્ય નથી. જો આપણે ઘટનાસાદૃશ્યને આધારે અનુમાન કરીએ તો ઉપરના બંને પ્રશ્નોનો ઉત્તર એ હોઈ શકે કે એવું નહિ બને, અર્થાત્ એ જગત અને એ નાભિનાલ આજનથી ભિન્ન હશે. આપણા માટે તો વ્યક્તિ-ઇચ્છા અને મહેચ્છાના અદ્વૈતનો અનુભવ બસ છે—અદમ્-કોટિઓનું મહેચ્છા જોડેનું તાદાત્મ્ય આપણે બુદ્ધિથી સમજી શકીએ અને હૃદયથી અનુભવી શકીએ એ પર્યાપ્ત છે. આપણો ઇચ્છા-સંકલ્પ શો હો વો જોઈએ—આપણે શું ઇચ્છવું શું ઇચ્છવું પડે, એ જાણીએ; દેહ અને આત્માનો ઉત્સર્ગસિદ્ધિમય પરિક્ષય શી રીતે સાધવો, અને આપણે મહેચ્છાના તંતુઓ જ છીએ, એટલે મહેચ્છાએ સ્વીકારેલ હોઈને જે આપણે સ્વીકારેલ કર્તવ્ય છે, તેમાં કૃતકૃત્ય અને મુક્ત શી રીતે થવું, એ જાણીએ: એ આપણા માટે પર્યાપ્ત છે. આ પ્રકારે આપણે જ્યારે મુક્ત થઈશું, ત્યારે આપણે લક્ષ્ય મટીશું, અને આપણી સ્વેચ્છાએ પાછા અવ્યવહાર્ય બનીશું. આપણી આસપાસ પ્રજ્વળી રહેલા મહાન લક્ષ્ય યજ્ઞમાં આપણા દેહ આત્માના લક્ષ્યયજ્ઞને હવિ કરીને હોમીશું અને, એ રીતે એ જ્વાળાઓને જ્વાળાઓ વડે જ પોષીને, આપણે અદમ્-કોટિઓ, પુનઃ અલક્ષ્ય બનીશું—દેવો પુનઃ નાક(સ્વર્ગ)માં નિવૃત્ત થશે. આ સર્વ કરવું તે આપણો ધર્મ હતો :

> यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन्।
> ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः॥

પુરુષસૂક્તના પ્રથમ મંત્રમાં લક્ષ્યજગતથી અતિવૃત્ત દશાંગુલનો નિર્દેશ આ અલક્ષ્ય અવસ્થાને અનુલક્ષે છે.

૧૦મી નવેંબર, ૧૮૯૨.

રજા સમાપ્ત થઈ. પુસ્તકો અદૃશ્ય બને, ચિત્ત જ પોતાનો ગ્રંથ બની રહે, ત્યારે સ્મૃતિનો સહાયક બને તેવા ૨૧ શ્લોકો મેં રચ્યા છે.

આમ જીવનનું મહાકાર્ય થઈ ગયું છે. જરૂર પડે ત્યારે પ્રબુદ્ધ કરે એ અર્થે મારા પ્રિય સિદ્ધાંતોને અને સ્મરણનાં અવલંબનોને કેન્દ્રસ્થ કરીને એ શ્લોકોમાં સંઘર્યાં છે.

સૂચના—આ શ્લોકો અનુવાદ સાથે આ મનન નોંધ ગ્રંથને છેડે આપ્યા છે.

૨૨મી નવેમ્બર, ૧૯૯૨.

## ભારત અને વિદેશી શાસક

ભારત વિદેશીના શાસન તળે છે, અને એ વિદેશી બધા વિદેશીઓમાં સૌથી દયાળુ છે. વિદેશીને બળથી કે છળથી હાંકી કાઢવો એ વિચાર જે જે બનાવો આપણને વિદેશીય શાસનની યાદ આપે તેની સાથે સંકળાયેલો છે. એ વિચાર કુદરતી રીતે આપણી અશિક્ષિત સહજવૃત્તિઓમાં વાસો કરી રહ્યો છે; શિક્ષિત મનોવૃત્તિઓને એ વિચાર મૂર્ખતાભર્યો અને અયોગ્ય લાગે છે. એમાં મૂર્ખતા છે, કારણ કે એ વ્યવહારુ-કાર્યક્ષમ-નથી, અને એને આધારે કરેલા પ્રયત્નો દેશને ઊલમાંથી ચૂલમાં નાખશે એ અયોગ્ય છે, કારણ કે દેશી અને વિદેશીનો ભેદ માત્ર અચિરસ્થાયી છે, અને મારા દેશ અસમાનધર્મી લોકોનો આવો મહાસમુદાય છે તેમાં દેશીઓ વિદેશીના કરતાં સારા રાજકર્તા નીવડશે એવી કાંઈ ખાતરી નથી વિદેશીઓના ઉકેલ માગતો પ્રશ્ન વિદેશીઓના સદંતર દેશબહિષ્કારનો નથી, પણ દેશી તત્ત્વ સાથે એ મેળ રાખે એ છે. સમાનશીલ અને એકચિત્ત અને એવો કેંદ્રભૂત વર્ગ ઉત્પન્ન કરવો જો શક્ય હોય—જેમાં વિદેશીઓ દેશીઓ સાથે હળેમળે—મિશ્ર બને; જેમાં એક વર્ગ અન્યને પોતાનાં તત્ત્વોથી રંગાયેલો બનાવે; જેમાં દેશજન નિજ હૃદય ખોલે અને વિદેશી એના પ્રત્યે સમભાવ સેવે; જેમાં વિદેશીઓ દેશીને પોતાના બળનો લાભ આપે અને દેશીઓ વિદેશીને સહકાર આપે અને બંને સમાન પદવીએ રહે, જેમાં દેશી વિદેશી વચ્ચેનો ભેદભાવ પ્રત્યેકના મગજને અને હૃદયને ઉશ્કેરતો અટકે, જેમાં ભારત અને ઇંગ્લંડ ભારતની ભૂમિ ઉપર એક બને.—આવી સમાનશીલતા અને એકચિત્તતા જો સાધવી શક્ય હોય—તો, આ પ્રશ્નનો 'હા'માં કે 'ના' માં ઉત્તર વિચારી કાઢવો, એ વિચારની ક્રમસરણિ અને પદ્ધતિ યોજવી, એ— જે નાનાં

અને સત્વગર્ભ આશાસ્થાન છે. વામનજીઓને પૃથુતર ઉચ્ચતર પરિમાણુવાળા બનાવવાનો પ્રશ્ન પણ રહે છે.

આ પ્રયત્ન કરે કોણ? જેનો સમય અને જેની શક્તિ ઉદર-ભરણમાં અને કુટુંબધર્મમાં ખરચાઈ જાય છે એટલે જેને સમય નથી અને શક્તિ નથી એવા માણસનું આ કામ નથી. એક સાથે બંને દિશામાં ખેંચાતાં ખેંચાતાં છતાં ટકી શકે એવો શક્તિસંચય આપણી પાસે નથી. આથી, મારે ૪૦ વર્ષની વયે કે તે અરસામાં એક બાજુની વ્યગ્રતા બંધ કરીને અન્ય દિશામાં કાર્ય આરંભવું પડશે.

હું તો વામન છું, વામનોમાં વામનતમ છું. છતાં—જો કે મારું इष्ट (ઈચ્છાતત્ત્વ) પક્વ પરિણત થઈને એની બાલ પાંખો વડે ઊડતાં શીખે તે પહેલાં, અરે, અંડ ભેદીને નીકળે તે પહેલાં, મારું शक्त (શક્તિપ્રમાણ) ક્ષીણ ભસ્મરૂપ બની ગયું હોય એટલા જ કારણસર હું પ્રયત્નનો અલ્પ આરંભ પણ કદાચ ન કરી શકું તો પણ—મારું शक्त અને इष्ट મને ઉપર કહ્યાં તે દેશહિતોની વિચારણાનો અવકાશ આપે, અને મારી એ દરિદ્ર અણઘડ વિચારણાનો નમ્ર પણ તંત્રવ્યવસ્થિત વારસો પ્રજાને આપે, એવું બને કદાચ મારું આ કર્તવ્ય છે; અને આ સમસ્યાનો ઉકેલ-ભારતની અસહાય વૃદ્ધ જેવી અને નમાયાં-નબાપાં બાળકો જેવી પ્રજા મહેચ્છાની વિધાયક સેવા-માવજતને પાત્ર બનશે કે એની સંહારક શક્તિ-પ્રવૃત્તિનો ભોગ બનશે એ સમસ્યાનો ઉકેલ—ભાવિના હાથમાં છે. ભારતદેશ જેમનો બનેલો છે એવી વ્યક્તિઓના આ મહાસાગરનું ભાગ્ય જો આવું છે અને આટલું અનિશ્ચિત છે, તો એ મહાસાગરનાં થોડાં, ઘણાં થોડાં, જલબિંદુઓ જેવાં મારાં કુટુંબજનો માટેની મારી ચિંતા કેવી વ્યર્થ અભિમાનરૂપ તથા મૂર્ખતાભરી છે? અને કાં તો વિદેશીઓની શક્તિ અને પ્રતિભાના પ્રભાવે અથવા દેશીઓની ક્ષીણતા અને નિર્બલતાને પરિણામે, ભારત આ ભૂમિ-ગોલક ઉપરથી સાફ થઈ જાય તો તેમાં નવાઈ શી છે? અનેક પ્રજાઓ આ પ્રમાણે ક્ષીણ થઈને અવસાન પામી છે, અનેક પ્રજાઓનો આ પ્રમાણે સંહાર કરાયો છે. મહેચ્છાની દૃષ્ટિએ આ તો માત્ર ગુણકર્મની સંક્રાંતિ છે, —શક્તિઓનું સ્થલાંતરગમન છે.

ઉદ્યાનમાં મારી અંકમ્-કોટિનો રોપ ઊગ્યો છે તેની પ્રવૃત્તિમય સેવામાંથી હું નિવૃત્ત થાઉં ત્યારપછી—મારે શિરે આવતું કર્તવ્ય છે. મારી અત્યારની ચિંતાઓ માટે મેં કરવાનું પૂરતું કરી લીધું ગણાય અને આ પ્રવૃત્તિમય જીવનમાંથી હું વિરમું અને નિવૃત્ત થાઉં એવી ક્ષણ આવવી જ જોઈએ. દેશ, ઈશ્વર અથવા મહેચ્છા અથવા મહાશક્તિ—આ દિશાઓમાં મારે, જો હું ૪૦ પછી જીવું તો, પ્રયત્નશીલ થવું જોઈએ

જે સૌનું કામ તે કોઈનું કામ નહિ. આ બે વર્ગો વચ્ચે સેતુ બનીને આ કાર્ય કરવું એ રાજાનો ધર્મ છે. ભારતમાં, શહેનશાહ મુસંસ્કૃત છે, પણ એને આ દેશથી ભિન્ન વિદેશના હિતમાં રસ છે. બે કાર્યો કરવાં જરૂરી છે · આ હિતદષ્ટિ વિદેશીય ગહેતી અટકાવવી જોઈએ; અને એ વિદેશીય છે તે દરમ્યાન આપણને એવા દેશજનોની જરૂર છે જેઓ, વિદેશીયજનોને અધિકારપ્રભાવે નાગરિક જીવન અંગે જે લાલચો ઊપજે તેની સામે, લોકરક્ષણમાં સાવધ રહે, જેઓ પ્રજાના બાલ્યકાળ દરમ્યાન દેશજનોનાં હિતોનો, શાસકોનાં પ્રતિકૂળ હિતોથી નીપજનાં વિઘ્નોની નડતર ટાળીને, વિકાસ શકય બનાવે, જેઓ વાસ્તવિક રીતે દેશનાં ખરાં હિતો ઉપર દૃષ્ટિ રાખે અને દેશના ભાવિ કલ્યાણનો વિકાસ કરે રાજભક્તિ અને દેશભક્તિ બંને જાળવીને આમ કરવું શકય છે.

આ કાર્ય કરે એવા દેશજનની જરૂર છે. બિચારા દાદાભાઈ એકલા પડી ગયા છે, અને કોંગ્રેસ એક જ દિશાએ સ્પર્શતી સ્પર્શરેખા છે. આપણી પાસે વિશિષ્ટ વ્યાધિના કૌશલ્યવિશેષવાળા ચિકિત્સકો છે, સર્વસાધારણ ચિકિત્સકો નથી. આ વિષયનો વિચાર કરતો હોય, એને માટે ખરી કાર્યસરણિએ દોરવણી કરવાને સમર્થ અને તત્પર હોય, એવો એક પણ આભા ક્ષિતિજમાં દેખાતો નથી.

રાજ્યનૈતિક સૂક્ષ્મબુદ્ધિ અને ચાતુર્ય, નૈતિક એકતા અને સામર્થ્ય, વ્યાવહારિક કલા અને શક્તિ અને ક્રિયાશીલતા, શારીરિક સ્થિરતા દઢતા-યુક્ત બળ અને ગુણસામગ્રી ઇત્યાદિથી સંપન્ન હોઈ ને શાસકો શાસિત વામણાઓને મુકાબલે મહાકાય વિરાટપુરુષ જેવા છે. છતાં, બ્રિટિશ રાજ્યસંસ્થાઓમાં અને પ્રજામાં તુલનાત્મક ન્યાયબુદ્ધિવાળું અંતઃકરણ છે એમાં આપણે વામનો માટે સાચું

અને સત્ત્વગર્ભ આશ્વાસ્યાન છે. વામનજીઓને પૃથુતર ઉચ્ચતર પરિમાણવાળા બનાવવાનો પ્રશ્ન પણ રહે છે.

આ પ્રયત્ન કરે કોણ? જેનો સમય અને જેની શક્તિ ઉદર-ભરણમાં અને કુટુંબધર્મમાં ખરચાઈ જાય છે એટલે જેને સમય નથી અને શક્તિ નથી એવા માણસનું આ કામ નથી. એક સાથે બંને દિશામાં ખેંચાતાં ખેંચાતાં છતાં ટકી શકે એવો શક્તિસંચય આપણી પાસે નથી. આથી, મારે ૪૦ વર્ષની વયે કે તે અરસામાં એક બાજુની વ્યગ્રતા બંધ કરીને અન્ય દિશામાં કાર્ય આરંભવું પડશે.

હું તો વામન છું, વામનોમાં વામનતમ છું. છતાં—જો કે મારું इष्ट (ઇચ્છાતત્ત્વ) પક્વ પરિણત થઈને એની બાલ પાંખો વડે ઊડતાં શીખે તે પહેલાં, અરે, અંડ ભેદીને નીકળે તે પહેલાં, મારું शक्त (શક્તિપ્રમાણ) ક્ષીણ ભસ્મરૂપ બની ગયું હોય એટલા જ કારણસર હું પ્રયત્નનો અલ્પ આરંભ પણ કદાચ ન કરી શકું તો પણ—મારું शक्त અને इष्ट મને ઉપર કહ્યાં તે દેશહિતોની વિચારણાનો અવકાશ આપે, અને મારી એ દરિદ્ર અણુઘડ વિચારણાનો નમ્ર પણ તંત્રવ્યવસ્થિત વારસો પ્રજાને આપે, એવું બને કદાચ મારું આ કર્તવ્ય છે; અને આ સમસ્યાનો ઉકેલ—ભારતની અસહાય વૃદ્ધ જેવી અને નમાયાં-નબાપાં બાળકો જેવી પ્રજા મહેચ્છાની વિધાયક સેવા-માવજતને પાત્ર બનશે કે એની સંહારક શક્તિ-પ્રવૃત્તિનો ભોગ બનશે એ સમસ્યાનો ઉકેલ—ભાવિના હાથમાં છે. ભારતદેશ જેમનો બનેલો છે એવી વ્યક્તિઓના આ મહાસાગરનું ભાગ્ય જો આવું છે અને આટલું અનિશ્ચિત છે, તો એ મહાસાગરનાં થોડાં, ઘણાં થોડાં, જલબિંદુઓ જેવાં મારાં કુટુંબજનો માટેની મારી ચિંતા કેવી વ્યર્થ અભિમાનરૂપ તથા મૂર્ખતાભરી છે! અને કાં તો વિદેશીઓની શક્તિ અને પ્રતિભાના પ્રભાવે અથવા દેશીઓની ક્ષીણતા અને નિર્બલતાને પરિણામે, ભારત આ ભૂમિ-ગોલક ઊપરથી સાફ થઈ જાય તો તેમાં નવાઈ શી છે? અનેક પ્રજાઓ આ પ્રમાણે ક્ષીણ થઈને અવસાન પામી છે, અનેક પ્રજાઓને આ પ્રમાણે સંહાર કરાયો છે. મહેચ્છાની દૃષ્ટિએ આ તો માત્ર ગુણકર્મની સંક્રાંતિ છે, —શક્તિઓનું સ્થલાંતરગમન છે.

વસ્તુ છે જેનું આજના અપસ્માર્થી અને ઉન્માદથી પીડાતા જીવનમાં કદાપિ વિસ્મરણ ન થવું જોઈએ.

૩ જી ડિસેંબર, ૧૮૯૨.

હું ૧૩ કે ૧૪ વર્ષનો હતો ત્યારથી જ મારું જીવન આપત્તિઓની સામેનો સતત સંગ્રામ બની રહ્યું છે.

× × ×

**युद्धस्व, अर्जुन।** યુદ્ધનું પરિણામ ગમે તે આવે, અંત ભલે અનિવાર્ય હોય, પણ લડયે રાખ! **મહેચ્છા** એવું ઇચ્છે છે અને પોતાના કિરણને ધકેલે છે! તથાસ્તુ મારે વારંવાર ઝૂઝવું પડયું છે, અને મરણ પર્યંત ઝૂઝવું રહેશે. જે શેષ છે તે **મહેચ્છા**નો જ અવિભેદ્ય અંશ છે, એનો જ ચિંતાવિષય છે.

परं ब्रह्म यद् विश्वरूपं मदीयं
प्रसादैकसर्वात्मनीनं स आत्मा।

જે કંઈ છે અને થશે, જીવન અને મરણ, પિતા અને પુત્ર, સુખ અને દુઃખ—સર્વમાં છે માત્ર એક પ્રસાદ! આવો છે. એ પ્રસાદ—**મહેચ્છા**ની મહારુચિ! તથાસ્તુ.

૧ લી જાન્યુઆરી, ૧૮૯૩

**અધ્યયન—યોજના**

આખું વર્ષ વીત્યું; એ વર્ષની મારી વિમતોનું વર્ણન કરવાની મારી વૃત્તિ નથી.

સમય આવે ત્યારે મગાવવાના ઐતિહાસિક ગ્રંથો ઇત્યાદિની એક નોંધ મેં કરી છે. જીવનમાં, નિવૃત્તિકાળમાં, કરવાના અધ્યયનનો ક્રમ હું આજે આ પ્રમાણે નક્કી કરું છું :

(૧) જગતનો ઇતિહાસ, ઐતિહાસિક ગ્રંથોની મારી નોંધ પ્રમાણે સમાવિષ્ટ થાય તેટલો, ક્રમવાર, અન્ય સર્વ અભ્યાસવિષયોથી પ્રથમ આવશે, કારણ કે એ આદ્ય કર્તવ્ય છે. વકીલાતની મારી કામગીરી પૂરી થાય ત્યારે દેશહિતાર્થે મારે એનો ઉપયોગ કરવો છે. એ ક્રમમાં યુદ્ધનીતિના અને નૌવિદ્યાના સાહિત્યનો પણ સમાવેશ છે, કારણ કે શાસક સત્તાને, કોઈ પ્રતિસ્પર્ધી વિદેશી સત્તાએ કરેલા પરાભવને લીધે, ભારતીઓને નવા આક્રમણકાર સામે પોતાનું રક્ષણ પોતે કરવું પડે.

એવી અસહાય દશામાં છોડીને ચાલ્યા જવું પડે ત્યારે જે વિકટ પરિસ્થિતિ ઊપજે તેનો મુકાબલો કરવા માટે પ્રજામાં કઈ માનસિક ગુણયોગ્યતા અને ચારિત્રસંપત્તિ હોવી જોઈએ એ હું આ અભ્યાસથી જાણી શકું. બીજા અભ્યાસવિષયોનો ઉદ્દેશ છે સુલેહશાંતિ જાળવનારી વેપારમાં કુશળ અને ઉદ્યમી, પોતાના વતનમાં સુખી, રાજ્યતંત્રીય સ્વતંત્રતામાં અને સમૃદ્ધિમાં પ્રગતિ કરતી, અને સરકાર જોડે મનમેળ રાખીને—વિરોધ કરીને નહિ—પોતાનું હિત જાળવી શકે એવી પ્રજાનો ઉદય કરવાનો.

(૨) ઈતિહાસ પછીને ક્રમે હું ધર્મનું અધ્યયન મૂકું છું, જેમાં ન્યાયનો વેદાંતનો શૉપનહાવરનો અને મારા ઉત્સર્ગસિદ્ધિના તત્ત્વદર્શનને અનુકૂળ હોય એવાં બધાં શાસ્ત્રોનો સમાવેશ કરું છું. પણ એમાં હવે મારો ઉદ્દેશ જ્ઞાનપ્રાપ્તિ અર્થે અભ્યાસ કરવાનો નથી.

(૩) ધર્મ પછી—ઉપર પ્રમાણે 'મર્યાદિત ધર્મ' પછી—હું મૂકું છું વૈદિક સાહિત્ય, ભારતનાં મહાન વીરકાવ્યો, બૌદ્ધદર્શન, ભક્તિમાર્ગની સ્થાપના સુધીનો સમગ્ર વિચારસરણિનો વિકાસ, અને પુરાણો; ઉપરાંત આપાતતઃ વિશ્વના અન્ય મહાન ધર્મો જોડે તુલના.

(૪) નીચે જણાવેલા વિષયો માત્ર પ્રાસંગિક રસના અને વિનોદના વિષયો રહેશે :

(ક) સાહિત્ય—અંગ્રેજી, અમેરિકન અને ગ્રીક;

(ખ) પશ્ચિમ યુરોપનાં સાહિત્યોનાં પ્રધાન તત્ત્વો;

(ગ) પૌરસ્ત્ય અને યુરોપીય તત્ત્વદર્શનો;

(ઘ) સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી, અન્ય-દેશીય ભાષાઓ સાથે ભેગી ગણીને,

(ઙ) સંસ્કૃત અને ગુજરાતી કવિઓ, કાવ્યદૃષ્ટિએ મહાન વીરકાવ્યો સમેત;

(ચ) દેશને—બાળકોને અને પ્રૌઢોને, નિશાળો, યુનિવર્સિટીઓ વગેરેમાં કેવળ પ્રાસંગિક ઉપરછલ્લી રીતે નહિ વ્યવહારુ લક્ષ્ય અર્થે—કેળવવાની પદ્ધતિઓ;

(છ) જે મારી પાસે છે તે પુસ્તકો.

આ પછી વિશેષ કંઈ નહિ.

અવરિથત અભ્યાસક્રમના સમયની બાબતમાં (૧), ૨) અને (૩) એક પછી એક અનુક્રમે. નિવૃત્તિ સિદ્ધવસ્તુ બને ત્યાં સુધી. (૧) અને (૨) ઉપર ઊંડી અને અછડતી નજર, અને (૩) પ્રત્યે દાબભરી, લોભભરી દષ્ટિ એક સાથે નાખ્યા કરવાનો પ્રયત્ન કરાય. જ્યારે નિવૃત્તિ શરૂ થાય અને (૧) વિધિવત્ અભ્યાસનો વિષય બને ત્યારે (૩) નુ ઉપરઉપરનુ સ્વૈચ્છિક દર્શન કર્યા કરવું; અને (૨)નો ખરી નિષ્ઠાથી ગભીર આરંભ કરવો. (૪) નીચેના ઉપવિષયો, સમયની કે મહત્ત્વક્રમની ખાસ દરકાર વિના સમયમાં પડતા અવકાશ અને પ્રવૃત્તિશૂન્યત્વના પૂરણ અર્થે છે, અને એમ જીવનપર્યંત ચાલશે; એમા અપવાદ એ કે નિવૃત્તિ પછી (ચ) ને (૧) નો ભાગ ગણવો.

આ છે મારો વાચનનો કાર્યક્રમ, એને મારા લેખક તરીકેના, અને માત્ર કલમ, વસ્ત્ર અને મગજના ઉપયોગથી ભિન્ન એવા સક્રિય આકારના દેશ પ્રત્યેના વ્યવહારમૂર્ત કર્તવ્ય અંગેના, કર્મ જોડે. કઈ સબધ નથી. આ છેલ્લા જણાવેલા કાર્યપ્રકારની ક્રમયોજના (નવલકથા લેખન વગેરે અલગ ગણીને) નિવૃત્તિ પછી કોઈ અનકૂળ અવસરે સગવડે અને શક્તિના પ્રમાણમાં નિશ્ચિત કરવી રહેશે. આ બાબતોમાં હમણાં સમય ગુમાવવાનો શો ઉપયોગ છે? કંઈ જ નહિ, ખાસ એ કારણે કે—કોણ જાણે?—ત્યાર સુધીમાં મારું મરણ થયું હોય! લેખનકર્તવ્ય અલબત્ત, જો કે પરિમિત વેગે, આગળ વધશે.

પુસ્તકો હવે પછી ખરીદવામાં ધ્યાનમાં રાખવું કે કાકાના નડિયાદ ખાતેના પુસ્તકાલયમાં ઘણાં કીમતી પુસ્તકો લભ્ય થશે, અને એમાં (૨) અને (૩)ના તથા (૪)ના પણ વિષયોને લગતાં પુસ્તકો હશે. હાલ તુરત તો (૨) (૩) અને (૪)નાં નિવૃત્તિ પહેલાં વાચનાર્થે જરૂરી જણાય તેવાં જ પુસ્તકો ખરીદવાં એ યોગ્ય ગણાય.

જૂનાં પુસ્તકો વંચાઈ ન જાય ત્યાં સુધી નવાં ન ખરીદવાં એ નિયમ હવે ફક્ત (૪)ને લાગુ પડવાનો છે, અને એને અંગે એ નિયમ કદાપિ કોઈ પણ કારણે તોડવાનો નથી. ભૂલી ન જવું, લાલચવશ ન થવું. લલચાવનારાં પુસ્તકો હોય, તો યોગ્ય.

અવસરે વિચારણા માટે સારા ગ્રંથોની નામનોંધમાં ઉમેરવાં. આ છતાં પ્રત્યેક ઑર્ડરની સાથે લગભગ ૧૦ શિલિંગનાં પુસ્તકો માટેનો ઑર્ડર, આ નિયમમર્યાદાનો અનાદર કરીને, મૂકી શકાશે.

૧૫મી ફેબ્રુઆરી, ૧૮૯૩,

આજ સવારે હું વિચિત્ર નિદ્રામાંથી જાગ્યો નિદ્રામાં મને સ્વપ્ન નહોતું આવ્યુ પણ હુ વિચાર કરતો હતો, અને એથી મારાં મગજને અને શરીરને, જાગતાં જાગતાં વિચાર કરવાથી લાગે તેથી વધારે થાક લાગ્યો છે નિદ્રામાં આવેલા વિચાર મહત્ત્વના પ્રશ્નો વિશે હતા, એટલે એ મારે નોંધી લેવા જોઈએ.

૧ વામન અવતાર વિશે: દિવસ=બલિ. વિષ્ણુ=સૂર્ય (વૈદિક). વિષ્ણુ વામનરૂપે આવે છે (બલિને દ્વારે—દિવસ વહેલો ઊગે છે) કારણ કે પ્રભાતનો સૂર્ય મૃદુ હોય છે. દિવસ સૂર્યને વધવા દે છે. સૂર્ય ઉગ્રતર બને છે, અને ત્રણ પગલાંમાં આકાશને આક્રમે છે.

વિષ્ણુએ (સૂર્યે) પોતાનું છેલ્લું પગલું બલિના મસ્તક ઉપર મૂક્યું, અને એથી અસુર–દિવસને સાગર નીચે પાતાલમાં હડસેલી દીધો, અને ત્યાં એનો દ્વાર રક્ષક બન્યો. દિવસ અને સૂર્ય જાય, અને રાત્રિ રહે. બલિને, વૃત્રાદિ અન્ય અસુરોની માફક, ઇંદ્રાસન, એટલે દ્યૌ—આકાશનું આધિપત્ય—જોઈતું હતું.

૨. સુરો અને અસુરો (દેવો અને દાનવો) સાવકા ભાઈઓ હતા, મહાન પિતા કશ્યપ (આદિમાનવ, સરખાવો આદમ) અને અદિતિ (અપરિચ્છિન્ન અનંત, અર્થાત્ ઉત્તર ભારત, જેની સીમાઓ જ્ઞાત નહોતી) અને દિતિ (સીમામર્યાદિત ભારત) એ એઓનાં જનક જનની હતાં. યુરોપીઓનો અને ભારતીઓ બંને આર્ય છે એ સત્યના સ્વીકારે આજે ઉપજાવી છે તેવી, એ પ્રાચીન સમયના દેશગત જનો અને વિદેશથી આવેલા લોકો વચ્ચે, ભ્રાતૃભાવની પ્રણાલી હતી. બ્રહ્મા=દિક્ અથવા જગત. કશ્યપ=જેમાંથી દેવો અને દાનવો અવતર્યા તે માનવ જાતિ

૩. લોકોએ રક્ષેલી, સ્મૃતિમાં સંગ્રહેલી, પુરાણની કલ્પિત દેવકથાઓમાં સંચિત કરેલી આ પ્રાણાલીઓ હતી.

૪. મારી અભ્યાસયોજનાનો છેલ્લો મુદ્દો ક્રમાંક ૭ મેં મારી ૨-૧-૯૩ની નોંધમાં નોંધ્યો છે તે પ્રમાણે કદાચ આયુષ્યની અલ્પ-

વ્યવસ્થિત અભ્યાસક્રમના સમયની બાબતમાં (૧), ૨) અને (૩) એક પછી એક અનુક્રમે. નિવૃત્તિ સિદ્ધવસ્તુ બને ત્યાં સુધી. (૧) અને (૨) ઉપર ઊડતી અને અછડતી નજર, અને (૩) પ્રત્યે દનાભરી, લોભભરી દષ્ટિ એક સાથે નાખ્યા કરવાનો પ્રયત્ન કરવા. જ્યારે નિવૃત્તિ શરૂ થાય અને (૧) વિધિવત્ અભ્યાસનો વિષય બને ત્યારે (૩) નુ ઉપરઉપરનુ સ્વૈચ્છિક દર્શન કર્યા કરવુ; અને (૨)નો ખરી નિષ્ઠાથી ગભીર આરભ કરવો. (૪) નીચેના ઉપવિષયો, સમયની કે મહત્ત્વક્રમની ખાસ દરકાર વિના સમયમાં પડતા અવકાશ અને પ્રવૃત્તિશૂન્યતાના પૂરણ અર્થે છે, અને એમ જીવનપર્યંત ચાલશે; એમા અપવાદ એ કે નિવૃત્તિ પછી (ચ) ને (૧) નો ભાગ ગણવો.

આ છે મારો વાચનનો કાર્યક્રમ, એને મારા લેખક તરીકેના, અને માત્ર કલમ, વસ્ત્ર અને મગજના ઉપયોગથી ભિન્ન એવા સક્રિય આકારના દેશ પ્રત્યેના વ્યવહારમૂર્ત કર્તવ્ય અંગેના, કર્ય જોડે કઈ સબધ નથી. આ છેલ્લા જણાવેલા કાર્યપ્રકારની ક્રમયોજના (નવલકથા લેખન વગેરે અલગ ગણીને) નિવૃત્તિ પછી કોઈ અનકૂળ અવસરે સગવડે અને શક્તિના પ્રમાણમાં નિશ્ચિત કરવી રહેશે. આ બાબતોમાં હમણાં સમય ગુમાવવાનો શો ઉપયોગ છે? કઈ જ નહિ, ખાસ એ કારણે કે—કોણ જાણે?—ત્યાર સુધીમાં મારું મરણ થયું હોય! લેખનકર્તવ્ય અલબત્ત, જો કે પરિમિત વેગે, આગળ વધશે.

પુસ્તકો હવે પછી ખરીદવામાં ધ્યાનમાં રાખવું કે કાકાના નડિયાદ ખાતેના પુસ્તકાલયમાં ઘણાં કીમતી પુસ્તકો લભ્ય થશે, અને એમાં (૨) અને (૩)ના તથા (૪)ના પણ વિષયોને લગતાં પુસ્તકો હશે. હાલ તુરત તો (૨) (૩) અને (૪)ના નિવૃત્તિ પહેલાં વાચનાર્થે જરૂરી જણાય તેવાં જ પુસ્તકો ખરીદવાં એ યોગ્ય ગણાય.

જૂનાં પુસ્તકો વંચાઈ ન જાય ત્યાં સુધી નવાં ન ખરીદવાં એ નિયમ હવે ફક્ત (૪)ને લાગુ પડવાનો છે, અને એને અંગે એ **નિયમ કદાપિ કોઈ પણ કારણે તોડવાનો નથી.** ભૂલી ન જવું, લાલચવશ ન થવું. લલચાવનારાં પુસ્તકો હોય, તો યોગ્ય

આ છિદ્રો કલ્યાણકારી હો—એ, પુનર્જન્મવાદીઓ મને માનવા કહે તે પ્રમાણે ગત જન્મનાં દુષ્કૃત્યોનું પરિણામ નથી, પણ એ છે એવી સદ્‌ભાગી અહમ્-કોટિઓનો નિશ્ચિત અધિકાર જે અહમ્-કોટિઓમાં માયાની આભાસમય શાંતિનાં જામેલાં ધુમ્મસ વિલીન થવા લાગે છે અને જ્યાં પુરુષસૂક્તોક્ત અલક્ષ્ય દશાંગુલમાં,* વર્તમાન ઉત્સર્ગસિદ્ધ માટે, લક્ષ્યશક્તિને અવસર સાંપડે છે અને અંતિમ મુક્તિ કે પરમ શાંતિ પ્રાપ્ત થાય છે, અને નારાયણ અથવા શેષ—પોતાના હૃદયમાં—પોતામાં જ—રહેલી લક્ષ્મીની પ્રણયગોષ્ઠીને સાંભળતો નારાયણ...વ્યક્તિનો પોતાનો જ એક દશાવિવર્ત બની રહે છે. કારણ કે દ્વૈત તો નથી જ.

૧ લી મે, ૧૮૯૩.

## લલિતાની માંદગી

મહેચ્છાની રીતો અદ્‌ભુત અને ભયપ્રદ છે. પત્ની દિવાળીથી ક્ષયનાં પ્રાથમિક ચિહ્નોથી હેરાન છે, અને હું એનાં કમનસીબ કષ્ટોનો અને ભાવિ ભાગ્યનો, તેમ જ એનું મરણ નિર્મિત હોય તો મારી અને મારાં બાળકોની થનારી દુઃખી તથા અસહાય દશાનો વિચાર કરતો ધ્રૂજ્યા કરું છું.

+ + +

એની અસહાય અને દુઃખી દશા મારા ધૈર્યની કડવી કસોટી કરે છે, અને એનું મૃત્યુ થશે એ વિચાર ત્રાસજનક લાગે છે. એકાંતમાં કે સર્વના સાથમાં, એનું છાયાભાસ જેવું, અસ્થિપંજર જેવું, દેહમાળખું જોઈને મારાથી ઊંડા નિઃશ્વાસો નંખાઈ જાય છે, અને મારાં પરાણે આણેલાં—ખોટાં—સ્મિતો પણ ટકાવવાં મુશ્કેલ બને છે. અલબત્ત, મારું તત્ત્વજ્ઞાન મને આ આગભઠ્ઠીમાંથી રક્ષવાને આવે છે, પણ એ રક્ષણની મુદ્દત પણ મથામણની અને દુઃખની મુદ્દત બની જાય છે. જો એનું મૃત્યુ થયું—તો શું થશે? પણ એ વિચાર—મારાં બાળકો સંબંધી વિચાર થાય તે બાદ કરતાં—સ્વાર્થમય નથી? સ્વાર્થમય હોય, તો તત્ત્વજ્ઞાન શું? મારું સંસાર-પ્રતિબિંબ; *

---

* દશાંગુલ એટલે પુરુષસૂક્ત પ્રમાણે પુરુષ વિશ્વથી જેટલો અધિકતર—અતિશાયી—છે તે પ્રમાણે.

* ગોવર્ધનરામનું કાવ્ય, ૧૮૯૩માં 'અનુભોદય'માં પ્રકટ થયેલું.

તાને પરિણામે સિદ્ધ ન થાય આથી મારે મારા વિચારો બીજી દશામાં લોકો સમક્ષ મૂકવા જોઈએ, જેથી એ વિચારો, અંગુલિનિર્દેશ કરીને, અન્ય વિચારકોને વિચારની અને અન્વેષણની નૂતન પદ્ધતિ તરફ દોરે, જેઓ નવી પેઢીમાં વિકસાવે.

૫. હરિણ્યકશિપુથી બલિ સુધીનો પ્રાચીન વંશ છે, તે પ્રાકૃત (મૂલની) ભારતીય જાતિઓના કોઈ રાજાઓની નામાવલિ હોય; અને દેહ તે જ આત્મા છે એ તત્ત્વદર્શનનો પુરસ્કર્તા, ઉપનિષદમાં ઉલ્લેખેલો વિરોચન એ વંશનો હોય.

આ નિર્ણયોગે મારી આજની પ્રભાતની નિદ્રા દરમ્યાન થયેલો વિચારસંતાન પ્હોંચ્યો હતો. એ મારી આંતર જીવનની પ્રવૃત્તિ નહોતી—પણ નિદ્રામાં ચાલેલી વિચાર પ્રવૃત્તિ હતી—સ્વપ્ન તો નહોતું જ. એણે આજે મારા મગજને થકવી નાખ્યું છે.

૧૪ મી એપ્રિલ, ૧૮૯૬

\+ \+ \+

દુઃખ તે દુઃખ નથી અને આપણે જોઇએ તે દર્શન નથી. એક મહાશક્તિ સર્વ જુએ છે અને મને જુએ છે, બધાને વ્યાપી રહે છે અને ચૈતન્ય અર્પે છે, અને જ્યારે હું જીવનની ૧૦૦૦ અણીઓ દ્વારા (વ્યક્તિ–કોટિઓ દ્વારા) પ્રવૃત્ત એના મહાદર્શનના પ્રબલ વિદ્યુતપ્રવાહને મારી અંદર અનુભવું ત્યારે હું ઇચ્છું છુ કે જીવન અને મૃત્યુના વિગ્રહોમાં ધૈર્યપૂર્વક પસાર થવાને હું સમર્થ અને ખુશી છુ એવું હું—એ મહાપ્રસાદના એક સભાન ચેતનબિંદુએ અનુભવવું જોઈએ તે પ્રકારે—અનુભવતો રહું—કાર્યા જેવો નહિ પણ એ સર્વતઃ આવરતા આત્મામાં ઉજ્જવલ ઉત્સર્ગ—સિદ્ધિ સાધવા માટે સતત પ્રકાશતો, પ્રજ્વલતો!

सतो दृष्टिरेका सतो दृष्टिरेका
सतो भद्रमेकं सतो भद्रमेकम् !
એ ઢાંકણું નથી જ છિદ્ર વિનાનું કાંઈ,
છિદ્રો થકી જ તુજ મુજ તું ભાન ધારે;
દેખાય અભ્રની ઘટા તણી ચારણીથી
કો કો સમે મુજ અનંત વિભૂતિ અંશ! *

* સ્નેહમુદ્રા

—બુદ્ધિયોગને—માનસિક તુલાની સમના જાળવવાનું પ્રાપ્ત થયું છે. આ સ્થિતિના નાજુકપણાનો ખ્યાલ મારા કુટુંબજનોને નથી આવ્યો. સાવો એકાદ એવી નારી જેણે આવી કોમળતા વિનાનો બુદ્ધિયોગ સાધ્યો હોય, જેણે ભાવનામય સંવેદનશીલતા વિનાનું હૃદયકાવ્ય સર્જ્યું હોય.

એને સાચવી ન શકે એવાં તત્ત્વોની વચ્ચે એક સુમનને વાવીને મેં પૂરતું પાપ કર્યું છે. પિતૃશાસિત સમાજના તરંગી વિકૃત માનસને એક વ્યક્તિનું બલિદાન આપીને વિશેષ પાપ કરવાનો મને અધિકાર નથી. હું મારી આહુતિ આપું તે ભલે, પણ પત્નીની નહિ. લાંબી બીમારી, અને હવે આ ક્ષય વગેરે—એ જ પૂરતું છે, એટલે અન્ય સર્વને એમની યોગ્યતા પ્રમાણે અને હક પ્રમાણે મળી ગયું છે એટલે હવે તો આ સુમન પ્રત્યેનાં કર્તવ્યમાંજ વધારો થવો જોઈએ.

પણ મારે (હવાફેર માટે) મુંબઈ છોડવું શી રીતે? મારી તબિયત અને પત્નીની બીમારી જોતાં ઓછા કે અપૂરતા પગારે સરકારી નોકરી લેવી યોગ્ય નથી, અને બીજે નોકરી કરવી, એટલે વિજ્ઞપ્તિ અને યાચના, જેના માટે મારું આખું માનસિક બંધારણ અશક્ત છે શક્તિહીન છે. અને નોકરી જોઈએ ત્યારે વણમાગી તો મળશે નહિ. આ છતાં, મે કાકા સમક્ષ જરાક ઓઠ ઉઘાડવાનો, થઈ શકયો તેવો, પ્રયત્ન કર્યો છે, કારણ કે, એટલે અંશે પણ, જેને કહી શકાય તેવા એ એક જ સ્વજન છે. પણ એમની સમક્ષ પણ હું પ્રશ્નની ગંભીરતા વ્યક્ત કરી શક્યો નહિ, કે ઉપર નોંધેલાં કારણો જણાવી શક્યો નહિ.

હું મારી પત્ની વિશે એમને કંઈ કહેતો નથી, અને એઓ મારા ભાઈની પત્ની વિશે મને કંઈ કહેતા નથી. પરિણામે અમારા બે વચ્ચે સમાન ભાષાવ્યવહાર નથી, અને એમને પોતાનાં અનુમાનોને તથા ખોટી માહિતીને ભરોસે રાખ્યા વગર છૂટકો નથી. એઓ સત્ય કદી જાણી શકે નહિ; એઓ છે તેવા પિતૃસ્થાનીય પુરુષને પોતાનાં વહાલાં બાળકો વિશેની—હું, મારા ભાઈ, એમની પત્ની, મારી પત્ની, અને તનસુખભાઈ પણ, એ બધાં વિશેની— અનેક બાબતોથી તદ્દન અજાણ રહેવું પડે એ તો આપણા સમાજનું ખાસ લક્ષણ છે. એમનું હૃદય વિશાળ છે અને એમનો મારા પ્રત્યેનો સ્નેહ કદી આ બાબતો સામે નમતું આપશે નહિ એ જ

મહેચ્છાની વિનાશક ઇચ્છામાં, અને મારા તથા મારી પત્નીના એની જોડેના તાદાત્મ્યની પ્રતીતિમાં, મારી પ્રબલ શ્રદ્ધા; ગહન અને આશ્ચર્યકર ઘટનાઓ દ્વારા પ્રવૃત્ત થતું મહેચ્છાનું અદષ્ટ ઠહાપણ; આ સર્વેએ આ અહમ્-કોટિને-મને-એ જીવન્મુકિતની પ્રાપ્તિ કરાવવી જોઈએ જેમાં અતીતનું શોકસ્મરણ ન હોય કે અનાગતની કલ્પના ન હોય, માત્ર વર્તમાનનો સ્વીકાર હોય અને એનાં આભાસમય દર્શનોનું પરાહત થયા વિનાનું નિરીક્ષણ હોય. મહેચ્છાની એવી ઇચ્છા હો! વિરલે આ ઇચ્છા-કોટિએ (મારે) પોતાનું કર્તવ્ય કરવું રહ્યું; અટક્યા કે અચકાયા વિના, પ્રમાદ વિના અને આત્મભોગની ભીતિ વિના, દર્દીની કાળજીભરી માવજત કરવી અને ધીઃજથી ઉપચાર કરવા એ આ કર્તવ્ય છે.—મહિનાઓ સુધી કે વર્ષો સુધી પણ એ કર્તવ્ય અન્ય કુટુંબજનોનાં પરમ હિતો જળવાય એ રીતે અને એ હિત કદીક જોખમાય એ પણ જો ફરજને અંગે અનિવાર્ય બને તો એ હિતને જોખમે પણ આ કર્તવ્ય બજાવવાનું છે + + આવું છે કઠિન અને ગભરામણભર્યું એ કર્તવ્ય. તો એ મથામણ, એ લડત ચાલુ રહો! શિકાર અને શિકારી બંનેની સંચાલક એક અભિન્ન ઇચ્છા છે—તેઓ એક જ આત્માના ભિન્ન અવયવો છે, ને એ આત્માની દૃષ્ટિએ વિનાશ વિનાશ નથી. દયામણી દયિતા લલિતા, મારી ચિંતાઓની મીઠી ભાગિયણ! તારી ભંગુર કોમલ કાયા ઉપર મેં નાખેલા ભારે બોજની બહાદુર ઉઠાવણહારી! આવો છે મારો તારા વિનાશમાં પણ અવિચલ રહેવાનો ધર્મ; આવો છે મારો તારી યાતનાઓનો અને અદૃશ્ય અંતર દહિનો સાક્ષી બનવાનો ધર્મ; આવો છે મારી માતાના અને બાલકોના અશ્રુપાતને સહી લેવાનો મારો ધર્મ; આવી છે, મહેચ્છાની ઇચ્છા!

× × ×

કુટુંબજનો ઉપર પોતાનો ધર્મ માનીને સ્નેહ રાખવામાં લલિતાએ વીરત્વ બતાવ્યું છે, અને જેમના પ્રત્યે નૈસર્ગિક પ્રેમ એને છે તેનો અને ધનનો, સ્વસુખનો તથા સ્વાભાવિક વૃત્તિનો ભોગ આપીને પણ એ વીરત્વ સંપૂર્ણ રીતે દાખવ્યું છે, અને એની ખાતર પોતાની જિંદગીનું જોખમ વહોરી લીધું છે. હૃદયને સંવેદનશીલ રાખનારી જે પ્રતિભાએ એને આ પ્રકારની સ્નેહલતા શીખવી તે પ્રતિભાને

—બુદ્ધિયોગને—માનસિક તુલાની સમતા જાળવવાનું પ્રાપ્ત થયું છે. આ સ્થિતિના નાજુકપણાનો ખ્યાલ મારા કુટુંબજનોને નથી આવ્યો. લાવો એકાદ એવી નારી જેણે આવી કોમળતા વિનાનો બુદ્ધિયોગ સાધ્યો હોય, જેણે ભાવનામય સંવેદનશીલતા વિનાનું હૃદયકાવ્ય સર્જ્યું હોય.

એને-સાચવી ન શકે એવાં તત્ત્વોની વચ્ચે એક સુમનને વાવીને મેં પૂરતું પાપ કર્યું છે. પિતૃશાસિત સમાજના તરંગી વિકૃત માનસને એક વ્યક્તિનું બલિદાન આપીને વિશેષ પાપ કરવાનો મને અધિકાર નથી. હું મારી આહુતિ આપુ તે ભલે, પણ પત્નીની નહિ. લાંબી બીમારી, અને હવે આ ક્ષય વગેરે—એ જ પૂરતું છે, એટલે અન્ય સર્વને એમની યોગ્યતા પ્રમાણે અને હક પ્રમાણે મળી ગયું છે એટલે હવે તો આ સુમન પ્રત્યેનાં કર્તવ્યમાંજ વધારો થવો જોઈએ.

પણ મારે (હવાફેર માટે) મુંબઈ છોડવું શી રીતે? મારી તબિયત અને પત્નીની બીમારી જોતાં ઓછા કે અપૂરતા પગારે સરકારી નોકરી લેવી યોગ્ય નથી, અને બીજી નોકરી કરવી, એટલે વિજ્ઞપ્તિ અને યાચના, જેના માટે મારું આખું માનસિક બંધારણ અશક્ત છે શક્તિહીન છે. અને નોકરી જોઈએ ત્યારે વણમાગી તો મળશે નહિ. આ છતાં, મેં કાકા સમક્ષ જરાક ઓઠ ઉઘાડવાનો, થઈ શકયો તેવો, પ્રયત્ન કર્યો છે, કારણ કે, એટલે અંશે પણ, જેને કહી શકાય તેવા એ એક જ સ્વજન છે. પણ એમની સમક્ષ પણ હું પ્રશ્નની ગંભીરતા વ્યક્ત કરી શકયો નહિ, કે ઉપર નોંધેલાં કારણો જણાવી શકયો નહિ.

હું મારી પત્ની વિશે એમને કંઈ કહેતો નથી, અને એઓ મારા ભાઈની પત્ની વિશે મને કઈ કહેતા નથી. પરિણામે અમારા બે વચ્ચે સમાન ભાષાવ્યવહાર નથી, અને એમને પોતાનાં અનુમાનોને તથા ખોટી માહિતીને ભરોસે રાખ્યા વગર છૂટકો નથી. એઓ સત્ય કદી જાણી શકે નહિ; એઓ છે તેવા પિતૃસ્થાનીય પુરુષને પોતાનાં વહાલાં બાળકો વિશેની—હું, મારા ભાઈ, એમની પત્ની, મારી પત્ની, અને તનસુખભાઈ પણ, એ બધાં વિશેની— અનેક બાબતોથી તદ્દન અજાણ રહેવું પડે એ તો આપણા સમાજનું ખાસ લક્ષણ છે. એમનું હૃદય વિશાળ છે અને એમનો મારા પ્રત્યેનો સ્નેહ કદી આ બાબતો સામે નમતું આપશે નહિ એ જ

મારૂં એક આશ્વાસન છે જો આમ છે, તો જેનો ઉપાય ન કરી શકું તેનો ખેદ મારે ન કરવો જોઈએ મર્ત્યા પ્રત્યે મારૂં કર્તવ્ય મે બજાવ્યુ છે એ બસ છે એકલી માંદગીથી કોઈનું અહિત હું આચરતો નથી તે બસ છે

૭ મી મે ૧૮૯૩.

બિચારી લલિતા ! તારી જિંદગી અત્યંત અનિશ્ચિત ભાગ્યને અવલંબી રહી છે તારા જેવા રોગમાં ઘણા લોક લાંબી લંબાતી યાતના વેઠીને મરણ પામે છે, અને તારી સ્થિતિ કોઈ પણ સમયે વધારે બગડે તથા વધતા પૂર સામે તું ટકી ન શકે, એવું ડોકટરો ભાર મૂકીને કહે છે આ મને અત્યંત દુઃખકર મને છે–વિશેષત જ્યારે હું તારા વચનો, તારી કસોટીઓનો, તારા ગુણોનો, તારી શક્તિઓનો અને તારી અશક્તિઓનો પણ, વિચાર કરૂં છું ત્યારે. જ્યારે હું મારી આંખ સામે આપણાં બાળકોને–ખાસ કરીને પુત્રીઓને–જેને માટે મારી ઓથમાં તે રાખેલી એમની ગુણગરવી સંભાળનું કાર્ય કરવાની મારી તાકાત નથી એવાં બાળકોને જોઉં છું ત્યારે. ભાગ્યવિધાતા એમની વ્યક્તિ-કોટિઓ માટે જે સારૂં હશે તે કરશે એમ માનીને બેસનારાઓમાંનો હું નથી હું એટલું જાણું છું કે કોઈ સમષ્ટિ નેષ્ઠ પરિણામની સિદ્ધિ અર્થે મહેચ્છા અમુક વ્યક્તિ-કોટિઓને ચાહે તો મદદ આપે અથવા કચરી નાખે, એટલે મને કે તને એ સહાયક બનશે અને વિઘાતક નહિ બને એવું માની લેવાને મને કારણ નથી કે અધિકાર નથી જેમ આટલી બધી વ્યક્તિઓ એની વિનાશક પ્રતાનો જળભમરીના ખેંચાઈ પડે છે તેમ આપણે પણ કેમ ન પડીએ ? આપણે આ ભાગ્યને પણ ફરિયાદ વિના સ્વીકારી લેવું ઘટે છે તારા વિનાનો એમનો બની જઈશ ત્યારે મારૂં અને બાળકોનું શું થશે ?

જ્યારે મારી પ્રથમ પત્ની ગઈ ત્યારે મને મહૂ શોક થયો હતો. તારી ખોટથી એથી સોગણું દુઃખ થશે પણ આ આશ્વાસનવિહીન ભાગ્યની સામે મને મારો તત્ત્વજ્ઞાનરૂપ પ્રતીકારકઉપાય આપવાનો મહેચ્છાએ અનુગ્રહ કર્યો છે એ તત્ત્વજ્ઞાન, વિશેષત ૧૨ મી જુલાઈ '૯૧ની નોંધને અંતે, ૧૪મી જુલાઈ'૯૧ની નોંધમાં, ૭ થી ૧૩ શ્લોકોમાં, ૩૭ ડિસેંબર' ૯૨ની અને ૧લી મે '૯૩ની નોંધમાં નોંધાયું છે તે, મારે રોજ વાચવું જોઈશે મારા ઓરડામાં ચિત્ત

છે તેમાં મહાદેવ વિવે મૃત પાર્વતીને ઊંચકી છે તેમ મારે પણ આ નિષ્પ્રાણ બનેલી મધુર વ્યક્તિને મારી પીઠ પર ઊચકવી રહેશે. પણ મહાદેવનો વિશ્વમેં ખપ હતો અને વસમી વેળાએ એમને આશ્વાસન આપવાને વિષ્ણુ એમના રક્ષકદેવ બનીને એમની પાછળ ઊભા હતા અને એ પ્રકારે મને પણ પીડબળ આપનારો મારો વિષ્ણુ હોવો જોઈએ! + + એમાથી એકે તો આગળ જવું જ પારી, અને એમાં એ નમળી છે તેવી એને વિરહની મર્મવેધક યાતનાઓમાથી બચાવવી જોઈ એ, મને સમજાળ દેખાતાને નહિ, એવી મહેચ્છાની ઇચ્છા હોય તો નિ:સ્વાર્થ સ્નેહમા મારા દુઃખનો ભાગ મારે સહેવો જોઈ એ—મહેચ્છાની ઇચ્છાને પાળવી જોઈ એ. કૃષ્ણે એમ જ કર્યું હતું: પોતે સૌથી જબરા હતા તેથી સર્વ નિજ સ્વજનોનો વિનાશ જોવાને અને શાંત જીવનઅવસાન પામવાને જીવ્યા હતા—પાછળનાંની ચિંતા વિનાનું એમનુ અવસાન શાંતિમય બન્યું હતું.

૧૫મી મે, ૧૮૬૭

મહેચ્છા મારા જીવન સાથે નરી હાંસીની રમત રમી છે. હું જન્મ્યો શ્રીમંતનો પુત્ર અને બની ગયો નિર્ધન! પછી ઉમાંગિ સરતી કમાણી મને કરાવી, એવી જ ઉમંગથી કમાયું ખરચી નાખવાને.

× × ×

મહેચ્છાની સામાન્ય અને અસામાન્ય દંતાવલિઓની વચ્ચે હુ જે દબાણ વેઠુ છુ, ભ.વિના નિર્માનાના માત કરે તેવા પ્રબળ પ્રતિ-પ્રવાહોની સામે કર્તવ્યની જે દડમજલ મારે કરવી પડે છે, મારા શ્રેષ્ઠ હિતોને અને મારી કમાણીને મારી પત્ની માતપિતા વગેરેની વિલક્ષણ અને સ્પષ્ટ મૂર્ખતાઓમાં જાણી જોઈને હોમી દેવી પડે છે, અને મારી અદમ્-કોટિ ધનના અને શક્તિના સામટા અવેશ અને પ્રયાણ મારેની એક વહનનળી જ છે અને અંતે તો હું જેવો આરંભમાં હતો તેવો ખાલીખમ થઈ રહ્યું છું એવો જે અનુભવ થયા કરે છે—એ મારા ભાગ્યની સૌથી વિશેષ ઉપહાસ-કારક બાબત છે. 'વ્યવહારું સંન્યાસ'નો મારો જૂનો આદર્શ આ પ્રકારે સિદ્ધ થાય છે, અને તારી અદમ્-કોટિના વક્ષ ઉપર જે સુંદર સમારલીલાની ભવ્ય રમત રમાઈને અંતે તો મારા ભૂતકાળાાં

જૂતાવળ બની ગઈ છે તે સર્વના વિનાશને વજ્રહૃદયી સાક્ષી બનીને મારે રહેવું પડે છે! મારા જીવનના આ દારુણ ક્રમ માટે—જ્યારે એમાં હું તણાઈ જઉં ત્યારે—મારે સતત તૈયાર રહેવું પડશે; કારણ કે જેઓ આ દુનિયામાં ખરેખરા સદ્‌ભાગી અને સફળ થાય છે તેમાંનો હું એક નથી અને થવા સર્જાયો પણ નથી. ઊંચે ચડાવીને નીચે પટકે એવું છેતરામણુ મારું ભાગ્ય છે—એ મારી હાંસી જ કરે છે, કારણ કે હું દુન્યવી દોલત મેળવવાને અથવા જે સાંકડી કેડીઓએ એ મેળવાય એ માટેનો અભ્યાસ કે શ્રમ કરવાને, નિર્માયો જ નથી. જેની ઉમેદ ન રાખી એ ન મળ્યું તેનો ખેદ હું ન કરી શકું એટલું જ બસ છે કે આ બધા ધનિંગની વચમાં આજ પહેલાં મારી કવિતાને અને આજે મારા તત્ત્વદર્શનને હું વળગી રહી શકયો છુ; એ જ મારું એક અને મોટામાં મોટું સાચું સદ્‌ભાગ્ય છે અને એથી મને સંતોષ છે. ઘણા સમય પહેલાં મેં કવિતા વિશે લખ્યું હતુ;

'બહુ બહુ મુને વ્હાલી મ્હારી કવિતા.'

હવે આ પરિપકવ વયે હું ઇચ્છું છું કે, હું આમ લખું : "મારા તત્ત્વજ્ઞાનના પ્રિયતમ પ્રભાકિરણથી રહિત કદી–કદાપિ —ન બનું !"

પોતાની બીમારીના હાસના ક્રમે લલિતા, પોતાનું મૃત્યુ નજીક છે અને પોતાની પુત્રીઓ માટે હું કાંઈ નહિ કરુ એ ખ્યાલમાં, પોતાનું મરણ પોતે આણી રહી છે. પોતાના પુત્રનો તો એને વિચાર આવતો જ નથી! આ વ્યથાકર દુઃસ્વપ્નમાંથી એને ઉગારવી એ મારું કર્તવ્ય સમજીને, એના આવેશને સો સો ઘેલછાભર્યો માર્ગોએ વહીને ખપી જવાનો મુક્ત અવકાશ આપવો એને મેં મારો કર્તવ્યધર્મ માન્યો છે એની તબિયતની ચિંતા, એના માનસની ચિંતા અને દાકતરી ખર્ચાઓ એ બધું મારી શકિતનો ક્ષય કરી રહેલ છે અને મહિનાઓ સુધી કરશે. + + મારા મુંબઈના ખર્ચમાં રાક્ષસી અને મૂર્ખતાભર્યો વધારો થયા કરે છે, અને હું એને કાબૂમાં રાખી શકું એવો કંઈ જ સંભવ નથી, કારણ કે એ ઉદ્દેશ સાધવા માટે કરકસર કરી જાણનારો જણ ધારણ કરે એની હૃદયની કઠોરતા અને કઠિનતા હું ધારણ કરી શકું એમ નથી અને, ઉપર

જતાં, આ અગવડની પેઠે મારી કમાણીમાં વિચિત્ર અને વિશાળ ખોટ આવતી જાય છે! મારી આ બધી અદના ચિંતાઓ પછી મારી પત્ની મરણ પામે તો કેવી દારુણ પરિસ્થિતિ ઊભી થાય તેની તો હું વાત કરતો નથી, એવી એ મહેચ્છાની ઇચ્છા. અને આ મુસીબતો અણધાર્યા વેગે અને અણધારી દિશામાં વધે એવી એની ઇચ્છા હોય તો મારા તત્ત્વજ્ઞાન પ્રમાણે મારી ફરજ બને છે કે **આ વિષમદશા માત્ર ક્ષણિક ઉપહાસ હોય તેમ, એ મારા શાશ્વત આત્માને ન જ સ્પર્શતી હોય તેમ મારે એનો સામનો કરવો જોઇએ ખરું. છે, तत् सत्यम्.**

૨૩ મી જૂન, ૧૮૯૩.

શિવના (સાયનના) આરોગ્યભવનમાં મહિનો ગાળ્યો, અને ઉપરે માતુશ્રીને મારી સાથે રહેવા બોલાવ્યાં.

ઔષધોએ જે ન કર્યું, તે પ્રકૃતિદશ્યોના અને હવાના ફેરફારે લલિતા માટે કર્યું. એને સારું લાગે છે. હિસ્ટીરિયા અને ખાંસી અને દરેક જણ, એની વિરુદ્ધ છે એવી ઘેલછા કે ભ્રાંતિઃ આ છે એની હમણાંની ફરિયાદો. આમાંની પ્રથમ બે ફરિયાદો અદશ્ય થઈ જણાય છેઃ છેલ્લી ફરિયાદ માટે, મેં એને ભોજાઈથી (એની દેરાણીથી) અલગ રાખી હતી. તેઓ ફરીથી એકઠાં થયાં છે, અને માનસિક બાબતમાં કાયમનો સુધારો થાય એ હેતુથી મેં માતાને અહીં બોલાવ્યાં છે અને એમને કેળવું છું. આશા અને આશંકા મારા મનમાં લોલક માફક, આ છેડેથી પેલે છેડે, આવાગમન કર્યા કરે છે. અને છતાં મારે તો બધું મહેચ્છા પર છોડવું જ જોઇએ, અને એના સહારક ભાગ્યવિધાન માટે—એવું મારું નિર્માણ હોય તો—તૈયાર રહેવું જોઈએ, તથાસ્તુ. સેવા એ એને રાહત આપવાના ઉપાયોનું અંતિમ લક્ષ્ય છે.

હુ ઘરડો થવા લાગ્યો છું. મારી દૃષ્ટિ નબળી પડી છે. લખવા વાંચવા માટે ચશ્માં પહેરવાં પડે છે, અને મારી આંખોને કામનો થાક જણાય છે, પણ હજી ધન માટેની મારી દોડ એના લક્ષ્યે પહોંચી નથી.

× × ×

મહેચ્છાની સાધારણ હતપકિત દ્વારા જો હું પોતે મારી દુર્ભાગ્યપગ પગનો વિશ્વકર્મા-શિલ્પી-છુ, તો અસાધારણ હતસમૂહ ગેર લેવાને વિશેષ સામર્થ્યથી એના શિલ્પીઓ બને છે. અને, જુઓ તો! બીજા કેટલાક વેગથી કમાણી કરે છે, અને કેટનાક જાદુઈ શક્તિથી બચત એકઠી કરે છે, અને કેટલાક પોતા ખાતર બિના પાસે ખર્ચ કરાવે છે, ત્યારે હુ એમાંનુ કાંઈ કરતો નથી આ મંદભાગ્ય મહારાજા તો પોતાનાં સર્વ દુર્ભાગ્યોનો અને અધકારમય ભાવિનો રાજાધિરાજ બનવાની મજા માણી રહ્યો છે—એ ભાવિ એટલે જે કમાયો તે ખોવાનું, આંખ ગુમાવવાનું, પત્નીને ગુમાવવાનુ —પત્ની નહિ તો પત્નીનુ ચિત્તસ્વાસ્થ્ય ગુમાવવાનુ, મારી ધનાર્જનની શક્તિ ગુમાવવાનુ ભાવિ. અને મહેચ્છા મારા અહમ્-કેન્દ્ર ઉપર એના અવયવે અવયવ અને સંધિએ સંધિ અલગ કરીને વિચ્છેદ કરનારાં, અતિસમર્થ ઉપદ્રવકારક આસુરી દુઃસત્ત્વોને ખડકે એ ભાવિ. આ ભાવિ કદાચ એક મિથ્યાભાસ હોય, પણ એ વાસ્તવિક યથાર્થ હોય એ પણ એટલું જ સંભવિત છે; એટલે મારું ભાવિદર્શન યથાર્થ દર્શન ન હોય તો પણ મારે એ દર્શન કર્યા વગર કેમ ચાલે! તથાસ્તુ. **દૃષ્ટિનો અને જીવનનો સંપૂર્ણ અંધકાર પણ મારે માણવો એ મારો પ્રયત્ન રહેશે.**

જો હું અંધ બનીશ, તો કોઈને કહીશ કે આ બધું મને વાંચી સંભળાવો. હુ નથી ધારતો કે હુ અંધ બનીશ. ધારું છુ એટલું જ કે વાંચવુ-લખવુ મારે છોડી દેવુ પડશે અને પછી:

'એક દીપ હોલાઈ જાય તો બીજો તરત સળગાવે !'

૩૦મી જૂન, ૧૮૯૩.

કર્તવ્ય! કર્તવ્ય! અજબ વિચિત્ર કર્તવ્ય! મારી પત્નીની તબિયત અને ચિત્તશાંતિ માટેના મારા કર્તવ્યે મારી પાસે એ એવું કાર્ય કરાવ્યુ છે જે હુ મારી તબિયત ખાતર, મારી આર્થિક સ્થિતિ ખાતર, અને એથી અધિકતર કારણો હોય તો પણ, કદી ન જ કરુ. ચાર દિવસ પહેલા મેં શ્રી મોતીલાલ લાલભાઈને પત્ર લખ્યો અને જણાવ્યુ કે મારી પત્નીની તબિયતની ખાતર મારે મારુ પ્રિય મુંબઈ છોડવુ જરૂરી બને છે. કાકા આગળ પત્ની આમન દિલ ખોલી શકાતુ નથી, અને મારે તમારી સલાહની જરૂર છે. મારે બીજા રોજગારની જરૂર છે એવુ મે સ્પષ્ટ શબ્દોમા નથી

લખ્યું. + + મારો પત્ર એમને મુક્ત રાખે છે, મને પણ મુક્ત રાખે છે, અને મને 'વિજ્ઞપ્તિ' કરવાના દારુણ કાર્યથી બચાવે છે. + + હવે ધૈર્ય ધારવું એ મારો ધર્મ બને છે. (૧) ઉત્તર મળે ત્યાં સુધી અથવા (૨) ઉત્તર આવવાનો સંભવ નથી એવું સમજાય તેટલો ગાળો વીતે ત્યાં સુધી. ઉત્તર ન આવે તો મારો ધર્મ એ થશે કે મારે અન્ય ઉપાયોનો વિચાર કરવો : રાજકોટમાં કે અન્ય કોઈ સ્થળે વકીલાત શરૂ કરું કે અહીં રહેવું ચાલુ રાખું પણ રહેવાની વ્યવસ્થા બદલું જેથી સ્ત્રીઓ અલગ પડે અને મને મુંબઈના પરામાં મુક્ત અને સારી હવા મળે, એનો વિચાર કરવો. + + મારા ભાઈને એના ધંધાને ભોગે મુંબઈ છોડાવવું એ તો અયોગ્ય છે. મારે જ ખસવું રહ્યું, જેથી બધાં સુખી થાય. બીજી દલીલો પણ છે, પણ એ સોનું નિર્ણયપરિણામ એ જ આવે છે. મારે ધીરજથી કુશળતાથી હલવું, ઉતાવળે, લાગણીના આવેશમાં નાસવું નહિ,

૭ જી ઑગસ્ટ, ૧૮૯૭.

કદાચ આ નોંધપોથીમાં આ મારી છેલ્લી નોંધ હોય. આંખો નબળી થતી જાય છે એટલે લેખનનો સદારો છે તેય જશે? + + + સજીવ અને નિર્જીવ સર્વને પોતાનો અર્થ સાધવાનો છે, સર્વને ફક્ત જોઈએ જોઈએ! (લાવો! લાવો!) મારી શક્તિ ક્ષીણ થતી જાય છે. અને દૈવ હાંસી કરતું રહે છે. અદાલતમાં મારી કામગીરી ૧૦૦ ટકા છે, અને કમાણી ૧૦ ટકા છે; મારી રોકડ ઘટતી જાય છે અને મારી આસપાસનાં મૂર્ખ અને સ્વાર્થી તત્ત્વો મારે માટે કર્તવ્ય અને કર્તવ્ય જ સર્જ્યે જાય છે! એમને મારા પ્રત્યે કાંઈ કર્તવ્ય હોય એવું જણાતું નથી. તથાસ્તુ. મારા અનંત શાશ્વત આત્માએ આમાં આનંદ માનવો જોઈએ મારી દૃષ્ટિના અને મારા જીવનના, અલ્પ અને મહાન સમગ્ર અંધકારમાં આનંદ માણવો જોઈએ, અને આ સર્વ અર્થહીન અર્થોની અનિત્યતાને પોતાની—મારી—નિત્યતામાં ગરક કરી દેવી જોઈએ. જીવનમાં વિશેષ કાંઈ હું ન કરું, બળના વાજાની માફક ચિમળાઈ જાઉં. ન કંઈ કરુ, ન કંઇ મેળવવુ, ન કંઈ માણું, બધું વેઠી લઉં અને કંઈ જ લખું નહિ: તોય શું? આ બધું હું કરું, પણ ન ક્યાંય કાંઇ લખી શકાય ન બોલી શકાય એ જોઈ હું માત્ર હસતો રહીશ—

ગાણવા જેવું મૌન ! એવી છે મહેચ્છાની ઇચ્છા. આ સહૂ ઉત્પાત 'રહે છે એ મારો પોતાનો રોષ છે મારી કથાના નાયકની માફક હુ નાસીને સન્યાસ લઉં, કે બધાને રોકડી તોડ્ડી 'ના' કહી દઉં, તો મારા જીવનમદિરને નિદ્રાવિહીન બનાવી રહેલ આ માખીઓથી અને મચ્છરોથી હુ બચુ મને બંધન છે માત્ર મારી કર્તવ્યબુદ્ધિનુ--અને એ કર્તવ્ય મારા સાપેક્ષ વ્યવહારિક નીતિતત્ત્વનુ અને સરજેલું અને જાને પોષેલું કલ્પનાનુ ભૂત છે, એટલે આ બંધનમાંથી, આ કારાગૃહ માંથી, અને સાથોસાથ એનાં સર્વ ચિંતાજનક પરિણામોથી, મોત મેળવી લેવાને હુ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છુ પણ 'ના !'; માર તત્ત્વજ્ઞાન કહે છે, 'ના !, તારે કર્તવ્યની આ બેડી પહેરી રાખવાની છે—જેમ કોઈ વિરહી પ્રણયી વિગત પ્રિયજનના અવગોપને ધરી—પહેરી—રાખે તેમ, આંસુ, સ્નેહ અને આનંદની મિશ્ર અનુભૂતિ સાથે' આ કર્તવ્યની ખાતર ભલે તુ દુ ખી થા, લુટાઈ જા, દુનિયવી દૃષ્ટિએ ખલાસ થઈ જા. કર્તવ્યનુ 'ફળ' ઇચ્છનારા મૂર્ખજનો જેવી ભૂલ રખે કરતો. કર્તવ્ય અને સદ્‌ગુણાચરણ લાભહાનિની અપેક્ષા વિનાના હોવા જોઈએ. 'કર્તવ્ય' એ જ આ જીવનનો ધર્મ છે, અન્ય કોઈ જ નહિ. શાશ્વત અહમ્ ! તારો મારામા કર્તવ્ય ખાતર વ્યય હો, આ જ છે પરમ ઇચ્છા અને એકલી એ પરમ ઇચ્છા જ ઇચ્છનારી છે !

× × ×

મારી માતા અને મારી પત્નીના સ્નેહભાવમાં એક ખાઈ વિકસતી લાગે છે—જે અનેક બાબતોનું વિલક્ષણ પરિણામ છે પિતા એક મહિના ઉપરથી ઉગ્ર સંધિવાથી હેરાન છે. માતુશ્રી ત્યાં છે, મોતીશંકર ત્યાં છે—બિચારો બાળ, પોતાના બંધાથી શિક્ષણમાંથી ચોરેલા પાંચ મહિનાથી (હાલ પિતાની, તે પહેલાં મારી પત્નીની) માવજતમાં જ રોકાઈ રહ્યો છે !

'કાલક્રમે ધપતુ આ નાટક માયાએ ભજવાવ્યુ.'

\+ + · +

આમ સંસારનું નાટક ધપે છે અને મધ્યબિંદુએ-એ બિંદુથી થતી વચગી રેખાએ—ચાલ્યા કરવું એ ડહાપણનો માર્ગ બને છે. અને આ નાટકને લાગતો રસિક પ્રશ્ન આ છે કે જ્યારે આ ડહાપણનો પરપોટો ફૂટશે ત્યારે આ ગંભીર ગીતસ્વરો ચાલુ રહેશે એની ખાતરી શી ? જોઈએ, આ ઉપહાસકથા કેમ ચાલે છે

૨૨મી ઑગસ્ટ, ૧૮૯૪.

ગયે અઠવાડિયે શુક્રવારે મુસ્લિમ હુલ્લડ શરૂ થયું અને ગયે ગુરુવારે મેં મારાં બાળકોને નડિયાદ મોકલી દીધાં તથા લલિતાને ત્યાં રોકાવા કહ્યું.

મારા કુટુંબની ક્ષુદ્ર ઉપાધિઓથી હું આ પુસ્તકને, અને મારા મનને, બગાડી રહ્યો-છુ, પણ ખરું જોતાં એમાં બગાડવાપણું નથી, કારણ કે મારા કુટુંબ પ્રત્યે મારાં કર્તવ્યો છે અને એનો વિચાર-ઉકેલ કાગળ પર હું કરી શકું છું. હકીકત એવી હોઈને, એ બાબતો કોઈ મહાન મનને ક્ષુદ્ર લાગે એ 'અસબદ્ધ' છે. મારો દેહ ક્ષુદ્રતમ વસ્તુ નથી? અને તે છતાં, હું માંદો પડું ત્યારે, પથારીમાં પડ્યાં પડ્યા મારે મારો ઉત્તમ સમય વેડફી નાખવો અને ઓસડ ખાવાં એમાં છૂટકો નથી. આત્મા, મહાન અને અલ્પ તત્ત્વોના ગુણાકાર જેવા આપણે છીએ!

શામરાવ[1] વિઠ્ઠલ કહે છે;

'હરિ ઠેવીલ તૈસે રાહાવે હો'—

—એ ભારતીય સ્વાભાવવર્તનની પ્રજાવ્યાપી રાષ્ટ્રિય ધ્રુવપંક્તિ છે. અને એમ કહીને એ હસે છે. ભારતના મારા સુધરેલા મિત્રો ઝડપાયા છે 'પરિવર્તન' અને 'ખળભળાટ'ના નિર્વીર્ય અને આત્મઘાતક આવેગમાં. આ બંને પ્રકારના મિજાજો ભૂલભરેલ અંગવિચ્છેદના—એકાંગી દૃષ્ટિના—દાખલા છે. પહેલો—પ્રભુપરાયણતાનો—મિજાજ કર્તવ્યની, અર્થાત્ મહાન ઈચ્છાની સાધારણ દૃતપંક્તિની ઉપેક્ષા કરે છે. બીજો—સુધારા અને સંક્ષોભનો—મિજાજ અસાધારણ દૃતપંક્તિની—યુરોપ જેને 'Resignation of the Will' (પ્રભુની ઇચ્છાને વશ થવું) કહે છે તેની—અવગણના કરે છે. આ પ્રકારે મારા દેશજનો 'અંતિમ કોટિઓને' વળગી રહેવાની મૂર્ખતા કરે છે, મધ્યમમાર્ગને જાણતા નથી. લક્ષ્ય, વ્યક્તિરૂપ અહમ્-કેન્દ્રને કર્તવ્યના કૃપાણની, અને પ્રભુપ્રયત્તિની ઢાલની, બંનેની જરૂર છે. જે સૈનિકના હાથમાં તલવાર હોય, એ સૈનિકની સજ્જતા અધૂરી છે. આરતી અને ઘંટા બંનેને સાથે ચલાવવા પ્રમાણે અસિ અને ઢાલ બંનેનો એક સાથે ઉપયોગ કરવો એ જ સૈનિકની સાચી કળા છે, સાચી સમજ્યા છે. મૂંઝાયેલો થાકેલો મૂર્ખ માનવી તલવાર ફેંકી દે,

છે એને બને હાથે દાઢને પકડે છે !પોતાની આવડતના મિથ્યાભિમાનીઅવિષ્ઠ બીજો મૂર્ખ દાલને ફગાવીને બંને હાથે તલવાર પકડે છે ! બન્નેએ પાઠ શીખવાનો રહે છે. 'તત્ત્વાનંદ સ્વામી'એ 'રસ-સુંદરી'નો સહયોગ સાધવો જ પડશે.

*　　*　　*

૨૯ મી ઑગસ્ટ, ૧૯૧૭

આજે હું મારી માનસિક વિશિષ્ટતાઓ—ખાસિયતો—અને ન્યૂનતાઓનું તથા નબળાઈઓનું સંક્ષેપમાં અધ્યયન કરવા ઈચ્છું છું.

૧ **મેધા પરત્વે**, મારી સ્મરણ શકિત કેન્દ્રનિષ્ઠ નથી, સતત પરિશ્રમથી થાકે છે, વીગત પ્રત્યે અરુચિ રાખે છે, જે એને રુચિકર અને તે જ એ યાદ રાખે છે, અને એને એ યુગો પર્યંત યાદ રાખે છે, પણ હું એને યાદ રાખવાની ફરજ પાડી શકતો નથી. **૨. મારી તાર્કિક દલીલો** આપમતીલી છે, કોઈ વાર સ્પષ્ટ, તડ ને ફડ કરનારી તો કોઈ વાર સંકુલ, શ્રમગમ્ય દોર્યો દોરાવું કે પરાણે ઘસડાવું એને રુચતું નથી, એ તો પોતાના મુદ્દાઓ પોતાની વિલક્ષણ રીતે વિચારી કાઢવાને આતુર રહે છે પણ એણે મારા ઉપર મોટો પ્રભાવ જમાવ્યો છે. એ મને મહામૂલું સામર્થ્ય અર્પે છે—જો કે એ પગલે અને ડગલે વિઘ્ન નાખે છે, વ્યવહારિક બાબતોમાં મને ધીમો અને અસ્થિર બનાવે છે, અને એણે આણેલાં પરિણામો કોઈક વાર અતિસંકુલતાને કારણે મૂંઝવનારાં હોય છે ૩. મારી કલ્પના વરાળ જેવી ઊડે છે—પરિણામમાં વિશાળ, ઉચ્ચાભિલાષી, પણ પોત બાંધનત્વ વિનાની; પણ હમણાં હમણાં મારી જૂની તાર્કિક બુદ્ધિ એની ઉપરવટ થાય છે. ૪. મારી **ભાવનાઓને અને લાગણીઓને** હમણાં હમણાં મારા તત્ત્વજ્ઞાને કાઢી મૂકી છે અને સંજોગોએ એ નિર્વાસનને પુષ્ટિ આપી છે. કીર્તિની કામના; ધન ખાતર જ ધનની સ્પૃહા; સ્નેહ; ઠપકો અને નિંદા મળે ત્યારે આળું પોચું સવેદનશીલ મન; આ બધાં તો વરાળ ઊડી જાય તેમ ઊડી ગયા છે, અને એ કાયમનાં ટળ્યાં તેથી હું સુખી બન્યો છું. કદી પાછાં ન ફરજો એ. કર્તવ્યભાવના, જિંદગી અને

ન હોય તેનાં પરિણામો પરત્વે પૂર્ણ ઉપેક્ષાવૃત્તિ; આવી છે મારી શક્તિઓ, અથવા ન્યૂનતાઓ,–જે એ હોય તે. એ હોય તે હું પસંદ કરું છું: કેમ કે એને હું કર્તવ્ય માનું છું, અને જીવનનાં એકમાત્ર સુખ માનું છું, કારણ કે મારા એ જીવન ઉપર ભાગ્યદેવીએ, એ દેવીનો સદ્ભાવ ન હોય તો જેઓએ એને ગુસી જઈને ક્યારનું ક્યાંય નીચે હડસેલી નાખ્યું હોત એવા રાક્ષસો સામે, મારા એ તકલાદી અને જવરતપ્ત જીવનને સતત ટેકો આપીને જાળવી રાખવા ઉપરાંત વિશેષ, કશી ખાસ કૃપા વર્ષાવી નથી. ભવિષ્યમાં ગમે તે ભાગ્યપલટા આવવાના હોય, પણ મારી આ અવસ્થા આ જીવનમાં કાંઈ વધારે સારો રંગ ધારણ કરે એ સંભવિત નથી; કારણ કે આ જીવન તો, વાનર જેવા અનુકરણના અને મૂક અભિનયના આશાહીન ભાવિમાં જ સમાઈ જતા ઉદ્દેશો ખાતર, કર્તવ્યધર્મ સમજીને, પોતાની ઉત્તમ શક્તિઓને એમાં યોજીને મથ્યા કરવાની ઉપહાસ્ય પ્રવૃત્તિ કરવાને જ નિર્માયું છે. એવી છે મહેચ્છાની ઇચ્છા: અને એ ભાગ્યદેવી જે સંસારમાં મારા આ 'અહમ્'–રૂપ કેંદ્રને એ ઘુમાવી રહી છે એ સંસારને હસી કાઢવાની, આજ સુધી આપી છે તેવી, મને શક્તિ અર્પે તો એ દેવીનો એ ઉપકાર ઓછો નહિ ગણું. અને જો આટલો ઉપકાર પણ મારા ઉપર થવાનો ન હોય તો–તો મારે સ્વામી કૃષ્ણાનંદના આ કથનની કદર કરવી જોઈએ:

'रोने में भी और मजा है'.

એમાં હું એની સાથે સંમત છું, માત્ર એટલું ખરું કે એ ઉપદેશ મારા માટે કાંઈ નવી શોધ નથી.

× × ×

૧લી સપ્ટેમ્બર, ૧૮૯૩.

## તેલંગ

કેવી કરુણ ઘટના! જસ્ટિસ તેલંગ આખરે આજે સવારે ગુજરી ગયા. ભલે એમનામાં દોષ હતા, જો કે એ થોડા અને નાના હતા; તો પણ એ મહાપુરુષ હતા—મારા દીન દેશ માટે તો ખરેખર એ મહાન હતા. વિશદ બુદ્ધિ અને ન્યાયશક્તિ, અભિપ્રાયોમાં અને ભાવનાઓમાં વિરલ મિતત્વ, સ્વતંત્રતા અને

છે એને બને હાથે ઢાલને પકડે છે. પોતાની આવડતના મિથ્યાભિમાનથી ગર્વિષ્ઠ બીજો મૂર્ખ ઢાલને ફગાવીને બંને હાથે તલવાર પકડે છે. બનેએ પાઠ શીખવાનો રહે છે. 'તત્ત્વાનંદ સ્વામી'એ 'રસ–સુંદરી'નો સહયોગ સાધવો જ પડશે.

*　　*　　*

૨૯ મી ઑગસ્ટ, ૧૯૯૭

આજે હું મારી માનસિક વિક્ષિપ્તતાઓ—ખાસિયતો—અને ન્યૂનતાઓનું તથા નબળાઈઓનું સંક્ષેપમાં અધ્યયન કરવા ઈચ્છું છું.

૧ પ્રજ્ઞા પરત્વે, મારી સ્મરણ શક્તિ કેન્દ્રનિષ્ઠ નથી, સતત પરિશ્રમથી થાકે છે, વીગત પ્રત્યે અરુચિ રાખે છે, જે એને રુચિકર અને તે જ એ યાદ રાખે છે, અને એને એ યુગો પર્યંત યાદ રાખે છે, પણ હું એને યાદ રાખવાની ફરજ પાડી શકતો નથી. ૨. મારી તાર્કિક દલીલો આપમતીલી છે, કોઈ વાર સ્પષ્ટ, તક ને ફક કરનારી તો કોઈ વાર સંકુલ, શ્રમગમ્ય દોર્યા દોરાવું કે પરાણે ઘસડાવું એને રુચતું નથી, એ તો પોતાના મુદ્દાઓ પોતાની વિલક્ષણ રીતે વિચારી કાઢવાને આતુર રહે છે. પણ એણે મારા ઉપર મોટો પ્રભાવ જમાવ્યો છે. એ મને મહામૂલું સામર્થ્ય અર્પે છે—જો કે એ પગલે અને ડગલે વિઘ્ન નાખે છે, વ્યવહારિક બાબતોમાં મને ધીમો અને અસ્થિર બનાવે છે, અને એણે આણેલાં પરિણામો કોઈક વાર અતિસંકુલતાને કારણે મૂંઝવનારાં હોય છે. ૩. મારી કલ્પના વરાળ જેવી ઊડે છે–પરિણામમાં વિશાળ, ઉચ્ચાભિલાષી, પણ પોત માધનત્વ વિનાની; પણ હમણાં હમણાં મારી જૂની તાર્કિક બુદ્ધિ એની ઉપરવટ થાય છે. ૪. મારી ભાવનાઓને અને લાગણીઓને હમણાં હમણાં મારા તત્ત્વજ્ઞાને કાઢી મૂકી છે અને સંજોગોએ એ નિર્વાસનને પુષ્ટિ આપી છે. કીર્તિની કામના; ધન ખાતર જ ધનની સ્પૃહા; સ્નેહ; ઠપકો અને નિંદા મળે ત્યારે આળું પોચું સંવેદનશીલ મન; આ બધાં તો વરાળ ઊડી જાય તેમ ઊડી ગયાં છે, અને એ કાયમનાં ટળ્યાં તેથી હું સુખી બન્યો છું. કદી પાછાં ન ફરજો એ. કર્તવ્યભાવના, જિંદગી અને ફરજમાંથી કામ આપોઆપ ઊપજે એવી સમજણ; સ્વસ્થ, નિઃશંક, શાંતિની વાંછા આ ટળાવનારી માયામોહનીઓનો કૃપાકટાક્ષ મળે તો ગમે તેટલો શ્રમ કરવાની અને સંક્ષોભ સહવાની તૈયારી; આ માયાઓ ડહાપણ દંભથી મુખ ફેરવીને ન રહે તો જે વાત મારા હાથની

ન હોય તેનાં પરિણામો પરત્વે પૂર્ણ ઉપેક્ષાવૃત્તિ, આવી છે મારી શક્તિઓ, અથવા ન્યૂનતાઓ,–જે એ હોય તે એ હોય તે હુ પસદ કરુ છુ, કેમ કે એને હુ કર્તવ્ય માનુ છુ, અને જીવનના એકમાત્ર સુખ માનુ છુ, કારણ કે મારા એ જીવન ઉપર ભાગ્યદેવીએ એ દેવીનો સદ્‌ભાવ ન હોય તો જેઓએ એને ગુસી જઈને ક્યારનુ ક્યાંય નીચે હડસેલી નાખ્યુ હોત એવા રાક્ષસો સામે મારા એ તકલાદી અને જ્વરતપ્ત જીવનને સતત ટેકો આપીને જાળવી રાખવા ઉપરાંત વિશેષ, કશી ખાસ કૃપા વર્ષાવી નથી ભવિષ્યમાં ગમે તે ભાગ્યપલટા આવવાના હોય, પણ મારી આ અવસ્થા આ જીવનમા કાંઈ વધારે સારો રગ ધારણ કરે એ સભવિત નથી, કારણ કે આ જીવન તો, વાનર જેવા અનુકરણના અને મૂક અભિનયના આશાહીન ભાવિમાં જ સમાઈ જતા ઉદ્દેશો ખાતર, કર્તવ્યધર્મ સમજીને, પોતાની ઉત્તમ શક્તિઓને એમા યોજીને મથ્યા કરવાની ઉપહાસ્ય પ્રવૃત્તિ કરવાને જ નિર્માયુ છે એવી છે મહેચ્છાની ઇચ્છા અને જો ભાગ્યદેવી જે સસારમા મારા આ 'અહમ્'–રૂપ કેદને એ ઘુમાવી રહી છે એ સસારને હસી કાઢવાની, આજ સુધી આપી છે તેવી, અને શક્તિ અર્પે તો એ દેવીનો એ ઉપકાર ઓછો નહિ ગણુ અને જો આટલો ઉપકાર પણ મારા ઉપર થવાનો ન હોય તો–તો મારે સ્વામી કૃષ્ણાનદના આ કથનની કદર કરવી જોઈએ

'रोने मे भी और मज़ा है'.

એમાં હુ એની સાથે સમત છુ, માત્ર એટલુ ખરુ કે એ ઉપદેશ મારા માટે કોઈ નવી શોધ નથી

× × ×

૧લી સપ્ટેબર, ૧૮૯૩.

તેલગ

કેવી કરુણ ઘટના! જસ્ટિસ તેલગ આખરે આજે સવારે ગુજરી ગયા ભલે એમનામાં દોષ હતા, જો કે એ થોડા અને નાના હતા, તો પણ એ મહાપુરુષ હતા—મારા દીન દેશ માટે તો ખરેખર એ મહાન હતા વિશદ બુદ્ધિ અને ન્યાયશક્તિ, અભિપ્રાયોમા અને ભાવનાઓમાં વિરલ મિતત્વ, સ્વતત્રતા અને

વિનયનો વિવેકભર્યો સમન્વય, ન્યાય અને ભલાઈ પ્રત્યે સહજ આદર, સાહિત્યસંબદ્ધ પ્રવૃત્તિઓ અને પુરુષો પ્રત્યે નિર્મલ પ્રેમ, ગર્વ અને આત્માવગણનાના ઉભયનો વિલક્ષણ અભાવ, એમના કથનની સત્યતાની પ્રતીતિ કરાવે એવું અને ઠંડા મિજાજનું વક્તૃત્વ અને યુક્તિ-કૌશલ (દલીલ કરવાની કુશલતા): આ, અને અન્ય ગુણોએ એમને નાની વયે સમાજની અગ્રપંક્તિએ પહોંચવા માટે યોગ્ય બનાવ્યા હતા; અને શત્રુઓના પણ એમના પ્રત્યે છે તેવા ગુપ્ત આદરના, મિત્રો અને પરિચિતો પાસેથી એમને મળતી હતી તેવી નિર્વ્યાજ પ્રશંસાના, અને બધા યુરોપિયનો તરફથી આખર સુધી એમને મળ્યા કરેલા ખુલ્લા દિલના અને અકૃત્રિમ માનના અધિકારી ઠરાવ્યા હતા. એમના ન્યાયાસને આરોહણથી જાહેર જનતાને નુકસાન થયું હતું; અને હવે એ ઉચ્ચ પદવી એમના મૃત્યુનું કારણ બની છે—વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિનું સખત કાર્ય એમને અસહ્ય ભારરૂપ બન્યું હતું. બેશક, એમણે તેમ જ જસ્ટિસ ન... એ પૂરતા આરામ વગર અંત સુધી કામ ચાલુ રાખવાની નિર્બળતા બતાવી હતી. નિર્બળતા હોય કે નહિ, એ મરણ પામ્યા અને આપણે એમની ખોટ પડી એ હકીકત છે એવી છે મહેચ્છાની ઇચ્છા, અને આપણે એને અનુકૂળ થવું જ પડે. એમનું અહમ્-કેંદ્ર આપણા ક્ષિતિજમાંથી વિલીન થયું છે, અને તે જ રીતે મારું અહમ્-કેંદ્ર પણ વિલય પામશે. તથાસ્તુ.

શ્રી તેલંગ એમના ચોપાટી ઉપરના ઘર જેવા હતા—શહેરના મોટે ભાગે યુરોપીય વસતિવાળા ભાગથી રેલના પાટાએ અલગ પાડેલા દેશી લત્તાને છેક છેવાડે, છતાં શહેરની આ બાજુએ—આપણી હદની અંદર.

× × ×

છેવટ, પ્રોટેક્ટર ક્રોમવેલે કહ્યું હતું તેમ: 'દૂર કરો એ ઢીંગલું!' અને એ જ યોગ્ય લાગે છે કે મારે મારાં બધાં કુટુંબ-જનોની પંચાત મૂકી દેવી; ભલે એ લોકો પોતાના સંબંધોને પોતાની રીતે પતાવે અને ઠીક કરે, અને મારા એમને મદદ કરવાના કે બચાવવાના પ્રયત્ન વિના પોતાની મૂર્ખતાઓનાં અને ભૂલોનાં પરિણામ ભોગવી લે, અને પોતાને મળેલી સફળતાઓ અને

શિક્ષાઓમાંથી બોધ 'મેળવી લે એમને અને એમના માનસિક અને નૈતિક રોગનિવારણને મારે કુદરતને આશ્રયે છોડવાં આવશ્યક છે. સંસારમાં સર્વ વસ્તુઓ અતંવત્ હોય છે, અને મારા રક્ષક-શિક્ષકપણાનો અને એમનાં રક્ષ્ય-શિષ્યપણાનો ક્યાંય અંત અને વિરામ આવવો જોઈએ. એ વિરામે-એ આખરી મુકામે-અમે આવી પહોંચ્યા છીએ એમ હું માનું છું. અને ગમે તેટલા પૈસાને ભોગે, અણસમજુ માણસોના આ ટોળાને ઠેકાણે આણવાની ચિંતાભરી યોજનાઓમાં આ પુસ્તકને અને મારા સમયને અને મારી માનસિક શાન્તિને હવે વધારે બગાડવામાં સાર નથી. એમને હવે હું પ્રૌઢ પ્રાજ્ઞ મનુષ્યોનો અધિકાર આપીશ, અને જોઈશ કે મહેચ્છાની ઇચ્છા શી છે. હું માનું છું કે આ ભદ્રજનો મારી આસપાસની ભદ્ર વસ્તુને શાંતિથી ખોતરી ખાશે.

તો હવે મારા જીવનનો નવો યુગ આરંભાય છે. મારો જે જૂનો નિયમ છે કે, 'તમારું સ્વાતંત્ર્ય તમને આપું, મારું હું મેળવું' એ નિયમને પૂરતો પ્રવૃત્તિઅવકાશ આપવો એ હવે મારું કર્તવ્ય બનશે. મારે હવે કાળજી રાખવી રહે છે માત્ર મારાં સંતાનોની. મારી પત્નીની, મારાં માતપિતાની અને મારા ભાઈની કાળજી મારે—એ લોકો ખરેખર સ્પષ્ટ વચનોમાં મારી પાસે એવી ઇચ્છા ન જણાવે ત્યાં સુધી—કરવી રહેતી નથી. પોતાનું પોતે સંભાળે એવા એમને હક હોવા જોઈએ અને એવું જોખમ એમણે લેવુ જોઈએ. એમને હવે વિશેષ હસ્તક્ષેપ જોઈતો નથી, અને તે એમને નહિ મળે. ઉપરાંત પોતામાંના કોઈ એકની વિરુદ્ધ હું વચમાં પડું એવું તો તેઓ હવે માગી જ શકે નહિ આમ હોઈને એમને સ્પષ્ટ શબ્દોમાં મારે કહી દેવું જોઈએ અને હું કહી દઉં કે-'ફાવે તે કરો ફાવે તે બોલો., મારે ભોગે કે અન્ય કોઈને ભોગે; એનું પુણ્ય, પાપ, બદલો કે દુઃખ એ બધું હવે તમારું તમને. મારી ચામડી ઉતરડવાની મળે ત્યાં સુધી ઉતરડો; અને ઉતરડવા દેવાને ચામડી મારી પાસે ન રહે ત્યારે તમે તમારો રસ્તો શોધી લેવાને સ્વતંત્ર છો-હું 'હવે મારાથી મદદ થાય તેમ નથી,' એમ કહેવાને સ્વતંત્ર છું. તમે સુખી થાઓ તો તથાસ્તુ: એ મારે જશનો કે પુણ્યનો દાવો હું નથી કરતો-એ હોય કુદરતે યોજેલા ઉપાયનું અને વસ્તુઓના સ્વ-વિકાસનું ફળ." જ્યાં કળા ન ફાવી ત્યાં આ રીત ફાવે એવું બને. એવી છે મહેચ્છાની ઇચ્છા અને

'Now my task is roughly done!
I can fly or I can run!'

હું તો પૈસો કમાવાનો હોય તો કમાઉં છું, ન હોય તો ઉપવાસી રહું છું, અને કહું છું, 'પૈસો નથી.' તંદુરસ્તી હોય ત્યારે કામ કરું છું, ન હોય તો સૂતો રહું છું અને માંદગી–કે ડૉક્ટર–ફરમાવે તે કરું છું. કમાણીવાળું કે કમાણી વિનાનું અદાલતી કામ દબાણું કરતું આવે તો કરું છું, જો નાસી જાય અને મને નવરો મૂકે, તો હું બીજા વિષયો અને ગ્રંથો વાંચું છું અને લખું છું. અને એ પરવાનગી આંખ ન આપે, તો હું મનનાં જ વિચારું છું અને તત્ત્વચિંતન કરું છું. એ પણ ન બને ત્યારે જોઉં છું, સહું છું અને હસું છું. હું નિત્ય ઉપયોગ કરું છું એક જ વાતનો–શક્તિ અનુસારના કર્તવ્યનો.

कृत शक्तमिष्ट करोम्येव चेतत् ।
અને મહા પ્રસાદ તો ત્યાં પણ છે!

૧૧ મી સપ્ટેંબર, ૧૮૯૪.

× × ×

**કાકાનું માનસ**

કાકાના માનસનું અધ્યયન :

૧. એમણે વંચ્યું છે પુષ્કળ–ખંતથી, પ્રેમથી, પણ યોજના વિના; અને મહાન કોણ, તથા શિરશું કે કોણ, એ વિશેના પોતાના જ દૃષ્ટિબિંદુથી.

૨ એમણે પ્રગતિ સાધી છે—શૂન્યમાંથી સારા નરસા લાગતી તરંગલીલા સુધી અને ત્યાંથી પર્યાપ્ત ધનલાભ સુધી, બાહ્યઆંતર સુખ સુધી, અને લૌકિક તથા ધાર્મિક બાબતોમાં વિચારની અને મતની પરિપક્વતા સુધી; અને એવું વિરલ સદ્ભાગ્ય એમને સાંપડ્યું છે કે ચૂંટ્યાં રત્નો જ એમને સાહજનમીએ મળ્યા કર્યાં, એવું કાંઈ ન હાથ આવ્યું જે અખતરા કરીને કસી જોઈને નાખી દેવાનું કે રાખી લેવાનું હોય. આ સદ્ભાગ્ય બુદ્ધિની સૂક્ષ્મતા, સારાસાર પરીક્ષા સૂચવે છે.

૩ એમને આત્મશ્રદ્ધા છે પણ દર્પ કે અહંકાર નથી; ગુરુ-કદર છે પણ અંજાઈ જાય તેવી નહિ; દઢતા અને મક્કમપણું છે પણ હઠ કે દુરાગ્રહ નથી, વગેરે; આ ૨ નું પરિણામ છે.

૪. સત્યનો, ન્યાયનો અને હૃદયની નિષ્પક્ષ વિશાળતાનો એ સંનિષ્ઠાપૂર્વક સ્વીકાર અને સમાદર કરે છે—સિદ્ધાંતમાં; અને વ્યવહારમાં તથા જીવનમાં એમનું સૂત્ર છે ડાહી મુત્સદ્દીગીરી, જો કે એ શબ્દ-પ્રયોગ એઓ કબૂલ ન રાખે; અને, મુત્સદ્દીગીરીના પોતાના ખ્યાલમાં એઓ ચતુર છે, ખંધા છે અને ઉદાત્ત છે; તે સાથોસાથ તેઓ ઉદ્યોગી, અચલ, કાળજીવાળા અને ધીર, સાવધ અને પુરુષત્વ-યુક્ત, ન્યાયી અને ઉદાર રહીને પોતાની મુત્સદ્દીગીરીને સામર્થ્યથી અને કલાથી ટકાવે છે, પણ સૂક્ષ્મ નાજુક મુદ્દાઓ તરફ દુર્લક્ષ કરતા નથી.

૫. આ મુત્સદ્દીગીરી જાળવતા એઓ શત્રુઓ સાથે લડે છે, પણ—આખર પળે—પરાજયમાં કે વિજયમાં—ન્યાયની દષ્ટિ રાખીને એમની કદર બૂઝે છે, એમના પ્રત્યે પ્રેમ રાખે છે, એમને માન આપે છે.

૬. ખરી વાત એ છે કે એમની, એમના વેદાંતમાં છે તેવી વ્યાવહારિક અને પારમાર્થિક એવી બે સત્તા છે, અને પરિચિતજનની નજરને ત્રીજી પ્રાતિભાસિક સત્તા પણ દેખાય.

આ બધાનો વિસ્તાર અને વિકાસ થઈ શકે, પણ હાલ આટલું બસ છે. એમનામાં ઊણપો પણ છે પણ અત્યારે એનું પૃથક્કરણ કરવું મને ગમતું નથી. એમના સદ્ગુણો મહાન છે, પ્રબોધક છે, ઉન્નત કરે તેવા છે, અને મારા જેવા એમના ભક્ત માટે એ પર્યાપ્ત છે.

૧૬ મી સપ્ટેમ્બર, ૧૮૯૪.

× × ×

મારી પત્નીએ મારાં માતપિતાની, ભાઈ ભોજાઈની, બહેનોની અને તેમનાં બાળકોની એકનિષ્ઠાથી અને જાતભોગે સેવા કરવાના પ્રયત્ન કર્યા છે.

હવે પરિસ્થિતિ બદલાઈ છે, અને જેમાં એ ખરી હોય અથવા

ખોટી હોય એવી અનેક બાબતો સ્પષ્ટ છે, એટલે મને એ આવેશથી પૂછે છે કે એને જિંદગીભર ઉદ્વેગ કરવાની અને ભલાઈની રીતમાં એને કેળવવામાં એના યૌવનને રસવિમુખ બનાવવાની વૃત્તિ મારામાં શાથી અને શા ઉદ્દેશની સિદ્ધિ અર્થે પ્રવેશી હતી. કારણ કે એની ભલાઈના બદલામાં એને વડીલો તરફથી જ નહિ પણ નાનેરાંઓ તરફથી પણ અવગણના મળે છે. એ મને પૂછે છે કે જેઓને એ (મારી પત્ની) જુવાનીમાં મારા ગજવામાંથી થોડાક આના ખરચે એ પણ ખૂંચતું, અને જેઓ આજે, પોતાની આ ઉંમરે પણ બાળકો ખાતર મારી પત્ની મારા પૈસાને પોતાનો ગણીને વાપરે, તેની યોગ્યતા સ્વીકારવા તૈયાર નથી પણ દખલગીરી અને અવળી ટીકા કરે છે, તેઓ જ કેમ હવે બીજાએ કરેલા દુર્વ્યયને દરગુજર કરે છે અને ખર્ચને ઉત્તેજન આપે છે!

આ સંજોગોમાં હું મારી પત્નીની તરફેણમાં ચુકાદો આપું તેમાં હું પક્ષપાત કરું છું? બિચારી પત્નીની તબિયતને ધક્કો પહોંચાડવાની જવાબદારી મારાં કુટુમ્બજનોને શિર છે એમ કહેવામાં હું ખોટો છું? એમને હું બીજું કંઈ કરતો નથી પણ મારા જેવા મૂર્ખ માનું છું; અને એમ—નહિ જાહેરમાં, નહિ કોઈની હાજરીમાં, નહિ એમને મોઢે, પણ ફક્ત મારી ખાનગી નોંધપોથીમાં એમ કહું છું ત્યારે શું હું એમના પ્રત્યે સખ્ત થતું છું? આ પ્રશ્નોનો ઉત્તર આપવામાં મારો અંતરાત્મા મારી તરફેણમાં નિર્ણય કરે છે, અને એએ અને મારી પત્ની વચ્ચેના સવાલો ઈશ્વર ઉપર, કુદરત ઉપર, કુદરતના પરિણામકારક નિયમો ઉપર, અથવા, હું કહું છું તેમ પ્રકૃતિના ઉપાયો ઉપર છોડી દે છે. દુઃખી થતી મારી પત્ની પ્રત્યેની મારી ફરજ એ સવાલ વળી જુદો છે, અને એ કાગળમાં ન નોધું તો તેનાં કારણો છે સમાજવિદ્યાના અભ્યાસી તરીકે મને ખાત્રી એ મળ્યો છે કે સંયુક્ત કુટુંબવ્યવસ્થા વિરુદ્ધના મારા મતમાં વર્તમાન અનુભવનું એક વધારે દૃષ્ટાંત મળતાં હું વધારે દૃઢ બન્યો છું-વૈયક્તિક રીતે અને મારી અંગત દૃષ્ટિએ આ વિષય ઉપર જે ઉકળું કહેવાનું હતું તે કહી નાખ્યું છે—જે કહ્યું છે તે ઉકળ્યું છે—એવી હું આશા રાખું છું, અને માગી આ સાંસારિક દુઃખપ્રદ અને ક્ષુદ્ર બાબતો ઉપરના મારા અંતરના ઉભરાથી આ પોથી હવે વધારે ન બગાડવાનો માર્ગ મને સૂઝે એ હું ઇચ્છુ છું. અને મને મહેચ્છા

મારા અદના જીવનના અનંતર ભાવિ ક્રમ પ્રત્યે વેગે ધપાવે છે-' આજ સુધી અદના, અદના આજે અને હવે પછી. એવી છે મહેચ્છાની ઇચ્છા.

૧. બીજા લોકની કૌટુંબિક બાબતોનો ન્યાય તોળવા બેસો નહિ તેમ એમાં દખલગીરી પણ ન કરો, તેમ જ તમારી બાબતમાં બીજા એવું કરે તે ન ચલાવી લો.

૨. પુરુષોને, સ્ત્રીઓને અને બાળકોને બુદ્ધિ માટે અને ભાવનાઓ કે લાગણીઓ માટે ખોરાકની જરૂર રહે છે; તેઓમાં એ ખોરાકની તીવ્ર ઇચ્છા જાગશે, અને એ ક્ષુધા અતૃપ્ત રાખવામાં આવે તો મનના અને સંવેદનતંત્રના વિકૃત રોગ થશે. હું જોઉં છું કે મારું બાળક નકામા કામળ ચીંચરી લે છે, એનાથી વિચિત્ર રીતે રમે છે અને એ રમતને જીવનનો મહાન અને તલ્લીન કરનારો વ્યવસાય માને છે.આનો અર્થ છે ! અશિક્ષિત લોકોને એવા પ્રકારની પોતાની પ્રવૃત્તિઓ નથી હોતી ! સ્ત્રીઓને જોઈએ પોતાની ચીજ અને પોતાની પ્રવૃત્તિ—જે આપણી દૃષ્ટિને નિરુપયોગી લગતી હોય પણ એમના મનને તો કુદરતી કારણે શરીરના અને મનના બંધારણને ટકાવી રાખનારી લાગતી હોય; જે એમને ખૂબ ઉપયોગી એવી દિશામાં એમના સ્વાસ્થ્યને તથા સામર્થ્યને વિકસાવનારો વ્યાયામ પૂરો પાડતી હોય; જે એમને અન્ય મહત્ત્વનાં જીવનકાર્યોમાં પ્રવૃત્ત થવા માટે આવશ્યક શક્તિ અર્પતી હોય. આ ન ભૂલતા, અને વળી રખે ભૂલતા કે જે તમારા માટે સારુ છે તે તમારા બાળક માટે, પત્ની માટે, માતાપિતા માટે સારું નયે હોય એમના જીવનને પોષવા ટકાવવાની કળા એમને તમારી જીવનપદ્ધતિ પ્રમાણે પલોટવામાં સમાઈ રહેતી નથી પણ જીવનની અપેક્ષા અને એની પૂર્તિ અંગે તેમના વલણનો અભ્યાસ કરવામાં એ કળા છે, અને એ અપેક્ષાઓને શુદ્ધતર બનાવવામાં, કેળવવામાં અને પૂર્ણ કરવામાં એ કળા છે. એમાં અવલોકન અને પ્રયોગ આવશ્યક છે; સામા માણસના માનસિક બંધારણના યોગ્ય જ્ઞાન વિના, માત્ર તમારા પોતાના દૃષ્ટિબિંદુથી, પ્રચલિત માન્યતાઓને આધારે કરેલા અનુમાનો કેવળ પાંડિત્યના પરપીડનરૂપ પરિણામો આણે જે આહાર તમને પથ્ય કે

પાચ્ય હોય તે કોમલતર જઠરને અરુચિકર અથવા ભારે લાગે, બીજાના જઠરને અસહ્ય અને વમનકારક લાગે, ઇત્યાદિ.

૩. તમારા કુટુંબના ન્યાયાધીશ બનીને ન્યાય કરવા બેસો ત્યારે તમારા અભિપ્રાયોને અને દૃષ્ટિબિંદુઓને તમારા કુટુંબજનો સામે મૂકો એ આવશ્યક અને ન્યાય્ય જ છે એવું નથી; એમાં એઓ સાથે મૃદુતાથી, નાજુક રીતે, કામ લેવું જોઈએ. કટુ સત્યો એમને પ્રેમ-પૂર્વક સમજાવવાં જોઈએ; અને, તમે માત્ર સરલ સત્ય જ કહેતા હો ત્યારે પણ પ્રતિકૂળપણે દોષદર્શન કરતા દેખાઈને પ્રેમ અને પ્રતિષ્ઠા ખોઈને, વાતને વણસાડવી અને મીઠા સંબંધોને કડવા કરવા એના કરતાં કુદરતને જ—કુદરતની જે સમાધાનકારક શક્તિ છે તેને જ—કામ કરવાનો અવકાશ આપવો એ વધારે સારું છે કે નહિ એનો વિચાર કરવો જોઈએ. મારે ન્યાયનિર્ણય બાંધવો, પણ મૌન જાળવવું.

૪. એવા પણ પ્રસંગો હોય છે જ્યારે ન્યાય કરવાના પ્રયત્નો-માંથી જ ગંભીર અન્યાય થઈ બેસે.

× × ×

૧૯મી સપ્ટેમ્બર, ૧૮૯૩.

આજે કાકા સાથે થયેલા વાર્તાલાપનો સાર.

૧. નીચેના વાક્યનો અર્થ સમજાવવા મને કાકાએ કહ્યું, કારણ કે એમને એનું વ્યાકરણ સમજાતું નહોતું:

**आत्मानात्माकारं स्वभावसंस्थितं चित्तम् आत्माकारतया तिरस्कृतानात्मदृष्टि विदधीत ।***

આ વાક્યનું હું માત્ર વ્યાકરણ જ સમજ્યો કે તાત્પર્ય પણ, એ પણ એમણે મને પૂછ્યું. મેં કહ્યું: નહિ સમજાય ત્યાં પૂછીશ. એમણે કહ્યું: હા, પણ જે સમજાયું લાગે તે બોલી જવું જોઈએ, નહિ તો ખોટો સિક્કો ખરો માનીને રાખો, એટલે ખોટો સિક્કો રાખવાની શિક્ષા સહેવાનું જોખમ રહે.

* સ્વાભાવિક સ્થિતિમાં ચિત્ત આત્મા અને અનાત્મા ઉભયના આકારનું હોય છે તે આત્માકાર બનીને અનાત્મદૃષ્ટિનો તિરસ્કાર કરે એવું એને બનાવવું.

૨. પછી એમણે નીચે મુજબ સમજાવ્યું:

હું 'સમાનાર્થ (સમાંતર) વાક્યો' દ્વારા સમજાવીશ—એની એ. કે એના જેવી અન્ય વાત જુદી જુદી ભાષામાં સમજાવવાની એ રીત છે, જેમાંની એકાદ આપણા મનને ઉઘાડનારી બને, વગેરે. ઘટમાં આકાશ છે; સર્વ દશ્ય પદાર્થો અનાત્મા છે—જેમ ઘટમાં આકાશને સ્થાને આવતા દાણા છે; તમારે ચિત્તમાંથી એ દાણા કાઢી લેવા એટલે આકાશ આપોઆપ આવીને એને ભરી દેશે.

૩ સામાન્ય લૌકિક 'જ્ઞાન' તે વેદાંતનું જ્ઞાન નથી. આત્મા સૂર્ય જેવો છે, જે વાદળાંથી છવાઈ જાય; અંધારી રાતે વાદળાં અલગ દેખાય નહિ; દિવસે વાદળાં સૂર્યને ઢાંકી દે, છતાં વાદળાંનું અસ્તિત્વ એની પાછળ રહેલા સૂર્યથી જણાય:

**ઘનચ્છન્નદૃષ્ટિર્ઘનચ્છન્નમર્કમ્**

આત્મા આવો ગૂઢ છે, પણ અવિદ્યમાન નહિ.

૪. હું (આઠ કે વધારે મહિનાઓ સુધી મૌનપૂર્વક સાંભળ્યા કરવાની રીત જાળવ્યા પછી) આ વખતે વિવાદ કરવા લલચાયો. મેં કાકાને કહ્યું કે વેદાંત પણ અન્ય વસ્તુઓની માફક ક્રમશઃ વિકસ્યું છે.

એમણે કહ્યું: ના, જ્ઞાનનો પ્રકાશ જે બે હજાર વર્ષ પહેલાં હતો તે જ આજ છે.

મેં કહ્યું: એને 'પ્રકાશ' એ રૂપક આપવામાં હેત્વાભાસ છે. ખરેખર એ વિકસ્યું છે કે નહિ એ તો આપણે જોવું અને નોંધવું જોઈએ.

એમણે કહ્યું: શુદ્ધ જ્ઞાનને 'વિકાસ' એ ખ્યાલ લાગુ ન પડે, કારણ કે એ તો શંકરના અને જનકના જમાનામાં હતું તેવું જ પૂર્ણ આજે છે.

મેં કહ્યું: એમના મસ્તિષ્કમાં જે વિચારો હતા એનો માટે એમ કહેવાય—પણ એને જાણવાનું કાંઈ જ સાધન નથી; એમના ગ્રંથો એ જ એક પુરાવો આપણને લભ્ય છે, અને એ ગ્રંથોમાં 'પ્રગતિ' કે 'વિકાસ' પરખાય છે એમ હું કહું છું.

એમણે કહ્યું: અદ્યતન શબ્દપ્રયોગ કરવા ઇચ્છતા હો તો

* ઉત્ક્રાંતિ ' કહો, ' વિકાસ ' નહિ, કારણ કે ' વિકાસ ' શબ્દ તો એની એ વસ્તુના સાતત્યની સૂચના જેવો પુરાણો છે, અને હું નથી ધારતો કે ખરું જ્ઞાન એવું ...(પાનું ફાટી ગયું છે.)

મેં કહ્યું : ' પ્રગતિ ' નો અર્થ વિકાર—ફેરફાર—પરિવર્તનથી વધારે કંઈ હું કરું છું એમ માનવાની જરૂર નથી; કારણ કે પરિવર્તન .. (ફાટી ગયું છે) ...; પરિવર્તન આપણને આગળ આગળ લઈ જાય છે કે તેને તે બિંદુએ પાછા આણી મૂકે છે એ પ્રશ્ન જુદો હોઈને હું બાજુએ મૂકું છું.

એમણે કહ્યું : બ્રહ્મસૂત્રોનું અને ઉપનિષદોનું તત્ત્વ દર્શન શંકરે સૂચવ્યું એમ હું માનતો નથી; એ તો માત્ર સમકાલીનોના મતનું -સમુચ્ચયવાદનું-ખંડન કરવામાં જ પ્રવૃત્ત હતા. સમુચ્ચયવાદીઓ માનતા : મનુષ્યે ઉપાસનાદિ વડે ક્રમશઃ જ્ઞાન પર્યંત આરોહણ કરવું જોઈએ શંકર માનતાઃ જેઓ પોતાની સૂક્ષ્મ અને કુશળ બુદ્ધિ વડે, સાધનાઓમાં આખી જિંદગી વિતાવ્યા વિના જ, જ્ઞાન પામી શકે તેવાઓ માટે સાધનાઓ અનાવશ્યક છે.

મે કહ્યું : સમુચ્ચયવાદની વાતને બાજુએ રાખો; આપણે જોઇએ છીએ કે આપણા લોકોની અર્થ કરવાની રીત એ હતી કે પ્રાચીન વાકયોની પોતાના નવા મતથી સંગતિ સાધવી; એકના એક લેખકનાં વાકયોની સંગતિ બતાવવાની હોય ત્યાં આ પદ્ધતિ ઉચિત છે, પણ જૂના ગ્રંથોને કે ગ્રંથગત ઉકિતઓને તાણીતૂસીને એમાંથી આપણો અર્થ કાઢી બતાવવો એ ઉચિત નથી; અર્થદર્શનની આ ખોટી પદ્ધતિથી ખસીએ ત્યારે આપણે જોઈએ છીએ કે ઉપનિષદોના વિચારોનો શંકરના સમયનાં ઉપયોગ કરવામાં આવ્યો છે.

એમણે કહ્યું : જુઓ ( ફાટેલું છે ) ...પણ શંકાની શાશ્વત સ્થિતિ તરીકે; અને હું એમ માનું છું કે ઐતિહાસિક પદ્ધતિ આપણને શાશ્વત શંકામાં રાખે છે, કારણ કે એ સૂચવે છે કે જેમ ભૂતકાળના નિર્ણયોને સ્થાને વર્તમાન નિર્ણયો આવી બેસે છે તેમ આપણા આજના નિર્ણયોને સ્થાને ભવિષ્યમાં કોઈ એથી વધારે આકર્ષક નિર્ણયો આવે. એટલે એ પદ્ધતિ આપણને આખી જિંદગીમાં કદી સિદ્ધાંતની સમીપે ન પહોંચાડી શકે. આ સ્થિતિ તો દુઃખકર છે, અને એમાં નબળી ક્ષણોએ પાછા પડવાનો કે ભૂલ

કરવાનો સંભવ રહે છે,–ખાસ કરીને વૃદ્ધાવસ્થામાં, દા૦ ત૦ ભાઈ ...ની બાબતમાં બન્યું છે તેમ. વિદ્યાની અન્ય શાખાઓમાં આવું ચાલવા દેવાય, પણ જ્ઞાનની બાબતમાં નહિ એમાં તો શંકાશીલતા અહાભય છે, **संशयात्मा विनश्यति** એ હકીકતનું કથન છે, આ વિષયમાં, આપણે રોજ શંકા કર્યા કરીએ તો નબળાઈની ક્ષણોએ આપણી દલીલના આધારોને જ ભૂલી જઈએ. માટે, આપણે 'સિદ્ધાંતો' હમેશ પ્રાપ્ત કરી રાખવા જોઈએ, અને દુનિયાને કહી દેવું જોઈએ કે ઈશ્વર ઉપરથી ઊતરશે તો પણ હુ મક્કમ રહીશ અને મારા પરિપક્વ નિર્ણયોને વળગી રહીશ. તમારા નિર્ણયોને એવા પાકા બનાવવા માટે યોગ્ય ક્રમ તમે ન શોધી કાઢો તો તમે વાસના લઈને મરી જશો અને ફરીથી જન્મ લેશો—જો કે તમે (ગો. મા. ત્રિ.) પુનર્જન્મમાં માનતા નથી. મારી પોતાની વાત એવી છે કે ઈશ્વર કદાપિ મને કહે કે હું ખોટો છું, તો હું એને કહીશ કે, 'મેં મને તારામાં જોયો છે, અને—'

અહીં ઘોડાગાડી ઊભી રહી અને અમે છૂટા પડ્યા.

કાકાના નિર્ણયોનું પૃથક્કરણ કરતાં હું અંશતઃ સંમત થાઉં છું અને અંશતઃ એમનાથી જુદું માનું છું જ્ઞાનની શ્રમજનક શોધસફર કર્યા પછી કિનારે ઊતરવાનું સ્થિર સ્થાન મેળવવા ઈચ્છતી વ્યક્તિ માટે એક વ્યવહારનીતિ સૂચવનાર તરીકે, અને વ્યક્તિના બળ અને સુખના શસ્ત્રભંડાર તરીકે, એમના મત સંગીન છે, ડહાપણ ભરેલા છે અને જોરદાર છે. એ મતો આપણને એવો બોધ આપે છે કે જીવનમાં એક સિદ્ધ વસ્તુ માનીને સ્વીકારવી, અને સહજવૃત્તિઓને લડવાની શક્તિ હોય તે દરમ્યાન સહજવૃત્તિઓને બુદ્ધિસંવાદી બનાવવી. અને એ અભિપ્રાયો યુરોપિયનોની વ્યવહાર-કુશળ આદતને અનુસરે છે—કારણ કે યુરોપિયન કહે છે, 'મેં થયો તેટલો ઉત્તમ વિચાર કર્યો છે, અને એ આધારે જીવન-વહનમાં ઝંપલાવ્યું છે. એમાં મારી ભૂલ હોય તો દરકાર નથી.' એ મતોને મારા કલ્યાણ માટે અતિશય ચિંતાથી, લાગણીથી અને ગાંભીર્યથી મારા ચિત્તમાં ઉતારવાનો કાકાનો આગ્રહ હતો વ્યક્તિ તરીકે મારા હિતાર્થે વ્યવહારનીતિની દૃષ્ટિથી નિયમોનો વિનિયોગ એમાં ધાર્યો હોય તો એટલા પૂરતો હુ એમાં સંમત છું.

પણ સત્યના અને માનવતાના હિત-પક્ષે મારું જે કર્તવ્ય છે-એ ગમે તેવું, ગમે ત્યાં અને ગમે તે હોય-તે જોતાં હું એ વ્યવહારનીતિની' દિશાએ આગળ વધતાં અચકાઉં છું; સિવાય કે મારું કર્તવ્ય મારી શક્તિની મર્યાદાથી મર્યાદિત થયું હોય તેટલા પૂરતી એ નીતિને અનુસરું. હું આજીવન સંશયશીલતાથી ડરતો-અચકાતો નથી,. અને સંશયવૃત્તિ એ જ જો મારું સત્ય હોય તો એને છુપાવીને કે એની ઉપેક્ષા કરીને હું આત્મવંચના કરવા ઇચ્છતો નથી. કારણ કે સત્યને જ ખાતર સત્યનું અન્વેષણ માનવને શાંતિપ્રદ પ્રખર શ્રેયઃપ્રાપ્તિને અર્થે કેળવે છે. પણ મને લાગે છે કે સંશયવાદનો ડર જ કાલ્પનિક છે આપણા શરીરના વિકાસ જેવો આપણો પોતાનો વિકાસ થાય છે-સત્યની ઐતિહાસિક પદ્ધતિથી. એ પદ્ધતિને અનુસરનાર પ્રત્યેક વ્યક્તિની બુદ્ધિ અમુક સમયે એક જ સમાન દિશામાં પ્રગતિ કરે છે, વિકાસ સાધે છે અને વિશેષ શક્તિ અને બળ પ્રાપ્ત કરે છે; એ બુદ્ધિ પોતાની અમુક સ્થિતિના કારણે શંકાશીલ રહે એવું નથી. જેમ મનુષ્યનો દેહવિકાસ જીવનને અમુક ક્રમે અટકે છે તેમ આ બૌદ્ધિક પ્રગતિ પણ એક ક્રમે વિરમે છે. એ વિરામક્રમને આપણે 'પરિપક્વ વિચારેનો (દૃષ્ટિનો)' ક્રમ કહીએ છીએ. ક્યાંક કોઈક ધર્મગુરુને-બાબાવાક્યને-પ્રમાણ ગણી લઈને, કૃત્રિમ રીતે પરિપક્વતા ઉપજાવીને કે કલ્પીને, એ સૌભાગ્યની પૂર્ણતા એના સમયથી વહેલી સાંપડી માની લેવી એ તત્કાળ મીઠું મધુરું લાગે; પણ માનવબુદ્ધિને કેળવવામા અને ખીલવવામા એ માર્ગ વંચનામય છે— છેતરામણો છે. પ્રત્યેક વ્યક્તિની બુદ્ધિના કૌમારપટલના છેદનની ક્ષણ ક્યારે આવે-કે આવી-એ નક્કી કરવાનું કામ પ્રકૃતિનું છે, માનવની કૃત્રિમ યુક્તિનું નહિ. વળી અપરિપક્વતા અને સંશયવાદ અંત સુધી વાસનાને જીવંત રાખે જ એ પણ ખરું નથી. 'વ્યવહારું નીતિ' અને 'સત્ય દૃષ્ટિ' બને, સાથોસાથ અને પડખોપડખ, ભિન્ન તત્ત્વો રૂપે વિકસી શકે—એક, વ્યક્તિના વહેવાર માટે; અને બીજી, જે સમાજ પ્રત્યે આપણું કર્તવ્ય છે એ સમાજના વહેવાર માટે; જો કે શાંકરવેદાંત એ કર્તવ્યની ઉપેક્ષા કરે છે.

આ વિચારણા અને એનાં પરિણામો જેને હું શાંકર-વેદાંતની' મોટી ત્રુટિ કહું છું એનું ઉદાહરણ બને છે. આ નવીન વેદાંત

પ્રાચીન વેદાંતથી બહુ ભિન્ન છે. પ્રાચીન વેદાંતદર્શન મનુષ્યને ઝૂઝવાને પ્રેરતું, નિવૃત્ત થવાને નહિ; અને એ યુદ્ધને અર્થે–દેશ પ્રત્યે નહિ ગોત્ર-કુટુંબ પ્રત્યે અને જાતિ જૂથ પ્રત્યે કર્તવ્ય સોંપતું. નીતિશાસ્ત્રનો નવ્ય બૌદ્ધોએ અને શંકરે વ્યવચ્છેદ કર્યો હતો, પણ આજે એ નીતિશાસ્ત્ર નાસ્તિકને પણ ઊંડી અર્થવત્તાવાળું સમજાય છે, અને આ ઉપર કહ્યાં કર્તવ્યોથી પણ સત્ય પ્રત્યેના કર્તવ્યને વધારે મોટું માનવામાં આવે છે, કારણ કે સત્ય પ્રત્યેનું કર્તવ્ય માનવવ્યક્તિનું પોતા પ્રત્યેનું જ કર્તવ્ય નથી પરંતુ માનવના સમષ્ટિ સાથેના સંબંધમાંથી પ્રાપ્ત થતું કર્તવ્ય છે. અને સત્ય સ્વયમેવ ભવ્ય સિદ્ધિ છે–એનાં પરિણામભૂત અન્ય કંઈ ફળો ન હોય તો પણ. હું કહી ગયો છું તેમ, માયાનો અધ્યાસ એને અર્થહીન ગણીને, અને એનો 'ધર્મ' તત્ત્વના સ્વીકારમાં સમાવેશ થતો નથી એમ માનીને, તજી દેવામાં આવ્યો એમાંથી આ ક્ષતિ ઊપજી છે.

આ વિચારબિંદુ અન્ય ચિંતનપ્રદેશનું દ્વાર ઉઘાડે છે, અને મારો સૂઈ જવાનો સમય પણ થઈ ગયો છે.

તા. ૫ ઑક્ટોબર, ૧૮૯૪,

ઉત્તરકાલીન વેદાંતદર્શનનો મોટો ભાગ માનવના મનને શાસ્ત્ર અથવા સિદ્ધાંત તથા જીવન અથવા વ્યવહાર એ બે વચ્ચે સંવાદિતા સાધવાની તાલીમ આપવાની કલાને વિસ્તારથી વર્ણવવામાં રોકાય છે. ગૃહસ્થાશ્રમની સંસારના અને સંન્યાસીના આધાર તરીકેની આવશ્યકતાનો તો એમાં સ્વીકાર હતો એમાં શંકા નથી. પણ ભિક્ષુત્વ એ વ્યક્તિએ અવશ્ય સાધવાનો આદર્શ અને પ્રિય લક્ષ્ય હતું; વ્યક્તિને અલક્ષ્ય આત્મા જોડે તાદાત્મ્ય અનુભવવાનો અને માયાથી પર થવાનો ઉપદેશ આપવામાં આવતો; પરિણામે માયામય જગતના હિતાર્થે ગૃહસ્થાશ્રમનો સ્વીકાર વ્યક્તિની ઇચ્છાને અવલંબતા કર્તવ્યના આભાસની ઊતરતી કક્ષાએ પહોંચ્યો હતો. કર્મકાંડે એ જ પરિણામ અન્ય પ્રકારે ઉપજાવ્યું હતું, કારણ કે એણે કર્મને અથવા પ્રવૃત્તિમય જીવનને પદભ્રષ્ટ કરીને એને સ્થાને વિધિરૂપ અવાસ્તવિક કર્મની પ્રતિષ્ઠા કરી હતી અને એનો ઉદ્દેશ માનવજીવનને વિધિમય અને મંત્રમય બનાવી દેવાનો હતો આ વિધિઓને અને મંત્રોને

સાંસારિક હિતસાધના જોડે કંઈ લેવાદેવા નહોતું તેથી મનુષ્ય અન્ય પ્રકારે સંન્યાસી જેવો બની જતો. આ વિધિઓને સાધન અને સંપત્તિ તરીકે વેદાંતે અપનાવી લીધા હતા; અને યોગનો પણ એ પ્રકારનો સમાવેશ કરી લીધો હતો.

આ રીતે શાંકર વેદાંતે વિરોધી મતોનો પોતામાં અંતર્ભાવ કરીને વિરોધ ઉપર વિજય મેળવ્યો હતો. નિરક્ષર પૃથગ્જનના ભક્તિમાર્ગે જે રીત સ્વીકારી હતી તેના જેવી જ વેદાંતની આ રીત હતી, કારણ કે ભક્તિમાર્ગે પણ પ્રચલિત પ્રાચીન અને પ્રતિસ્પર્ધી વૈદિક ધર્મ ઉપર અંગીકરણથી વિજય મેળવ્યો હતો. આ બે સંપ્રદાયોએ કરેલા અન્યના અંગીકરણથી આટલે અંશે ભિન્ન હતા : નવીન વેદાંત એટલે ત્રણ ચતુર્થાંશ પ્રાચીન વેદાંત + કર્મકાંડનાં અને યોગનાં અને બૌદ્ધધર્મનાં સન્યાસ સ્વરૂપો + એ સંપ્રદાયોનાં બીજાં કેટલાંક તત્ત્વો ભક્તિ માર્ગની રીત એથી જુદી હતી. એની પદ્ધતિમાં મૌલિક પ્રતિભાનો ઝબકારો હતો—એણે પ્રાચીન નામોનો અને પૌરાણિક કલ્પનાઓનો અંચળો ઓઢયો હતો પણ એના આત્માને નહોતો અપનાવ્યો. ભક્તિમાર્ગ પૂર્ણતઃ નવીન કલ્પનારૂપ હતોઃ વૈષ્ણવ ભક્તિમાર્ગ સાંસારિક જીવનનાં સંન્યાસવિરોધી વલણો તરફ ઢળ્યો હતો, અને વલ્લભમાર્ગમાં તો રસિકતાનો અતિશય પ્રવેશ્યો હતો. આનું દૃષ્ટાંત 'હારમાળા'માં મળે છે : નરસિંહ સંન્યાસીને કહે છે કે રામને મરણકાળે જપીયું—અત્યારે તો કૃષ્ણને ભજીયું.* વિષ્ણુ પાલકદેવ હોઈને આવા મતવાળાઓના આદર્શદેવ બની રહેવાને યોગ્ય હતા. વલ્લભમતનું શુદ્ધાદ્વૈત—ગોપી અને કૃષ્ણનું અદ્વૈત—એ વેદાંતનાં બ્રહ્મ અને માયાનો ઉપાલંભ કરતું રૂપક છે.

આ બેમાંથી એકેય ધર્મમાં જગત માટે નૈતિક જીવનધોરણ સર્જવાની યોગ્યતા નહોતી. વેદાંતમાં નહોતી, કારણ કે એણે આસપાસનાં વિચારવતુંલોમાંથી સંન્યાસને અપનાવ્યો હતો. ભક્તિમાર્ગમાં યોગ્યતા નહોતી કારણ કે સંન્યાસ વિરુદ્ધની એની પ્રત્યાઘાતી

* 'રહેવા દે તારો રામ ભજવા + + તેનું મરતી વેળા છે કામ.' હારમાળા પદ ૪૨.

'રે ઘરડા થઈશું ત્યારે રામજી કહીશું, આપણાં કર્યાનો મારે ખપ નથી; છેલ છબીલો ને છોગાળો તેને મૂકીને બીજે ભજવો નથી.' પદ ૧૨.

વ્યવહાર ચલાવવામાં એ માર્ગ સાંસારિક રસને ચીને ચડી ગયો હતો; બીજું કારણ એ કે એનું લક્ષ્ય પ્રેમને લૌકિક વિષયમાંથી અલૌકિક પદાર્થમાં સક્રાંત કરવાનું હતું, અને પ્રેમની આ વિષયસંક્રાંતિમાંથી વ્યવહારમાં નીતિ એના અનુષંગરૂપે ફલિત થાય, એમાં માનવ પ્રયત્નની અપેક્ષા ન રહે એમ સ્વીકારાયું હતું. આ વિચાર પૅરેડાઈઝોમાં દાન્તેની બિએટ્રિસના ઉર્ધ્વનની જોડે સાદૃશ્ય વ્યક્ત કરે છે (સરખાવો. કેર્ડ, પુસ્તક ૧, પૃષ્ઠ ૫૧–૧૨). બેશક, આ નીતિમાન થવાનો એક માર્ગ હતો, પણ આમાં નીતિનું સ્થાન ગૌણ હતું—ધણીની પાછળ કૂતરો જાય એમ નીતિ ભક્તિની પાછળ એ થાતી ગૌણ બાબત હતી. પણ એ વ્યવસ્થામાં પ્રધાન ગૌણ વસ્તુઓના સ્થાનનો વિપર્યાસ થતો હતો. નીતિભાવના તો ઊર્ધ્વગામી ઉર્ધ્વન છે જેને માટે પ્રયત્નની, ઉદ્યમની, ચિંતનની અને પ્રવૃત્તિમય પરિશ્રમની અપેક્ષા રહે છે. એને નિષ્ક્રિય શાંત રહેવા દઈએ તો એ બંધિયાર જળ જેવી ગંધાઈ ઉઠે, (પોતે) મરે અને (અન્યને) મારે.

પ્રાચીનતર વેદાંત અને ગીતામાં અર્જુનને અપાયેલી ઉત્તેજના આ રીતે આ અન્ય ધર્મોથી પોતાનો ભેદ સિદ્ધ કરે છે.

આ તુલનાઓથી સત્ય અને જ્ઞાન હાથ લાગે છે, અને જ્ઞાનની શોધમાં વ્યવહારુ નીતિની અને સંરક્ષણવૃત્તિની કાકાની દલીલ મારા મનને રુચતી નથી, કારણ કે એમાં, જેનું માનવતાએ કરેલું દર્શન એક અને અખંડ દર્શન હોવું જોઈએ એ સત્યનું તથા ધર્મનું (કર્તવ્યનું) ઉલ્લંઘન થાય છે. સત્ય એ નથી જે મારી કે તમારી દૃષ્ટિને દેખાય; વિશ્વદૃષ્ટિને દેખાય તે સત્ય છે. ભૂતકાળની, વર્તમાનની અને ભવિષ્યની દૃષ્ટિ મળીને જ એકમાત્ર દૃષ્ટિપથ ઘડે છે અને એ રીતે જ વ્યક્તિનું દર્શન વિશ્વની—સમગ્ર માનવતાની—દૃષ્ટિની નિકટતમ પહોંચી શકે. એ જ રીતે પાક્ષિક કે આંશિક સત્ય સંપૂર્ણ સત્યની નજીક પહોંચી શકે. ઉત્સર્ગસિદ્ધિ અર્થે પોતાનો વ્યય કરી દેવો એ મારું કર્તવ્ય છે, તેથી એ આવશ્યક છે કે હું મારા આસપાસના જગતમાં મારો વ્યય ઉચિત પ્રકારે કરું તે પહેલાં મારે મારા નાભિનાલ * દ્વારા મારો વિકાસ સાધવો જોઈએ. મને લભ્ય હોય તે સમસ્ત અને સંપૂર્ણ સત્યનું પૂર્ણતમ—બૃહત્તમ—ગ્રહણ અને મારી આત્મ-કેંદ્રીય દૃષ્ટિમાં અંગીકરણ એ જ નાભિ-

* નાભિનાલ એટલે જ્ઞાનરૂપ પોષણ મેળવતો ઇંદ્રિયગણ.

આ છે મારો રાજ્યવિસ્તાર અને મહાન સિકંદર માફક, મારી સેના મને અનુસરે ત્યાં સુધી, એની શોધમાં જવું એ મારું કર્તવ્ય છે. એ રાજ્યના ખરા પાયાઓથી અસંગત હોય એવી કોઈ પણ વ્યવહારનીતિ સાચી નથી, અને એ જ અર્થે સત્ય વ્યવહારિક નીતિને ચલાવી લેતું નથી. જે તત્ત્વજ્ઞાન કે તત્ત્વદર્શન આ સત્યનું ગ્રહણ અને સંવર્ધન કરવામાં નિષ્ફળ થાય અને આ કર્તવ્યની અવગણના કરે એ તેટલા પૂરતું અપૂર્ણ અને અસમંજસ છે; અને એ જ્ઞાનને સંપૂર્ણ માની લેવા મને કહેવું એ મેં કાલે ખોરાક લીધો હતો માટે આજે ભૂખ્યા રહેવાનું કહેવા જેવું છે. મારું નાભિનાલ, એ વિદ્યમાન છે ત્યાં સુધી, મને ભૂખ્યો રાખવા માટે નથી. એ સાધનો દ્વારા પોષણ મેળવવાને માટે હું બંધાયેલો છું, અને મહેચ્છાનો ઈરાદો એવો છે તો પછી મારા અહમ્-કેન્દ્રે થતી એ સાધારણ સત્યની —એની સાધારણ દંતપંક્તિની—પ્રવૃત્તિને વણસાડવાને હું તૈયાર નથી. એમ એનો નાશ કરવો એ 'અહંકાર' છે અને 'ગૌણત્વ' છે જેની સામે અર્જુનને ગંભીરતમ વાણીમાં સાવધ રહેવાનું કહેવામાં આવ્યું હતું. મારું તત્ત્વદર્શન પણ મને એ પ્રકારની ચેતવણી આપે છે, એ મને એ મહાન ઇતિહાસ-કાવ્યની અંતિમ ચેતવણીનો ખોટો અર્થ નહિ કરવા દે, અને સત્યના અન્વેષણમાં વ્યવહારુ ચાતુર્ય નીતિના તત્ત્વનો પ્રવેશ કરીને હું મારા પોતાના તત્ત્વદર્શનને ફુરચો કરીને ઉડાડી દઉં એ પણ નહિ થવા દે. સત્ય જ વ્યવહારકુશળ નીતિનું માર્ગદર્શક છે; વ્યવહારનીતિ સત્યની માર્ગદર્શિકા નથી. અને જન્મ અને મરણની બે કોટિઓની વચ્ચેના મારા અહમરૂપ બે પગા પ્રાણીના કરતાં સત્ય ચિરંજીવી છે. વૃદ્ધાવસ્થામાં મન બદલવાથી અચકાવું એ તો સત્યને આ બે પગા પ્રાણીની પૂંછડી ઉપર સવારી કરાવવા જેવું છે. આપણા લોકો પણ હું જે રીતે આ મુદ્દો જોઉં છું તેમ જોઈ શકતા એ આ પંક્તિનો લેખક બતાવી આપે છે :

अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् ।

તમે જે જ્ઞાન મેળવ્યું હોય તેના વડે સહજવૃત્તિઓને પકડી શકો. અને સહજવૃત્તિને પકડ્યા પછી એ જ્ઞાનલાભને તત્કાળ પૂરતો પૂર્ણ અને સિદ્ધવત્ માની લો. પણ એથી વિશેષ માની લો તો તે કર્તવ્યનો ભંગ છે. જ્યાં સુધી જીવન-માતાના ઉદરમાં, ઉપનિષદ

કહે છે તેમ પ્રજાપતિના આ ઘરમાં, હું છુ ત્યાં સુધી, મૃત્યુની મુક્તિ પર્યંત, મહેચ્છાની અદષ્ટ ઇચ્છાઓની પૂર્તિ માટે મને આપેલા સર્વદેશીય નાભિનાલ દ્વારા કુદરત જે રેડે તે જ્ઞાનભોજન–એ જ્ઞાન સાપેક્ષ જ્ઞાન હોય તો પણ—લેવાની ના હું કહી શકું નહિ અને કહીશ નહી. એ ભોજનથી હું અન્નપૂર્ણાની જ્ઞાનવૈરાગ્યસિદ્ધિ માટેની આહાર-પ્રસાદીથી તંદુરસ્ત અને તાકાતવાળો બનીશ, અને પ્રયત્નપૂર્વક ચૂસવાની ક્રિયા કરીને પણ હું એ આહાર લઈશ તેના વિના ઉત્સર્ગસિદ્ધિ—આત્મવ્યય–નથી. એમ માની લેવું કે વેદાંતમાં જે જ્ઞાન છે તે પ્રાચીન કાળમાં વિકાસની પૂર્ણતાએ પહોંચ્યું હતું, અને શંકરને એ જ્ઞાન એવું પૂર્ણ મળ્યું હતું, અને આપણે એનો વિશેષ વિકાસ કરી શકીએ નહિ—એ તો શંકરની બુદ્ધિનું અને જે પ્રગતિશીલ સંસ્કૃતિએ, સદીઓના વિકાસ પછી, શંકરને ઉપજાવ્યો એ સંસ્કૃતિનું પણ, અપમાન છે. એ વિકાસ ન હોત તો કેવલાદ્વૈત—પરમાદ્વૈત—ક્યાં હોત ! જ્ઞાનનું નાભિનાલ જે અર્પે તેનો અસ્વીકાર કરવો એ જ્ઞાનની આત્મહત્યા છે, અને જો સંન્યાસીનું ચિત્ત પણ—જેને રોગગ્રસ્ત દષ્ટિથી અને વિકૃત રીતે સાંસારિક જીવન અને કર્તવ્યથી વિમુખ બનવાનો બોધ અપાયો છે તેવું સંન્યાસીનું ચિત્ત પણ—આ દુનિયામાં આત્મહત્યા ખાતર પોતા ઉપર આખરી ઘા કરવાના ખ્યાલથી ખચકાય છે અને પાછું હઠે છે, અને જીવન ટકાવવા માટે ભિક્ષાટન પણ પસંદ કરે છે. એ વસ્તુસ્થિતિ પોતે જ મને, સન્યાસ ધર્મના પોતાના મુખે, જે શરીર પોતાના અસ્તિત્વના વિરોધી પ્રતીક શસ્ત્રપ્રહારનો સામનો કરવાને બંધાયેલાં છે એવા આપણાં આ મોટાં શરીરોએ આપઘાત કરવો જોઈએ એ પક્ષની બધી દલીલોનો રદિયો આપે છે, અને એને સર્વથા ઉપપત્તિ-રહિત અને અનિર્વાહ્ય પુરવાર કરે છે. અર્જુનને જે સંન્યાસનો ઉપદેશ આપવામાં આવ્યો હતો તે આવો નિજ અસ્તિત્વ ઉપરનો શસ્ત્રપ્રહાર નહોતો પણ શસ્ત્રપ્રહારનો સામનો કરી શકે એવો શક્તિસંચાર હતો. પ્રાચીન વેદાંત આવા શક્તિસંચારથી ભરેલું દર્શન હતું. ઉત્તરકાલીન વેદાંત આ શસ્ત્રપ્રહારનું શાસ્ત્ર હતુ. હું માનુ છુ કે આ શસ્ત્રપ્રહારશાસ્ત્રના જંતુઓને પોતાની આજુબાજુ જોઈને, એ શસ્ત્રપ્રહારના શાસ્ત્રને જ શસ્ત્રપ્રહાર કરવાના હેતુથી ગીતાના કર્તાએ સર્વોત્તમ નીતિશાસ્ત્રમાં આ સર્વોત્તમ પ્રકરણ મૂક્યું હતુ. પણ ગીતાનો એવો હેતુ હતો તે

છતાં એ શસ્ત્રપ્રહારશાસ્ત્ર ટકયું અને વધ્યું અને ગીતાને જ પોતાનામાં સમાવી ગયું!—ગીતાનાં વચનોના અંધ અનર્થમય અર્થો કરીને ગીતા પાસે એને જે કહેવું નહોતું તે કહેવડાવ્યું! આ શસ્ત્રપ્રહાર-શાસ્ત્રના સિદ્ધાંતોમાંથી અંતે જે નિર્ણયો નીકળતા હોય તે નિર્ણયો સુધી પહોંચીને, એ નિર્ણયોને ઉઘાડા પાડવા જોઈએ, અને એના ભક્તો જો એમ કહે કે, 'અમારી આવી મજાક ના કરો' તો તેમને મૂગા કરવા જોઈએ—કારણ કે નીતિસદાચારના તત્ત્વજ્ઞાને જીવનનો એક નિયમ જો ઘડયો હોય તો તેમાં કોઈ જ અપવાદ ન હોવો જોઇએ—અને જો વ્યાવહારિક જીવનની દૃષ્ટિએ આત્મહત્યા, સિદ્ધાંતાનુરોધે, હદ જ પર્યંત કરી હોય તો, એ જ સિદ્ધાંત જેને લાગુ પડે છે એવા કેદ વને એમાંથી બચવા દેવું ન જોઈએ, પરંતુ જો એ શાસ્ત્ર કહે કે અમે આટલી હદ સુધી જ જઈશું, એથી આગળ નહિ જઈએ, તો સમજવું કે કાં તો એ ડરપોક છે અથવા તો, જેમાં મહેચ્છા કાર્ય કરી રહી છે એવા અલક્ષ્ય ચિત્તના કોઈ અવિનાશી અવશેષના પ્રભાવે, એમાં આ અનિષ્ટ શાસ્ત્રનો વિરોધ કરવાની વૃત્તિ જગાડી છે. કોઈ ભારતીય તત્ત્વદ્રષ્ટા ભીરુ નથી, એટલે આપણને સ્વીકાર્ય રહેતો વિકલ્પ એ જ છે કે (પોતે સ્વીકારેલા સિદ્ધાંતનો જે અનિવાર્ય માર્ગ છે એ માર્ગે) આગળ વધવાનો ઈન્કાર એ પોતાના સિદ્ધાંતની છેવટે દેખાતી અનિવર્હણીયતાનો, અશક્યતાનો, સ્વીકાર છે; અને એ ઈન્કારથી, જે સુસંગત એકવાકયતા એ સિદ્ધાંતનું પ્રથમ પ્રતિજ્ઞાસૂત્ર છે, તેનો જ ભંગ થાય છે. સિદ્ધાંતની અનિર્વાહ્યતા જોયા છતાં પણ એ શાસ્ત્ર પોતાની પ્રતિજ્ઞાત સમગ્ર વ્યવસ્થામાંથી પૂરેપૂરું પીછેહઠ ન યે કરે. પણ એ પાછું ફરવા ખુશી નથી એ હકીકતને એને આપણા તત્ત્વજ્ઞાનના વિષયપ્રદેશમાં સ્થાન આપવાનું કારણ ન ગણી શકાય.

૧૯મી ઑક્ટોબર, ૧૮૯૩.

નાભિનાલ ઈત્યાદિના મારા સિદ્ધાંતમાં નીચેની બાબતોનો સ્વીકાર આવી જાય છે:

(૧) ગત જીવન, વર્તમાન પરિણામોનાં કારણો એમાં મળે એ અર્થે, અને (૨) ભાવિ જીવન, નીતિમય શાસન કરનાર ચેતનનંત્રની માન્યતા સ્વીકારીએ એમાં વર્તમાન કારણ સામગ્રીના પરિણામસાધક-

કાર્યમાં અપૂર્ણતા કે ન્યૂનતા જણાય તેનો ખુલાસો કરવા માટે, જે સિદ્ધાંત-કલ્પના આપણી સમસ્યાઓમાંની ઘણીખરીનો સારી રીતે ખુલાસો કરે, અને બાકીની થોડી સમસ્યા આપણા હાલના જ્ઞાનના પ્રકાશમાં હજી અણઉકેલી રહે છે તે કબૂલ કરે, તે સિદ્ધાંતકલ્પના સમંજસ ગણાય. પણ કર્મસિદ્ધાંત આખી ઘટના-પ્રક્રિયાને ઉલટાવી નાખે છે; એની કને મોટા ભાગની સમસ્યાઓનો ખુલાસો કરવા માટે પર્યાપ્ત સામગ્રી નથી; દા૦ ત૦ કારણ અને કાર્યનો સંબંધ સમજાવવા માટે એને અદષ્ટ અને અ-પ્રમાણગમ્ય (પરીક્ષાસવેદ્ય નહિ તેવા) ગત અને ભાવિ જીવનનો આશ્રય શોધવો પડે છે. બટલર પોતાના Analogy નામના ગ્રંથમાં* અલ્પ સામગ્રીને આધારે એટલું જ સૂચન કરી શકયો હતો કે નીતિમય શાસન એ અશક્ય કે અસ્વાભાવિક વસ્તુ નથી. પણ પુનર્જન્મવાદી એથી વધારે ધૃષ્ટ છે. એ તો આપણને જે થોડા દાખલા છે એને આધારે એમ કહે છે કે બાકીની અધિકતર ઘટનાઓ પણ નીતિનિયમોને વશ હોય એ સંભાવ્ય છે એમ નહિ-છે જ. અને, 'અધિકતમ કાર્યકારણ સંબંધમાં આવી નિયમરક્ષતા આપણે જોઈ શકતા નથી' એ પ્રશ્નના જવાબમાં એ કહે છે, 'વારુ, અહીં જોઈ શકતા નથી તો અન્ય જન્મોમાં જોશો.' આવતા જન્મોમાં જોઈશું એમ શા આધારે કહો છો એમ પૂછીએ તો એ જવાબ આપે છે કે, 'અન્યથા હોઈ શકે જ નહિ: (क) પ્રભુ ન્યાયી છે અને (ख) અમે કહ્યું એવું ન હોય તો સામાજિક સબંધ-બંધનો તૂટી વછૂટી જાય. આ (क) એ તો માની લીધેલો ખ્યાલ છે અને (ख) પણ બરાબર તેવો ખ્યાલ છે. પ્રભુ સદાકાળ સદાકાળ સામાજિક બધનો અવિચ્છિન્ન રાખવા ઇચ્છે છે એમ માની લેવું પણ ખરું નથી-એ જેટલું સર્જે છે તેટલો સંહાર પણ કરે છે. ઈશ્વરની ન્યાયિતા અને સંરક્ષણેચ્છા એણે સર્જેલી સૃષ્ટિઓમાં શોધવાની છે, દુનિયાઓ પોતાની યાત્રા કર્યા કરે છે એ હકીકત ઉપરથી, પ્રમાણ વિના માની લેવાની નથી. આ મતની દલીલમાં જે સિદ્ધ કરવું છે તેનો જ સ્વીકાર પ્રથમતઃ કરી લેવાનો દોષ રહેલો છે, અને આવી રીતે બાંધેલા અનુમાનની સત્યતાની પરીક્ષા અ-પરીક્ષાસવેદ્ય વસ્તુ દ્વારા

* જોસેફ બટલર: Analogy of Religion (૧૯૩૬)-અનુવાદક

કરી લેવાનું કહેવામાં પૂર્ણ હેત્વાભાસ આવે છે. એટલું જ નહિ, પરંતુ કહેવાઈ ગયું છે તે પ્રમાણે, આ સિદ્ધાંત-કલ્પના અસંમજસ છે એટલું જ નહિ પણ એ સ્વીકારપાત્ર પણ નથી, કારણ કે એ અધિકતર ઉદાહરણોને આધારે નથી રચાઈ પણ અત્યંત અલ્પ, અને અધિકાંશ સામગ્રીથી વિરુદ્ધ જતી, સામગ્રીને આધારે રચાઈ છે. વસ્તુતઃ એ તર્કસિદ્ધ સિદ્ધાંત નથી પણ કવિનો ગગનવિહાર છે અથવા તત્ત્વજ્ઞાનીનું સ્વપ્ન છે, અધિક કાંઈ નહિ. એ તો મનને છેડાએ માની લીધેલી કલ્પના છે; અને એકે છેડે બળની મીણબત્તી તરત ખલાસ થઈ જાય જ.

× × ×

૪થી નવેંબર, ૧૮૯૩

મારી નવલકથા 'સરસ્વતીચંદ્ર'માં હું મારાં કેટલાંક સ્વજનો પ્રત્યે હૃદયભાવનું કર્તવ્ય બજાવું છું 'વેદાંત' ને વિષ્ણુદાસ દ્વારા, હું એક ડગલું આગળ લઈ જઉં છું; અને એ વિષયને એમ આણવામાં મારો ઉદ્દેશ મારા કાકાના પ્રિયતમ વિષય પ્રત્યે મારા આદરને અનુરૂપ મારું કર્તવ્ય અદા કરવાનો હતો, પણ તે સાથેસાથ જે મત મારા નથી તેથી હું બંધાયો નથી અને એ રીતે સાહિત્ય પ્રત્યેની વિચારસ્વાતંત્ર્યની મારી ફરજ પણ મેં બજાવી છે. વૈષ્ણવ-માર્ગનું સોદાહરણ વિવરણ કરીને હું મારા પિતા પ્રત્યે એવી જ ફરજ અદા કરું છું.

ગુણસુંદરીનું ચરિત્રચિત્રણ મારી પત્ની પ્રત્યેનું કર્તવ્ય છે, જો કે મારી પત્ની મારી કથાની નાયિકાની બરાબરી કરે એવી છે, એવું માનવાની ધૃષ્ટતા મારામાં નથી, તેમ જ એ નાયિકાને મારી પત્નીનાં વિશિષ્ટ લક્ષણોની મર્યાદામાં રાખવા જેવી દૃષ્ટિની સંકુચિતતા પણ નથી. મારી કથાનાયિકા બનવા માટે મારી પત્ની પૂરી યોગ્ય નથી. એ નાયિકાની કેટલીક સ્વભાવ વિશિષ્ટતાઓ મારાં માતુશ્રીમાંથી લઈને મૂકી છે. બીજી બાબતમાં, અને ઘણી બાબતમાં, એ ચિત્ર મૌલિક છે.

૬ઠી નવેંબર, ૧૮૯૩.

\+ + +

મારે માટેનાં બીજાનાં મતો અને નિંદાવચનોની હું લગીર દરકાર કરતો નથી, પણ મારા ભાગ્યની અબલા ભાગિયણ માટે મને

લાગી આવે છે. એને અન્યાયી રીતે આ વિષમદશામાં જેમણે આણી તેમને ક્ષમા કરવાની પ્રભુ પાસે પ્રાર્થના કરવાનો મારો અધિકાર નથી. એક કેંદ્રસ્થ ઇચ્છા સમગ્ર ઇચ્છાને પ્રાર્થે એ કદી સંભાવ્ય હોય, તો પ્રભુને આવી વિનંતિ કે પ્રાર્થના કરવા માટે અધિકૃત પદ હું ધરાવતો નથી.

મારાં કુટુંબજનોએ ઉપજાવેલી આ સ્થિતિમાંથી એને મુક્ત કરવાના ધર્મ્ય અને ન્યાય્ય સર્વ ઉપાયો અજમાવવાને હું બંધાયેલો છું. એમની માન્યતાઓ અને વૃત્તિઓ સ્પષ્ટ છે: મારા પોતા પૂરતો તો હુ એને હસી કાઢું છું અને મારી પત્નીને નિસ્બત છે તેટલા પૂરતો ચુકાદો હું એમની વિરુદ્ધ આપું છું. કેવો છે વિપર્યય આ ઘટનાઓમાં!

પણ પુસ્તક બંધ થાય છે, અને આ વિષય પણ એક સ્મિત સાથે અને એક નિ:શ્વાસ સાથે બંધ કરવા જેવો છે.

## ગોવર્ધનરામના તત્ત્વસંગ્રાહક શ્લોકો

[તા. ૨૨મી નવેંબર ૧૮૯૨ની નોંધ જુઓ]

'પુસ્તકો અદૃશ્ય બને, ચિત્ત જ પોતાનો ગ્રંથ બની રહે, ત્યારે સ્મૃતિને સહાયક બને તેવા ૨૧ શ્લોકો મેં રચ્યા છે. આમ જીવનનું મહા કાર્ય રહી ગયુ છે. જરૂર પડે ત્યારે મને પ્રબુદ્ધ કરે એ અર્થે મારા પ્રિય સિદ્ધાંતોને અને સ્મરણાવલંબોને કેન્દ્રસ્થ કરીને આ શ્લોકોમાં સગ્રહ્યા છે'

### शरीरम्

शरीरं शरीरं शरीरान्मनो मे
शरीरं मनः शीर्यतां वा न वाऽपि।
तदेधेत पीत्वा रसान्नाभिनालाद्
धरण्या जनन्या इवास्या हि कुक्षौ ॥१॥

मनस्त्वेधतामेधतामेव नित्यं
मनो गर्भरूपं न वैफल्यमेतु।
न मृत्युर्न नाशो जगत्यां भवेच्चेत्
मनोनाशवार्ता मनोगर्भपातः ॥२॥

### શરીર

૧. શરીર નાશવત્ (શરીર) છે શરીરમાંથી થયેલું નાશવત્ મન નાશ પામો વા ન પણ પામો. જેમ ગર્ભ જનનીના ઉદરમાં તેમ મન ધરણીના ઉદરમાં નાભિનાલથી રસોનું પાન કરીને વિકસે.

૨. મન નિત્ય વિકસો, વિકસો, જ. મન ગર્ભરૂપ છે, એ વિફલ ન બનો જગતમાં (કોઈ વસ્તુનો) નાશ થતો નથી; તો-મનોનાશની વાત તે મનનો ગર્ભપાત છે.

(ગર્ભ નાભિનાલ દ્વારા પોષણ ન લે તો ગર્ભપાત થાય; તે - મનનો, ઇંદ્રિયનાલ દ્વારા જ્ઞાનપોષણ મેળવીને સદા વિકાસ કરવો. જગતથી વિમુખ થઈને એ પોષણ અટકાવવું એ મનનો ગર્ભપાત છે–કૃત્રિમ છે.)

## सद्वस्तुविचारः

અહં જીવકે જડ પદાર્થ નથી, પણ શક્તિ છે.

न पृथ्वी न चापो न वा द्रव्यराशिर्
न जीवत्वजाड्याख्यधर्मौ पदार्थौ।
गुणानामिदं कर्मणां चैव जालम्
अधिष्ठानवार्ता त्वहंकारजालम् ॥१॥
प्रमाता प्रमाणं प्रमेयं यदास्थ
तदेतद् गुणानां क्रियाणां च जालम्।
गुणानां क्रियाणामनेकत्वमेतद्
तदेकस्य सद्वस्तुनोऽन्यत् स्वरूपम् ॥२॥
स्वयं य क्रियात्वं गुणत्वं च धत्ते
तनोत्यात्मतामन्यरूपैरनेकैः।
अतत्येव आत्मा गुणैः कर्मभिश्च
प्रसन्न स्वसंसारस्वप्नस्य जाले ॥३॥

### સદ્વસ્તુ વિચાર

૧. ન પૃથ્વી, ન પાણી, નહિ દ્રવ્યોનો સમૂહ; નથી, સજીવતા કે જડતા જેના ધર્મો છે તેવા, પદાર્થ. આ જે છે તે ગુણોની અને કર્મોની જાળ છે. અધિષ્ઠાનની વાતો અહંકારની જાળ છે

૨. પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય કહો છો તે (જ્ઞાતા, જ્ઞાનસાધન અને જ્ઞેય વસ્તુ) ગુણોની અને ક્રિયાઓની જાળ છે. એ અનેકત્વ ગુણોનું અને ક્રિયાઓનું છે. એક સદ્વસ્તુનું એ અન્ય સ્વરૂપ છે.

૩. જે સ્વયં ક્રિયાત્વ અને ગુણત્વ કરે છે અથવા ધરે છે, અને આત્મતાનો અનેક રૂપે વિસ્તાર કરે છે, એ આત્મા નિજ સંસારસ્વપ્નની જાળમાં ગુણો અને કર્મો વડે અટન કરે છે.

અને છતાં જેને આપણે જીવ અને જડ કહીએ છીએ તે તેનું જ સ્વરૂપ છે.

गुणा शक्तिरूपा महद्देवतास्वरूपा
क्रियाभिर्भवन्त्यात्मना नेकभासा।
प्रमेयत्वमानेन माया विभाति
प्रमातृत्वमानेन साक्षिस्वरूपा ॥४॥

| | |
|---|---|
| એ શક્તિ અનંત છે અને | आकर्षणं नाम बलं ग्रहाणां |
| સુપ્ત કે ગૂઢ અવસ્થામાં | न दृश्यते द्रव्य चतुष्कहानौ। |
| અલક્ષ્ય હોવા છતાં વિશ્વ- | काष्टे सुगूढश्शिखियो न भाति |
| વ્યાપિની છે. | शक्तिर्महेच्छा च तथा ततेयम् ॥५॥ |

| | |
|---|---|
| જીવન પ્રક્રિયા એ એનું | न्यूनत्वदोषो न महेच्छया स्यात् |
| લક્ષ્યરૂપ છે | इच्छा च पूर्तिश्च यदात्मरूपा। |
| લક્ષ્યપણાનો આવિર્ભાવ | स्वस्मिन् गतिः स्वस्य न कर्मिभावः |
| પ્રકાર | स्वस्थो गुणः सा सगुणा न शक्तिः ॥६॥ |

૪ ગુણોથી શક્તિરૂપ અને ક્રિયાઓ વડે મહેચ્છા સ્વરૂપ બનતી એ આત્મતા અનેક રૂપે ભાસે છે. પ્રમેય બુદ્ધિને યોગે એ માયારૂપે, અને એમાં પ્રમાતૃબુદ્ધિ થતાં એ સાક્ષી સ્વરૂપે, ભાસે છે.

પ. ગ્રહોનું જે આકર્ષણ નામે બલ છે તે ચાર દ્રવ્યોનો અભાવ હોય તો લક્ષ્ય થતું નથી; અગ્નિ લાકડામાં છુપાયેલો હોય ત્યારે લક્ષ્ય થતો નથી; એ પ્રકારે આ શક્તિ અને મહેચ્છા (અલક્ષ્યરૂપે) વ્યાપી રહે છે.

૬. ઈચ્છા અને એની પૂર્તિ આત્મરૂપ હોય એટલે મહેચ્છામાં ન્યૂનતાનો દોષ આવતો નથી. જેની પોતાની અંદર જ ગતિ છે તેને કર્મિભાવ નથી; જેનો ગુણ પોતામાં જ છે તે શક્તિ સગુણ નથી.

महेच्छा सा विभ्वी तडिदिव तनोत्वात्मविसरम्
अहं त्वं तत्सर्वं स्फुरितमिव तस्या परिसरः।
करोमीच्छाम्यस्मिन्प्रभृति भवताद् मे व्यवहृतिः
महेच्छैवेच्छा मे न किमपि न तस्याः परिसरः ॥७॥

इष्टं सुखं मे च तथैव दुःखम्
इच्छाम्यहं यत् तनुते महेच्छा।
बिन्दोर्विरोधो न जलस्य [illegible]
आत्माऽऽत्मनस्तु प्रभवा [illegible]म् ॥८॥

| | | |
|---|---|---|
| અહમ્-કેન્દ્રો શું ? અટી | अहं मे७०मे | अनादि· |
| એની વ્યાખ્યા આપું છું | शरीरे तु | न बध्ये। |
| | न जीवो [illegible] | |
| | गुणानां | |

૭ એ મહેચ્છા વિભુ (વ્યાપક) છે અને વીજળી માફક પોતાનો અસાર કરે છે, હુ, તુ, તે સર્વે એના ઝબકારા જેવા આવિર્ભાવ છે 'કરુ છુ,' 'ઇચ્છુ છુ' છુ' વગેરે મારે વ્યવહાર ભલે હો, મહેચ્છા તે જ મારી ઇચ્છા છે એને આવિર્ભાવ ન હોય એવુ કઈ જ નથી

૮. મને સુખ ઇષ્ટ છે તેમ જ દુ ખ ઇષ્ટ છે જે મહેચ્છા ઇચ્છે તે જ હુ ઇચ્છુ છુ બિન્દુને જળના પૂરથી વિરોધ ન હોય હુ આત્મા છુ, પોતાનો પ્રભુ છુ (પોતા ઉપર પ્રભુત્વ ધારુ છુ

૯ હુ મારે છુ, હુ જ મારામાં અનાદિ રહ્યો છુ, શરીર શીર્ણ થતાં નથા સ્ફુત થતો નથી ખાતો જીવ નથી જડ નથી, છે માત્ર ગુણોની અને ક્રિયાઓની, સરારૂપ શાસ્વતી, સક્રાંતિ

शरीराणचो मे तथा पुत्रदारा
गुणाना क्रियाणा च सक्रान्तिरेका।
तथा जन्म मृत्युश्चतेनैव तुल्य
भजाम्येव सर्वं त्यजाम्येव सर्वम् ॥१०॥

न युक्तो वियुक्तो न, नैकीभवामि
गुणै कर्मभिस्तर्हि ससारवाद ।
ततः सक्रमन्ते गुणास्ते क्रियास्ता
भवेत्तेषु पचत्वनामाभिवाद ॥११॥

Consumptionની આત્મવ્યયની गुणानैवयज्ञालस्य सक्रान्तिरेषा
તત્ત્વવિધા ઉત્સર્ગસિદ્ધિ=આ મત્વય गुणानैवर शेपे शरीरस्य सर्ग ।
પરાકોટિ પરમાત્માની અનુભૂતિ धनत्यागमेव मनस्त्यागमेव
करोम्येवमुत्सर्गसिद्धि व्रजामि ॥१२॥

૧૦ મારા શરીરઆયુએ, તેમજ પુત્ર અને દારા, એ માત્ર ગુણ–ક્રિયાની સક્રાંતિ છે જન્મ તેવો છે, મૃત્યુ પણ તેવુ જ છે હુ સર્વને ભજુ છુ સર્વને તજુ છુ

૧૧ હુ નથી યુક્ત નથી વિયુક્ત ગુણો ને કર્મો વડે અનેક રૂપ બનુ છુ તે સસાર કહેવાય છે એમાથી એ ગુણો એ ક્રિયાઓ સક્રમણ કરે ત્યારે પંચત્વ કહેવાય છે

૧૨. એ છે ગુણોની અનેકતાની જાગતી સંક્રાંતિ. ગુણની અનેકતા શેષ હોય ત્યાં સુધી શરીર સરજાય છે. હું ધન-ત્યાગ કરું છું, મનસ્ત્યાગ કરું છું અને એ રીતે ઉત્સર્ગસિદ્ધિને પામું છું.

भवाम्येवमेको भवाम्येव शान्तः
सदानन्दता त्वस्ति नित्यस्वरूपा।
महेच्छासमीरस्य शान्ता लहर्यो
भवेयुर्यदा सा महेच्छा मदिच्छा ॥१३॥

न बध्ये न मुच्ये चिरादस्मि मुक्तः
कृतं शक्तमिष्टं करोम्येव चेतत्।
परं ब्रह्म यद् विश्वरूपं मदीयम्
प्रसादैकसर्वात्मनीनं स आत्मा* ॥१४॥

स शक्तिर्महेच्छा स संवित् स शान्तिः
अहंकारवाच्यः स एकः स एव
तरत्येव शोकं तरत्येव शोकम्
स्मरन्नात्मरूपं चिदानन्दमेकम् ॥१५॥

तरत्येव शोकं तरत्येव शोकं
स्मरन् विश्वसेतुं स्मरन् विश्वसेतुम्।
तरत्येव शोकं तरत्येव शोकं
स्मरंस्तां महेच्छां स्मरंस्तां महेच्छाम् ॥१६॥

૧૩. આ પ્રમાણે હું એક છું, શાંત છું. સદાનંદપણું તો નિત્યસ્વરૂપ છે. જ્યારે મહેચ્છા તે મારી ઇચ્છા બની જાય ત્યારે મહેચ્છારૂપ પવનની લહરીઓ શાંત થાય છે.

---

* ગોવર્ધનરામનું ટિપ્પણ : प्रसाद एकः सर्वेषाम् आत्मा, तदात्मनीनम्, अतः न केवलं विग्रहां किन्तु विश्वसेतुत्वानप्येन એકલો એનું, વ્યક્તિભૂત કેંદ્રોએ, જે શક્ત અને ઇષ્ટ છે તે સમષ્ટિ અર્થે છે. પરિમિત (સાન્ત)ની ઇચ્છા અનંત તત્ત્વે જ કોઈક ઉદ્દેશથી ઉતારી હોય છે. પરિમિત કેન્દ્રનાં શક્ત અને ઇષ્ટનું પ્રભવસ્થાન અનંત શક્તિ અને ઇચ્છાથી સંપન્ન આત્મા. सर्वेषा = અહમ્-ભેદની અપેક્ષા નથી. પ્રસાદ કશું શોકમય પરિણામ ન ઉપજાવે. માટે શ્રદ્ધાપૂર્વક અને આનંદપૂર્વક પ્રતિભાવ સેવવો.

૧૪. હું બંધાતો નથી, મુક્ત થતો નથી, ચિરસમયથી, મુક્ત છું. ઈષ્ટ હોય અને શક્ત (શક્ય) હોય તે મેં કર્યું છે અને કરું જ છું. પરબ્રહ્મ, જે મારું વિશ્વરૂપ છે. અને સર્વનું પ્રસાદૈકમય* આત્મભૂત તત્ત્વ છે, તે મારો આત્મા છે.

૧૫. તે શક્તિ છે, મહેચ્છા છે, સંવિત્ છે, શાંતિ છે; તે જ, અહંકાર શબ્દથી વાચ્ય, એક જ છે. ચિદાનંદમય, એક એવા આત્મસ્વરૂપનું સ્મરણ કરનારો શોકને તરી જાય છે.

तरत्येव मोहं तरत्येव मोहम्
स्मरन्नात्मसिद्धिं व्रजन्नात्मसिद्धिम्* ।
तराम्येव शोकं तराम्येव मोहम्
व्रजाम्यात्मबोधं+ प्रसादं प्रशान्तम् ॥१७॥

अहं भो अहं भो अहं तु प्रसादः
न जीवो न मृत्युः प्रसादः प्रसादः ।
यतो याति दृष्टिस्ततो बोधमोदः
यतो दिङ् न कालो न, तत्रापि मोदः ॥१८॥

૧૬. એ વિશ્વાસસેતુનું સ્મરણ કરનારો શોકને અવશ્ય તરી જાય છે; એ મહેચ્છાનું સ્મરણ કરનારો શોકને અવશ્ય તરી જાય છે.

૧૭. આત્મસિદ્ધિનું સ્મરણ કરતો, આત્મસિદ્ધિને પ્રાપ્ત કરતો, મનુષ્ય મોહને તરી જાય છે. હું શોકને તરું છું, મોહને તરું છું, આત્મબોધ પામું છું, પ્રશાંત પ્રસાદ પામું છું.

૧૮. હું અરે! હું પ્રસાદ છું: ન જીવ, ન મૃત્યુ પ્રસાદ, કેવળ પ્રસાદ. જ્યાં દૃષ્ટિ જાય છે ત્યાં બોધનો મોદ છે. જ્યાં દિશા નથી, કાલ નથી, ત્યાં પણ મોદ છે.

न जीवो न जीवो न जीवो न जीवः
न मृत्युर्न मृत्युर्न मृत्युर्न मृत्युः ।
सतो दृष्टिरेका सतो दृष्टिरेका
सतो भद्रमेकं सतो भद्रमेकम् ॥१९॥

---

* महेच्छाशक्तिबोधमोदादिकस्वरूपानुभूतिरूपा आत्मसिद्धिः ।

\+ जागरणम् જાગ્રદવસ્થાની પ્રાપ્તિ ઈત્યાદિ.

सदेवास्ति बोधः सदेवास्ति बोधः
स आनन्दबोधः स आनन्दबोधः
स एवास्ति सर्वः स आनन्दबोधः ॥२०॥

सदेवास्ति बोधः सदेवास्ति बोधः
स आनन्दबोधः स बोधप्रमोदः ।
स एकः प्रबोधः स एकः प्रमोदः
स बोधः स मोदः सदेवाहमेवः ॥२१॥

तरति शोकमात्मवित् तरति शोकमात्मवित्
न च पुनरावर्तते न च पुनरावर्तते *
शान्तिः शान्तिः बोधः आनन्दः आनन्दः ।

૧૯. જીવ નથી, જીવ નથી, જીવ નથી, જીવ નથી; મૃત્યુ નથી, મૃત્યુ નથી, મૃત્યુ નથી, મૃત્યુ નથી. સત્‌ની દૃષ્ટિ એક છે; સત્‌નું ભદ્ર એક છે.

૨૦ સત્‌નો બોધ એક છે, સત્ તે જ બોધ છે; તે આનંદનો બોધ છે, તે જ સર્વ છે, તે જ આનંદબોધ છે.

૨૧. સત્ તે જ બોધ છે; તે જ આનંદબોધ છે; તે જ બોધનો પ્રમોદ છે; તે જ એક પ્રબોધ છે; તે જ એક પ્રબોધનો પ્રમોદ છે; તે જ બોધ, તે જ મોદ, તે જ સદ્—એ હું છું.

આત્માને જાણે તે શોકને તરી જાય છે, અને ફરી પાછો ફરતો નથી શાંતિ. શાંતિઃ બોધ, આનંદ, આનંદ!

* 'न पुनरावर्तते' ઇત્યાદિ = પ્રસાદની સ્થિતિમાંથી, તે પહેલાં હતી તે જ સ્થિતિએ, પાછો ફરતો નથી.

ગોવર્ધનરામની મનનનોંધ

પુસ્તક-૪ ૧૮૯૩-૯૪

૨૦ મી નવેંબર ૧૮૯૩

'હવે હું વ્યવહારમાં તત્ત્વજ્ઞાન ઉતારવા જેટલો આગળ વધ્યો છું; અને ઇશ્વરની મદદ હશે, અથવા, ખરું જોતાં, ઇચ્છા હશે, તો એને જ મારો એક અનન્ય વિષય રાખીશ.'

મુખ્ય વિચાર વિષય

જ્વાલામુખીનું સ્ફોટન અને શમન—એના ઉત્પાતો અને વિનાશ-ત્રાસ સહિત.

૨૦ મી નવેંબર, ૧૮૯૩

અહમ્—કેંદ્રને ઉદ્દેશી શક્તિ અને અશક્તિ વચ્ચે કટુ કલહ મચ્યો છે, અને એવું એવું પ્રદર્શન જોઉં છું જેમાં એક ક્ષણે અશક્તિ શક્તિથી પ્રબળતર હોય છે અને બીજી ક્ષણે શક્તિ જોર અજમાવે છે અને પછી નિષ્ફળ થાય છે. પણ એમાં આટલો તફાવત છે કે શક્તિ મહેચ્છાની ખાસ મદદ હોય તો જ જીતે, જ્યારે અશક્તિ પોતાના જોરે લડે છે

એ જ સ્થાને બીજા કલહો છે કર્તવ્ય અને હિત વચ્ચે, સ્વાર્થ અને બીજાઓના આક્રમણ વચ્ચે, વિકાસ અને ક્ષય વચ્ચે, લાભલોભ અને ત્યાગ વચ્ચે, ઇત્યાદિ ઈત્યાદિ.

આ કલહોનો સરવાળો એટલે જીવન.

જીવન સાગર છે, અને અહમ્—કેંદ્ર એની વિશાળ દ્રોણિ છે. અને સાગરનાં શાશ્વત તોફાનો એ દ્રોણિને પ્રતિદિન ક્ષીણ કરીને, ખપાવીને, અનંતમાં ભેળવી દે છે.

૨૪ મી નવેંબર, ૧૮૯૪

કૌટુંબિક બાબતોમાં ફરજિયાત પાળવા પળાવવાના કેટલાક મહત્ત્વના નિયમો આ છે.

પ્રથમ : પોતે જે ભૂલો કરે અથવા કરતો (કે કરતી) હોય તેવી બીજાની ભૂલો માફ કરવાને પ્રત્યેક જણે તૈયાર રહેવું જોઈએ.

નિયમ બીજોઃ દરેક કુટુંબજન જે હક્કો અથવા સ્વતંત્રતા ભોગવતો હોય તેમાં બીજાએ ઈર્ષ્યા કરવી નહિ કે કનડગત કરવી નહિ.

ત્રીજો નિયમઃ પ્રત્યેક કુટુંબજનને આપવાના હક્કો અને સ્વતંત્રાધિકારોનું પ્રમાણ હું જોતો રહું છું અને નિયન કરું છું; અને હું કદી નિર્ણીત પ્રમાણ કમી કરતો નથી, અને એને વધતા જતા પ્રમાણમાં શી રીતે વધારી શકાય એ જોવાનો હમેશ પ્રયત્ન કરું છુ; અને જ્યાં સુધી એકના નિશ્ચિત પ્રમાણમાં ઉમેરા કરવાથી બીજાના નિશ્ચિત પ્રમાણ પર કાપ ન પડતો હોય, તો પહેલાને થયેલો લાભ જોઈને બીજો એમાં દખલ કરે કે નિંદા કરે તે હું સાંખી લેતો નથી

ચોથો નિયમ : બીજા લોકોની કૌટુંબિક બાબતોમાં હું માથું મારતો નથી, કે અભિપ્રાયો બાધતો કે ઉચ્ચારતો નથી; અને, જો કે બીજા લોકો મારી બાબતો વિશે અભિપ્રાય બાંધે અને વ્યક્ત કરે તે હું રોકી શકું નહિ અને તે માટે ઉપાધિ પણ કરું નહિ તો, પણ તેઓ મારી બાબતમાં માથું મારે, કે સીધેસીધું મારાં સ્વજનોને કાંઈ તેઓ કહે ત્યાં સુધીનો ખુલ્લો અભિપ્રાય પ્રકટ કરે, તે પ્રત્યે હું સખત અણગમો જણાવું છું.

પાંચમો નિયમ : મારાં કુટુંબજનોમાં મારી વિરુદ્ધ કે મારી પત્ની વિરુદ્ધ જે કહેવું હોય તે સીધે રંધું મને કહેવાની આદતને હું ઉત્તેજન આપું છું, અને ખાસ પ્રસંગો સિવાય તેઓ બહારના કને કે મારફત કહે તેને ગંભીર અપરાધ ગણું છું.

છઠ્ઠો નિયમ : આ નિયમોને પાળવા પળાવવા માટે હું, લેશ પણ નારાજી વિના અને માત્ર કર્તવ્યબુદ્ધિથી, મારા ધનનો ભોગ આપું છું; અને આ ભોગને, તથા પ્રત્યેક કુટુંબજન પ્રત્યે ખાસ કર્તવ્યને અંગે એવો બીજો ભોગ આપવો પડે તો તે ભોગને, બાદ કરતાં—મારું મારા પોતા પ્રત્યેનું, અને દરેક કુટુંબજન પ્રત્યેનું કે દેશ પ્રત્યેનું કે ઈશ્વર પ્રત્યેનું મારું કર્તવ્ય તે પુરતું : મારે પોતે કરવાનું કાર્ય માનું છું, જેમાં બીજું કોઈ કાંઈ વાંધો કે વિઘ્ન

નાખી શકે નહિ કે ભોગ માગી શકે નહિ; અને શિક્ષારૂપે મારા પ્રત્યે સ્નેહ કે લાગણી ઘટાડીને કે પોતે જ દુઃખી થઈ ને કે રિસાઈને અને એ માર્ગથી ખસેડવાનો મારા વહાલામાં વહાલા અને પૂજ્યમાં પૂજ્ય કુટુંબજનોને હક્ક નથી. આવી શિક્ષાઓ મારે વેઠવી પડે ત્યારે યથાશક્ય જ્ઞાનમય સ્વાસ્થ્યથી અને સ્નેહમય દુઃખથી વેઠી લેવા પ્રયત્ન કરીશ, પણ મારા કર્તવ્યથી ચલિત થઈ ને એ શિક્ષાઓમાંથી બચવાની લેશ પણ ઇચ્છા ન કરું. મારા તત્ત્વદર્શનમાં આ એક આવશ્યક આત્મવ્યય છે.

૨૬મી નવેંબર, ૧૮૯૭.

ન્યાય કરવા ઇચ્છનારો મનુષ્ય બેમાંથી એક પક્ષને નાખુશ કરે એ સંભવ છે—કૌટુંબિક અથવા રાજનૈતિક વિષયોમાં વિશેષ. એક પક્ષ માને કે પોતાને ઓછું મળ્યું છે, બીજો માને કે પોતાને વધારે આપી દેવું પડ્યું છે; દા૦ ત૦ મારાં માતુશ્રી હમણાં હમણાં એમ માને છે કે હું મારી પત્નીનો પક્ષપાતી છું, અને મારી પત્ની કોઈક પ્રસંગોએ માને છે કે હું મારાં સહોદરો—લોહીનાં સગાં—તરફ પક્ષપાત કરું છું! પત્નીનો મત માત્ર મારી સમક્ષ એકાંતે વ્યક્ત થાય છે. માતાનો મત સર્વે કુટુંબજનોમાં પ્રતિધ્વનિ પામે છે અને હું વહુઘેલો છું એવી જાહેર ચારિત્રખ્યાતિ મને અર્પે છે. આવી બાબતોમાં લોકાપવાદ અને અભિપ્રાય દુઃખકર બનવાના હોય તો હું બે પ્રિયજનો વચ્ચે બલિ બનું છું. પણ આવું દુઃખ ન થવું જોઈએ, અને થાય તો પણ એ મારી રીતે મારા કર્તવ્યપાલનથી ચચકાવાનું કારણ નથી. આ સ્થિતિ મારી જ વિશિષ્ટ સ્થિતિ નથી, આવી બાબતોમાં આવતું સાધારણ અને સ્વાભાવિક પરિણામ છે. આ રીતે આપણે આપણા કુટુંબની સ્ત્રીઓથી કામ લેવું રહે છે. એક બાજુ આપણી પત્ની અને માતાપિતા, બીજી બાજુ આપણે પોતે, એ બે પક્ષો વચ્ચે બૌદ્ધિક અને ભાવનાગત અંતર હોય તો, શ્રી તેલંગ વિશેના ભાષણમાં શ્રી રાનડેએ જેને double mode of living કહી છે તે દ્વિધાભૂત જીવનશૈલી અનિવાર્ય બને છે; કારણ કે આપણું દર્શન અને આપણી ભાષા વિશાળ અને વિકસિત હોય તે છતાં, જેઓ આપણને ન સમજી શકે, અને આપણે એમની વામણી વાણીમાં બોલીએ અને એમની ટૂંકી દૃષ્ટિથી જોઈએ એવી અપેક્ષા

રાખે, તેવાં કુટુંબજનો પ્રત્યે આપણે આપણું કર્તવ્ય કરવાનું હોય છે. આ અપેક્ષા પૂરી પાડવી એ ફરજ બને છે કારણ કે તેઓ આપણી કક્ષાએ પહોંચવાને અસમર્થ છે પણ આપણે નિ:શંક એમની કક્ષાએ પહોંચવાને નથી શકીએ. જેમની અને આપણી વચ્ચે કર્તવ્યનો વિનિમય કર્તવ્ય હોય, તેઓમાં શક્તિનું અંતર હોય તો કર્તવ્ય એ શક્તિથી જ નિર્માય અને મપાય છે.

૨૭મી નવેંબર, ૧૮૯૯.

બિચારા ડૉ. ગોખલે! ગુજરી ગયા! ગયે વર્ષે, મારી પત્નીનો હિસ્ટીરીયા તથા ઉધરસનો વ્યાધિ લંબાતાં મારી કેવી આકરી તાવણી થશે એ વિચારે એ નિરશ્રુ નિઃશ્વાસ નાખતા હતા. બેશક, મારી તાવણી આકરી નીવડી છે. અને હજી એવો અંતિમ કે અનિષ્ટતમ અનુભવ લેવો બાકી છે.

વ્યાધિ લંબાયો છે (ક) કુટુંબનાં અને બહારનાં માણસોની ટીકાઓથી, મતોથી અને વાતોથી, અને(ખ) મારી પત્નીના માનસને રોગમુક્ત કરવાનાં મારાં કારણો અને મારી સૂચનાઓ સમજવાની અને અમલમાં મૂકવાની મારાં સ્વજનોની અશક્તિને પરિણામે. મારી હાલની કૌટુંબિક ઘૂંચ આ સંજોગોએ ઉપજાવેલી ગેર સમજમાંથી જ ઉદ્ભવી છે. મારા કાકા, જો કે એઓ જેને મારી પત્નીની પ્રકૃતિનું અને મારી નબળાઈનું પરિણામ માને છે: તેનાથી દુભાય છે તો પણ, મારી સ્થિતિ બરાબર સમજ્યા જણાતા નથી. આ બાબતનો પૂર્ણ અંતિમ વિચાર કરતાં અને મારા ઘરની બહાર આખી દુનિયા પર દૃષ્ટિ નાખતાં મને લાગ્યું છે કે મારા કુટુંબજનોની માફક મારા દેશજનોને પણ મનની માનસશાસ્ત્રીય અવસ્થાઓનો અને માનસિક વ્યાધિઓનો તથા એના ઉપચારોનો કાંઈ જ ખ્યાલ નથી. હિસ્ટીરિયા જ્યારે ગર્ભાશય-સંબદ્ધ નથી પણ મનોવિકાર હોય છે ત્યારે એ ગાંડપણનો પ્રકાર બને છે. અને આ લોકો નથી આ રોગને જોતા કે નથી એના ઉપચારની કિંમત સમજતા. માનવસ્વભાવની અનેકવિધતાની એમને કલ્પના નથી—જેમ પેલા પૌરસ્ત્યજનને બરફની કલ્પના નહોતી તેમ; અને તેઓ પશ્ચિમના અને પૂર્વના વધતા જતા સંસર્ગથી પ્રવેશતી નવીન પરિસ્થિતિઓ પ્રત્યે તદ્દન

અભાન છે નિશાળે ભણના આપણા બાળકો શા માટે માંદાં રહે છે, આપણા સુશિક્ષિત લોકોના ઘરમાં સ્ત્રીઓ શા માટે બીમાર પડે છે, દુ ખી થાય છે અથવા કોમળ કે આળી પ્રકૃતિની બને છે, આ સમસ્યાઓ છે, અને એમને એ સમજવી—મારી પત્નીનુ માનસિક બ ધારણ સમજવુ મુશ્કેલ પડે છે તે જ પ્રમાણે—મુશ્કેલ પડે છે. મારી પત્નીના મનને મે વર્ષો સુધી કેળવીને અને વિકસાવીને એનુ એક નવીન ચેતનતંત્ર ઘડ્યુ, અને હવે એને આજુ બાજુનાં સર્વ તત્ત્વો એ ઘાતર સાથે વિરોધમાં, સઘર્ષમાં, આવતાં જણાય છે, અને આત્મરક્ષણ અર્થે તથા એકબીજાનો એકરસ સમન્વય થાય તે માટે એને જૂનાં અને નવાંના આ ઘર્ષણની વિનાશક પ્રક્રિયા વેઠવી પડે છે આપણી કન્યાઓને શિક્ષણ આપીએ ત્યારે, કાંઈ પણ પગલુ ભરીએ ત્યારે, એમના ભાગ્યમાં અને ભવિષ્યમાં જે નિર્માણ છે તેનો જે અમુક અંશ અનિવાર્ય છે, અપરિહાર્ય છે, તેની વિસ્મૃતિ ન જ થવી જોઈએ; અને તેઓને આપણાં દેશજ સહજ તત્ત્વોની વચ્ચે રહેવામાં અને તેટલો કમતી સઘર્ષ વેઠવો પડે એવી શક્તિ કેળવવાની પ્રથમથી જ કાળજી રાખવી જોઈએ આ નિયમ પ્રત્યક્ષ જીવનવ્યવહારમાં અત્યત મહત્ત્વનો છે—નાના કુટુ બોની વ્યવસ્થામાં કે સમાજની સુધારણામાં કે વ્યવહારુ કાર્યાત્મક રાજનીતિમાં, કે ભાવી માનવના ઘડતરના ઘડતરમાં આવી બાબતોમાં કુશળતા અને દીર્ઘદષ્ટિ ન જળવાય તો કેવાં દારુણ પરિણામો આવે છે તે સ્મરણમાં રાખવુ જોઈએ જ્યારે હુ મારી પત્નીને કહુ છુ કે જરાક કઠણ થવુ અને મૂર્ખ લોકોના મૂર્ખ અભિપ્રાયોની દરકાર ન કરવી પણ જે ઇષ્ટ હોય તે કર્તવ્ય તરીકે, ભાવનાવશ બન્યા વગર, કર્યે જવુ, ત્યારે એ મને પૂછે છે કે જો પ્રેમ અને લાગણીને સ્થાને હવે બુદ્ધિઆણ નહિ તેવુ કર્તવ્ય કોઈની દરકાર રાખ્યા વગર, બજાવ્યે જવુ એવા અશક્ય પરાક્રમની હુ એની પાસે આશા રાખુ છુ તો આટલાં બધાં વર્ષો સુધી એને પોતાને આટલો પરિશ્રમ વેઠાવીને મારાં સગાંઓ પ્રત્યે સ્નેહ અને લાગણીભર્યું એનુ માનસ ઘડવાની જરૂર જ શી હતી? જો હુ આજે કહુ છુ તે સાચુ હોય તો આગલા વર્ષો સુધી મે એને ભોગે ભૂલ કર્યા કરી જો આટલાં વર્ષો સુધી કર્યું તે સાચુ હોય તો આજે મારી ભૂલ થાય છે—અને—મારી પત્ની કહે છે—હુ બધુ બરાબર કરવાને બધાયેલો છુ આ દલીલનો મારી કને

જવાબ નથી, જો કે એ મારાં સગાંઓને નહિ સમજાય. આ દલીલ સામાજિક બાબતો માટે, રાજનીતિ માટે, અને કેળવણીના પ્રશ્નો માટે પણ સંગીન છે.

× × ×

૩૦મી નવેમ્બર, ૧૮૯૩.

મારી પત્નીની જ વાત કરું તો, આ દલીલ કરીને એ પોતાના મનમાં કલ્પનાનો શોકમય અને અંધકારમય ઈમલો ખડો કરે છે અને એને પરિણામે શરીરમાં હિસ્ટીરિયા અને મનમાં ઊંડો વિષાદ થાય છે અને બીજા અનેક અનુષંગી પરિણામો ઊપજે છે. એને તાણ અને હૃદયના આંચકા આવે ત્યારે ધૈર્ય રાખવું; એના આત્માના ક્ષોભથી નિર્બળતા આવે, એ સમયે ખરી ક્ષમાશીલતા આરંભમાં અને અંતમાં બતાવવી; એને અવશ બનાવતા એના વ્યાધિનો ઉપચાર શામક અમૃતમય વચન અને વર્તનથી કરવો—એના આત્માને સુખમાં મગ્ન કરે અને એની ઘેલછાના ઉપદ્રવને શાંત કરે એવાં એની હાજરીમાં કે ગેરહાજરીમાં બોલેલાં વચનોથી અને કરેલા વર્તનથી કરવો; આ અને એવી અન્ય રીતો તે જ એના દુઃખનિવારણનો એકમાત્ર ઉપાય છે, અને અધીરાઈથી અથવા કળાની કે કૌશલની ઊણપથી એમાં ભૂલ થાય તો પરિણામ એને અકળાવવાનું જ આવે. મેં મારાં સ્વજનોને આ કળાઓ શીખવવાનો પ્રયાસ કર્યો તો તેથી ગેરસમજ ઊભી થઈ. તેઓ મારા મતને કે આશયને અનુસરી નથી શકતાં, અને એવી એમની ઊણપો મેં જોઈ છે એવું ભાન થતાં તેમને દુઃખ થાય છે મારી જોડે અને મારી પત્ની જોડેના તેમના સંબંધમાં તંગદિલી આવે છે અને સર્વત્ર હૃદયની કટુતા ઊપજે છે. વિશેષ કરવામાં હું નિરુત્સાહ બનું છું, એટલે મારા ભાગ્યમાં નિષ્ફળતા જ છે; અને કુદરત તો પોતાના અરાજક માર્ગે જવાનો નિશ્ચય કરીને બેઠી જણાય છે. મહેચ્છા આ નાટકદૃશ્યમાં અંતર્ગત રહીને એને ઊંચકીને ખડું કરે છે. તે જ મહેચ્છા રાજકીય અને સામાજિક અન્ય ભૂમિ ઉપર પણ એ જ પ્રકારની નાટ્યલીલા કર્યા કરે છે, અને પોતાના સ્વપ્નવિહારની આ અલ્પ ઘટનાઓથી માનવને થતા સંક્ષોભો જોઈને નિર્દય હાસ્ય કરતી જણાય છે. વારુ, હું નિષ્ફળ થયો; એ જ ફલશ્રુતિ.

૨૭ ડિસેંબર, ૧૮૯૪

મારી પોતાની અને મારી પત્નીની નિર્બળતા વગેરે : (૧) મારો બાધો-મારો દેહ-નાજુક છે એટલું જ નહિ, પણ મારો એ શરીરહ્રાસ મોટે અંશે મારી અને બીજાંઓની નૈતિક અને લાગણીની નિર્બળતાઓનું પરિણામ છે. મારી નૈતિક માનસિક-શક્તિઓ પ્રબળ છે અને સામનો કરવા તથા લડાઈ લડવા સમર્થ છે એમ માનવું એ તો નરી આત્મવંચના છે. હું બુદ્ધિથી-તાર્કિક વિચારણામાં-સદ્‌ગુણી છું, પણ સદાચાર માટેનું મારું સર્વ સામર્થ્ય પ્રસંગો અને પ્રલોભનોથી દૂર રહેવામાં સમાઈ જાય છે, વિશેષ નહિ પ્રસંગ હોય અને સાથે પ્રલોભન પણ હોય અને હું એનો ઉપરિ-કર્તા કારવતા-હોઉં તો હું નબળો બનું છું અને પ્રથમ પ્રમાદ પછી પશ્ચાત્તાપ, પછી પ્રસંગપ્રાપ્તિની પળે નિર્બળતા, એવો મારો વિનિનિર્મિત ક્રમ થઈ રહે છે. મારા ખાનગી જીવનની જ વાત કરું તો, એમાં તો, નૈતિક પૂર્ણતા અને વિજયનું પદ મેળવવાની વ્યર્થ આશામાં, આવો સતત સંગ્રામ થયા કર્યો છે. હું શરીર-વ્યાયામ કરતો નથી, જો કે આ ખોટું છે તે હું સમજું છું.

(૨) હું બીજા જોડેના વ્યવહારમાં બેફાળજી છું; મારી વ્યવહારભૂમિમાં પણ બેદરકાર છું; મારી રીતો કોઈક વાર અણઘડ, વિના કારણ ગૂંચ ભરેલી અને અવ્યવહારુ હોય છે મારી કમનસીબનો ત્રણ ચતુર્થાંશ આ બીજાનું પરિણામ છે; અને એ નિર્બળતાના મૂળમાં છે મારી આગ્રહજન્ય ઉદારતા અને પરમ નિષ્ક્રિયતા. આ ઉદારતા તજવી મને ગમે નહિ એટલે એ પાયા ઉપર રચાયેલી મૂર્ખતાની આખી ઈમારત એનાં બધાં પરિણામો સાથે ઊભી રહે તેમાં છૂટકો નથી, અને મારે આખી જિંદગી સુધી કૌટુંબિક અને આર્થિક દરિદ્રતા વેઠતો મંદભાગ્ય માનવી રહ્યા સિવાય આરો નથી...

(૩) ગાઢું લગાડવાની અને મિજાજ ખોવાની આદત-જેને છોડવામાં મારી પત્ની સફળ થઈ છે છતાં જે એના હૃદયમાં ભરેલી આગ જેવી કજળતી જીવે છે અને એ હૃદયને બાળ્યા કરે છે એવી આદત; એ આદતને જ મારાં સગાંઓ સાંખી શકતાં નથી. જો કે તેઓ પોતે જ અંતરમાં એટલાં જ જ્વલનશીલ છે અને મારી

પત્ની વિરુદ્ધ પ્રબળ પક્ષ જમાવીને એની એ આદતને પોષે છે, અને કાં તો સમાધાન કરવાની વાતમાં અણનમ રહે છે, અથવા મારી સૂચનાઓથી ઊલટી ખોટી રીતોને અનુસરે છે, અથવા પોતાની ભૂલોને જોવા જાણવાની અને બીજાને ક્ષમા આપવાની અશક્તિથી કરડાઈ ગયાં છે.

(૪) એ જ આદતને લીધે મારી પત્ની પોતાના સારા ઉચ્ચાશયોથી અસંગત વર્તન બતાવે છે અને પોતા વિશે ગેરસમજ થવાની અનુકૂળતા કરી આપે છે.

(૫) બધાનું એમની ઇચ્છાવિરુદ્ધ અને પોતાની શક્તિથી અધિક અને પોતાની રીતે, હિત કરનારી એ અલક્ષ્ય મહાશક્તિ છે, અને એની પરહિતપરાયણતા જોઈને લોકો ભૂલી જાય છે કે એને પણ પોતાની કાંઈ અપેક્ષા હોય છે.

(૬) પોતે રાખે છે તેવો જ ગાઢ સ્નેહ અને તેવી જ હિતચિંતા, બીજાં પોતા માટે અને પોતાનાં બાળકો માટે રાખે એવી એ આશા રાખે છે.

૩ જી ડિસેંબર, ૧૮૯૩

કોઈ પામર વૃત્તિનો ધોલ્યો હું આ પુસ્તકમાં આ કુટુંબ-ઘટનાઓના પ્રલાપ કરું છું अलम्. મધુરતમ વિષયો બીજા છે... ચિતરો, મહાભિલાષાઓ અને સુખમય અનુભવો; આટલાં બધાં બાળકો, આ વય, અને આ તત્ત્વદર્શન; એવો હું હવે અતિવૃદ્ધ થયો છું. પણ આ યૌવનના આનંદાતિરેકો મધુર હતા, એની મોહક ચારુતા હજી ગઈ નથી, અને ગઈ કાલે જ મેં લખ્યું તે મુજબ પ્રલોભનનો પ્રસંગ મળે તો હજી મારું મન એ માટે અતિવૃદ્ધ થયું નથી. પ્રસંગ આવે એવું, કે એ આનંદાતિશય ફરી અનુભવાય એવું, હું ઇચ્છતો નથી, કારણ કે કઠોરતર કર્તવ્યકર્મ મારી શક્તિઓને તત્ત્વજ્ઞાનની તથા કૌટુંબિક અને રાષ્ટ્રીય કાર્યોની અને મારા શાશ્વત આત્માની વધારે શ્રમભરેલી સેવામાં પ્રવૃત્ત થવા ફરમાવે છે. પણ હું એ નોંધવા ઇચ્છું છું કે એ આનંદાવેશો અર્થહીન-પ્રયોજનહીન-નહોતા, અને એને માણવાની જે ઉચિત ઉંમર છે તે ઉંમર દરમ્યાન માનવતાને એની અપેક્ષા રહે છે.

મારા કાવ્યમાં કહેલ 'ઉત્સાહ-શક્તિ'ના, 'પવનલહરી'ના, 'ઉષા'ના અને 'ચક્રવાકી'ના એ પ્રાણભૂત-સત્ત્વભૂત-તત્ત્વો છે. બાલ્યાવસ્થામાં બાળકોને મશગૂલ કરતી જેવાં રમતો છે તેવા યુવાવસ્થામાં યુવાનોને આ આનંદોલ્લાસો છે. એ માનવને એક ક્રમ આગળ ધપાવે છે, એના માટે એને ઘસી કેળવીને તૈયાર કરે છે, વ્યાયામ અને આનંદ સાથે શક્તિના શાશ્વતીકરણને જોડે છે, અને નવલું જીવન અને નવલી આશા સર્જે છે. આવી લાગણી મને સવિશેષ થાય છે જ્યારે હું યાદ કરું છું* × × ×. હું મારી ગતપત્નીના કરતી અલ્પતા અને કોમળતા જોઈને આશ્ચર્યચકિત થયો હતો-જે ઘટના મેં 'हृदय-रुदित-शतक'માં મે નોધી છે. 'ઉત્તરરામચરિત'માં રામે પોતે વર્ણવેલ છે તે એની, नवदारपरिग्रह સમયની, આનંદાનુભૂતિ અને આશ્ચર્યરક્તિ વૃત્તિ આ પ્રકારની હતી. આ મોહનીઓ અર્થવર્ત છે. તરુણોને સુખોપભોગની પાછળ, કવિઓને આદર્શ ભાવનાઓની પાછળ, મારા નાના રમણીકને ગાયોગનમાં ઘોડાની પાછળ, દોડાવનારી; યુરોપમાં અપહરણો કરાવનારી; સર્વ મનુષ્યોને બીજી બધી બાબતો પ્રત્યે આંધળા બનાવીને સુખની શોધમાં કે સદ્‌ગુણની સિદ્ધિમાં ગમે તે ભોગે ધકેલનારી: એવી આ મોહનીમાયાની વિકાસ અને આત્મત્યયના દાર્શનિક સિદ્ધાંતમાં, પ્રબળ સાર્થકતા છે. માનવતાના અનિવાર્ય અને જીવાનુભૂત આ મનુષ્યધોનો ઉચિત આદર કર્યો વિના બાળકોને અને પ્રૌઢ મનુષ્યોને કેળવવાને મથનારા શાપને પાત્ર બને છે.

૫મી ડિસેમ્બર, ૧૮૯૭.

× × ×

કાકા આજે રાજકોટથી પાછા આવ્યા એઓ મિ. દાદાભાઈ નૌરોજી એમ. પી. ને મળ્યા પોતાની ચૂંટણીની ઝુંબેશ વર્ણવતાં એ વૃદ્ધ સજ્જને કહ્યું કે નિંદા પણ જેમાં સાધન બની શકે એવી એ સ્પર્ધાઓમાં, પોતાના પ્રતિસ્પર્ધીઓને જેનું માર્જન ન થઈ શકે એવા કશા પણ અંગત આક્ષેપોથી હૃદયદંશ ન દેવાની એમણે સતત કાળજી રાખી હતી, કારણ કે આજનો પ્રતિસ્પર્ધી ભવિષ્યમાં મિત્ર બને એવો પ્રસંગ ખ્યાલમાં રાખવો જોઈએ. એવા પ્રસંગો આવ્યા પણ ખરા અને પોતાની દીર્ઘદષ્ટિ સાચી ઠરી એ જોવાનો દાદાભાઈને સંતોષ થયો હતો.

* આ ગ્રંથભાગ ખંડિત છે.

ગાયકવાડ બે વર્ષ માટે ઇંગ્લંડ જાય છે. કાકાએ વાત કરી કે એ માણસ શંકાશીલતાની પામર મૂર્તિ છે, અને છતાં સારું કે નરસું કરવાની વિશાળ સત્તા ધારે છે તેથી પોતાને જે સારું લાગે તે એ કરવાનો જ. આ ઉપરથી મને મોટા માણસોના વર્ગો પાડવાનું સૂઝ્યું :

૧. જેઓ, કચ્છના રાવની માફક, ડાહ્યા છે, સદ્‌ગુણી છે, સારાં અને મોટાં મન તથા હૃદય ધારે છે, અને છતાં વ્યવહારની –કાર્યની–બાબતોમાં અયસ–આળસુ–છે એટલે પરિણામે નિષ્ફળ, અકિંચિત્કર, નીવડે છે.

૨. જેઓ, ગાયકવાડની માફક, ક્રિયાશીલ સત્તાધારી છે, અને જેઓને એ પોતે કાર્યદિશા નક્કી કરી લે તે પહેલાં માર્ગદર્શન આપવું જરૂરી બને છે—જેમ કેટલાંક વૃક્ષો જે બાજુએ વધવાને વાળ્યાં કેળવ્યાં હોય તે જ દિશામાં શાખા ફેલાવે અને પછી બીજી દિશામાં વાળ્યાં વળે નહિ તેમ.

૩. જેઓ મહત્ત્વના વિચારો અને કાર્યો કરવાને તત્પર હોય છે પણ, ચોરને પોતાને ઘેરથી નિરાશ થઈને પાછો ફરતો કલ્પીને એને કાંઈ આપવાની પોતાની અશક્તિ જોઈને રડતા દરિદ્ર ચારુદત્તની દશામાં હોય છે—જેમના 'कोपप्रसादा विफलीभवन्ति'.

૪. જેઓ મહાન વિચારો, કાર્યો અને અનુકૂળ સંયોગોને એકત્ર કરી શકે છે.

વર્ગ ૧ અને ૨ તેલંગે કલ્પેલા વિચારપ્રધાન માણસો વત્તા ભાવનાપ્રધાન અને કાર્યપ્રધાન માણસોની કોટિએ આવે, અન્યોન્યના પૂરક બને.

કાકા સંમત થયા.

કાકાએ કહ્યું કે : કેટલાક–ગાયકવાડ જેવા—માનસો એવાં હોય છે કે જેઓ બધી બાબતોમાં શંકા રાખે અને દુઃખ જ શોધી લે, જ્યારે બીજાં માનસો એવાં હોય છે જેઓ દુઃખના પ્રસંગોમાં પણ સુખ શોધી કાઢવા કૃતનિશ્ચય હોય, અને એ રીતે મહાન તત્ત્વજ્ઞાનમય અને કલ્યાણકારી લક્ષણોથી સંપન્ન હોય—જે એમને પોતાને અને બીજાને હિતકર છે. હું પૂરેપૂરો સંમત થાઉં છું. ગાયકવાડ છે આરંભની કેળવણીની ભૂલનું પરિણામ મારી પત્ની આજ સુધીની

યોગ્ય કેળવણી, વત્તા આજુબાજુનાં નીચી કક્ષાનાં તત્ત્વોથી ઉચ્ચતર કક્ષાએ આરોહણ, વત્તા જ્યાં ન જાણ્યામાં જ સુખ હોય ત્યાં પણ જાણવું એ ફરજ છે એવો વિચાર, વત્તા તત્ત્વજ્ઞાન અને મનોબળનો અભાવ, વત્તા શારીરિક નબળાઈ ઇત્યાદિનું પરિણામ છે.

ઘેર જઈને મેં ચાર વર્ગોની વાત કહી. પોતાના મનનો, અને મારી સલાહનો પોતાના મનની અંદર જે ખ્યાલ હતો તે અનુસાર પત્નીએ પૂછ્યું, , વિકાસને આખરી ક્રમે વૃક્ષની ડાળીઓને વગર તોડયે વાળવી શકય છે ખરી?' મેં કહ્યું, 'ના, કારણ કે ડાળીઓ જડ છે; વિકાસ વિકાસમા તફાવત છે. સતત વહ્યા કરતી નદી બંધ બાંધવાથી છલકાઈને વહે છે, પણ સાગર પણ એક પ્રકારે વહ્યા કરે છે છતાં એ એવો અવરોધ થાય તો પણ પોતાની સપાટીથી ઊંચો જતો નથી અને તેથી જ 'મર્યાદા' અને 'ગંભીરતા' જાળવતો ગણાય છે—એવાં એનાં નામો છે. સાગર તત્ત્વજ્ઞાની જેવો છે, ગતિ પણ જાણે, અને વિરામ પણ જાણે. નદી અન્યચોર્યો ચાલતા અચેતન બળ જેવી છે, રેલ્વે ટ્રેન જેવી, જે એકદમ અટકી શકે નહિ.'

મેં એને કાકાએ કહેલા 'સુખાગ્રહી' અને 'દુઃખાગ્રહી' મનુષ્યવર્ગોની વાત કરી અને કહ્યું, 'તમોગુણી ચિત્ત સારી અને નરસી બધી વાતનાં દુઃખ જુએ છે, અને એના સુખાનુભવો કાં તો તદ્દન ક્ષણિક હોય છે અથવા, ચાલુ રહે તો, જડવત્ હોય છે. રજોગુણી ચિત્ત ક્રિયાશીલ છે, એ સુખને માટે જ ઉદ્યમ કરે છે, કાંટા ભોંકાય ત્યારે રડે છે અને છેવટે ગુલાબ મળે ત્યારે હરખાય છે અને ન મળે તો રડે છે. સત્ત્વગુણી ચિત્ત કર્તવ્યની કે એવી અન્ય ભાવનાથી પ્રવૃત્ત થાય છે, ગુલાબ લેવું હોય તો કાંટા તો વાગે એમ સમજીને કાંટાને અનિવાર્ય માનીને સ્વીકારે છે; છતાં કાંટા વાગે ત્યારે જરાં વાર રડે છે, ગુલાબથી હરખાય છે, અને છતાં કર્તવ્યબુદ્ધિથી ગુલાબ મેળવવા સુધી પહોંચે છે. એ કંટકદોષની ઉપેક્ષા કરીને કેતકીનો રસભોગ વાંછે છે. બાળકનું દુઃખ ક્ષણિક છાયા જેવું હોય છે, એમાં રાગદ્વેષ હોતો નથી: સત્ત્વગુણી ચિત્ત એ બાળક જેવું છે. નિસ્ત્રૈગુણ્ય અવસ્થા પ્રત્યેક સ્થિતિને સુખદુઃખ વગર સ્વીકારે છે, અને મહેચ્છા જેનાથી પૂર્ણ છે એવા નિજ આનંદનો પ્રકાશ નાખીને દુઃખને પણ સુખરૂપ

બનાવે છે. આ ભેદો મેં કલ્પ્યા છે તે શાસ્ત્ર પ્રમાણે છે કે નહિ તે હું જાણતો નથી, પણ એ અત્યારે મારો ઉદ્દેશ પાર પાડવામાં ઉપયોગી છે અને એમાં રહેલો મૂળ સિદ્ધાન્ત સાચો છે,'

મારી પત્નીએ વૃક્ષ અને શામા વિશે પ્રશ્ન પૂછ્યો ત્યારે પોતે હંમેશ મને જે મહેણું મારે છે એ એના મનમાં હતું: 'તમે મને મારા બાળપણથી શીખવ્યું કે તમારાં માણસો પ્રત્યે સ્નેહ બતાવવો અને એમની સેવા કરવી; હવે આજે તેઓનો જ દોષ છે એવા મારા મનમાં સંમત થાય છે એ જ કારણે ઉંમર આવે વાત આ રીતે પડેલા પછી મોડામોડા, એમના મતની, ટીકાઓની અને, દુભવી લાગણીની દરકાર ન કરવાનું કહો છો, એને અર્થ શો? એમનો દોષ શા માટે થાય? હું હવે આજે મારો સ્વભાવ શી રીતે બદલી શકું? એમને ગમે તે ભોગે મારા પર સ્નેહ રાખતાં જોઉં એ સિવાય મારા સુખનો માર્ગ નથી.'

પોતે જે ભોગ આપ્યો છે એનું એને દુઃખ ન હોત તો મારી પત્નીનું કહેવું ખરું ગણાત. પણ એણે સુધરેલી નીતિ આજે પાળી એમાં પોતાની વાતને વિન અને અગત્ય જરૂરિયાતોનો ભોગ નહિ, પણ ધાર્મિક અને માતપિતા પ્રત્યેની ભાવનાનો, લાગણીનો, ભોગ આપવો પડે: આ એની શક્તિની બહાર છે. જે ત્યાગ કરવા ઇચ્છે તેનામાં પૂરતું બળ હોવું જોઈએ.

૧૦મી ડિસેંબર, ૧૮૯૩.

\+ \+ \+

—ની પાસે પૈસો છે, પણ એનો સદ્વ્યય અને ઉપયોગ કરવા માટે મારા જેવા આદર્શ નથી ++ મારું તકદીર એથી ઊલટું છે: આદર્શ છે, પણ પૈસો નથી. ++ આવા મેળ વગરના ઘાટ ઘડવામાં મહેચ્છાના કાંઈક હેતુઓ હશે, અને આવણ્યાં અધૂરાં અને અશુદ્ધ અહમ્-કેન્દ્રોની એ સમસ્યાઓ ઉકેલવાની શક્તિ નથી. આપણા માટે તો આ પૂરતું છે કે જીવન જીવવું, થઈ શકે ત્યારે કાર્ય કરવું અને ન થાય ત્યારે ગાંઠીને વિરમવું: આશા રાખવી, ઉચ્ચાભિલાષા સેવવી, પુરુષાર્થ કરવો, નિષ્ફળતાઓ અને વિજયોના સાક્ષી રહેવું, એટલાથી સંતુષ્ટ રહેવું; અને સુખદુઃખના, સત્તામણી અને સારપના, પાપપુણ્યના, ઉદ્યમ અને વિરામના, પ્રગતિ અને

પીછે હઠના, સાક્ષી બની રહેવું;—અને આપણે છીએ દૃષ્ટિઓની સમષ્ટિ—અને એની પાછળ એ એક દૃષ્ટિ છે જે એ સર્વની સોંસરું જુએ છે, સર્વને સાંકળે છે, અનેકની એકતા રચે છે, અને એ છે એક મહાન સાક્ષી, અને આપણે પણ એ જ એક સાક્ષી છીએ. શાશ્વત અનંત શક્તિના વિકાસના અને વ્યયના સાક્ષી થઈ રહો; એ શક્તિ જ ભાવી અલક્ષ્ય શાંતિ છે; શક્તિ અને શાંતિ—બંને મહેચ્છાનું એક અને અન્ય સ્વરૂપ છે. દુ:ખ શા કાજે? દયા શા કાજે? આ મૂર્ખતાઓ અર્થહીન છે; અને છતાં આ રહ્યા આપણે એ મૂર્ખતાઓથી ભરેલા મૂર્ખો, વિચિત્ર મૂઢ પ્રાણીઓ, કટ અને જંતુઓ; અને છતાં આપણા આ અહમના—'અમે'ના—શંખદ્રોષમાં શાશ્વત શંખનાદ ગાજે છે—મહાશક્તિ જેવો, મહા ઇચ્છા જેવો—જે પોતાના જ ચૈતન્ય તત્ત્વથી અમે, તમે અને તેઓ એ સર્વને ઉત્ફુલ્લ કરે છે; અને અમે, તમે અને તેઓ એ મહા ઇચ્છાથી અન્ય કંઈ જ નથી. અહીં આવીને ઊભી રહે છે મારી કવિતા, સર્ગ ૧૦૦, અને આ વિષયકેન્દ્રે મારા ચિત્તને શાંત કરે છે, ઉન્નત કરે છે.

૧૬મી ડિસેંબર, ૧૮૯૩.

મારી 'સ્નેહમુદ્રા'માં મધ્યરાત્રિએ તોળાઈ રહેલા મેઘ વિશેના કાવ્યમાં ઝંઝાવાત અને તોફાન મચાવતાં પ્રકૃતિતત્ત્વોની માફક, પરસ્પર સંઘર્ષ અને સંગ્રામ કરવાને આપણાં મસ્તકો ઉપર ઝઝૂમી રહેલા કામ, તૃષ્ણા, લોભ આદિ વિકારોને મેં માનવના ભાગ્યોદયના દિવસને ઇન્દ્રિયોને અને ઉદરને પોષનાર વનસ્પતિ તથા ધાન્ય વડે તૃપ્ત કરતી અને સુંદર બનાવતી રાત્રિ સમયની વૃષ્ટિના જનક કહ્યાં છે. મહેચ્છાનાં સાધન-સાધ્યોની પરીક્ષા આપણે કરીએ છીએ, અને આદ્યતમ કારણોના પ્રવૃત્તિતંત્રનો વિનિયોગ કરીને આપણાં કર્તવ્યોનું દર્શન આપણે કરીએ છીએ. મહેચ્છાનાં અકળ રહસ્યોને સમજવા માટે આ સિવાય અન્ય માર્ગ નથી, કારણ કે આપણી અહંકેન્દ્રની દૃષ્ટિને મહેચ્છાનાં પ્રયોજનો અગમ્ય જ રહે એ સ્વાભાવિક છે.

એ જ માર્ગે આપણે જવું રહ્યું. બાળક રમે છે, જાગે છે ને ઊંઘે છે, એનું જીવન ક્રીડામય છે. એના આ અધિકારપ્રાપ્ત આહાર

અને વ્યાયામને ઝૂંટવી લેનાર ઉપર શાપ ઊતરે. આમ છતાં શા માટે સંન્યાસના તત્ત્વજ્ઞાન-સિદ્ધાંતે યૌવનારંભની અને યૌવનની ક્રીડાઓ ઉપર આક્રમણ કરવું જોઈએ, અને યૌવનના શાસનપ્રદેશમાં વાર્ધક્યનો આગમનવેગ વધારવા પ્રયત્ન કરવો જોઈએ! આ યોગ્ય છે કે અયોગ્ય? આ વિષયની ફુરસદને સમયે ગંભીર વિચારણા કરવી જોઈશે.

૧૭મી ડિસેંબર, ૧૮૯૩.

૧. અંગત કે કૌટુંબિક બાબતોની કોઈ માણસને કે કોઈ મિત્રને પણ વાત ન કરો.

૨. તમારી સમક્ષ લોકો પોતાનાં હૃદય ન ખોલે અથવા વાત કરવાની હિંમત ન કરે, તો તેમના તરફ મૃદુ વ્યવહાર રાખો, દોષ દર્શનથી-આક્ષેપથી આરંભ ન કરો અને અતિ-દોષારોપણથી સમાપ્તિ ન કરો. એઓ દોષ કરવા ચાલુ રાખે તો પછીના કાર્ય માટે, શિક્ષા માટે અને દુઃખનિવારણ માટે કુદરતને પોતાના કાયદા પ્રમાણે કામ કરવા દો, જેથી તમે કોઈને દોષપાત્ર માનો ત્યારે, એનો તમે બચાવ સાંભળી શકો તેમ ન હો તે છતાં, એના પ્રત્યે સખત વર્તન રખાય તેમાં તમે કારણરૂપ ન બનો. આરોપી બચાવ કરવાની ના કહે ત્યારે સારું એ છે કે ન્યાય ન કરવો અને શિક્ષા ન કરવી. સાથોસાથ સત્ય પ્રત્યે, અને અનુગ્રહ-નિગ્રહ કરવાની કુદરતની યોજના પ્રત્યે એની આંખ ઉઘાડો

આ નોંધમાંની બાબત ૧ વિષે- આમ વાત કરવી એ મનની નબળાઈ છે. હું એ નબળાઈથી મુક્ત નથી, અને એથી તો નોંધ કરી. આ નબળાઈ એક નિંદ્ય દોષ છે, કારણ કે એવી વાત કરવાની આદત એનાં નીચે જણાવેલાં પરિણામોને લીધે હાનિકર નીવડે છે :

૧. સાંભળનારને એ નકામી છે, અને પરિણામે રસપ્રદ બનતી નથી. અને કંટાળો પણ આપે.

૨ તમને પોતાને પણ ફલરહિત છે અને એથી નકામી છે, અને એથી હાનિકારક છે; જે હાનિકારક તે નકામું.

૩. એમાં બંનેનાં સમય-શક્તિનો વ્યર્થ વ્યય થાય છે.

૪. વાત કરવાથી તમારાં રહસ્યો, અને કંઈક અંશે તમારું ભાવી, અજાણ્યાના હાથમાં અને એની દયાને આધારે જઈ રહે છે.

૫ આવી વાત કરવી એ તમારું પોતાનું અને તમારી આંતર નિર્બળતાનું પ્રકટીકરણ છે.

૬. તમારાં જ સ્વજનોને એથી ખરાબ દાખલો પડે છે; એ લોકો તમારી વાતનો વિષય હોય છે અને તમે એમનો વાંક બતાવવાનો હક્ક ગુમાવો છો,

૭. તમારે વિશે અને તમારાં સ્વજનો વિશે અભિપ્રાય બાંધવાની અને ન્યાયાસને બેસવાની તક તમે પરાયા જણને આપો છો.

૮. તમે એમનાં રહસ્યોનું ગોપન કરો, તમે બીજા આગળ એમની નબળાઈઓ ઉઘાડો નહિ અને ફરિયાદ કરો નહિ—એમને પોતાને ફરિયાદ જણાવો—એવો તમારાં સ્વજનોનો હક છે તે તમે છીનવો છો.

૯ એ રીત વધીને નબળાઈ વધારનારી આદત બની જાય છે અને, ધીમે ધીમે, બોલનાર સાંભળનાર બનેને વિકૃત કરે છે.

૧૦. આ સ્ત્રૈણ નિર્બળતા છે, પુરુષોચિત પૌરુષ નથી

૧૧. રાજનીતિમાં આ આદત હોય તો શિક્ષા તરત આવી મળે; કુટુંબવ્યવહાર અનેક બાબતોમાં રાજનીતિ જેવા છે તેથી એમાં પણ શિક્ષા મળે છે પણ એટલી પ્રકટ રીતે નહિ, એટલી ઝડપથી નહિ: અને શિક્ષા ભોગવનાર તમારાં પ્રિયતમ સ્વજન હોય.

૧૨. ભાવનગર ગયા ત્યારથી તમારી આ આદત હતી; એને વશમાં રાખવાના અને નષ્ટ કરવાના તમારા પ્રયત્નો પણ એટલા જ જૂના છે; એ ટેવ હજી થોડીક રહી છે, અને હવે આજે પણ તમે એને નિર્મૂળ ન કરી શકો એ તો અતિમહાન અનિષ્ટ નીવડે.

૧૩ એ ટેવ એવી કલ્પનામાંથી નીપજે છે કે સાંભળનાર તમારો વિશ્વાસ્ય મિત્ર છે, જ્યારે જરા જેટલો વિચાર કર્યો હોય તો એ ભ્રમણા દૂર થાય. અને, તમારાં માણસો—બેનકો પત્ની કે પતિ

જેવાં કે ધન ખાતર ઝગડતા ભાઈઓ જેવાં—નમારા ખરેખરા શત્રુઓ કે દુષ્ટો ન બને ત્યાં સુધી, આવાં કારણસર તમારે કોઈ મિત્રને શા માટે શોધવો જોઈએ કે જરૂરી માનવો જોઈએ? તમારો જે કિસ્સો છે. એમાં તો આ લોકો કેવળ મૂર્ખતાને લીધે અપત્તિકર બને છે. આટલી આવી બાબતમાં તમારામાં જ પૂરતી સામાન્ય સમજ અને બળ અને ધૈર્ય અને સૌજન્ય હોય ત્યાં સુધી, મિત્રને શોધવાની અને કહેવાની આવશ્યકતા ન જ ગણાય

મારે મારાં સ્વજનોની વિરુદ્ધ વાત કરવા માટે મિત્ર નથી જોઈતો, અને હું કદી આથી જુદો વિચાર કરું તો હું ભૂલમાં પડયો ગણાઉં. આ બાબતો વિશે આ મનનપોથીમાં પણ સ્વગત ઉદ્ગાર કરવો તમે નીતિવિરુદ્ધ, મનોવિકારક માન્યો, તો અહીં ન નોંધો તે બીજા જણના કાનને કહો એને અનિષ્ટ અને હાનિકારક માનવાનું વધારે સબળ કારણ છે. જુઓ માનવની નિર્બળતા!

૨૦મી ડિસેંબર, ૧૮૯૭.

આપત્તિ એટલે શું? એનો અર્થ શો? એ મોટી ક્યારે ગણાય અને નાની ક્યારે? મોટી અને નાની આપત્તિના આગમનનો ભેદ વ્યવહારમાં શી રીતે પારખીએ છીએ? મોટામાં મોટી આપત્તિને નાની બનાવે એવા મોટા અને પ્રતીકારરુદ્ધ મનથી એમની મુલાકાત કરવાનો—ના, એને નહિવત્, અસત્ માનવાનો—ઉત્તમ વ્યાવહારિક માર્ગ કયો?

ઉન્નત પરિણામોએ કે પરિસ્થિતિએ, કે પસંદગીએ કે ભાગ્યે સર્જેલા સંજોગો (क) જગતમાં આપણી સ્થિતિને વધારે ખરાબ કરે કે ખરાબ કરવાનું વલણ કે સામર્થ્ય દાખવે, અથવા (ख) આપણી કંઈ વિચારભૂલથી એમ કરતા જણાય, અથવા (ग) આપણી પ્રિય ઉત્કર્ષ વાંછાઓની પ્રગતિનો પ્રતિરોધ કરે કે કરવામાં સહાયરૂપ બને, અથવા (घ) આપણી ભૂલથી એમ કરતા દેખાય, અથવા (ङ) આપણી ભાવનાઓની કે લાગણીઓની કે કાયાની સહનશક્તિ સાથે સંઘર્ષમાં આવે કે સહનશક્તિને કસીને થાકે. આમાં (क), (ग) અને (ङ) ખરી આપત્તિઓ છે અને (ख) અને (घ) આપત્તિની કલ્પના છે.

આપત્તિની કલ્પનાની દુઃખ દેવાની શક્તિ વાસ્તવિક આપત્તિ

જેટલી જ મોટી છે. એ કલ્પના ભૂત, વર્તમાન કે ભવિષ્યકાળને લગતી કોઈ ભૂલમાંથી ઉદ્ભવે છે. પ્રથમ પ્રકાર પુરુષોમાં વિરલ છે, બીજો સ્ત્રીપુરુષ બંને જાતિઓને સમાન છે, અને ત્રીજો ઘણો વધારે સાધારણ છે અને એને ઉપજાવનારી ભૂલ અધીરાઈનું, ચિંતાનું, મૂર્ખતાનું કે અજ્ઞાનતું પરિણામ હોય છે. એ ભૂલ દૂર થાય એટલે કલ્પના દૂર થાય છે; અને ભૂલ દૂર કરવી શકય બને કે ન બને, જે માનસિક પ્રકૃતિ આપત્તિને નહિવત્ કરી શકે તે હમેશ કલ્પનાને પણ નિષ્ક્રિય બનાવી શકે. એટલું જ નહિ, નિરાકરણ થાય ત્યાં સુધી ટકવાનું ધૈર્ય તમે ધરી શકો તો એ દારુણ ઘટનાયોગ પ્રત્યક્ષ થાય ત્યાં સુધી તમે દુ:ખને કંઈ નહિ તો મુલતવી રાખી શકો; અને એ ઘટનાયોગ નષ્ટ થયો જાણ્ય એ સંભવ પણ રહે છે.

આપત્તિ (ક) નુ પ્રમાણ સ્થિતિપરિવર્તનના મહત્તા કે અલ્પતાથી મપાય છે, (ગ) ઉત્કર્ષવાંછાને લાગેલા ધક્કાના પરિણામથી મપાય છે, અને 'ઘ' સંઘર્ષના અને થાકના પરિણામથી મપાય છે પણ આપણે મોટી કે નાની આપત્તિના આગમનો ભેદ પારખીએ જ છીએ એવું નક્કી નથી આપત્તિ પ્રત્યે આપણા સાધારણ પ્રત્યાઘાતો માનસિક કે શારીરિક વ્યથારૂપ હોય છે મોટી આપત્તિઓ ટકે વધારે લાંબી, અને એના પ્રમાણમાં વ્યથા પણ વધારે ટકે છે પણ વ્યથાની તીવ્રતા પરત્વે, જ્યારે આપત્તિ ઘેરી લે ત્યારે, છાયા અને તેજનો ભેદવિવેક કરવામાં શાંત અને સંયમી રહેવાને જેમ બાળકો, તેમ મનુષ્યો પણ ટેવાયા હોતા નથી. આપત્તિ નાની હોય કે મોટી, બધા રડે છે કે શોકમગ્ન બને છે કે ચિંતાતુર બને છે, અને આક્રંદનો અવાજ વધારે મોટો એટલે શોક વધારે ઊંડો એ, કે એથી ઊલટું, સત્ય નથી. બેશક, અપવાદો હોય છે અને આપણે પોતે કોઈ એક ક્ષણે અપવાદમાં છીએ કે સામાન્ય નિયમમાં છીએ એનો વિચાર કરવાને થોભી શકીએ તો તે જ આપણા પોતા પ્રત્યે કાંઈ નાનીસૂની સેવા નથી.

આપત્તિ (ક)માં દશાપલટા માટે આગળથી માનસિક તૈયારી હોય તો કેટલાક કિસ્સાઓમાં પલટો થયા પછી મનોવ્યથા હળવી થાય છે; પણ માનસિક તૈયારી કરવી એ જ આકરી કસોટી છે જે જ્ઞાનતંતુઓને થકવી નાખે છે અને આપત્તિની કલ્પનાને અવકાશ

પણ મારું ભાગ્ય એથી સારું છે, કારણ કે હું મારા ઉપર એ દૃષ્ટિનાં અને એ ભદ્રનાં કિરણો પડતાં અનુભવી શકું છું—જે દૃષ્ટિ અને ભદ્ર વિશે મે કહ્યુ છેઃ—

'સતોદૃષ્ટિરેકા સતો દૃષ્ટિરેકા અને સતો ભદ્રમેકં સતો ભદ્રમેકમ્'

ભલે એક જ કિરણ મળે, પણ તે સદાને માટે મળશે, અને તે અલમ્-કેન્દ્ર વિશે કહી શકશે કે

ન ચ પુનરાવર્તતે।

અને પ્રસગે પ્રસગે હુ, વધારે નહિ તો, આટલું તો લ'એલેગ્રોની માફક કહી શકુ : 'Hence Loathed Melancholy' ઇત્યાદિ ઇત્યાદિ

૮ મી જાન્યુઆરી, ૧૮૯૪.

આજે સવારે કામમાંથી એક કલાક ચોર્યો-કોર્ટ નાતાલ પછી આજે ઊઘડે છે—અને 'વિકાર ઓફ વેકફીલ્ડ'નાં ઉત્તર્યાં પ્રકરણો વાંચ્યાં સુદર અને ઉદાત્તભાવ પ્રકટાવે તેવું સરલ વસ્તુ છે. + લૅમ (Lamb) માંથી પણ થોડુ ક વાચ્યુ–' the Borrower and the Lender.' ગંભીર વાચનની એકતાનતા અને લાગે છે મારે તોડવી જોઈએ અને એ માટે હાસ્યરસના પ્રદેશમા થોડીક સહેલ કરવી જોઈએ. મિસ બ્લાસ ડૉન ક્વિહોટે, લૅમ અને ઠેકરી ચાલશે મારી તબિયત સુધારવા માટે અને વિષાદ ઊગજે ત્યારે ચિત્તને અવલબન આપવા માટે હાસ્યરસ આવશ્યક છે. મારે જોવાનું એટલું જ રહેશે કે મારે આસ્વાદન ઉચ્ચકોટિના હાસ્યરસનું કરવું, મશ્કરાઓના અર્થહીન પ્રલાપોનું નહિ ઉપરની પસદગી આ દૃષ્ટિથી કરી છે ક્ષુલ્લક પ્રકારનાં પુસ્તકો મારા ગ્રંથસગ્રહમાં ન હોવાં જોઈએ—એ મારા ઘરનાં બાળકોના હાથમાં જાય અને એમના માનસને હાનિ પહોંચાડે

અનાવવી જરૂરી તો છે જ. ગમે તેમ હોય પણ આ આપત્તિઓને નહિવત્ કરી શકાય — સાક્ષીને અર્થાત્ આપણી શાશ્વત અવ્યય દૃષ્ટિને જાગ્રત કરીને, અને મહેચ્છામાં શ્રદ્ધા રાખીને અને મહેચ્છા જોડે આત્મવિજય સાધીને, આ આપત્તિઓને નહિવત્ કરવી એ શક્ય છે અને આવશ્યક છે. (ક, થી (ઙ) સુધીની સર્વ આપત્તિઓનો આ રામબાણ, એક અને સર્વસાધારણ ઉપાય છે. એથી તમે દુઃખનો નાશ કરી શકો કે ન કરી શકો, પણ તમે દુઃખથી પર બની શકો અને તમારા આત્માને અસ્વસ્થ અને ક્ષુબ્ધ બનાવવાની આપત્તિની શક્તિને વંધ્ય કરી શકો. ભાવનાઓનો અને સંવેદનોનો એક બીજો પ્રતિકાર' પણ છે: એ સમયની આવશ્યકતા પ્રમાણે પ્રતિ-ભાવનાઓ અને પ્રતિ-સંવેદનો પણ ઉપજાવી શકો, અને એમાં તત્ત્વજ્ઞાનને કલાનો સહકાર મળવો જોઈએ.

આમ મારો આત્મા શાંતિમાં નિમગ્ન થયો છે

એમ માનો કે તમે જેલમાં કેદી બન્યા છો. ત્યાં તમે તમારી આત્મપ્રતીતિ-તમારો શાશ્વત આત્મા તુરંગની દીવાલોથી અમદ્ધ છે એ પ્રતીતિ-સિદ્ધ ન કરી શકો એ અર્થહીન વાત લાગે છે. તો, તમે દરિદ્રતા, રોગ, કૌટુંબિક કલેશ અથવા અન્ય કોઈ પણ બાબતથી બંધાયેલા હો ત્યારે પરિણામ જુદું શા કારણે હોય! પરિણામ જુદું હોય-તમે તમારી સદામુક્તતાની પ્રતીતિ ન કરી શકો-એનું કંઈ જ કારણ નથી-નથી જ, આ જગત તમારી જેલ હોય તો પણ નથી પણ જગત માતાનું ઉદર છે, જેલ નથી, તો પછી ખરાબમાં ખરાબ આપત્તિઓને, જે ગર્ભાશયમાં અંધવત્ વિકસીને તમે આ જગતથી બહારના વિશાળતર અન્ય જગતમાં જવાના છો, એ જગદ્રૂપ ગર્ભાશયની દીવાલોના પોષણનો અને દૃઢીકરણનો એક અંશ શા માટે ન માનવી પડે?

અથવા આવી દૃષ્ટિ માટે સામર્થ્ય ન હોય તો તમે શિલોન (Chillon) ના બંદીવાન માફક અનુભવી અને ગાઈ ન શકો? કે—

'These heavy walls to me had grown
A hermitage–and all my own!'

('આ ભારેખમ ભીંતો મારે મન સાધુ-આશ્રમ છે, મારો સુરાગ આશ્રમ!')

આપે છે. મનોબળવાળા એ કસોટીમાં સલામત રહી શકે છે; બીજાઓને તો 'ignorance is bliss'-ના જાણ્યામાં નિરાંત. પલટો થયા પછી ખરી લડત શરૂ થવી જોઈએ, અને કવિતા, તત્ત્વજ્ઞાન ધર્મ અને હૃદયકાઠિન્ય એ સૈનિકોએ કમર કસવી જોઈએ અને પડકાર ઝીલવો જોઈએ. એ માટે શાશ્વત સર્વશક્તિ આત્માનો અવષ્ટંભ કરવામાં સફળતા મળે તો એ દશાપરિવર્તનો એ આત્માના અવિકાર્ય વક્ષ ઉપર આનંદમય નૃત્યલીલા બની જાય છે આપત્તિ (ज) નો નિવારણોપાય એ છે કે, ઉત્કર્ષની ઇચ્છા—ઉચ્ચાભિલાષા એ અધિકાર નથી, કર્તવ્ય છે એ યાદ રાખવું: અને કર્તવ્ય આપણી શક્તિથી મર્યાદિત થાય છે, શક્તિનો નાશ કે હ્રાસ થાય એટલે કર્તવ્યનો પણ નાશ કે હ્રાસ થાય છે, અને કર્તવ્યનું પૂર્ણ આચરણ એ જ આપણી યાત્રાની સમાપ્તિ છે, એ સ્મરણમાં રાખવું.

આપત્તિ (ङ) ની બાબતમાં બે વિકલ્પો વચ્ચે નિર્ણય કરવો રહે છે. ભાવનાઓનો અને લાગણીઓનો નિરોધ-નાશ-કરવો એ એક વિકલ્પ, અને એની સહનશક્તિને પ્રબળતર કરવી એ બીજો વિકલ્પ. સન્યાસમાર્ગ પહેલા વિકલ્પને નિવારણોપાય તરીકે પસંદ કરે, પણ જ્યારે પ્રશ્ન શારીરિક આપત્તિનો હોય ત્યારે તો એ માર્ગને પણ, શરીરનાશ અને શરીરની સહનશક્તિનો વિકાસ એ બે વચ્ચે પસંદગી કરવી પડે તો, નાશ નહિ પણ શક્તિવિકાસ પસંદ કર્યા વિના છૂટકો નહિ. હવે જો શરીરકષ્ટના નિવારણોપાય તરીકે શરીરનો નાશ ન કરીએ, તો ભાવનાઓનો અને લાગણીઓનો નાશ શા માટે કરવો? ભાવના અને લાગણી એ પણ માનવના, સર્વ પ્રાણીઓના, શરીરઓનો જ અંશ છે. ભૌતિક શરીર અને માનસિક અને નૈતિક ભાવનામય શરીર એ બે વચ્ચે ભેદરેખા શી રીતે દોરશો? અહીં મેં મારી ૧૬મી તારીખની નોંધમાં સૂચવેલો પ્રશ્ન આવીને ઊભો રહે છે. પણ એનું અન્વેષણ કરીએ તે દરમ્યાન, અને એ અન્વેષણનું પરિણામ ગમે તે આવે તો પણ, આટલું ચોક્કસ છે કે (ङ) ની નીચેના ત્રણે કિસ્સાઓમાં સહનશક્તિને, વિશેષ નહિ તો છેવટ ઓછા પસંદ કરવા યોગ્ય અથવા ઓછા સામર્થ્યવાળા પરંતુ ચોક્કસ વધારે દૃઢ અને ક્ષમ ઉપાય તરીકે, અભ્યાસથી-ટેવથી-કેળવણીથી અને પ્રયોગથી પ્રબલતર-

બનાવવી જરૂરી તો છે જ. ગમે તેમ હોય પણ આ આપત્તિઓને નહિવત્ કરી શકાય —સાક્ષીને અર્થાત્ આપણી શાશ્વત અવ્યય દૃષ્ટિને જાગ્રત કરીને, અને મહેચ્છામાં શ્રદ્ધા રાખીને અને મહેચ્છા જોડે આત્મવિલય સાધીને, આ આપત્તિઓને નહિવત્ કરવી એ શક્ય છે અને આવશ્યક છે. (ક. થી (છ) સુધીની સર્વ આપત્તિઓનો આ રામબાણ, એક અને સર્વસાધારણ ઉપાય છે. એથી તમે દુઃખનો નાશ કરી શકો કે ન કરી શકો, પણ તમે દુઃખથી પર બની શકો અને તમારા આત્માને અસ્વસ્થ અને ક્ષુબ્ધ બનાવવાની આપત્તિની શક્તિને વંધ્ય કરી શકો. ભાવનાઓનો અને સવેદનોનો એક બીજો પ્રતિકાર' પણ છે: એ સમયની આવશ્યકતા પ્રમાણે પ્રતિ–ભાવનાઓ અને પ્રતિ–સવેદનો પણ ઉપજાવી શકો, અને એમાં તત્ત્વજ્ઞાનને કલાનો સહકાર મળવો જોઈએ.

આમ મારો આત્મા શાંતિમાં નિમગ્ન થયો છે

એમ માનો કે તમે જેલમાં કેદી બન્યા છો. ત્યાં તમે તમારી આત્મપ્રતીતિ-તમારો શાશ્વત આત્મા તુરંગની દીવાલોથી અબદ્ધ છે એ પ્રતીતિ-સિદ્ધ ન કરી શકો એ અર્થહીન વાત લાગે છે. તો, તમે દરિદ્રતા, રોગ, કૌટુંબિક કલેશ અથવા અન્ય કોઈ પણ બાબતથી બંધાયલા હો ત્યારે પરિણામ જુદું થવા કારણે હોય! પરિણામ જુદું હોય-તમે તમારી સદામુક્તતાની પ્રતીતિ ન કરી શકો-એનું કંઈ જ કારણ નથી–નથી જ, આ જગત તમારી જેલ હોય તો પણ નથી પણ જગત માતાનું ઉદર છે, જેલ નથી, તો પછી ખરાબમાં ખરાબ આપત્તિઓને, જે ગર્ભાશયમાં અંધવત્ વિકસીને તમે આ જગતથી અહારના વિશાળતર અન્ય જગતમાં જવાના છો, એ જગદ્રૂપ ગર્ભાશયની દીવાલોના પોષણનો અને દૃઢીકરણનો એક અંશ શા માટે ન માનવી ઘટે?

અથવા આવી દૃષ્ટિ માટે સામર્થ્ય ન હોય તો તમે શિયોન (Chillon) ના બંદીવાન માફક અનુભવી અને ગાઈ ન શકો? કે—

'These heavy walls to me had grown
A hermitage–and all my own!'

('આ ભારેખમ ભીંતો મારે મન સાધુ-આશ્રમ છે, મારો સુવાંગ આશ્રમ!')

પણ મારુ ભાગ્ય એથી સારું છે, કારણ કે હું મારા ઉપર એ દૃષ્ટિનાં અને એ ભદ્રનાં કિરણો પડતાં અનુભવી શકું છું—જે દૃષ્ટિ અને ભદ્ર વિશે મે કહ્યુ છેઃ—

'सतोदृष्टिरेका सतो दृष्टिरेका अने सतो भद्रमेकं सतो भद्रमेकम्'

ભલે એક જ કિરણ મળે, પણ તે સદાને માટે મળશે, અને તો અહમ્-કેન્દ્ર વિશે કહી શકશો કે

न च पुनरावर्तते।

અને પ્રસગે પ્રસગે હુ, વધારે નહિ તો, આગ્લ તો લ'એલેગ્રોની માફક કહી શકુ : 'Hence Loathed Melancholy' ઇત્યાદિ ઇત્યાદિ.

૮ મી જાન્યુઆરી, ૧૮૯૪.

આજે સવારે કામમાંથ એક કલાક ચોર્યો-કોર્ટ નાતાલ પછી આજે ઊઘડે છે—અને 'વિકાર ઓફ વેકફીલ્ડ'નાં છેલ્લાં પ્રકરણો વાંચ્યાં સુદર અને ઉદાત્તભાવ પ્રકટાવે તેવું સરલ વસ્તુ છે. + લૅમ (Lamb) માંથી પણ થોડુ ક વાંચ્યુ—'the Borrower and the Lender.' ગંભીર વાચનની એકતાનતા અને લાગે છે મારે તોડવી જોઈએ અને એ માટે હાસ્યરસના પ્રદેશમા થોડીક સહેલ કરવી જોઈએ. ગિલ બ્લાસ ડૉન કિવહોટે, લૅમ અને ઠેકરી ચાલશે મારી તબિયત સુધારવા માટે અને વિષાદ ઊગજે ત્યારે ચિત્તને અવલબન આપવા માટે હાસ્યરસ આવશ્યક છે. મારે જોવાનું એટલુ જ રહેશે કે મારે આસ્વાદન ઉચ્ચકોટિના હાસ્યરસનું કરવું, મશ્કરાઓના અર્થહીન પ્રલાપોનુ નહિ ઉપરની પસદગી આ દૃષ્ટિથી કરી છે. ક્ષુલ્લક પ્રકારનાં પુસ્તકો મારા ગ્રંથસગ્રહમાં ન હોવાં જોઈએ—એ મારા ઘરનાં બાળકોના હાથમાં જાય અને એમના માનસને હાનિ પહોંચાડે

× × ×

સયુક્ત કુટુંબની પદ્ધતિ અને બાળલગ્નો ૨૬ વર્ષાં જોઈશે અને પુરુષે પૌરુષપૂર્ણ અને સ્ત્રીએ પોતાપણું જાળવનાર બનવુ પડશે. -સ્ત્રી સંયુક્તકુટુંબની શિશુ વધૂ ન હોય, પચીસ વર્ષની વયે સસુ ન બને, બાર વર્ષની વયે વધૂ ન બને, તદ્દન અસગ પડી-

રહેતા કીટજંતુસમુદાયનો શક્તિહીન અને કલહમગ્ન અંશ ન રહે,... પણ સ્વયમેવ સમાજનું સ્વાશ્રયી એકમ બને' એ ઇષ્ટ છે. તમારાથી બને તો દેશમાં એ સુદિનનો ઉદય આણો.

૧૧મી જાન્યુઆરી, ૧૮૯૪.

ટ્રેનમાં આજે સુરતના, હાલ ગોંડળ રહે છે તે, શ્રી દવે સાથે હતા. એ વેદાંતી છે. મારે ઘેર આવવાનું નિમંત્રણ એમણે સ્વીકાર્યું. મારાં પુસ્તકોના ફરતા ઘોડા ઉપર કયાં પુસ્તકો છે એ એમણે મને પૂછ્યું. મેં કહ્યું, 'બધા પ્રકારનાં અમેરિકા ઑસ્ટ્રેલિયા વગેરે દેશના ઇતિહાસ, પાયાના રહસ્યૂહો વિશેનાં પુસ્તકો, કવિઓ, નિબંધકારો અને તત્ત્વજ્ઞાન' એમને આથી સંતોષ ન થયો અને એમણે કહ્યું, 'સારું, આ વસ્તુઓ આ જીવન માટે સારી છે. પણ જીવનનો મુખ્ય ઉદ્દેશ પછીના જીવનનું શ્રેય સાધવાનો છે,' વગેરે. મે એમને કહ્યું કે મારા બીજા ઘોડા ઉપર થોડુંક વેદાંત-સાહિત્ય છે—ઉપનિષદો, પંચદશી વગેરે વગેરે. એમને સંતોષ થયેલો જણાયો, પણ બરાબર નહિ. 'જય મહાદેવ' કહીને એ ગયા.

આ મિલનપ્રસંગથી મને અનેક વિચારો આવ્યા: તેઓ સજ્જન છે, વગેરે, પણ એમનામાં, અર્વાચીન વેદાંત લોકોમાં ઉપજાવે છે તેવો, 'સ્વમતાગ્રહ' છે. અલબત્ત, જ્ઞાન આત્મપ્રત્યય ઉપજાવે એ સર્વથા યોગ્ય છે, અને જો વેદાંતી તત્ત્વજ્ઞાની કહે કે:

"ધન્યોઽસ્મિ, તૃપ્તોઽસ્મિ, ન કિંચિજ્જ્ઞાતવ્યમસ્તિ।"

ઇત્યાદિ, તો પોતાના દૃઢપ્રત્યયને બળે એ એમ કહેવાને અધિકારી છે. જ્ઞાનનો એકમાત્ર ઉદ્દેશ બ્રહ્મજ્ઞાન છે એવું માનવામાં આવે તો જેણે બ્રહ્મ જાણ્યું છે તેને અન્ય વિષયની જિજ્ઞાસા શી રીતે રહે? ઠીક છે, એક રીતે જોતાં જ્ઞાનીની આ કંઈ અનન્યસાધારણ વિશિષ્ટતા નથી. કવિ, તત્ત્વજ્ઞાની, વૈજ્ઞાનિક અથવા કલાકાર, જે પોતાની સ્વયંવૃત—મનપસંદ—એક જ વિદ્યાની ઉપાસનામાં જીવનને સમર્પે, એને બીજી વિદ્યાઓની જિજ્ઞાસા ન જ રહે—કારણ કે એ પ્રભુના વાઙ્મય-સ્વયંવરમાં પોતાની એક અને અનન્ય પ્રિયતમાની પ્રાપ્તિ કરી છે. વેદાંતી પોતાની પ્રિયાથી અને એની સર્વાતિશાયિની સંપૂર્ણતાથી સંતૃપ્ત હોય તો એનો એવો અધિકાર છે પણ એ આટલેથી અટકતો નથી, પણ કવિ વગેરે જ્યાં સુધી નથી જતા ત્યાં સુધી જઈને એ

પોતાના વિષયની અતિપૂજા કરે છે, અને એમ કહે છે અને માને છે કે અન્ય કોઇ પુરુષે આર્યવા જેવી બીજી કોઈ વિદ્યા આ વિશ્વમાં નથી. એનો આ વ્યવહાર પેલા અનુરક્ત પ્રણયી જેવો છે જે પોતાની પ્રિયતમા પ્રત્યે પક્ષપાત સેવે છે એટલું જ નહિ, પણ વિશ્વમાં એની અન્ય સુંદરી નથી એમ માને છે. આ વાત હાસ્યાસ્પદ તો ખરી; અને હું તો માનું કે વિચારનો આ એક પ્રકારનો ઘમંડ છે, અને આ ઘમંડનો ઉદ્દગાર કરનાર મનુષ્ય કંઈક અંશે નિજ મૌખ્યર્થી હસાવનાર વિદૂષક છે, એક વાતનું કંઈક ઘેલું લાગ્યું હોય એવો છે. કાકા સાથે મારો જે મતભેદ છે એ મેં થોડાક સમય પહેલાં નોંધ્યો છે : કાકા એવું માને છે કે વ્યાસ અને શંકર વચ્ચે યુગોનુ અંતર હોવા છતાં એમની બુદ્ધિમાં, 'જ્ઞાનમાં,' અંતર નથી, અને આવું અતર—આવો ભેદ—અશક્ય છે. જે અમુક પુરૂષોને પોતામાં જ્ઞાનની આવી પરિપૂર્ણતાનું દર્શન થતું હોય તેઓ આવા ઘમંડથી મુક્ત શી રીતે રહી શકે એ હું સમજી શકતો નથી. પોતાને થયેલી સત્યની પ્રતીતિના પાયા ઉપર રચાયેલો હોવાને કારણે આ ઘમંડ સકારણ હોય; પણ મને એવો ઘમંડ રાખવાનું ગમતું નથી, કારણ કે એ મારા નીતિતંત્રના પ્રાણભૂત તત્ત્વથી વિરુદ્ધ છે. વેદાંતના નીતિતંત્રમાં વિધિરૂપ ક્રિયાત્મક પાસું નથી, જીવનનો ઐહિક જીવનલક્ષી વિધેય ધર્મ કે સાધ્ય ઉદ્દેશ નથી વેદાંત માનવીને મહત્તાનું અનંત સ્વરૂપ ઉપદેશે છે; પણ નીતિતંત્ર માનવની અનંત લઘુતાની ભૂમિકા પર રચાયું છે, અને માનવને કહે છે કે એની અનંત લઘુતાનો અમુક પ્રકારોએ એ અનંત મહત્તાથી સંબંધ છે, અને એ સંબંધમાંથી ધર્મકર્તવ્યો ઉદ્દભવે છે લઘુતા વિના મહત્તા નથી, અને જે તત્ત્વદર્શન નિષ્કાલના સર્વ અવચ્છેદોના લય કરીને મહત્તા અને લઘુતાનો અભેદ અનુભવવો એવું જે તત્ત્વદર્શનનું લક્ષ્ય છે એણે આ પ્રતીતિ પણ કરવી જોઈએ કે કર્તવ્ય અને નિજનો વ્યવ એક દિશામાં—પૂર્વમાં—એટલે સુધી લઈ જઈ શકે કે અન્ય દિશામાં —પશ્ચિમમાં—ભળી જાય, અને એ રીતે અંતવત્તાના બને અંતોનું મિલન કરાવીને અનંતતા નિષ્પન્ન કરે. નિજવ્યયનું (ઉત્સર્ગસિદ્ધિનું) નીતિતંત્ર આ અર્થમાં અર્થવત્ બને છે.

× × ×

૪ થી ફેબ્રુઆરી, ૧૮૯૪.

આપણી સ્ત્રીઓની ઉન્નતિ કરવાની છે? શી રીતે? અમુક એક નારીનો દાખલો લઈને જોઈશું કે શી રીતે? મને લાગે છે કે બંને પ્રશ્નો અન્યોન્યભિન્ન છે—અને છતાં અન્યોન્યમાં ગૂંથાયેલા એવા મુશ્કેલી ભર્યા પ્રશ્નો છે. મેં મારી માતા, પત્ની અને પુત્રીઓ પરત્વે અજમાયશ કરી અને એમાં પારાવાર વ્યય, ક્લેશ અને ઉદ્વેગ વેઠવા પડયા છે. જે સફળતા સાંપડી તે, માનવલભ્ય સર્વ સફળતા પ્રમાણે, વ્યામિશ્ર રહી છે; એ વ્યામિશ્રતા એવી છે કે એ માર્ગે મથનારો કોઈ ટાળી ન શકે. વિશેષત: જ્યાં સુધી સંયુક્ત કુટુંબનું ચોકઠું આજે છે તેવું રહેશે ત્યાં સુધી આશીર્વાદ અને શાપ, સુખ અને દુઃખ ભેગાં ભળેલાં રહેશે. × × મને પોતાને તો આ વસ્તુસ્થિતિનું ભાન વ્યથાજનક બને—જો હું સંવેદનશીલ રહું તો; ત્રાસજનક બને—જો હું નિર્બળ બનું તો; નજીવી બાબત લાગે—પરિણામો આવે તેની દરકાર કર્યા વિના હુ કર્તવ્યમાં જ સંતુષ્ટ રહું તો. આ છેલ્લી મનોદશા જ હું પસંદ કરું; અને એ મનોદશા મારો ધર્મ છે. પણ સમાજમાં આ પ્રશ્ન વિકટ બને છે કારણ કે બધા મારા જેવી પ્રકૃતિ કે મનોદશા ન રાખી શકે, અને સોએ નવ્વાણું વ્યક્તિઓ આ વ્યથાના તાપમાં તવાઈ જાય અથવા આ ત્રાસની આગમાં સળગી જાય. એટલે ભલે હું મારા કુટુંબમાં મારું બલિદાન આપું, તો પણ એ બલિદાન જ મને એવો આદેશ આપે છે કે જે કષ્ટોમાંથી હું મને પોતાને મુક્ત ન કરી શક્યો એમાંથી મારા દેશજનોને મુક્ત કરવા એ મારું કર્તવ્ય છે પુરોગામીઓની આપત્તિઓનો અનુગામી પેઢીને લાભ મળવો જોઈએ. જે જણ વાવમાં પડ્યો એણે બીજા વાવે આવનારાઓને ચેતાવવા જોઈએ.

નિર્મળ જળનું પાન કરાવીને કલેવરને પોષે એવી વાવ એટલે શુદ્ધ સુખમય કુટુંબજીવન; પણ સયુક્ત કુટુંબ એટલે વાવમાં જલપાન નહિ, પણ વાવમાં પડવું—ડૂબી જવું; અમૃતમય જલના અતિપ્રમાણથી ઘણા મોટા ઘૂંટથી ગૂંગળાઈ મરવું; નાક વાટે, અને શરીરનાં બધાં છિદ્રો દ્વારા શરીરમાં ઘુસી જતા સુધાસમાન જળને વિષમય બનાવવું.

૫ મી ફેબ્રુઆરી, ૧૯૯૪.

સંયુક્ત કુટુંબને સાવ ટાળી ન શકાય, તો એના ઘાટને ઓછો હાનિકારક બનાવવાના ઉપાયો તો લોકોને લભ્ય છે દા. ત. એક મુંબઈમાં નોકરી કરે તો બીજો કરાચીમાં, અને બાપનું ઘર હોય સુરતમાં. આવી વ્યવસ્થા હોય તો સંયુક્ત કુટુંબનું સંયુક્ત રક્ષણનું સ્વરૂપ જળવાઈ રહે, અને બીજી બાબતોમાં 'સંયુક્તતા'નું હાનિકારક તત્ત્વ કમી થાય.

જે કેળવણી હાલ હું મારાં સ્વજનોને આપું છું તે તો, નિરુપાયતાએ, એકપક્ષીય કેળવણી છે—સમગ્ર ચિત્તતંત્રનું સંપૂર્ણ અને સર્વદેશીય સંસ્કરણ નથી. આપણી સ્ત્રીઓને, કન્યાઓને અને આપણાં પ્રૌઢ સ્વજનોને આવો એકપક્ષીય જ્ઞાન-પ્રકાશ આપીને સંતોષ માનવો પડે એવી સ્થિતિ છે. અને એમાં, જેમનાં ચિત્તનાં કોઈક પાસાંને પ્રકાશ મળ્યો હોય અને કોઈક પાસાં અંધારામાં રહ્યાં હોય એવાં માણસો એકત્ર થતાં જે અનિષ્ટો નીપજે એ નીપજવાનું જોખમ રહ્યું છે. અને વધારામાં અનેક પ્રકાશોના અને તિમિરોના જાતજાતના વિલક્ષણ મિલનથી સંઘર્ષ થય છે અને વિચિત્ર સ્થિતિ ઊપજે છે-કારણ કે પ્રત્યેક વ્યક્તિએ પોતાની વિશિષ્ટ પ્રકૃતિ અનુસાર, લાયકાત મુજબ, અને મનની તથા હૃદયની શક્તિના પ્રમાણમાં પ્રકાશ ઝીલ્યો હોય છે કે અંધારું સેવ્યું હોય છે. જૂની પરિસ્થિતિ જુદી હતી: અલબત્ત એમાં પ્રકાશ ઓછો હતો, પણ અંધકારની છાયાઓ સ્વભાવતઃ કમતી હતી અને એક જાતની હતી, અને એથી સંઘર્ષના પ્રસંગો થોડા ઊપજતા તે ઉપરાંત, એ અંધકારમાં—પ્રકાશમાં હોય તેવી—આળી લાગણી પણ ઓછી હતી અને સહનશીલ પ્રકૃતિ વધારે હતી. પરિણામે અમુક અંશે લોકો વધારે સુખી હતા. સંપૂર્ણ સંસ્કારાર્પણની અને નવીકરણની આપણી શક્તિ પર્યાપ્ત ન હોઈને આપણી સામે પ્રશ્ન એ છે કે, જે અંધારામાં છે તેને અંધારાની સુખી સ્થિતિમાં રહેવા દેવાં? કે જે શક્ય છે તે એકપક્ષી પ્રકાશ અર્પવો અને એની સાથે સુખદુઃખ તથા મનનું આળાપણું વધે તો વધવા દેવું? આપણું ખરું કર્તવ્ય શું છે—સુખને ભોગે જ્ઞાનમય જીવન કેળવવું કે જ્ઞાનમય જીવનને ભોગે સુખ હોય તે રહેવા દેવું? બીજો વિકલ્પ મને મારી શાંતિ અર્થે ગમે, અને

પહેલો મ.રા કર્તવ્ય તરીકે હું પસંદ કરું. પણ આ તો મારી સહજ મનોવૃત્તિની આંકણી છે, મારો માર્ગ તો મારી બુદ્ધિએ જ ફુરસદે શોધવો રહે છે.

૧૭મી ફેબ્રુઆરી, ૧૮૯૪.

ગુજરાતી કવિઓ વિશેના મારા નિબંધની પ્રસ્તાવના શ્રીયુત જનાર્દન પાસે સુધરાવી અને એનાં પહેલી વારનાં પ્રૂફ શ્રી વિ૦ એસ૦ ભાંડારકર પાસે સુધરાવ્યાં. લખવાનો સમય નથી મળતો. થોડા સમયથી જે કંઈ થોડી ફુરસદ મળે તે ઝડપીને કટકે કટકે ડૉન કિવહોટે અને ગિલ બ્લાસ વાંચું છું. ગિલ બ્લાસમાં પ્રત્યેક પૃષ્ઠે શઠતા અને મૂર્ખતા સામે સાંસારિક ઉપદેશ ભર્યો છે, પણ એને હાસ્યરસનું અને માર્મિક બુદ્ધિવિનોદનું પુસ્તક કહ્યું છે એ વર્ણન બરાબર નથી. એનો ઉદ્દેશ દયાનો અનુભવ કરાવવાનો અને ઉપદેશ આપવાનો છે. ડૉન કિવહોટેમાં, બેશક, પાને પાને હાસ્યસામગ્રી છે, પણ એમાં જ્યાં એ સ્થૂલ પરિહાસના વિશાળ ચિત્ર જેવું હોય ત્યાં આ દેશકાળ માટે બોધ ઘણો થોડો છે. મારી ગમગીનીમાં અને મારા વ્યવસાયશ્રમમાં એ મને હળવા ચિત્તનો વિનોદ આપે છે અને હસાવે છે. એ વાંચવાનું બીજુ કારણ એ છે કે મને સર્વાન્ટિસની આપત્તિઓ પ્રત્યે ઘણો સમભાવ ઊપજે છે, અને એ કારણે જ એણે પાગલપણાનું અને અલ્પબુદ્ધિનું આવું સમૃદ્ધ અને સમર્થ ચિત્ર દોરવામાં આશ્રય શોધ્યો એ હું બરાબર સમજી શકું છું. આ બે તત્ત્વોએ એને ઘણી રાહત આપી હશે–જેમ મને ઑગસ્ટ ૧૮૭૬ અને ડિસેમ્બર ૧૮૭૮ વચ્ચેના સમયમાં મારી નિરાશાની અને શૂન્યતામય વિષાદની ક્ષણોમાં રાહત આપી હતી તેમ. એ દિવસોમાં મેં પણ ઘણી હસવા જેવી બાબતો અને–'વ્યવહારુ સંન્યાસ—'એ શબ્દનો મને અભિમત છે એ અર્થમાં' એ વિશેના મારા નિબંધમાં છે તેવી–ભ્રમ અર્થહીનબાબી અર્થસામગ્રી આલેખી અને વિચારી હતી. મારા–આખી દુનિયાથી ગુપ્ત રાખેલા–માનસિક ઘડતરના ઇતિહાસમાં આ સમય વિશેષ સ્મરણીય છે; એને એમ ગુપ્ત રાખીને, એ રીતે હું મારાં દુર્ભાગ્યોનું વેર વાળું છું એમ માનીને, હું હરખાતો હતો; એ ગોપનને મારા પહેરવેશમાં અને જીવનરીતિમાં વ્યક્ત થતા સંન્યસ્તના રંગે રંગવાની મહેચ્છા હું સેવતો હતો.

૧૮મી ફેબ્રુઆરી, ૧૮૯૪.

ડૉન ક્વિહોટેમાં આ 'જમાનાના ઉપયોગનો એક ગુણ છે. મારામાં અને બીજાઓમાં 'ક્વિહોટેપણું' નથી'? આ વાર્તાનાયકની પરાક્રમયાત્રા, અને પ્રત્યેક માનવ એક અથવા અન્ય પ્રકારે સેવે છે તે રંગતરંગી સ્વપ્નાંઓ, એ બે વચ્ચે સામ્ય છે.

અંબાલાલ સાકરલાલનો મત એવો હોવાનું કહેવાય છે કે દેશસેવાના કાર્યનાં અમુક ઉચ્ચતર ક્ષેત્રો એમને અનુકૂળ નથી, અને સંભવ છે કે એઓ પણ મારી માફક એમ માનતા હોય કે ઉચ્ચ રાજકીય અધિકાર-પદવી માટે હજી દેશ તૈયાર નથી. કાકા કહે છે કે આવા ઉચ્ચ અધિકારથી દેશને વંચિત રાખવાનું કંઈજ કારણ નથી, કારણ કે જે નિર્બળ હોય તે લડતાં અને પડતાં તેમ જ લડતાં અને ચડતાં શીખીને પ્રબળ થાય, અને જે ઉચ્ચતર સિદ્ધિ માટે લડવું મોકૂફ રાખે તેને એવી સિદ્ધિનાં સાધનો મેળવવા માટે અવસર કદી ન સાંપડે. હું કાકા જોડે પૂર્ણત: સમ્મત છું. આપણે ઉચ્ચતર સિદ્ધિ અર્થે ઝઘડવું લડવું જોઈએ અને ઉચ્ચતર અને પ્રબલતર બનવા માટેની ઉષ્મા અને તપશ્ચર્યાનાં સાધન તરીકે પતન અને પરાજય પણ પ્રાર્થવાં જોઈએ. માત્ર પ્રજાના રાજકીય જીવન માટે જ નહિ પણ વ્યક્તિજીવનના અને પ્રજાજીવનના પ્રત્યેક પ્રદેશ માટે ઉપયોગી એવું આ સત્ય છે—શારીરિક, નૈતિક, કૌટુંબિક, રાજનૈતિક અને બૌદ્ધિક એ પ્રત્યેક જીવન માટે આ સત્ય ઉપયોગી છે. ગએથેએ કહ્યું છે: 'આપણું જીવન નિર્બળતા, પ્રમાદ અને કલહ છે'; એ કથન ખરું છે; મારી નિર્બળતાની ઘડીઓમાં અને એ ઘડીઓનાં પુનરાવર્તનોમાં નિર્બળતામાંથી બળ અને નિરાશામાંથી આશા ઊભી કાઢવામાં મારે હતાશ ન થવું ઘટે. હું તો આત્મઘાતક અને એવી અનેક નિર્બળતાઓનો ભોગ બનુ છું; એનાં પુનરાવર્તનો જોઈ ને અકળાયો છું, ઊકળ્યો છું. અને છતાં, કાકાનો નક્કર ઉપદેશ મારી સુપ્ત શક્તિઓને ધણધણાવે છે, અને મારામાં તરવાની અને મહાતરંગોને સામી છાતીએ પડકારવાની ઉત્સાહભરી અભિલાષા જાગી ઊઠે છે— પછી ભલે શક્તિ પરાસ્ત થતાં હું એમાં ડૂબી જાઉં. આ કર્તવ્ય છે, આ ધર્મ છે, આ મહેચ્છાનો આદેશ છે —એ આદેશ મારા ક્વિહોટેપણાથી અને પરાક્રમપરિભ્રમણથી મહત્તર છે, એ પાગલપુરુષના એની પરમ સુંદરી ડલ્સિના પ્રત્યેના કર્તવ્યભાવથી ઉચ્ચતર છે. વારુ.

જ્યારે, મારે કમ્મર કસીને તત્પર થવું જોઈએ—ખેદથી નહિ પણ ઉમંગથી અને ઉત્સાહથી, પરાજય પામીને પડવા માટે નહિ, પરંતુ પતન પામીને ઉત્થાન કરવા માટે.

+ + +

૧૨ મી માર્ચ, ૧૮૯૪.

હું આ વર્ષે ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષામાં પરીક્ષક છું, એટલે કેટલાક લોકો ભલામણ લાવે છે, મોકલે છે, કે કરે છે. એમની આ મૂર્ખતાભરી રીતથી મને દુઃખ થાય છે. અલબત્ત હું કોઈ પણ ભલામણને ધ્યાનમાં રાખતો નથી અને રાખીશ નહિ—મારે હાથે બધા ઉમેદવારોનો સરખો ન્યાય-નિર્ણય થશે. પણ આમાંથી અન્ય પ્રશ્નો ઉદ્‌ભવે છે. જે ઉમેદવારો માટે આવી વિજ્ઞપ્તિ કરવામાં આવી હોય એ ઉમેદવારોને કેટલાક પરીક્ષકો ખાસ હાનિ પહોંચાડે છે. આમાં પ્રામાણિકતા નથી પણ પ્રામાણિકતાના ગર્વનો અંશ છે એમ હું માનું છું. મને એવો ગર્વ નથી આવી સિફારસોને બંધ કરવી એ, કર્તવ્ય કરતાં વિશેષતઃ, અધિકાર છે; અને અધિકારનો અમલ કરવો એ વિવેકબુદ્ધિની બાબત હોઈ ને હું એમ માનું છું કે (૧) આ અધિકારનો અમલ કરવાની યોગ્યતા મેળવવાની જે એક જ પદ્ધતિ કે રીત છે એ અજમાવવાની ઉપાધિમાં પડવાને હું બંધાયેલો નથી; (૨) સિફારસ દ્વારા સફળ થવાનો આરોગ પરપ્રેરિત હોઈ ને, સુશિક્ષિત પ્રેરકોને બદલે અજ્ઞાની 'પ્રેરિતો' સામે સખત પગલાં લેવાં ન્યાય્ય નથી, અને હું આવા 'પ્રેરિતો' પ્રત્યે દયાની દૃષ્ટિ રાખું છું; (૩) આ રોગને રોકવા માટે પર્યાપ્ત તેમ જ આવશ્યક એ છે કે મારે એવી સિફારસો સાંભળવાની કે થવા દેવાની પણ સ્પષ્ટ ના કહેવી જોઈએ, અને આવી વિજ્ઞપ્તિઓની મને અસર થશે એવી છૂપી આશા પણ ઉત્પન્ન થવા ન દેવી જોઈએ. આટલું કરવું એ કર્તવ્ય છે અને સારી નીતિ પણ છે. હું એ બધાને કહી દઉં છું કે હું તો માર્ક અપાઈ ગયા પહેલાં ઉમેદવારોનાં નામ તરફ નજર જ કરતો નથી. અમદાવાદના એક વકીલ-હ. પ, —જે મારી વકીલાતને આગળ વધારવાનું સામર્થ્ય ધારે છે તે—આવી સિફારસ કરવા આવ્યા હતા, અને જેની એમણે સિફારસ કરી

એનો નંબર ભુલાય નહિ તે માટે નોંધી લઉં એટલી તો એમણે ઓછામાં ઓછી આશા રાખી હતી; પણ મેં એમ કરવાની ના પાડી, તેથી એ ચીડાયા હતા અને નિરાશ થયા હતા. એક હવાઈ પ્રકૃતિના મિત્રને મેં એવો ગણગણાટ કરતા સાંભળ્યા હતા કે મારે નંબર નોંધવો જોઈએ, અને શ્રી હ. પ. ને સંતુષ્ટ અને આશાભર્યા વળાવવા જોઈએ, પણ ઉત્તરપત્ર તપાસતી વખતે નિષ્પક્ષપાત રહેવાની પણ મનમાં ગાંઠ વાળવી જોઈએ, જેથી મારો પદપ્રાપ્ત ધર્મ હું જાળવું તે સાથોસાથ જેનાથી મને લાભસંભવ છે એવા જણને હું નારાજ પણ ન કરું. હવાઈ મિત્રે જે સૂચના કરી તે પ્રમાણે વર્તે એવા દુનિયાદારી મિત્રો પણ છે. હું તો આ મિત્રોની સલાહ સાંભળીને સ્મિત કરું છું, અને એમની સલાહને અનુસરવાની ચોખ્ખી–ચટ અને સંપૂર્ણ ના કહી દઉં છું. કારણ કે સલાહ દોષભરેલી છે ઉપરાંત એમાં પામરતા છે મારા આવા વર્તનથી કોઈને દુઃખ થાય એ મને દુઃખકારક છે, પણ હું માનું છું કે આ પ્રમાણે આવનારા અને પાછા વળેલા લોકોને જે અસ્વસ્થતા જણાય, દુઃખ થાય અને ડર લાગે એ આવા રોગિષ્ઠ ચિત્તના લોકોને મારા નમ્ર પણ પવિત્ર નિવાસસ્થાનને દ્વારે આવતા અટકાવવા માટે આવશ્યક છે. આ ઓસડમાં કડવાશ ઓછી છે અને રોગને હાનિ અલ્પતમ છે.

+ + +

૧૫મી માર્ચ, ૧૮૯૪

આ જન્મનાં કષ્ટો પૂર્વજન્મનાં ખરાબ કર્મોનાં પરિણામ છે એ કર્મવાદમાં હિંદુઓ આશ્વાસન શોધે છે. જો એ ખરું હોય તો હું મારા આગલા જન્મમાં મોટો પાપી હોઈશ, અને જેઓ આ જન્મમાં ભાગ્યશાળી છે તેઓએ હરખાવું જોઈએ કે તેઓ આગલા જન્મોમાં બહુ પુણ્યશાળી હતા. મેં જે દલીલો અગાઉ ચર્ચી છે તે ઉપરાંત આજે મને બીજો વિચાર આવે છે: આ ઉત્પત્તિની અને વિશ્વવિજ્ઞાનની હિંદુઓએ સ્વીકારેલી પ્રક્રિયાનો વિચાર કરીએ, કે પછી પશ્ચિમમાન્ય પ્રક્રિયાનો વિચાર કરીએ, તો એટલું સમજાય છે કે જીવની વસતિસંખ્યા સતત વધ્યા કરી છે, અને મૂળ જીવસંખ્યા અચેતન સૃષ્ટિમાં જીવની–ચૈતન્યની–ઉત્પત્તિથી

શરૂ થઈ હતી. એટલે એ તો સ્પષ્ટ છે કે આજે પૃથ્વી ઉપર જે એક અબજ માનવ આત્માઓ વસે છે, અને એ પ્રત્યેક આત્માનાં જે કર્મક્ષમ ચેતનતંત્રો છે, તેમાંના પ્રત્યેકનો જેમાંથી ઉદ્‌ભવ થયો એટલી વ્યક્તિઓ સંખ્યામાં પૂર્વે નહોતી; અને 'હું', મારું ભાગ્ય અને મારા પૂર્વજન્મો અને મારાં કર્મો, તથા 'તું અને તારું' એ આખી કલ્પના 'અસિદ્ધ' જ નહિ પણ ખંડિત માન્યતા છે. ખરું સત્ય છે માત્ર એક મહાઇચ્છા જેવાં અનેક પ્રતિબિંબો અને વક્રીભવનો થાય છે. એક જ મૂળ જીવનરસ છે જે એક જ જનેતા થડમાંથી નીપજે છે અને અગણિત શિરાઓવાળી અગણિત શાખાઓમાં વહે છે. જીવનનાં વિવિધ સ્વરૂપો જીવનમાંથી ઉદ્‌ભવ્યાં, તે જ પ્રમાણે ભાગ્ય-દુર્ભાગ્યનાં સ્વરૂપો અચેતન શક્તિનાં સ્વરૂપોમાંથી ઉદ્‌ભવ્યાં.

૨૦મી માર્ચ, ૧૮૯૪.

મિસિસ એની બિઝેંટે અહીં ત્રણ ભાષણો કર્યાં. એમણે કેટલાક મુદ્દાઓ ઊભા કર્યા તેમાંથી બે વિચારાર્હ છે.

૧. એમણે કહ્યું કે પરમાણુઓનો ઉદ્‌ભવ અને વિનાશ કેન્દ્રમાંથી ક્રમશઃ મોટાં અને મોટાં વર્તુલોમાં વિસ્તરતી રેખા જેવી (spiral) ભ્રમણગતિથી થાય છે, અને એ કારણે ભૌતિકવાદથી સૃષ્ટિની સમસ્યાનો સંતોષજનક ઉકેલ થઈ શકતો નથી. અચેતન ભૌતિક તત્ત્વના સ્વાયત્ત સ્વતંત્ર અસ્તિત્વનો, અને ભૌતિક તત્ત્વમાંથી શક્તિના ઉદ્‌ગમનો હું અસ્વીકાર કરું છું તેનું આથી દૃઢીકરણ થાય છે. વિચારની એ જ સામગ્રીમાંથી, અથવા કદાચ કંઈ જ સામગ્રી વિના, વિશ્વમાં અનેક આત્માઓનું અસ્તિત્વ છે એવો મત એ કલ્પે છે અને પુનર્જન્મવાદને સ્વીકારે છે. આ બાબતમાં સાધનરૂપે સ્વીકારેલા સત્યમાંથી સાધ્યની સિદ્ધિ થતી નથી, એટલે હું એ આખી વાતને અસિદ્ધ માનીને રદ ગણું છું, પરંતુ વિશેષમાં એ કહે છે, 'ચેતન અવસ્થાઓ અને માનવના માનસના પ્રભેદો આનુવંશિક વારસો નથી એમ કેટલીક અમેરિકન ગણતરી દર્શાવે છે; એ ગણતરી બતાવે છે કે સદ્‌ગુણી માતપિતાઓમાંથી અનેક આતતાયીઓ જન્મે છે.' આ કારણે એ બહેન એવું માને છે કે ઉક્ત અવસ્થાઓ અને પ્રભેદો અન્ય પ્રકારની વૈયક્તિક—એટલે કે આધ્યાત્મિક—અવસ્થાઓ અને પ્રભેદોનાં પરિણામો

છે, અર્થાત્ પ્રત્યેક માનવની પ્રકૃતિ એના જન્મપૂર્વના અને ગતજીવનના વૈયક્તિક આધ્યાત્મિક ઘડતરનું પરિણામ છે. આ બાબતની મારે પરીક્ષા કરવાની છે

૨ એ કહે છે કે યુરોપમાં અરાજકતા, સમાજવાદ, દુશ્મનો વગેરે મહાન સામાજિક અને આર્થિક વ્યાધિના સૂચક છે, અને માનવમાં ધનની અસમાન વહેંચણી એ એ વ્યાધિ છે ધનિક અને અમીર વર્ગમાં અનાવશ્યક ધનનો વ્યર્થ સંચય થાય એટલે એક પક્ષે વ્યયનો અને ઉપભોગનો અતિરેક થાય અને બીજી દિશામાં અન્ય પક્ષે-અત્યંત આવશ્યક અપેક્ષાઓ ગૂંગળાઈ મરે પરિણામે ઉભય પક્ષની નીતિ વિકૃત બને. સંપત્તિની સુખસગવડ માણનો શ્રીમંત સુખસગવડનું લક્ષ્ય આરાધે છે અને પડોશમાં રહેતા ગરીબ બંધુઓ પ્રત્યે પોતાની કોઈ ફરજનું ભાન રાખતો નથી. અથવા જો એ મિલમાં કે ખાણમાં હજારો માણસોને નોકરી આપનાર હોય તો એને એઓને માટે લાગણી નથી હોતી, અને એની અને એઓની વચ્ચે-જરાક ભ્રાતૃભાવના પ્રયોગથી ટાળી શકાય એવો—સંઘર્ષ ઊપજે ત્યારે કામગારો થોડા દિવસ રોજી અને રોટલી વિનાના રહે તે નિશ્ચિતપણે નીરખી રહે છે. બીજી બાજુ ગરીબ લોકો કાં તો હતાશ બને છે, અથવા-એવી કટોકટીની સ્થિતિમાં ન હોય તો-ધનિકના ભૌતિક આર્થિક આદર્શોનું અનુકરણ કરે છે, પોતે ત્યાં પહોંચવા મથે છે, અને પરિણામે અસંતોષ ભોગવે છે. મધ્યમ વર્ગો પણ એવા મોજશોખ માણવાના આર્થિક આદર્શો સેવે છે અને એ લક્ષ્યસિદ્ધિ અર્થે બધો સમય ગાળે છે, અને એ મહેનતથી થાકી જાય છે. પરિણામે એ મધ્યમ વર્ગને પણ આધ્યાત્મિક આદર્શોના ઉચ્ચતર જીવનધર્મની આરાધના માટે સમય મળતો નથી. મધ્યમ અને નિર્ધન વર્ગો પણ ભૌતિક ઉત્કર્ષ ઝંખે છે અને, સ્પર્ધા એના જીવનમાં શાપરૂપ બને છે અને એના પ્રચંડ વાવાઝોડામાં એ તણાય છે. આવા ભૌતિક આદર્શને પરિણામે રોમ દુનિયાની સપાટી પરથી અદૃશ્ય બન્યું, ગ્રીસમાં પણ પ્રજાજનોના બૌદ્ધિક આદર્શની ભીંતમાં ભૌતિક માનસ હતું તેથી તેઓ પણ અદૃશ્ય બન્યા ભારત જ એક એવો દેશ છે જ્યાં સૌથી પ્રાચીનતમ એવી પ્રજા હજી જીવંત છે, અને એનું કારણ એ છે કે, એની સમાજરચના ભૌતિક નહિ પણ આધ્યાત્મિક ભૂમિકા ઉપર રચાઈ છે, એના ચાર આશ્રમોની અને

ચાર સામાજિક વર્ણોની-જે મૂળરૂપે શ્રમ અને કર્તવ્યના વિભાગો છે, કદી પણ સમાન ન બની શકે એવા આર્થિક વિભાગો નથી એવા ચાર વર્ણોની-ભૂમિકા આવી છે; એમાં વર્ણ વર્ણ વચ્ચે પરસ્પર પ્રત્યેનાં કર્તવ્યોની વ્યવસ્થા છે; એમાં એક એવો આધ્યાત્મિક વર્ણ છે જે પોતાની આજીવિકા માટે અન્ય વર્ણોનો આશ્રય લઈ, પોતે ઉદરભરણની ચિંતામાંથી નિર્ભય રીતે મુક્ત રહે અને આધ્યાત્મિક આદર્શના રક્ષણ-વિકાસ અર્થે પ્રયત્નશીલ રહે. યુરોપમાં અને અમેરિકામાં પણ સામાજિક ક્રાંતિનાં જે ગૂઢ પરિબળો છે તે ભૌતિક આદર્શનાં પરિણામો છે, અને ગ્રીસમાં તથા રોમમાં થયું તેમ સમાજને વિનાશક નીવડે એવો સંભવ છે. પણ ભારતમાં સમાજરચનાની ભૂમિકા આધ્યાત્મિક છે. સયુક્ત કુટુંબનું અને સંન્યાસીઓનું તથા બ્રહ્મણોનું પાલનપોષણ કરનાર ગૃહસ્થાશ્રમ છે; આ સમાજવ્યવસ્થા આદર્શમય છે. જ્યાં સુધી આ આદર્શ લક્ષમાં રહેશે, જ્યાં સુધી જીવનની અને જીવનનિર્વાહની સરલતા ભારતીયજનોને મોજમજા પાછળ દોડતા રોકશે, ત્યાં સુધી ભારત જેમ ભૂતકાળમાં ટક્યું છે તેમ ભવિષ્યમાં પણ ટકી રહેશે. પણ જો ભારત પશ્ચિમનું અનુકરણ કરશે અને પાશ્ચાત્ય આદર્શો અપનાવશે તો પાશ્ચાત્ય સમાજનો થયો છે તેવો જ વિનાશ, કારણ પછી કાર્ય આવે એ ન્યાયે, નોતરશે. આ છે એની બિસેંટના મનોનો મેં કરેલો સંક્ષેપ; એમાં એ સન્નારીની વિચારસરણિએ મૂચવેલા મારા વિચારો ઉમેરાયા છે, પણ એ વિચારોમાં એ વિદુષીના વિચારોનો જ વિસ્તાર છે. વિષય ગંભીર ચિંતનનો અધિકારી છે અને આજના આર્થિક વિજ્ઞાનને નૈતિક દિશા આપવાની શક્યતા સૂચવે છે, કારણ કે શ્રીમતી બિસેંટની વિચારસરણિ સાચી હોય તો, આર્થિક વિજ્ઞાનનો વિકાસ અન્ય પ્રશ્નોનું અવલંબન લઈને થાય તથા અર્થશાસ્ત્રમાં નીતિશાસ્ત્રની ગૂંથણી થાય.

૨૬મી માર્ચ, ૧૮૯૪.

થોડા દિવસ પહેલાં કથામાં મારા પિતા, મારી પત્ની અને શાસ્ત્રી વચ્ચે સારી ચર્ચા થઈ હતી. મુક્ત તાની રહે અને હસે તો પણ તે એ એમાથી કોઈ ક્રિયા કરતો નથી એ મત શાસ્ત્રીજીએ ચાંચી સમજાવ્યો, ત્યારે પિતાએ કહ્યું કે આ મતસ્વીકાર અનેક પાપનું અને દુરાચારનું કારણ અને આવરણ બન્યો છે મારી

પત્નીએ પૂછ્યું: એ શી રીતે? મારા પિતાએ એને કહ્યું કે એ વિષય સૂક્ષ્મ છે અને એને-મારી પત્નીને-એ ન જણાવાય. તે સરું. પછી પત્નીએ, એઓની ગેરહાજરીમાં, મને પૂછ્યું. મેં એ વાત એને નીચે મુજબ સમજાવી. જે સ્મરણમાં જળવાય માટે નોંધુ છુ અને વિસ્તારું છુ.

વેદાંતીઓ કહે છે: 'દેહ, ઈંદ્રિયો અને મન પોતાના ધર્મો ... ને આત્માને એનુ કર્તૃત્વ લાગતું નથી, પણ આત્મા એથી અ પૃષ્ટ રહે છે.' ધૂર્ત અને મૂર્ખ જનો આનો એવો અર્થ કરે છે કે મુક્તિ માટે જ્ઞાન પૂરતુ છે અને જ્ઞાની તથા મુક્ત પુરુષ પરિણામથી બંધાયા વિના પાપ આચરી શકે અને દુરાચરણ કરી શકે (પત્ની વચમાં કહે છે- 'પણ એમ નહિ કે પાપ અને દુરાચાર ઉપર વિજય મેળવ્યા વિના જ્ઞાની ન થવાય, અને પાપ કરે તે જ્ઞાની ન કહેવાય?') હુ ઉત્તર આપુ છુ: 'ખરુ. પટ્ સપત્તિ મેળવી હોય અને ટકાવી હોય તો જ જ્ઞાન અને મોક્ષ મળે. પરતુ જ્ઞાનને અન્ય પ્રકારે પણ સમજવામાં આવે છે. તત્ત્વજ્ઞાનમાં તત્ત્વોનુ બૌદ્ધિક ગ્રહણ એ એક પ્રકારનુ જ્ઞાન થયું. પરતુ નીતિમય આચરણ બળ અને સયમની અપેક્ષા રાખે છે, અને ઉક્ત પ્રકારનો જ્ઞાની પ્રમાદવશ અને કલહમય સસારનો જ એક અશ છે. સામાન્ય માનવ દુરાચરણમાં આનંદ માને છે અને એના પ્રત્યે આકર્ષાય છે. પણ જ્ઞાનીના તત્ત્વ-જ્ઞાનમાં દુરાચાર માટે હેતુ કે મોહ રહેતો નથી. એ નિષ્કામ હોય છે. પ્રજ્ઞ જો માનસિક પાપ કરે, તો એ એના મનનો, મનની અદમ્ય નિર્બળતાવાળી સ્વતંત્ર રચનામાંથી પરિણમતો, દોષ છે- જેમ શરીર પોતાની રચનાની નિર્મળતાને પરિણામે દોષ કરે છે તેમ બીજું, સામાન્ય પાપી પુરુષ પાપની શિક્ષા ભોગવે છે અને શિક્ષા અસહ્ય બને ત્યારે રડે છે, અને પશ્ચાત્તાપ વગેરે દ્વારા પવિત્ર બને છે જેથી સાચી દષ્ટિ પામે છે. જ્ઞાની પાપ કરે ત્યારે પાપની શિક્ષા સ્વીકારી લે છે-પોતાના પાપના સહજ પરિણામ રૂપે, કારણમાંથી નીપજેલા કાર્ય રૂપે, રડ્યા વગર અને પ્રકૃતિ નિયમે થતી જોઈતી ઘટના રૂપે સ્વીકારી લે છે. એ એમાં દુઃખ માનીને દુ:ખી થતો નથી, પશ્ચાત્તાપ કરતો નથી-કારણ કે એને સાચી દષ્ટિ મેળવવી બાકી નહોતી-એને દુઃખનુ

જ્ઞાન આગળથી જ હતું પણ એના કારણભૂત પાપને એ અટકાવી ન શકયો એટલે આ દુઃખ પણ એ અટકાવી શકે એમ નથી એ એ સમજે છે. પાપ, પાપ સામે યુદ્ધ અને શિક્ષા એ, જ્ઞાનીની બાબતમાં એવી ઘટનાપરંપરા છે જેના માટે એ રાત્રિએ આવેલા સ્વપ્ન માટે જવાબદાર છે એથી વિશેષ જવાબદાર નથી. પાપ-પ્રયત્ન-શિક્ષાની ત્રિતયીને એ એક અખંડ ઘટના માનીને સ્વીકારે છે, અને એ ખરો જ્ઞાની, પિતાએ કહેલા ખોટા જ્ઞાનીની માફક પાપાચાર માણે પણ પરિણામથી નાસે એવો નથી. ઉપરાંત આ ખરો જ્ઞાની પાપથી અને એના પરિણામથી બચવાના પ્રયત્ન કદી તજતા નથી. શારીરિક પ્રમાદ, એના ફળરૂપ રોગ અને પ્રમાદ રોકવાનો તેમ જ રોગને મટાડવાનો પ્રયત્ન-એ પરત્વે સાધારણ રીતે લોકની જે દૃષ્ટિ હોય છે તેવી જ્ઞાનીની પાપ-પ્રયત્ન-શિક્ષા પરત્વે હોય છે. આવી હોય છે. પ્રમાદમાં પડતા ખરા જ્ઞાનીની મનોદશા. એ પેલા ખોટા જ્ઞાનીની માફક આત્મવચના કરતો નથી અને શાસ્ત્રવચનોનો તથા સિદ્ધાંતોનો મનફાવતો અધૂરો વિકૃત અર્થ કરતો નથી. + + એ પ્રારબ્ધને વશ થાય છે-એનું જ્ઞાન પ્રારબ્ધની ગતિને રોકી શકતું નથી. એણે પરાત્પરનું દર્શન કર્યું છે અને કાર્ય કરાવનાર રડાવનાર, હસાવનાર એ પરાત્પર છે એવું એ જાણે છે. એ પોતે પોતાથી હસતો નથી, રડતો નથી, પસ્તાતો નથી-પણ પ્રારબ્ધને ક્ષીણ થવા દે છે. એ આત્મવિત્ છે, એને શોક નથી, પાપ નથી. + + એ કોઈ પ્રેરક હેતુથી, કોઈ મનધારી વાસનાથી, કોઈ સભાન મોહથી સ્વેચ્છાપૂર્વક પાપમાં ધસડાતો ધકેલાતો નથી.

આ મહાન સત્યોમાં હું આટલું ઉમેરું છું: મારો ઉદ્દેશ અને મારું અંતિમ લક્ષ્ય છે વિકાસ અને ઉત્સર્ગ (સમર્પણ); અને, એમાં જો નિર્બળતા હોય, પ્રમાદ હોય, કલહ* હોય, તો મારે એનો સામનો કરવો જોઈએ. મહામત્સ્યના અધિકતર બળને પરિણામે નહિ, પણ પોતાની જ ભૂલોને કારણે, મહામત્સ્યના મુખમાં પડવાનું જો અલ્પમીનનું ભાગ્યનિર્માણ હોય તો એ ઘટના મારા હાથની વાત નથી. હું તો ભૂલ ન કરવાનો, બળ મેળવવાનો, પ્રયત્ન કરું; મારું

* 'Life is weakness, error, strife.'

આશ નહિ પણ એકમ જ બને, અને આવો મનોરથ સેવવામાં એ પોતાના પતિ પરત્વે સ્વીકાર્ય બનેલા '**प्राप्ते तु षोडशे वर्षे पुत्र मित्रमिवाचरेत्**' એ નિયમને એક ડગલું આગળ ધપાવીને પોતાને જ લાગુ પાડવાનો દાવો કરે છે, વિશેષ કંઈ નહિ

એના પતિને સોળમા વર્ષમાં સ્વાતન્ત્ર્ય મળતું હોય, તો તે જ રીતે અને તે જ હેતુથી પોતાના યૌવનના અધિકારસ્વીકાર માટે પણ કોઈક વર્ષ હોવું જોઈએ માતા બને ત્યારે એને એ અધિકાર મળે છે એ સાક્ષાત્ વ્યવહારમાં સાચું નથી પ્રથમ તો, પુત્રવધૂને સ્વાતંત્ર્ય પોતાના યૌવનપ્રવેશથી નહિ પણ સાસુના મૃત્યુથી મળે છે, જ્યારે એ પુત્રવધૂ બિચારી કદાચ વૃદ્ધા બની હોય, અને દરમ્યાનમાં એની યૌવનની ઝંખનાઓ અને માતૃત્વની ભાવનાઓને ગૂંગળાવી દેવામાં આવી હોય અને કદાચ યૌવન વીતે અને પ્રસૂતિનું વર્ષ ચાલ્યું જાય ત્યાર સુધી કચડવામાં આવી હોય ઉપરાન્ત, જમાનો ત્વરાથી પલટાય છે આજની પુત્રવધૂની જીવનપદ્ધતિ અને અભિલાષાઓ સાસુને નવી લાગે છે, અને સહિષ્ણુતમ સાસુ પણ પુત્રવધૂની નવી નવી રીતો અને આગળ વધતી ફરનાગી જોઈને મૂંઝારી નહિ તો સ્તબ્ધતા અનુભવ્યા વિના રહેતી નથી. પણ એથી એના આ માની છૂપી વેદના અને ઊંડી અસતોષવૃત્તિ ઓછી થતી નથી. આ પરિવર્તન આખી દુનિયામાં થયા કરે છે, અને ભારતમાં વહુ સાસુની સામે, તેમ યુરોપમાં પુત્રી પણ માતાની સામે, બંડ કરે છે. બંને કિસ્સામાં ઉપાય એક જ છે તમને તમારું સ્વાતંત્ર્ય છે, મને મારું સ્વાતન્ત્ર્ય આપો–વકીલો કહે છે તેમ Sic utero tuo ut alienum non laedas–તારું કામ તું કર અને મારા કામમાં માથું માર નહિ. ૨૪મી નવેમ્બર ૧૮૯૩ની મારી નોંધમાં મે આ નોંધ્યું હતું. અમેરિકામાં તો આવું લગભગ કરાય છે. આમાં સંકળાયેલો પ્રશ્ન એ છે કે આ રીત સંયુક્ત કુટુંબ જોડે સંગત કેટલા પ્રમાણમાં છે, અને અસંગતિ મોટી હોય તો બેમાંની કઈ પદ્ધતિએ નમતું આપવું.

કાકાએ મારી વાતને મૌનપૂર્વક સાંભળી. કદાચ એમણે માન્યું હશે કે મારા અભિપ્રાયો મારા અંગત અનુભવનાં પરિણામો છે.

સંયુક્ત કુટુંબની ઉજ્જ્વલતમ બાજુ એ છે કે એ, જ્ઞાતિની આફત, રક્ષણધર્મી છે સમાજનાં યૂથમદ અને પ્રાદેશિક સ્વરૂપો વચ્ચે

દાસી જેવી હતી અને કુટુંબપિતા જ એક ધણીરણી હતો એ સ્થિતિનું આ કથા નિદર્શન છે. વળી આ હિંદુ alienus 'juris, અન્યના હક્કની વસ્તુ મનાતી વ્યક્તિ, હમેશાં સંતુષ્ટ હતી એ પણ સત્ય નથી. દાસ્ય દુઃખકર બનતું જ હોવું જોઈએ. અને જો કે ઉપર જણાવેલો પુત્ર તત્કાલ પિતાને વશવર્તી બન્યો હતો તો પણ પિતૃધર્મની એની ભાવનાએ એને એટલો ગુલામ નહોતો બનાવ્યો કે એનો ક્રોધ શાંત થઈ જાય; કારણ કે એનો એ ક્રોધ સામાજિક સુધારણા અને કાયદામાં ફેરફાર કરીને જ શાંત થયો હતો. પિતૃભક્તિનો ઉચ્ચતમ આદર્શ છે વાલ્મીકિનો રામ; પણ જો એણે સર્જેલો એ આદર્શ એ સમયના રિવાજનું નિદર્શન હતું એમ માનીએ, તો વિરુદ્ધ પક્ષે એમ પણ માની શકાય કે એ સમયમાં કુટુંબશાસક પિતાના અધિકારની સામે બળવો કરતા પ્રતિકૂલ તથા વિપથગામી પુત્રો હતા તેમને સારો ઉપદેશ આપવા માટે જ એ આદર્શ પુત્રની કલ્પના કરવામાં આવી હતી. વસ્તુતઃ આદર્શની કલ્પનાથી લેખકે અયોગ્ય માનેલા, એ આદર્શથી ઊલટા, આચરણનું અસ્તિત્વ સૂચવાય છે. બીજી શક્ય કલ્પના એ પણ છે કે તે વખતના પિતૃશાસનમાં દમનપીડન કરતા ઉગ્ર શાસકપિતાઓનો બલિ બનતા દુઃખી પુત્રનું ચિત્ર આલેખવાની વાલ્મીકિની ઇચ્છા હતી, અને રામ આપણી કરુણાનો પાત્ર બને એવી એ કવિની ધારણા હતી, અનુકરણીય આદર્શ બને એવી નહિ. અને કરુણતાભર્યો સમભાવ ઊપજાવવામાં પિતૃશાસન સામે વિરોધ પ્રકટાવવાનો એમનો હેતુ હતો. ગમે તે દૃષ્ટિથી જોઈએ પણ એટલું તો સ્પષ્ટ છે કે એના એ પુરાણા યુગમાં પણ લોકો પિતૃશાસનને પૂર્ણ સમાધાનવૃત્તિની કે સંતોષની નજરે નહોતા જોતા એનાં પુષ્કળ પ્રમાણો કર્તાએ આપ્યાં છે. કૈકેયી, કૌશલ્યા અને નારીવશ અન્યાયી પિતાને કારાગારમાં નાખવાને અને હણવાને પણ તૈયાર થયેલો પુત્ર જેવો પુત્ર લક્ષ્મણઃ આ વ્યક્તિઓ રાજ્યમાં અને ઉચ્ચતમ કુટુંબમાં રહેલી અસંતોષની ખામી ખાણ ખુલ્લી કરે છે. તો આજે, જ્યારે જ્ઞાતિ અને કુટુંબને બદલે વ્યક્તિ જ સમાજનું એકમ બનવા ઇચ્છે છે એ જમાનામાં, એ પિતૃશાસિત કુટુંબતંત્ર કાલઆધિન મનાય એમાં આશ્ચર્ય નથી. પુત્રવધૂને કુદરતી રીતે મનોરથ થાય છે કે પોતે પોતાના સ્વાતંત્ર્યને અને અધિકારોને હસ્તગત કરે અને પોતે સમાજના એકમનો એક અપૂર્ણ

અંશ નહિ પણ એકમ જ મને, અને આવો મનોરથ સેવવામાં એ પોતાના પતિ પરત્વે સ્વીકાર્ય બનેલા 'प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रमिवाचरेत्' એ નિયમને એક ડગલું આગળ ધપાવીને પોતાને જ લાગુ પાડવાનો દાવો કરે છે, વિશેષ કંઈ નહિ

એના પતિને સોળમા વર્ષમાં સ્વાતંત્ર્ય મળતું હોય, તો તે જ રીતે અને તે જ હેતુથી પોતાના યૌવનના અધિકારસ્વીકાર માટે પણ કોઈક વર્ષ હોવું જોઈએ. માતા બને ત્યારે એને એ અધિકાર મળે છે એ સાક્ષાત્ વ્યવહારમાં સાચું નથી. પ્રથમ તો, પુત્રવધૂને સ્વાતંત્ર્ય પોતાના યૌવનપ્રવેશથી નહિ પણ સાસુના મૃત્યુથી મળે છે, જ્યારે એ પુત્રવધૂ બિચારી કદાચ વૃદ્ધા બની હોય, અને દરમ્યાનમાં એની યૌવનની ઝંખનાઓ અને માતૃત્વની ભાવનાઓને ગૂંગળાવી દેવામાં આવી હોય અને કદાચ યૌવન વીતે અને પ્રકૃતિનું વય આવ્યું જાય ત્યાર સુધી કચડવામાં આવી હોય. ઉપરાંત, જમાનો ત્વરાથી પલટાય છે. આજની પુત્રવધૂની જીવનપદ્ધતિ અને અભિલાષાઓ સાસુને નવી લાગે છે, અને સહિષ્ણુ એમ સાસુ પણ પુત્રવધૂની નવી નવી રીતો અને આગળ વધતી ફેશનો જોઈને ધ્રૂજારી નહિ તો સ્તબ્ધતા અનુભવ્યા વિના રહેતી નથી. પણ એથી એના આત્માની છૂપી વેદના અને ઊંડી અસંતોષવૃત્તિ ઓછી થતી નથી. આ પરિવર્તન આખી દુનિયામાં થયા કરે છે, અને ભારતમાં વહુ સાસુની સામે, તેમ યુરોપમાં પુત્રી પણ માતાની સામે, બંડ કરે છે. બન્ને કિસ્સામાં ઉપાય એક જ છે. તમને તમારું સ્વાતંત્ર્ય છે, મને મારું સ્વાતંત્ર્ય આપો–વકીલો કહે છે તેમ Sic utero tuo ut alienum non laedas–તારું કામ તું કર અને મારા કામમાં માથું માર નહિ. ૨૪મી નવેમ્બર ૧૮૯૩ની મારી નોંધમાં મેં આ નોંધ્યું હતું. અમેરિકામાં તો આવું લગભગ કરાય છે. આમાં સંકળાયેલો પ્રશ્ન એ છે કે આ રીત સંયુક્ત કુટુંબ જોડે સંગત કેટલા પ્રમાણમાં છે, અને અસંગતિ મોટી હોય તો એમાંની કઈ પદ્ધતિએ નમતું આપવું.

કાકાએ મારી વાતને મૌનપૂર્વક સાંભળી. કદાચ એમણે માન્યું હશે કે મારા અભિપ્રાયો મારા અંગત અનુભવનાં પરિણામો છે.

સંયુક્ત કુટુંબની ઉજ્જ્વલતમ બાજુ એ છે કે એ, જ્ઞાતિની આફક, રક્ષણધર્મી છે. સમાજનાં યૂથબદ્ધ અને પ્રાદેશિક સ્વરૂપો વચ્ચે

મોટો ભેદ એ છે કે યૂથબદ્ધ સમાજ યૂથનું રક્ષણ કરે છે, જ્યારે પ્રાદેશિક સમાજ પ્રદેશનું રક્ષણ કરે છે. શિષ્ટજનશાસન (aristocracy–પછી ભલે રોમના અમીરોનું હોય કે ગ્રીસ અને અમેરિકાના શ્રીમંતોનું ટોચ-ધન અને સત્તામાં પહોંચી પ્રજાઓ કરતાં આગળ વધવાની અભિલાષાને જબરો આવેગ આપી શકે છે, અને સરસાઈ કરીને, એકસ્થ્યુ બનેલાં પદની દિવાલ તોડે એવી સ્પર્ધાની સર્વવ્યાપી ચળવળ ચાલુ કરે છે. યૂથતંત્ર એકહથ્થુ ઈજારાને અને શિષ્ટશાસનને –ઉભયને–ધિક્કારે છે અને અમીરો સિવાયના બધા લોકોને સુખ-દુઃખની સમાન સપાટીએ મૂકવા મથે છે. પ્રાદેશિક તંત્ર વ્યક્તિવાદને ઉછેરવામાં પોતાની શક્તિનો વ્યય કરે છે; યૂથતંત્ર વ્યક્તિવાદના વિનાશમાં રાચે છે પ્રાદેશિક દૃષ્ટિનું પરિણામ એક પ્રજાના બીજી પ્રજા ઉપર આક્રમણમાં અને એને હાંકી કાઢવામાં પરિણમે છે. એક પ્રજા અન્ય ઉપર આક્રમણ કરે તો તેને પણ એ આક્રાંત પ્રજાએ આત્મરક્ષણ ખાતર કરેલા આક્રમણનો ભોગ બનવું પડે છે

યૂથતંત્ર (અને એના અવશેષરૂપ સંયુક્ત કુટુંબતંત્ર) વ્યક્તિવાદને અને વ્યક્તિઓને દબાવે છે, પણ સાથોસાથ એ પોતાના તંત્રના, અને એના અંગભૂત જનોના, સંઘટન અને અસ્તિત્વનું રક્ષણ કરવામાં પોતાની સર્વ શક્તિ સમર્પે છે; અને એ અંગભૂત વ્યક્તિઓને પોષણ, વસ્ત્રો તથા ઘર બહારનાં પ્રતિકૂલ તત્ત્વો સામે રક્ષણ આપે છે કમાતા પુત્રો અને કામ કરતી ગૃહિણીઓ, અનુભવી વડીલો અને સશક્ત શરીરવાળા તરુણો, બધાં પોતાની નાની મોટી શક્તિઓનાં ફળોને કુટુંબનાં, પંક્તિભેદ વિના, સરખે ભાગે વહેંચી આપવામાં પોતાનો ફાળો આપે છે. આખું કુટુંબ પુત્રીઓ–પુત્રો માટે વરો અને વધૂઓ મેળવી આપવાની કાળજી રાખે છે, અને બહારના અપરિચિત આગંતુકોના પ્રવેશથી અને પરિચયથી–યુરોપમાં અને અમેરિકામાં, અને મુસ્લિમ ધર્મીઓમાં પણ જે પ્રલોભનો અને પ્રપંચો ઊપજે છે તેમાંથી–પોતાના તરુણોને બચાવે છે. કુટુંબ એક બનીને, વ્યક્તિના વિલક્ષણ ખ્યાલો અને વિચારો ઉપર સખત નજર રાખે છે. સાથોસાથ આ તંત્રમાં ભાવિ રક્ષણ માટે ઇન્સ્યૂરન્સ મંડળીનાં–વીમા યોજનાનાં–તત્ત્વો રહે છે જે સ્નેહના અને કુટુંબઅંથિના પાયા ઉપર રચાયેલાં હોય છે, જેમાં કાયદાબાજ વકીલની મેલી નજરની દખલગીરી નથી હોતી, જેમાં સ્વાર્થનો પ્રવેશ નથી થતો.

મારા કુટુંબનો જ દાખલો લો. મારા પિતાની પેઢી તૂટી-એ નાદાર બન્યા, અને પોતે પડ્યા અને મોટાં કરજો ભરપાઈ કરવાને અશક્ત બન્યા તેથી પાગલ જેવા બની ગયા. હવે આ અંધકારમાં, કોઈ દિવસ એમનો પુત્ર એમને ખરા હૃદયથી મદદ કરશે એ આશાનું એક કિરણ ન હોત તો, એમની શી દશા થઈ હોત! મારી મોટી બહેન પણ કમનસીબ છે: બાળકોની સખ્યા વધ્યે જાય છે, એની પોતાની શારીરિક અને માનસિક અશક્તિ પણ વધ્યે જાય છે; એમનું કષ્ટ ઓછું કરવામાં મારો અદના ફાળો આપવાનું મારા ભાગ્યમાં ન હોત તો એ બહેનની અને એનાં બાળકોની શી દશા થાત! હું મારી સંપત્તિની ઉષ્મા માણું અને એમને ટંડીમાં થરથરવા દઉં એ કદી બને? ના, જ્યાં સુધી હું હું છું-હિંદુ છું, યુરોપીય નથી-ત્યાં સુધી સર્વસ્વ હોમવું પડે તો પણ, એ ન જ બને. ખરું, આ રીતને લીધે મેં અને મારી પત્નીએ પણ દુઃખ વેઠ્યું, ખોટ ખાધી અને ભોગ આપ્યો અનેક મિત્રો હું ગણાવું જેમણે વધારે દુઃખ વેઠ્યું છે: ડૉ. ગોખલે, મોતીભાઈ, ગિરિજાશંકર, મગનભાઈ લખુભાઈ અને બીજા કેટલાક. એમણે અને મેં દુઃખ વેઠ્યાં, પણ એ જે વેઠ્યું તે નિષ્ફળ નથી: ઉન્નત અને પ્રિયતર ઉદ્દેશ ખાતર, પ્રિયતમ સ્વજનોનાં સુખ અને રક્ષણ ખાતર, સ્વેચ્છાએ આપેલો એ ભોગ હતો. આ જાળમાંથી છૂટવાનો અવસર અમને પ્રત્યેકને મળ્યો હતો; પણ જે મુક્તિ પ્રિય સ્વજનોનો ભોગ આપ્યા વિના મળે તેવી નહોતી એ મુક્તિના ખ્યાલને અમે શૈયપૂર્વક હડસેલી કાઢ્યો હતો. એ ખરું કે આ બાબતમાં આભારની લાગણી નથી હોતી; પણ આભારની અપેક્ષા સમગ્ર દશ્યના સૌંદર્યને બાધક નથી નીવડતી? ખરું, અમારો ગણગણાટ ચાલુ હોય છે: પણ એ ગણગણાટ કે બડબડાટ છતાં છૂટા પડવાનો વિચાર અમને ગમતો નથી, એ વિચાર જૂની સ્નેહગ્રંથિઓના વિચ્છેદન જેવો લાગે છે. અમને અમારાં સ્વજનોથી લાભ પણ થાય; અમારો સંબંધ 'આપ-લે'નો છે, એમાં કંઈ જ 'લે' વિના કેવળ 'આપ'ની અધીનતા નથી; જેઓ મારા રખોપામાં છે તેઓ માને છે કે પોતે પોતાની રીતે અમને ઉપયોગી થવા માટે બને તેટલું કરે છે—જો કે અમે અન્યથા માનતા હોઈએ. એઓ પોતાની અણઘડ-વણકેળવાયેલી-શક્તિઓ વાપરીને બને તેટલા પ્રયત્ને લાંબી, વેગીલી, દોડ કરવા મથે છે તેમાં

તેમને થાક લાગે કે શ્વાસ ભરાય ત્યારે એમની ઊણપને એમને દોષ દેતાં અમારું હૈયું ભગ્ન થાય. હું એમને ઘડું, ગતેમાન કરું. એમનું રોચૈત્ય જોઈને બડબડાટ કરું, પણ એમના ચરણ થાક્યા હોય અને ચહેરા પર શ્રમ વરતાતો હોય ત્યારે એમને પાછા પડવા ખાતર ઠપકો ન આપું. હું જે કંઈ કરું છું તે મારી ઈચ્છા વિરુદ્ધ કરું છું એવો એમને ખ્યાલ આવે એમની વિચિત્રતામાં એમને મદદ કરવાના કાર્યમાં હું યાતનાઓ વેઠું છું એ સત્ય એમને પ્રગટ થાય, તો એમનાં દેવાં ભાંગી જાય આવી છે અમારી સંયુક્ત કુટુંબની સ્નેહગાંઠ, આવી છે અમારી ભાવિ આપત્તિ સામેના રક્ષણની યોજના, આવું છે અમારા સુરક્ષિત ગૃહનું અને કુટુંબનું પ્રેમપાલિત રહસ્ય. આજ સુધી જે આવી પવિત્ર અને આટલી અભેદ્ય રહી છે તે સંસ્થા ઉપર આક્ષેપ કરતા પહેલાં માણસે જરા થોભવું જોઈએ, હજાર વાર વિચાર કરવો જોઈએ, અનેક વિશેષ બાબતોના અભ્યાસ કરવો જોઈએ. સમાજવાદના અનેક મનોરથસ્વપ્નોને ઉકેલ આણનાર મુદ્દા આ છે. એનો અછડતો અવિચારી નિકાલ કરે એવું હૃદય કોઈનું હોય ખરું? અલબત્ત, આ વસ્તુની બીજી બાજુ તપાસો–વિચારો; અલબત્ત, તમારા કે અન્ય કોઈ એક કુટુંબના હિતાવહ પરિવર્તનનો, વિભાગીકરણની આપ્તકાલ વ્યવસ્થાનો પણ પ્રયત્ન કરો. પણ, કુટુંબોના બનેલા વિશાળ સમાજની અને પ્રજાસમૂહની વાતમાં અજ્ઞાનાધ સમુચ્ચયને ઊટવૈદાનું ઓસડ ન આપો. જેઓ પોતાની પુરાણી, પ્રકૃતિપ્રેરી, સહજવૃત્તિએ ઘડેલી જીવન પદ્ધતિથી સુરક્ષિત છે તેમનું આરોગ્ય વધારવું હોય તો ધીમા સુપરીક્ષિત ઉપાયોથી કે ફેરફારથી તેમ કરો.

આમ, ઉત્સર્ગની (પરાર્થે આત્મવ્યયની) તત્ત્વદૃષ્ટિ મારા હૃદયને ખંડિત થવાથી કે અવનત થવાથી પણ બચાવે છે. અગાઉ મેં આથી ઊલટું લખ્યું હોય તે છતાં, સંયુક્તકુટુંબનો આ ગુણ છે કે એ નબાપાને બાપ, નમાયાને મા, અપુત્રને પુત્ર, પુત્રીરહિતને પુત્રી, નિર્ધનને ભરણપોષણ, ગૃહહીનને ગૃહ, રોગીને પરિચારક, વિકળને અને વૃદ્ધને ટેકો લઈને ચાલવાનું કરાવલંબન, યૌવનનાં જોખમો સામે અરક્ષિત હોય તેને નૈતિક અવલંબન, ઉપદેશ અને નિયમન, અધાર્મિકને ધર્મ, અને એવું ઘણું ઘણું આપે છે. એ અણુઘટતાં વલણોને

રોકે છે અને રોધે છે—માત્ર એની નૈતિક શક્તિથી અને પ્રતિષ્ઠાથી જ નહિ, પણ બધી કારવાહીને પોતાની અનેગણશક્તિનો, અખંડ સ્નેહવૃત્તિનો, સર્વગામી શોધનપદ્ધતિનો અને અભય આદર પ્રકટાવે એવી ન્યાયવ્યવસ્થાનો ગૌરવલાભ આપીને પ્રમાદ–પ્રવશતાને ખાળે છે અને ટાળે છે. સમાજવાદની ગતિ આટલું સાધવાના મનોરથ સુધી કદી પહોંચી નથી

સંયુક્ત કુટુંબસસ્થાનાં દૂષણો અમુક બાબતોમાં એના લાભના સ્વાભાવિક અંકુરો છે. એકબીજાની વાતમાં માથું મારવાની પ્રકૃતિ; પુરાણી માન્ય બનેલી કેડીથી અન્ય માર્ગે પ્રગતિ થાય કે સ્વતંત્રતા મેળવાય તે સર્વનો અસહિષ્ણુ દ્વેષમય વિરોધ; માનસિક વ્યથાઓની અને કોઈ વાર શારીરિક વ્યાધિઓની પણ ઉપેક્ષા; વિધવાની પુનર્લગ્ન કરીને કુટુંબ બહાર જવાની વૃત્તિનું, એને ઉપભોગની ભયંકર અતિલાલસા માનીને, નિયંત્રણ; બધી પુત્રીઓના પ્રથમ લગ્નને અનિવાર્ય જરૂર ગણીને પતાવવાની ચિંતા તથા પુત્રના લગ્નની વંશવૃદ્ધિ ખાતર આવશ્યકતા; આ અને આવી બીજી કેટલીક બાબતો મિશ્ર લાભ અને મિશ્ર અનિષ્ટો છે—સારું નરસું જે માનો તે. આર્યલોક ભારતમાં આવ્યા એ સમયથી આજ સુધી આ તત્ત્વે સમાજને અને રાષ્ટ્રને પણ અભેદ્ય રક્ષણ અને અક્ષય્ય જીવનશક્તિ અર્પેલ છે. પણ હવે આપણા ઉપર રાજ્ય કરતી પ્રદેશભક્ત પ્રજાઓમાં વિકસેલાં આક્રમક પારબળો આપણી આ વ્યવસ્થા ને ખૂબ ભીંસથી કચડી રહ્યાં છે.

ભારતના સમાજની પ્રણાલી છે: ' અમે અન્ય ઉપર આક્રમણ કદી ન કરીએ, અન્યને અમારા ઉપર આક્રમણ ન કરવા દઈએ. ' આ પ્રણાલીમાં એવું સામાજિક બળ છે જે પ્રગતિને અને પશ્ચાદ્‌ગતિને ઉભયને આક્રમણરૂપ ગણીને પરાસ્ત કરે. પણ હવે પ્રણાલિકા માર્ગ મૂકતી જણાય છે; શક્તિ પાછી પડે છે; અને પ્રાદેશિક તંત્રની ઉપાસક પ્રજાના ઉષ્માંકની સખત ગરમીમાં આપણું હિમ–ઘન કુટુંબતંત્ર પીગળીને વિલીન થતું જાય છે. આ સંઘર્ષ જબ્બર અને મુશ્કેલ છે અને રહેશે. સંક્રાંતિકાળ + + + શસ્ત્રરહિત છતાં સાચા સંગ્રામ જેવો છે; આ સંગ્રામ આધ્યાત્મિક છે; એનાં પરિણામ આધ્યાત્મિક અને ભૌતિક છે. આ વિશાળ સંગ્રામભૂમિમાં કાર્ય અને

પ્રતિકાર્ય લાબી કાળે ધૂમે છે અને ઉભય સૈન્યમાં ભેદનીતિથી પક્ષત્યાગ અને વિરોધ ઉપજાવે છે. મારો વિચાર ધૈર્ય સેવવાનો અને સજાગપણે અવલોકવાનો છે, તથા સમગ્ર દૃષ્ટિએ, સમગ્ર સમાજ માટે, અંતે શુ ઉત્તમ છે એ જોવાનો છે આ અભ્યાસ મારું લક્ષ્ય છે. યૂથતંત્રીય-કુટુબતંત્રીય-ભારત, પ્રાદેશિક તંત્રના સ્તરોને આંબવાને ઊપસી ઊછળી રહ્યુ છે. અને યૂથવાદી સમાજવાદનુ ડાયનેમાઇટ ગુપ્ત જ્વાળામુખી જેવુ, યુરોપની દુનિયાને પ્રચંડ ભૂકંપોથી અને આઘાતોથી કંપાવવાને તથા ઉડાવી દેવાને ઊચું આવી રહ્યું છે; અને રાહ જુએ છે માત્ર અવિદિત નિર્મિત ઘડીની, અને એ ઘડી આવશે એટલે એ પોતાના કાર્યના પૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરશે અને એમ થશે તો એ માનવજાતિના ભૂસ્તર-શાસ્ત્રમાં મહાન ઉત્પાત ઉપજાવીને યુરોપને ખૂબ ખૂબ પાછું હડસેલશે અને પુરાણા યૂથતંત્રમાં ધકેલશે. આ પરિસ્થિતિમાં ડાહ્યા સમજુ હિંદુએ શ ભવુ જોઈએ, રોકાઈ જવુ જોઈએ, જોવુ ને વિચારવુ જોઈએ, પોતાનો અને અન્યનો અભ્યાસ કરવો જોઈએ, અને શોધવુ જોઈએ કે પોતે જ્યાં છે ત્યાં સારો નથી? જે સ્થાનેથી આજ પાછા ફરવા મથે છે અને ઊગરવાનો અન્ય ઉપાય ન રહેતાં અરાજકતાની ગર્તામાં ઝંપલાવે છે એ સ્થાને પોતે જવું હિતાવહ છે? બને વિકલ્પોનાં અનિષ્ટો તપાસીએ તો, એમાં કયું સારું છે એ નહિ પણ કયું અનિષ્ટ નથી એ જ પ્રશ્ન રહેતો જણાય છે. અને એ પ્રશ્નનો વિચાર કરીને આપણે, અવિરત અશ્રાંત અભિલાષાઓની ઉત્તેજનાથી ધકેલાઈ ને નહિ, પણ નિવૃત્તિમય સંતોષની તથા નીરાંતના શ્વાસની એક ઘડીની શોધમાં આગળ વધી શકીએ. આપણે આપણા પડોશીને કહી શકીએ કે, ' અરે, અમને અમારું કામ કરવા દો, અમને મળો તો માત્ર શાંત વાર્તાલાપ માટે, અવૈરની શાંતિ માટે અને ફલપ્રાપ્તિ માટે મળો, વિશેષ નહિ '

*

ગોવર્ધનરામ મનન-નોંધ
પુસ્તક ૪ ૧૮૯૪-૧૮૯૬

૧૮મી એપ્રિલ, ૧૮૯૪

મારા હાઈકોર્ટના અનુભવો નોંધવાની મને ઇચ્છા થાય છે. આખા ઇલાકામાં—હું યુરોપિયનોની જ વાત કરું છું—ન્યાયાધિકારી-વર્ગ યોગ્ય કક્ષાએ વિરલ પ્રસંગે પહોંચે છે, સાધારણ રીતે એ કક્ષાની નીચે જ રહે છે.

૧૯ મી એપ્રિલ, ૧૮૯૪

હાઈકોર્ટનો સમગ્ર અધિકારી વર્ગ કાર્યતંત્રનું એવું વિશાલ દૃશ્ય રજૂ કરે છે જેમાં સારા ઉદ્દેશોને અને ઉત્તમ પ્રયત્નોને ઊનતી. બૌદ્ધિક કક્ષાની પેઢીનો પ્રવેશ નિષ્ફળ બનાવે છે; અને એ પેઢીની નિમ્નતા ખાસ પરખાય છે, કારણ કે ગઈ પેઢીની ઉજ્જ્વલતર બુદ્ધિ આપણે જોઈ છે. **માનવીય ન્યાયની પૂર્ણતામાં શ્રદ્ધા રાખે તે મૂર્ખ ઠરે.**

વિશેષ એ જોઈ શકાય છે કે કાયદા અને ન્યાયનાં નામ નીચે અને ખ્યાલ નીચે માનવના ભાગ્યને વિધાતાએ કેવા જોખમ-ભર્યા વિધિવિલાસને વશવર્તી બનાવ્યું છે, અને એ બંને—નામ અને ખ્યાલ—વસ્તુત: કેવાં પોકળ અને તત્ત્વહીન છે. આમ છતાં માનવ ન્યાયના આદર્શનું સ્વપ્ન સેવે છે અને પ્રભુને ન્યાયની મુખમુદ્રાનો અને કલાનો સ્વાંગ સજાવે છે. માનવહૃદયમાં **મહેચ્છા** વિરાજે છે અને એમાંથી ન્યાયના નામનો અને ખ્યાલનો જન્મ થયો છે એમાં શંકા નથી; પણ એનો અર્થ એવો નથી કે એ એક મહાન ઇચ્છાની રીત વ્યવહારસાપેક્ષ, સગવડિયા ન્યાયની છે કારણ એ **મહાન** ઇચ્છાનું સ્વાતંત્ર્ય જ મારાતારાના ખ્યાલ વિનાની શુદ્ધ સંપૂર્ણ એકતામાં રહ્યું છે. **દિવ્ય—દૈવી—ન્યાયના અસ્તિત્વમાં શ્રદ્ધા રાખે તે મૂર્ખ છે.** ન્યાય એટલે, મૂર્ખોને અને ધૂર્તોને

માંહોમાંહે લડતા અટકાવવા માટે શોધી કાટેલી અત્યંત અપૂર્ણ માનવ-કલા. આથી વધારે એમાં કંઈ નથી, જોકે ન્યાયના આદર્શને આંચ ન આવવા દેવી ઘટે.

૨૦મી મે, ૧૮૯૪-

× × +

રજાઓનો આરંભ મારા કુટુંબ પર પડેલી મોટી આપત્તિથી થયો એ આપત્તિ તે મારી બહેન બિચારી સમર્થનું મૃત્યુ, ૨૨ મી એપ્રિલે.

× × +

૩ જી જૂન, ૧૮૯૪

બહેનનું મૃત્યુ, અમારી આપત્તિઓમાં થયેલો આ નવો ઉમેરો, નવા વિચારો જગાડે છે માતાનુ દુઃખ દિલાસો આપ્યે ઘટે તેવું નથી. પણ વ્યવહારની બાબતોમાં એનુ માનસ સાવધ છે. પિતા કહે છે, 'મને મારા પ્રભુ આશ્વાસન અને શાંતિ આપે છે. હું આ ઘટનાને વિસારે પાડી શકુ છુ : છોકરી ગઈ તેમ મારે જવાનુ છે. નિર્મિત ઘડીની રાહ જોઉ છું કોઈ એ વિશે વાત કરે, અને જેનો ઉપાય નથી એવાં સ્મરણો જગાડે, એ મને ગમતુ નથી.' ઓ ભગવાન ! આ વૃદ્ધને ખરેખર એમની ધર્મભાવના મદદમાં આવે છે : શોક, ક્ષોભ, સ્મરણો એ બધું ક્યારનું એનું ગયું છે! મારી પત્ની દિવસો સુધી રડયા કરી; સમયે અને સારી તંદુરસ્તીએ એનું દુઃખ પણ હળવું કર્યું છે. મારે તો, મારુ, હૃદયની જ્ઞાનમય કઠિનતાનું, અવલંબન આરંભથી જ વ્યક્ત થયુ છે. હાય ! હુ હવે નથી રહ્યો હેતાળ ભાઈ -સ્નેહભર્યો અને શોકમગ્ન; હુ બદલી ગયો છુ, મારું કર્તવ્યાસક્ત મસ્તિષ્ક દુઃખ અનુભવતું નથી, અને માત્ર એક વિચાર રૂપે જીવે છે. જે મૃત્યુ પામી છે-મારા તત્ત્વજ્ઞાનની ભાષામાં 'અલક્ષ્ય શક્તિમાં વિલીન થઈ છે'-એના પ્રત્યે જાણે મારે કાંઈ જ કર્તવ્ય ન હોય એમ હું જીવું છું. પણ જાણે કે મારા અંતઃકરણમાંથી, પુરુષસ્વરે, આમ કહેતો ચીસ મને સંભળાય છે: 'તુ, સ્વાર્થમય પ્રાણી, તત્ત્વજ્ઞાનને નામે અને વિચારે પોતાને છેતરી રહ્યો છે. વસ્તુત : તારી જ સ્વાર્થજનિત સ્નેહશૂન્યતા તને રડતો રોકે છે. એક બીજી વ્યક્તિ છે-લોહીની સગાઈએ દૂર પણ સ્વાભાવિક સંબંધે નિકટતર-જેને તું પત્ની કહે છે, એને તું

તારી બ્હેનથી 'વધારે' ચાહે છે. જ્યારે એ તારી પત્ની મરી જશે ત્યારે તું રડ્યા વિના નહિ રહે, તત્ત્વજ્ઞાનના નામનો આશ્રય નહિ લે. ખરી વાત એ છે કે, તારાં હિતોમાં તારી સ્વાર્થદૃષ્ટિ છે તેને લીધે તું પત્નીને ચાહે છે અને બ્હેનને નથી ચાહતો.' આ નિષ્ઠુર વાણીને મારા મસ્તિષ્કમાં આસનસ્થિર થયેલું તત્ત્વજ્ઞાન કંપારી અનુભવીને ઉત્તર આપે છે, 'હું દોષમાં ગણાઉં છું, અને હૃદય! તેં મારી બરાબર કસોટી આદરી છે. તારું નિવેદન સફળ છે, મને કંપાવે છે.' અને શેક્સપીઅર જાણે કે કાનમાં કહે છે: હજારો ભાઈઓના પ્રેમનો સરવાળો એક હેમ્લેટના પ્રેમ જેટલો ન થાય. અને મારી બ્હેનના માથાળુ અને સ્નેહાળ પતિનું ભારે દુઃખ હું જોઉં છું-એ અતિ-અતિ-મ્હાન શોક જોઉં છું અને મને સમજાય છે કે તારી વાત ખરી હશે. પણ-પણ-મારા બળનું મને ભાન ઊપજે છે-મારા બળના અનેક દીર્ઘ પ્રયોગોનું, મારી દૃઢ પ્રતીતિઓનું મને ભાન ઊપજે છે-અને હું કહું છું, મારા પુત્રને અછબડા (Measles) નીકળ્યા ત્યારે કહ્યું હતું તેમ કહું છું, 'જો મારી પત્નીનું મૃત્યુ થાય તો પણ એ મહેચ્છાની ઈચ્છા હું તો એમાં પણ એ જ કર્તવ્યનિષ્ઠા રાખું.' સંભવાસભવના આ સંઘર્ષમાં હું નથી હસતો, નથી રડતો, માત્ર સવેદનાહીન બનીને કસોટીના અંતની રાહ જોયા કરું છું-કસોટી ટૂંકી હો કે લાંબી.

૬ ઠ્ઠી જુન, ૧૮૯૪.

× × ×

'મારો નિવૃત્તિ લેવાનો સમય નજીક આવે છે. નિવૃત્તિ આવશ્યક છે; એ કર્તવ્ય છે, અભિલાષા છે, નિર્વૃતિ છે. એનો ઉદ્દેશ શો? દેશની કંઈ સેવા કરવાનો. એથી સમય મળે તો તો બરાબર એ સમય ન મળે તો એ મને પ્રભુની અને મારા આત્માની સેવા કરવાની અનુકૂળતા આપશે જે માટે મારે ધનસમ્પન્ન હોવાની જરૂર નથી. મૃત્યુ સુધી કમાવું, અને માણવું નહિ કદાપિ, એ નકામું છે. પૈસો નહિ મળ્યો હોય, તો હું ધનહીન સ્થિતિમાં પણ નિવૃત્ત તો થઈ શકું, જેથી મારી તબિયતને, મારા ચિત્તને, મારી શાંતિને લાભ થાય અને મને નીરાંતનો સમય રહે. કુટુંબની ઉપાધિઓ ટળી ન શકાય, પણ કમાણીની જંજાળ ટાળી શકાય. અને ધન ઓછું હશે તો કુટુંબ પ્રત્યેની મારી ફરજ

પણ ઓછી થશે. તો, હું મારી જરૂરિયાતો ઘટાડું તેમ તેઓ પોતાની જરૂરિયાતો ઘટાડે. આખી જિંદગી એમના મોજશોખ માટે અને ખોટા વહેમો પોષવા માટે ચાકરી કરવાને હું બંધાયેલો નથી. મારી ફરજ તેમની અનિવાર્ય આવશ્યકતાઓ પૂરતી છે. રમણીક અને જયંતી પ્રત્યે અલબત્ત મારી વિશેષ ફરજ છે. વારુ ત્યારે, વિશેષ વિચાર સમય આવ્યે કરીશ.

૨૧ મી જૂન, ૧૮૯૪.

મસ્તિષ્ક क એવું છે કે એને ખુલ્લું કરીએ તો કૌટુંબિક વાતોના, ગૃહતંત્રની મુશ્કેલીઓના, નોકરોના મામલાના, અને અંગત માનસિક તથા શારીરિક વ્યાધિઓના મલિનરંગી રક્તસ્રાવ પ્રકટ થાય—જે દૃશ્ય ઉલ્લાસકર નથી પણ વ્યથાજનક છે. મસ્તિષ્ક ख માં પ્રકૃતિનો વિમલરંગી આનંદ ભર્યો છે અને, દેશકાલનિમય સાંસારિક ચિંતાઓથી સ્વર્ગીય દૃશ્યોની રંગહીન અનંતતા સુધીનું ઉડ્ડયન કરતા મધુર અને ઉદાત્ત વિચારોની ઊર્ધ્વગતિ ભરી છે. क ના આલેખનથી આ પુસ્તકને કલુષિત કરવાથી મારે સત્વર વિરમવું જોઈએ, મારા વિચારમાં અને વાતચીતમાં પણ क ના વિસ્તારમાં સમયનો દુર્વ્યય થતો રોકવો જોઇએ અને એની અસરથી મારી પોતાની મનોવિકૃતિ થતી અટકાવવી જોઈએ મારા એકાંતના સમયમાં, આ પુસ્તકમાં, અને જીવનગત વાતોમાં અને વ્યવહારમાં. ख ની જ અનન્ય સત્તા હોવી જોઈએ.

\+ + +

૨૪ મી જુલાઈ, ૧૮૯૪

નવીન—પુનર્જન્મ પામેલા—હિંદુત્વમ પ્રમાણે કર્મ સારાં માઠાં ફળો આપે છે, અને આ ફળોદ્‌ગમ એક વાર શરૂ થયો હોય તો જ્ઞાન તેને રોકી શકતું નથી, જ્ઞાન તો ભૂમિને નવાં બીજે ન ઊગે એવી વંધ્ય બનાવે છે.

આ દષ્ટિએ, એક સામટાં દુ:ખોથી ભરેલું જીવન એટલે આ કર્મનો એક સામટો ક્ષય. જ્ઞાની જને તો દુ:ખો, અનેક લાંબા જન્મોમાં વિલંબે આવે તેને બદલે, એક ટૂંકી આપત્તિપૂર્ણ જિંદગીમાં ગુણથી અને સંખ્યાથી પ્રબલતર બનીને ઉપરાઉપરી એક સામટાં આવે તે વધાવી લેવું જોઈએ. આ જન્મે એણે નૈષ્કર્મ્ય સાધ્યું હોય, અને

તજન્મનાં કર્મોની શિક્ષા એને અપાર ચિરંતન ચાબૂક ફટકાને બદલે દેહાંતદંડ રૂપે મળી જાય, એ સારું છે.

આ જ યુક્તિવાદ સામટાં સુખથી ભરેલી જિંદગીને પણ લાગું પડે, પણ આવું સુખી જીવન દુઃખી જીવન કરતાં વધારે ભયાવહ મનાય છે, કારણ કે—અપવાદો બાદ કરતાં—સુખ આપણને અજ્ઞાનમય મોહનિદ્રામાં નાખે છે, જ્યારે દુઃખ આપણને એવી નિદ્રામાંથી જગાડે છે. આથી દુઃખો પસંદ કરવા યોગ્ય છે.

મારા પોતાના તત્ત્વદર્શન પ્રમાણે પણ પરિણામ એ જ આવે છે, માત્ર કેટલીક મહત્ત્વની ભિન્નતાઓ છે.

જીવનની શક્તિઓને આપણા વાતાવરણની પરિસ્થિતિઓમાં—આજુબાજુના સંયોગોમાં—લક્ષ્યસિદ્ધિના સાધન તરીકે ખપાવી દેવાની હોય છે; એ ક્ષય અથવા ઉત્સર્ગ એટલે, લૌકિક ભાષામાં, આત્મભોગ. દુઃખ એટલે આપણાં આવશ્યક અને સહજ—જન્મજાત—આત્મીય તત્ત્વોનું પ્રત્યક્ષ કે સીધું બલિદાન; અને સદ્‌ભાગ્ય એટલે એ વિકાસક્રમ, જેમાં જ્ઞાનીજનની જ્ઞાનદૃષ્ટિને પ્રયત્નસાધિત આગંતુક તત્ત્વોનો સંપૂર્ણ ભોગ આપવાનો પ્રસંગ પરખાય. એ સદ્‌ભાગ્ય દ્વારા કરાતો ત્યાગ અથવા ઉત્સર્ગ દુઃખ કરતાં વિશેષ પરિણામસાધક બને છે, પણ જીવનમાં એનો પ્રસંગ વિરલતર હોય છે તથા દુઃખ કરતાં ઓછો નિશ્ચિત અને વિશેષ આકસ્મિક હોય છે. અજ્ઞાનીના દોષોમાં વેદના સહન કરવા સાથે અભાનપૂર્વક—અજાણતાં—દુઃખજન્ય ઉત્સર્ગનો પ્રસંગ રહ્યો છે, જ્યારે 'જ્ઞાન'ને પ્રતાપે જ્ઞાનીજન આવા ઉત્સર્ગને વધાવી લેવા જેવી ઈશ્વરકૃપા માને છે, એને આનંદાનુભવ જેવો માને છે અને એના દુઃખમાં પણ સુખ માનીને એનો ઉપયોગ કરે છે. અજ્ઞાનીનો સુખદ્વારા થતો ઉત્સર્ગ અંગત લાગણીઓની તૃપ્તિ અર્થે હોય છે. પણ જ્ઞાનીના ઉત્સર્ગમાં દૈવદીધી સંપત્તિનું અહંરૂપ કેન્દ્રમાંથી એની આસપાસનાં, સમીપનાં અને દૂરનાં, વર્તુલોમાં મુક્ત સામ્યસાધક સંવિભાજન કરવાની દૃષ્ટિ હોય છે, અને એ સંવિભાજનમાં મહેચ્છાના ઉદ્દેશોનું અને નિયમોનું અનુવર્તન હોય છે. આ છે ઉત્સર્ગસિદ્ધિ.

હિંદુધર્મ અનુસાર ભૂમિને વંધ્ય કરવાની રીતે કર્મનો વિરામ અને ત્યાગ કરવો એમાં સહજ સ્વાભાવિક વિકાસક્રમનો સહસા નિરોધ

થાય છે, નવાં બીજોનો નાશ થાય છે. સામે પક્ષે ઉત્સર્ગસિદ્ધિમાં વિદ્યમાન શક્તિઓનું અને ભાગ્યોદયોનું જે કેન્દ્રોને એની જરૂર નથી એ કેન્દ્રોમાંથી જેમને એનો ખપ છે એવાં કેન્દ્રો પ્રતિ સંક્રમણ છે. ઉત્સર્ગસિદ્ધિનું તત્ત્વ ગઈકાલે ખલાસ થયેલી ઘડિયાળની કમાનને નવા ઊગતા આજના દિનના કાર્ય માટે ચાવી આપીને નવેસર તૈયાર કરવા જેવું છે. લક્ષ્ય શક્તિના આ તંત્રસંચાલનમાં એક અહમ્–કેન્દ્રનો મોક્ષ ખપી ગયેલી ગઈકાલના, નવોદિત અદ્યના રગોમાં, સંક્રાંતિક્રમ જેવો છે; કાળના અને દિશાના તંત્રમાં ગતદિન જે અર્થે 'અતીત' છે એ જ અર્થે લક્ષ્યશક્તિના તંત્રમાં મુક્ત અહમ્ 'અતીત' છે. જેમ ઘડિયાળનું વ્યક્તિત્વ અલુપ્ત રહે છે તેમ મહાશક્તિ સર્વ તત્ત્વોનું વ્યક્તિત્વ અવિચ્છિન્ન રાખે છે—સદૈવ તેનું તે જ. જે ઘડીઓ સદાને માટે અતીત થઈ તેના જેવું છે સદાને માટે ત્યાગપૂર્વક ક્ષીણ થયેલું, ઉત્સર્ગસિદ્ધ, અહમ્–કેન્દ્ર.

૨૮મી જુલાઈ, ૧૮૯૪.

મારા માટે જૂનાગઢમાં દ્વાર ખૂલ્યું છે. ફિરોજશાહ મહેતાની મુદ્દત ડિસેમ્બરમાં પૂરી થશે. ઉચ્ચતર કાર્ય કરવા માટે કાયમના માણસની એ લોકોને જરૂર છે. + + હું એ વાત મહેચ્છાને આશ્રયે રહેવા દઈશ. સદિચ્છ સાહસ સ્વેચ્છાએ આચરવાનું પાપ હું નહિ કરું. મારા માગ્યા વિના, મહેચ્છાની યોજનાથી-નોકરીની દરખાસ્ત મને પહોંચે તો ત્યારે મારે ના ન પાડવી એ મને યોગ્ય લાગે છે, પણ ત્યાં સુધી તો મુંબઈમાં મારી આર્થિક મૂંઝવણ, મારા હક્ક, અને મારાં કર્તવ્ય માણ્યા કરું એ બહેતર છે.

૩૧મી જુલાઈ, ૧૮૯૪.

+ + +

જૂનાગઢમાં ત્રણ વર્ષો દરમ્યાન ચોખ્ખી, પૂરતી બચત થાય એથી નિવૃત્તિ આખરુમેર લેવાય એ સ્પષ્ટ લાભ છે—બધાં જોખમો અને નોકરીની અગવડ છતાં. એટલી સખત મજૂરી સાથેની કેદ, પરિણામ ખાતર ભોગવવી ખોટી નહિ.

પણ ન્યાય આપવાનું કામ-માનવ બંધુઓનો ન્યાય તોળવા બેસવું, ન્યાયાસને બેસીને ફાંસી દેનારનું કાર્ય કરવું, અને એ

આસનેથી અન્યાય અને હાનિ કરવાનો સંભવ રહે તે નભાવવો—આ તો ડેમોક્લિસની તલવાર જેવો સતત શિર પર લટકતો ભય. દુન્યવી હિતોના લાભ ખાતર આ પાપરંગે રંગાયેલી તલવારના અસ્તિત્વની ઉપેક્ષા કરવી એવી પંડિતમન્યતા અને ધૃષ્ટતા મારા અંતઃકરણની નથી.

એનો અર્થ એવો નથી કે કર્તવ્યધર્મ જ એવો હોય તો એ તલવારની નીચે રહેતાં મારે ડરી જવું.

+ + +

૨૭ ઑગસ્ટ ૧૮૯૪.

+ + +

તો અલ્પાંશતઃ કર્તવ્ય, અને અધિકાંશે સુખસગવડ, જૂનાગઢની દરખાસ્તને અનુકૂળ છે.

મહેચ્છા સામે ચાલીને આવી દરખાસ્ત મોકલે, તો મારે કર્તવ્યની મોહમૂર્છાને વશ ન રહેવું, કારણ કે કર્તવ્ય તો ઉભયતઃ છે જ અને કેવળ સૈદ્ધાંતિક અભિપ્રાયની ખાતર આવી તક જવા દેવી એ મારું કર્તવ્ય નથી.

પણ સૈદ્ધાંતિક અભિપ્રાય પણ માનનીય-મનનીય છે, કારણ કે ડેમોક્લિસની તલવારનો તાત્પર્યાર્થ છે અંતઃકરણની સંશયગ્રસ્તતા, અને એ તલવારની વાસ્તવિકતાનું સેવનન ન કરવું, એને સામે ચાલીને ન નિમંત્રવી, એ જ મારી ફરજ છે. માણસે યુદ્ધ પ્રાર્થવું નહિ, પણ યુદ્ધ કર્તવ્ય બનીને આવીને ઊભું રહે, તો એણે એનો સ્વીકાર કરવાની ના ન કહેવી ઘટે.

+ + +

+ + +

જો એ સ્થાન સામેથી આવીને મળે, તો એ મને હું જેવો છું તેવો, મારી આધ્યાત્મિક નૈતિક પ્રામાણિકતા સાથે, એની પોતાની જરૂરતને લીધે અને મારી શરતો સાથે મને સ્વીકારે છે એમ માનવું. એ શરતો વગર કહે સમજાવી જોઇએ. એ સ્થાન સામેથી ન આવે તો હું એને શોધવાને નીકળીશ નહિ,—તો હું વકીલાતની આર્થિક તંગીમાં ચાલુ રહેવાના સંકલ્પને સ્વેચ્છાપૂર્વક અને પૂર્ણ વિચારપૂર્વક સ્વીકારી લઈશ. વકીલાતના ધંધાની તકલીફો અને

તકલીફ જે હોય તે નોકરીની યાચનાના ભયંકર પરિણામ સંભવોથી કમતી છે.

+ + +

૪થી ઓગસ્ટ. ૧૯૯૪,

બીજી ઑગસ્ટની મારી દલીલ પ્રતીતિકર છે અને મારા જીવનની એક મોટી સમસ્યાનો નિર્ણય કરનારી છે. કાયમની તંગીની અને કાયમની તકલીફોની જિંદગી જીવવામાં મારે સંતોષ માનવો, અને એ તંગી અને તકલીફોની મન ઉપર અસર ન થવા દેવી + + + ગરીબાઈને આપત્તિ માનનારાઓ ભ્રમમાં પડ્યા છે. ગરીબાઈ શક્તિને મર્યાદિત કરે, તો એ શક્તિની મર્યાદિતતા કર્તવ્યને ટુંકાવે. તથાસ્તુ. અમુક ખાસ લાભનો હું અસ્વીકાર કરું, નોકરી ખાતર સ્વાર્થની ઉપાસના ન કરું, અને મારી આર્થિક શક્તિના પ્રમાણથી અધિકતર વ્યય કરું, એથી મારા અહમ્-કેન્દ્રને ગરીબીનું દુઃખ થતું હોય તો એને એ ગરીબી વેઠવા દેવી એ મારું કર્તવ્ય છે, અને એ ગરીબીના આશીર્વાદોને મારે શોધી કાઢવા જોઈએ અને ઉપયોગમાં લેવા જોઈએ. જે સમય નિર્મિત થયો હશે તેની, અને નિવૃત્ત થવુ કે ન થવું એ બાબતમાં સમય પોતે જે નિર્ણય કરવાનો હોય તેની, મારે રાહ જોવી પડે. આપણાં નમ્ર કર્તવ્યોની ધૂંસરી ખેંચતાં ખેંચતાં, પ્રતિકૂલ વાતાવરણની કઠોરતાને આશ્રય કે આવરણ વિના વેઠતાં વેઠતાં, મૂર્ખોની અને ધૂર્તોની આ દુનિયામાં એ ધૂંસરીની નીચે રહીને અંકુશની અણી સહેતાં સહેતાં, મહા ઇચ્છાને વશ વર્તવું એમાં કંઈ કષ્ટ નથી.

अवनतशिरसः प्रयाम शीघ्रं पथि वृषभा इव वर्षताडिताक्षाः।
मम हि मनसि गौरवप्रियस्य विभवतृणानि न लिप्सते ऽन्तरात्मा।[1]

–એમ, શૂદ્રકોક્ત ઉદાત્ત ભાવની ભાષાનું અનુકરણ કરીને કહું છું. અથવા, યોગવાસિષ્ઠ કહે છે તેમ, એથી પણ ઉચ્ચતર ભાવના આ છે:

विगतमानमदा मुदिताशयाः शरदुपोढशशांकसमत्विषः।
प्रकृतसंव्यवहारविहारिणस्त्विह सुखं विहरन्ति महाधियः॥

–प्रकृतः प्रकृतिजन्यः स्वाभाविको न विकृतो विकार-जन्यो योऽसौ संव्यवहारः शुद्धो व्यवहारः प्रकृतिप्रवाहे

**यतिरेपु वर्मसु प्रवृत्तिप्रवाहेणाभियुक्तेपु वर्मसु हेयोपादे यसदसद्विवेकशुद्धो व्यवहारस्तत्र लोकनीये लोके विद्वारो मतिमतां प्रशस्त :॥**

५ मी ऑगस्ट, १८९४

આ મહાપુરુષો **માનથી** રહિત બન્યા છે—એટલે માનવ જેથી મપાઈ જાય છે, અવચ્છિન્ન થાય છે, એ અહંભાવથી મુક્ત થયા છે. અને ઊર્ધ્વ ને અધઃ જે શાશ્વતતા અને અનંતતા છે તેનું દર્શન અવરોધે એવા **મદને** પણ એઓએ રાખ્યો નથી. તેઓ જુએ છે, અને નીચતમ, ઉચ્ચતમ, નિકટતમ અને દૂરતમ પ્રત્યે અભેદભાવથી તથા સમભાવથી તેઓ નિજ આત્માનો વિસ્તાર કરે છે. તેમનો **આશય-**જેમાં તેઓ શયન કરે છે અને શયનસ્થ રહીને જીવનની ક્ષણો વ્યતીત કરે છે તે-વિશ્વને મોહજનક છે-જે ઉચ્ચાભિલાષોમાં તેઓ તરે છે, વિહરે છે, તે વિશ્વને હિતકર છે—જે ઉચ્ચાશયોને, એ વિશ્વને ઉન્નત કરવા અર્થે જ છે એવું જાણીને વિશ્વ સહર્ષ સત્કારે છે એવા આશયોમાં વિહરવા માટે તેઓનો જન્મ છે તેઓ શરદના ચંદ્ર જેવા છે—અંધકારવિસ્તારક મેઘથી મુક્ત, અને શીતલ પ્રભાવડે આનંદકર અને શાંતિપ્રદ. ઇહ-અર્થાત્ આ લોકમાં—તેઓ સાગરસપાટી પર સરતી નૌકા પ્રમાણે સુખમય સરલ વિહાર કરે છે. એ સાગર એટલે વ્યવહારનું જીવન, બાહ્ય વિષયનિષ્ઠ સાપેક્ષતા; અને આ દિવ્ય વિભૂતિઓનો વ્યવહાર **સંવ્યવહાર** છે—પુણ્યમય તથા હેતુમાં અને રીતિમાં ઉદાર વળી એ વ્યવહાર એવો છે જે તેમને પ્રકૃતિથી અને પ્રકૃતિની પ્રાસંગિક પરિસ્થિતિથી પ્રાપ્ત થાય છે. આવા પુરુષને પ્રકૃતિના પ્રવાહો નિજ વક્ષ ઉપર ધારે છે અને એ ત્યાં તરે છે, એની ક્રિયાઓનો અને ગતિઓનો પ્રકારનિર્ણય આ પ્રબલ પ્રવાહોનો ભંગ કરવાની આવશ્યકતા અનુસાર નિશ્ચિત થાય છે; એનાં કર્મો પ્રવાહપતિત કર્મો છે—પ્રસંગપ્રાપ્ત અને સ્વાર્થરહિત. અને એ પ્રતાથી, બુદ્ધિથી વિહરનો **મહાધી** છે. જીવનસંગ્રામમાં એનું પ્રયાણ 'like dumb drivwen cattle' (મૂક પરવશ પશુ જેવું) નથી, પણ 'a hero in the strife' (સંગ્રામમાં શૂરવીર) જેવું છે. એ જીવનના સંગ્રામપરાક્રમી વીર છે, અને મહેચ્છા એને જીવનના અંત પર્યંત ન આણે ત્યાં

સુધી, એ રાભને કાલ જીવન કર્તવ્યમાંથી બોલાવી ન લે ત્યાં સુધી, એની વીરયાત્રા ચાલુ રહે છે. આવા માનસો કદી ક્ષુબ્ધ થતા નથી, આત્મસંયમ તજતા નથી; પણ આ પ્રવાહના પ્રબલતમ સંક્ષોભોમાં અને ઝંઝાવાતોમાં એમનો વિહાર શાંતિમય અને સુખમય રહે છે; એ જીવનયાત્રાને તેઓ અનિચ્છાપ્રાપ્ત કર્તવ્યભાર માનતા નથી પણ મહાન શક્તિનાં અને ઇચ્છાનાં પ્રયોજનોની જોડે સંવાદ સાધતો વિહાર માને છે. અહમ્-કેન્દ્ર કેવળ સાક્ષી છે; પૂર્ણ-આનંદ-સ્વરૂપ છે. વ્યવહારના પ્રત્યાત-આઘાત એમની આત્મદૃષ્ટિની ગણનામાં શાંત સાગર છે, અને આ શાંતિમય દર્શનની વચ્ચે તેઓ સ્વયં લીનતાના સેવે છે. એમના આ દર્શનની સમક્ષ પ્રવાતો અને સંક્ષોભો બલહીન બને છે.

તેઓ 'ઉપોઢ' અર્થાત્ પૂર્ણ ચંદ્ર જેવા છે એ કથનનું તાત્પર્ય એ છે કે તેમણે સંન્યસ્ત લઈને સંસાર તજ્યો નથી, પણ પોતાના વ્યક્તિત્વ-પરિમાણનો અને પ્રકાશનો પરિપૂર્ણ ઉચ્છ્રાય અને વિકાસ સાધ્યો છે. તેઓનો ઉન્નત ગગનવિહાર પામર સંસારીજનોથી અને સાંસારિક કામનાઓથી ઉચ્ચતર કક્ષાએ છે, નિમ્ન પ્રદેશમાં ગૂંઝતા ઝંઝાનિલોથી અસ્પૃષ્ટ છે.

આ સૂક્ષ્મ તાત્પર્યવીગત શ્લોકના કર્તાના મનમાં પ્રત્યક્ષ કદાચ નહિ હોય, પણ ભવભૂતિનું કથન યથાર્થ છે કે:

कवीनां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ।

આના કાવ્યાર્થનું નિદર્શન 'ટ્રાવેલર' કાવ્યમાં પ્રયુક્ત 'ડોલ' શબ્દના પૂર્ણ તાત્પર્યનું એના કર્તા ગોલ્ડસ્મિથનું પોતાનું અજ્ઞાન.

૧૦મી ઓગસ્ટ, ૧૮૯૪

મારું જીવન સફળ બન્યું છે કે નિષ્ફળ? + +

વીસ વર્ષની વયે હું બી. એ. થયેલો તંદુરસ્તી ખોઈ બેઠેલો, ધનિક પિતાનો નિર્ધન બનેલો, કરજમાં ડૂબેલો પુત્ર હતો. + +

ત્રેવીસ વર્ષની વયે મને રાજ્યનો ઠીક પગાર મળતો જે કુટુંબના કરકસરિયા નિર્વાહના ખર્ચમાં અને કરજ પાછું વાળવામાં વહેંચાઈ જતો. + + +

અઠ્ઠાવીસ વર્ષની વયે હું એલ એલ. બી. થયો હતો, પાઈની મિલકત વિના મુંબઈની ખર્ચાળ જિંદગીમાં ઝંપલાવી ચૂક્યો હતો.

+ + વકીલના ધંધામાં મદદ આપનાર કોઈ નહોતું, છતાં સફળ-ચતાનાં સ્વપ્નાં સેવતો હતો. + + +

અને આજે આડત્રીસ વર્ષ પૂરાં થયે, બાહ્ય પ્રતિષ્ઠાએ હું સફળ વકીલ છું. પણ મારા અંતઃકરણને એમાં શંકા છે. નોકરીની આશા–શૂન્ય. સાહિત્યકાર તરીકે કીર્તિ–ખાલી ધૂમશિખા–કોઈ પણ સમોવડિયા કરતાં ઘણી વધારે. + + જેટલી કમાણી તેટલું મારું ખર્ચ છે–જે ભયસ્થાન છે. ભાગ્યયોગે બચત એટલી તો છે કે મુંબઈની બહાર કોઈ ગામમાં જીવનનિર્વાહ ચાલે + + મનોવિકાસ અને વિદ્યા પ્રાપ્તિમાં મારી પ્રગતિ સંતોષકારક છે.

આ સફળતા ગણાય કે નિષ્ફળતા એ તપાસવા માટે + + મારે એની સરખામણી બીજાઓની, કહો કે કાકાની, એમણે મારી વયે મેળવેલી સફળતા સાથે કરવી જોઈએ.

કાકા કિશોર વયે નિર્ધન હતા. દેસાઈ કુટુંબ જોડે સોખત-સંબંધ એ એમનું સદ્‌ભાગ્ય. + + ત્રેવીસમે વર્ષે મારા પિતાની મદદથી મુંબઈ આવ્યા, એ ભાગ્યોદય નં. ૨. પ્રેમચંદ રાયચંદ વગેરેનો પરિચય અને અમારી પેઢીમાં ભાગીદારી એ ભાગ્યોદય નં. ૩. ગોકુલજી ઝાલાનો સંબંધ બંધાયો. જૂનાગઢની નોકરીમાં રૂા. ૫૦ થી ૭૦૦ સુધી વધ્યા; મણિભાઈ દ્વારા કચ્છનો અને રાવસાહેબ દ્વારા ઈડર વગેરેનો સંબંધ થયો—ભાગ્યોદય નં. ૪, ૫ અને ૬. મુંબઈમાં નોકરી હોઈને વાંચવાનો અવકાશ મળ્યો + + — ભાગ્યોદય નં. ૭ આ સર્વ ભાગ્યોદયમાં સદ્‌ભાગ્યનું અને બધી ચતુરાઈનું મિશ્રણ હતું. + + પ્રત્યેક પ્રસંગે ભાગ્યની ભરતીને એમણે વેળાસર પારખી છે, ગૌરવ અને નૈતિક પ્રતિષ્ઠાથી આકર્ષી છે, અને એના પ્રવાહ જોડે એ વહ્યા છે. + + અને એમના ઉદયને સિદ્ધાંતનું કે સિદ્ધાંત–વિચારણાના અવસરનું વિઘ્ન નડયું નથી–જેવું મને નડયું છે. + ભાગ્ય અને શક્તિ બંનેએ સંપીને કાકાનો સંસારમાં ઉદય સાધ્યો છે, એમને શ્રીમંત કર્યો છે. આ બાબતમાં દુનિયાના સામાન્ય ક્ષુણ્ણ માર્ગથી એમણે પોતાની દિશા કે કેડી- બદલી નથી. હું સતત મનસ્વી રીતે દુનિયાનો માર્ગ છોડીને અનેરી પગથીઓમાં ચસ્યો છું.

૧૬મી ઑગસ્ટ, ૧૯૬૪.

કાકા હાલ બે લાખના ધણી છે-પચાવનમે વર્ષે. ઓગણ-ચાળીસમે વર્ષે એ + + હુ આજે મારા ઓગણચાળીસમા વર્ષમાં છું તેના પ્રમાણમાં ગરીબ હતા. ત્યારે એમની જીવનપદ્ધતિ, વિદ્યા એ ઉમરે મારી છે તેથી ઓછી હતી એમનો અભ્યુદય ત્યારપછી થયો; અને હું જેવો છુ તેવો પચાવનના વર્ષ સુધી કામ કરું તો જીવનની અનાવશ્યક વસ્તુઓ મેળવવામાં હુ એમનાથી બહુ પછાત ન રહું, જો કે એટલો શ્રીમત ન થઇ શકુ. પણ તફાવત એ છે કે ઉદર અને વિત્ત ખાતર એટલો ઢસરડો કરવાની મારી ઈચ્છા નથી એ નક્કી છે. કાર્ય કરવાનાં વર્ષોની મારી મર્યાદા મારા મનમાં નિશ્ચિત છે, અને, શક્ય હશે તો, એમાથી હુ લેશ પણ ચલિત થવા ઈચ્છતો નથી

\+ + +

મારો વિનાશ કરવાને ડરાવી રહેલી મોટી કૌટુંબિક અને આર્થિક અગ્નિજ્વાળાઓ હવે ક્ષીણબલ, શાંત થઈ છે અને શેષ રહ્યા છે માત્ર ઊના અગારા. એ અગારા દઝાડે એટલા ઊના છે, છતાં એ લાભ છે આટલી પણ શાંતિ-શીતળતા મેળવવાને મે જે મહાન ભોગ આપ્યો એ લેખે લાગ્યો છે.

\+ + +

કાકા તો કૌટુંબિક અને આરોગ્યવિષયક બાબતોને ભાગ્યને, દૈવને આધારે રહેવા દે છે, જ્યારે હું એ વિશે ચિંતા કર્યા કરું છુ. એમને એમની રીતથી આનદ છે. પ્રયત્ન છતાં વણસેલી મારી તબિયત જોઈને એઓ હસે છે, અને મારી ચિંતાઓની વિરુદ્ધમાં-જે થતુ હોય તે થાય એવી-પોતાની બેદરકારીની સરસાઈ કરે છે + + એમને ચિંતા છે માત્ર વેદાંતની, રામાયણની, પૈસા બાબતની અને રાજ્યકાર્યની, અને એઓ જીવનની મહત્ત્વની બાબતો ગણે છે + + આટલી ઉમરે હું મારી નીતિરીતિ બદલી ન શકું. + + મારી અંગત વાતમાં મારે પોતે બદલાવુ સહેવું છે, અને મે એવો પ્રયત્ન કર્યો પણ છે. પણ કુટુબનાં માણસોની રીતો બદલાવવી અશક્ય છે કાકા આવી પરિસ્થિતિથી મુક્ત છે, હું નથી. મારે મારી આ પરિસ્થિતિને કર્તવ્યરૂપ ગણવી પડે છે. તથાસ્તુ પરિણામ જે આવે તે, પણ મારી કર્તવ્યબુદ્ધિએ મારી એ ચિંતાઓને અને મારી

ઉપેક્ષાવૃત્તિને છે તેવી જાળવવી પડશે. અને મારી જે રીતે છે તે સફળ નહિ થાય તો મારી અને કાકાની સ્થિતિમાં જે ભેદ છે તે પણ ટકશે. એ સફળતા જગન્નિયંતાના હાથમાં છે—માણસના હાથમાં નથી.

૨૪ મી ઑગસ્ટ, ૧૮૯૪.

બાહ્ય વિષયભૂત * જગત ઈંદ્રિયોરૂપી કાચ દ્વારા મસ્તિષ્કરૂપી કૅમેરામાં પ્રવેશીને ' વિષયી '* ઉપર તસ્વીરરૂપે અંકાય છે અને સ્મૃતિથી જળવાય છે. આ પ્રમાણે પ્રત્યેક મસ્તિષ્ક ઉપર વિશાળ ચિત્ર ફેલાય છે અને તસ્વીર જેવું કાયમી બને છે. કલ્પના આ ચિત્રને વિસ્તારે છે, કુશળતાથી ગોઠવે છે અને નવો ઘાટ આપે છે. ઇંદ્રિયજન્ય જ્ઞાને, સ્મૃતિએ અને કલ્પનાએ રચેલાં મનોગત ચિત્રો આપણા ' વિષયી ' ચૈતન્ય-તન્ત્રના અસનધર્મી અને નિરસનધર્મી—ચૂસનારા અને બહાર કાઢનારા—અણુકોશો જોડે સંવનનલીલા કરે છે અને સંયોગ કરે છે. આપણે જે સુખદ ભાવો કે ઊર્મિઓ અનુભવીએ છીએ તે આ સંવનનલીલાનું અને સંયોગોનું ફલન—સહલીભવન—છે. મોહમુગ્ધ બનેલા આ અણુકોશો (ક) એ ચિત્રને આત્મસાત્ કરે છે અને આલિંગે છે અને (ખ) પ્રતિક્રિયારૂપે પોતાની જીવનતત્ત્વભૂત શક્તિઓનો અને સત્ત્વનો વિષયભૂત જગતના ચિત્રના ગર્ભકોશમાં વિકાસ કરે છે અને એ રીતે એ ચિત્રોને વિશેષ વિકાસ માટે સમર્થ બનાવે છે. કોઈક વાર આ અણુકોશો પોતામાં પ્રવેશેલાં ગર્હણીય આગંતુક તત્ત્વોને ધકેલી કાઢીને વિઘ્નમુક્ત (મલમુક્ત) બને છે;—આ બાહ્યાગમનાં તત્ત્વોનો પ્રવેશ કાં તો આકસ્મિક હોય છે, અથવા પરિસ્થિતિજન્ય હોય છે, અથવા ફલનવ્યાપાર દરમ્યાન થયો હોય છે; અને અણુકોશો એને ધકેલીને વિષયજગતમાં પાછાં કાઢે છે. આ વિઘ્નમુક્તિ પણ નિજનિજ વિશિષ્ટ ભાવ કે ઊર્મિથી સંસક્ત હોય છે. બધા ભાવો, બધી ઊર્મિઓ, કાં તો મોહમુગ્ધના સાથે અથવા અંતરાયમુક્તિ સાથે સંબંધ ધારે છે. આ ભાવાનુભૂતિ કાં તો મોહપ્રભાવના, અથવા ગર્હણાના, આરંભકમે ઊપજે છે, અથવા સફલીભવનના કે વિકાસના સમયે ઊપજે છે, અથવા પાછળથી થતી અમર તરીકે ઊપજે છે.

* વિષય એટલે (object) પ્રમેય જગત;
વિષયી એટલે subject, પ્રમાતા.

બુદ્ધિ ચતુર ગૃહિણી છે. આ ચિત્રોનો-અંકેક ચિત્રનો-એ ગૃહિણી માનવની જરૂરિયાત અનુસાર નિકાલ કરે છે કે ક્રમ ગોઠવે છે. એ બુદ્ધિગૃહિણી ઊર્મિઓનું નિયમન પણ એ જ ધોરણે કરે છે. અને એમાં, ચિત્રગત પદાર્થોના પરિણામ-પ્રમાણને પારખવામાં, તથા પોતાની નિરીક્ષણશક્તિને દેખાય ત્યાં સુધી, એ ચિત્રોનો વિશેષ વિકાસ કયે માર્ગે થવાનો છે એ જાણી લેવામાં, બુદ્ધિ પોતાની અવલોકનશક્તિનો ઉપયોગ કરે છે. બાહ્ય વિષયોનાં અને આંતર સંસ્કારનાં આ ચિત્રોનો આપણા માનસિક તથા સંવેદનતંતુના અણુકોશો જોડે સંગનસમ્બંધ થતાં તેમાંથી કલાનો વિશાળ, વૈવિધ્યમયો, ચિત્રપટ આપણા જીવનમંદિરની ભોંય ઉપર, ભીંતો ઉપર અને છત ઉપર અંકાય છે. આપણે દેખીતી રીતે અર્થહીન જણાતા મૂક અભિનયોમાં અને વિચિત્ર નૃત્યોમાં આપણી નિર્બળતાને લીધે આકર્ષાઈએ છીએ, અને આ જીવનમંદિરમાં વસીએ ત્યાં સુધી, એનાથી છૂટી શકતા નથી. હા, જે આપણને અર્થહીન ભાસે છે તે મહેચ્છાની યોજનામાં અર્થપૂર્ણ છે એમાં શંકા નથી; અને એ ગૂઢ તત્ત્વ અજ્ઞેય રહે ત્યારે એનો સ્વીકાર કરી લેવો, અને મહેચ્છાની આજ્ઞા પાળવાનું બળ આપણામાં હોય તો બુદ્ધિને વશ વર્તવું, એવી આપણા કાર્યની મર્યાદા માની લેવી એ આપણું કર્તવ્ય છે.

બાહ્ય વિષયભૂત જગતમાં, એનું નિરૂપણ કરતી પ્રતિભાની દુનિયામાં પ્રવૃત્ત થતી બુદ્ધિ એટલે વિજ્ઞાન અને વિજ્ઞાનનો ઉપયોગ કરવાની કલા; ઇંદ્રિયવિષયો જોડે આપણો વ્યવહાર જાળવતા નાભિનાલની જે આ આપણી દુનિયા છે તેનાથી ઉચ્ચતર કક્ષાએ આરોહતા વિષયોના (અધ્યાત્મના) ઉન્નત પ્રદેશમાં પ્રવૃત્ત થતી બુદ્ધિ એટલે દિવ્ય તત્ત્વજ્ઞાન. અને આ વિશ્વજનનીના ઉદરમાં આપણા પ્રસનધર્મી અને નિરસનધર્મી અણુકોશોને વશ ક્યારે અને શા માટે થવું, આ ઉદરમાંથી અંતિમ મુક્તિ મેળવવાની યોગ્યતા શી રીતે પ્રાપ્ત કરવી, દિવ્ય તત્ત્વજ્ઞાને કહેલ પરમ લક્ષ્ય રૂપ મોક્ષ શી રીતે સાધવો એ બધું શીખવનારી, તેમ જ મોક્ષપ્રાપ્તિ સુધીનાં વિજ્ઞાન, અનુભવ અને કવિતાની મદદથી નાભિનાલની પોષણ મેળવવાની શક્તિને શી રીતે ખીલવવી એ બતાવનારી બુદ્ધિ એટલે

વ્યાવહારિક નીતિશાસ્ત્ર. પરાર્થે આત્મવ્યય અથવા ઉત્સર્ગસિદ્ધિ એ નીતિશાસ્ત્રને અને દિવ્ય તત્ત્વજ્ઞાનને જોડનારી કડી છે, જ્યારે કવિતા આપણા પ્રસનધર્મી અણુકોશોના સમરમાં ચરણ ટેકવતી અને તત્ત્વજ્ઞાનના ઉચ્ચતમ શિખર પર્યંત લઈ જતી નીસરણી છે, જે સર્વસંલગ્ન છે છતાં સર્વમાં મૌલિક છે.

પણ પરિણામમાં તફાવત રહે છે. તત્ત્વજ્ઞાન સર્વથા, નિર્ભેળ રીતે, સદર્થે છે; જ્યારે આપણી નિર્બળતામાંથી ઉદ્ભવતી કવિતા જ્ઞાનતંતુઓને મંદ કરીને અથવા ઉત્તેજિત કરીને આત્માને સૌંદર્ય અર્પે છે તત્ત્વજ્ઞાન જ્ઞાનતંતુઓને કસે છે અને કઠણ કરે છે તથા એ હેતુસિદ્ધિ ખાતર નિર્બળતાને તરછોડીને દબાવે છે. એક સમય એવો હતો જ્યારે હું મારા ધર્મવિચારને કવિત્વયુક્ત બુદ્ધિવાદ કહેતો. કવિતા હવે હું બીજા માટે લખું છું, કવિતા મારા જીવનનું અંગ નથી. કઠોર કઠિન બુદ્ધિ મારા જીવનનો એક જ રાહ હો, અને તત્ત્વજ્ઞાન મારું એક જ પરમલક્ષ્ય હો. **નિર્બળતાના દમનમાં દુઃખ હોય, કષ્ટ હોય અને કસોટી હોય, તો ભલે હો; જો કોઈ પ્રકારનું સુખ, અથવા દુઃખથી મુક્તિ પણ, નિર્બળતાને વશ થયા વિના લભ્ય ન હોય, તો એ સુખનું અને દુઃખમુક્તિનું મારે કામ નથી.** નિર્બળતા મારા ઉપર પ્રભુત્વ ભોગવશે તો, જ્યારે મારો પરાજય ભૂતકાળની વાત બનેલ હશે ત્યારે, હું નિર્બળતાએ કરેલા વિનાશનો સંતાપ નહિ કરું; પણ **અન્ય કોઈ પ્રકારની રાહત મેળવવા ખાતર હું નિર્બળતાને માર્ગે જવાનું જોખમ નહિ વહોરું. કોઈ પણ પ્રકારની નિર્બળતા એટલે કેવળ નરક અને વિનિપાત. તપશ્ચર્યાભર્યું Stoicism અને સુખદ્વેષી દોષદર્શી Cynicism નિર્બળતા કરતાં વધારે સારાં છે:** પ્રભુ મારો એવો ઉત્કર્ષ કરો. જેમાં આત્માને નીચા નમવાનું હોય એવો પ્રત્યેક પ્રસંગ નિર્બળતારૂપ છે. આ કથન સત્ય છે કે, 'Man's hour on earth is weakness error, strife.'—આપણને અંદરથી અને બહારથી પ્રેરતી અને નિર્બળતાના કરોળિયા તરફ ખેંચી જતી મોહની અને કવિતાની જાળ-એ તો બુદ્ધિની અને તત્ત્વજ્ઞાનની હવામાં વિરહવાની શક્તિ આપણે મેળવી હોય ત્યારપછી-મૂર્ખતાની જાળ જણાય છે. એ

જ્ઞાનદશા પૂર્વે એ જાગ સ્થાને છે; ત્યારપછી, એ કાલમાધિન છે, અસંગત છે. પ્રભુ મને એથી રક્ષો. ખરું જ કહ્યું છે કે:

इदमनुचितमक्रमश्च पुंसां यदिह जरास्वपि मान्मथा विकाराः

મને તો તત્ત્વજ્ઞાનાદિએ વૃદ્ધત્વ જરસા વિના એ સ્થિતિએ આણ્યો છે આ વૃદ્ધત્વને હું સહર્ષ સ્વીકારું છું અને કોઈ પણ અક્રમ ને ધિક્કારું છું.

૨૮મી ઓગસ્ટ, ૧૮૯૪

ષડ્વિકારો વેદાંત પ્રમાણે મનુષ્યની છ નિર્બળતાઓ છે. પણ સાહિત્યના નવ રસો એ આપણી નિર્બળતાઓની પૂર્ણતર નામાવલિ છે. સમતોલ બુદ્ધિનું સમતા અને શાંતિથી સ્ખલન એટલે નિર્બળતા. એમાંની જે નિષિદ્ધ નિર્બળતાઓ એ ષડ્વિકારો-બીજી નિર્બળતાઓ નિર્દોષ મનાય છે. નિર્બળતાથી અથવા વિકારથી રહિત શુદ્ધે માનસિક શાંતિને અખંડ જાગવે છે, એને સાક્ષીની ગૌરવભરી સ્થિતિમાં રાખે છે; જ્યારે અણુકોશના અસનધર્મ અને નિરસનધર્મ ઉત્તેજિત થઈને ક્રિયાપ્રવૃત્ત થાય ત્યારે આપણે ચોક્કસ માનવું કે દુનિયાના કોઈ કલાચિત્રે પોતાની મોહનક્રિયાથી કે ઉદ્વેજન ક્રિયાથી આપણા અણુકોશોના સહજ સ્વાસ્થ્યમાં નિર્બળતારૂપ ક્ષોભ ઉપજાવ્યો છે ગીતાએ કહ્યું છે તેમ પ્રકૃતિની વૈયક્તિક વિચિત્રતા એ વ્યક્તિને, સહજ—જન્મસિદ્ધ સ્વભાવવૈલક્ષણ્યથી, વિશિષ્ટ પ્રકારની નિર્બળતાને પાત્ર બનાવે છે:

कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ।

આ વ્યક્તિગત વિચિત્રતાઓના ત્રણ પ્રકાર છે: સત્ત્વ, રજસ અને તમસ. જ્ઞાનનિષ્ઠ બુદ્ધિની સ્વકીય સહજ દશા છે निस्त्रैगुण्यम् (निस्त्रैगुण्यो भवार्जुन); સ્વભાવ અને પરિસ્થિતિ નિર્બળતાઓ ઉપજાવે તેની સામે માનવની અવશતાનો વિચાર કરું છું તો મારું મન ક્રિશ્ચન ધર્મે અને ભક્તિ માર્ગે ઉપદેશેલી નમ્રતા અનુભવે છે. એ નમ્રતા અનુભવનારો માનવ દૌર્બલ્યના ભારથી દબાઈ જાય છે. અને બોલી ઊઠે છે :'पापोऽहं पापकर्माहम्' ઇત્યાદિ.

યુદ્ધની ઘડીએ અર્જુનને ઊપજેલી દુર્બલતાનો જ્ઞાનદષ્ટિના વિકાસ દ્વારા નિસ્ત્રૈગુણ્યના ઉદયથી નાશ કરવો એ ગીતાનો પ્રયત્ન છે અને દૌર્બલ્યના ભાર નીચે દબાયેલી આ નમ્રતા આપણા ચિત્ત-

ત્તને એવું દબાવે છે કે-આપણી દષ્ટિ આપણા દૌર્બલ્ય તરફ ખૂલે અને આપણા નીતિગર્વને-અંતઃકરણના ગર્વને-દૂર કરીને આપણને વિશુદ્ધ બનાવે મારા નિષ્ક્રિયત્વરૂપી લઘુમીનને દૌર્બલ્યના મહા-મત્સ્યથી બચાવવાના મારા પામર પ્રયત્નને મદદ કરવાનું એ કારણ નથી. વિજય મળે કે પરાજય—મહામત્સ્યથી મારે નાસવું જ જોઈએ.

૧૩મી સપ્ટેંબર, ૧૮૯૪.

કાલે સંજે પાંચ વાગ્યે હું એક વિચિત્રતાને વશ બન્યો હતો. હું ન્યાયકચેરીમાંથી પાછો ફરતો હતો, એક અઠવાડિયાથી કોર્ટના કામના દબાણને લીધે હું કાકા સંગાથે કે એકલો, ફરવા જવાનો અને ખુલ્લું આકાશ જોવાનો, કલાકની નવરાશ પૂરતો પણ સમય મેળવી શક્યો નહોતો પ્રાણવાયુના અને વ્યાયામના લાભાર્થે હું ચાલતો ચાલતો સમુદ્રતીરે ગયો. પણ જેવો હું સાગરતીરે પહોંચ્યો —જ્યાં આશ્રય માટે એક પણ વૃક્ષ નહોતું અને માર્ગ પણ બને છેડાથી એક સરખો એટલો દૂર હતો કે ન પાછા ફરાય કે ન નજીકમાં આશ્રય લેવાય એવા સમુદ્રતીરે પહોંચ્યો-કે તરત આકાશ ઘેરાયું અને આડાં ઝાપટાંઓમાં ઊડતો વરસાદ તૂટી પડયો, જેથી હું પૂરેપૂરો ભીંજાઈ ગયો અને મને સન્નિપાતના ઉપદ્રવનો ભય ઊપજ્યો. પ્રથમ તો હું પ્રકૃતિની આ ઉપહાસ-લીલા જોઈને હસ્યો; એણે મારી ગણતરીને મારી પૂર્વાપેક્ષાને ખોટી પાડી એથી હું હસ્યો. એવું તો મારા જીવનમાં સદા બન્યા કર્યું છે. અને પછી હું મારી આખી પાછલી જિંદગીનું સિંહાવલોકન કરવા લાગ્યો તથા અતીત અને વર્તમાન સ્મરણનોંધોની સરખામણી કરવા લાગ્યો. ઘણીખરી સાંસારિક બાબતોમાં હું ભાગ્યહીન રહ્યો છું મારા ચૌદ વર્ષના વયથી મારા ઉપર, સમીપની અને દૂરની, ચેતન અને અચેતન, ધારી અને અણધારી દિશાઓમાંથી આઘાત પછી આઘાત પડયા જ કર્યાં છે જે ઘટનાઓ બીજાને સદ્‌ભાગ્યરૂપે સાંપડે અને ઘણાખરાને રક્ષણરૂપે નીવડે એ જ ઘટનાઓ મારા કોમળ વયથી જ મારાં સુખોનો અને મારી ભવિષ્યની આશાઓનો અને મારી ચિત્તશાંતિનો નાશ કરનારી બની છે, અને મારી આસપાસની સર્વે વ્યક્તિઓએ, મારા શરીરે પણ, મારી સંભાળ અને કાળજીના બદલામાં, દુનિયા જેને કૃતઘ્ન દાનવતા કહે, પણ હું જેને પામરતાના પ્રકાર કહું છું,

એનો અનુભવ કરાવ્યો છે. મારી આખી જિંદગીમાં મારી આ દશા થયા કરી છે, મારા જીવનનો ઉત્તમ ભાગ આ રીતે વ્યર્થ અને ધ્વસ્ત બન્યો છે, મારી વિરાટ આશાઓ અને અભિલાષાઓ હણાઈ ગઈ છે અથવા વામણી બની છે. આ અને એવી ઘટનાઓએ મારા મસ્તિષ્કમાં, જેને સતત નિર્બળ અને ભાગ્યહીન કરવાનું ઈશ્વરને ગમ્યું છે એવા, મારા જીવન વિશેનો વિચાર-પ્રવાહ ઉભરાવ્યો. અને વરસાદનું આ કાર્ય મને મારી દુર્ભાગ્ય-પરંપરાના પ્રતીક જેવું લાગ્યું—જે દુર્ભાગ્ય-પરંપરા સતત મારા ઉપર અચાનક છુપાઈ રહીને છાપો માર્યા કરી છે અને, જાણે કે મારાં સુખેચ્છ સ્થળોને શોધવા ઈચ્છતી હોય અને ત્યાં મને પીડવા માગતી હોય એમ, સર્વ દિશાઓથી મારા ઉપર હલ્લો કર્યા કરી છે. એવાં ઝાપટાંઓનો મારા જીવન પર અવિરત વહેતો વર્ષાપાત મારા મગજમાં ઝબક્યો અને એણે મારા ચિત્તમાં ઉપજાવેલાં ગંદા જળમાં અસહાય બનીને ખાવાં પડતાં ડૂબકાંઓનાં ચિત્રે મારી આંખમાં આંસુ આણ્યાં. એ આંસુઓમાં, જે કઈ મારા દેખીતા લાભ માટે અપાયું પણ મારી નિર્બળતાઓને પ્રકટાવનારું અને મને દુઃખ સંતાપમાં તપાવનારું નીવડ્યું એ સર્વની સામેની મારી ફરિયાદ હતી. આવી મનોદશા એક કલાક સુધી રહી, અને પછી એ દૂર થતાં એને સ્થાને મારી જ્ઞાનદૃષ્ટિ આવી, જે જ્ઞાનદૃષ્ટિએ મને સતત મારા આ એક સદ્‌ભાગ્યની હર્ષભરી પ્રતીતિ કરાવી છે કે મારી આપત્તિઓ મારા નીતિમય અને બુદ્ધિમય કોષ ઉપર નિષ્ફળ નથી નીવડી, પણ એ કોષ આ યુદ્ધોથી બલવત્તર બન્યો છે અને આ નિર્બળતાઓ સામેની લડતમાંથી ભવ્ય, કવ્યમય, જ્ઞાનમય અને પ્રબળ નવજીવન ચૂમી રહ્યો છે. લક્ષ્ય શક્તિની આ મહાવ્યાયામશાળામાં જે કષ્ટો બલપ્રદ વ્યાયામ-પરાક્રમો થવાને અને પોષક આહાર બનવાને નિર્માયાં છે, એ સાંસારિક કષ્ટોનાં કઠિન તત્ત્વોને જો મારો આત્મા આત્મસાત્‌ ન કરી શકે તો પછી મારા આત્માની મહત્તાનો ઉપયોગ શો રહ્યો? અશ્રુઓ સુકાઈ ગયાં; મારું ચિત્ત એનાં સહજ પ્રકૃતિતત્ત્વોમાં ઉડ્ડયન કરવાને આરોહણ કરવા લાગ્યું; અને શાંત ગંભીર ગગનોદરમાં શુભ્રસ્વચ્છ મેઘ વિહરે તેમ મારું ચિત્ત મલ અને ધૂલિથી ભર્યાં આ જગતની ઉપર, ઊંચે, વિહરવા લાગ્યું; એ ગગન અનંતતાનું, શાશ્વતતાનું, સુંદરતાનું અને ભવ્યતાનું પ્રતીક છે એ

પ્રતીતિ થઈ; એમાં જે જ્ઞાનમય અને ધર્મમય મહાભિલાષા સેવતાં જીવનતંત્રો માટે ઉદાત્ત જીવન સંગૃહીત છે એવી શ્રદ્ધા ઉપજી; અને જે નિર્બળતાઓ સાથે આપણે, લગ્ન વિચ્છેદની લેશ આશા કે શક્તિ વિના કે એક્તા સાધવાની નિપુણતા વિના, જાણે કે લગ્નગ્રંથિથી જોડાયા છીએ એ નિર્બળતામાં જ આપણી જ્ઞાનધર્મની મહેચ્છાઓના શત્રુઓ પણ ઊંડાં મૂળ ઘાલીને પડયા છે એવું ભાન થયું.

૨૦ મી સપ્ટેમ્બર, ૧૮૯૪

કાકાએ મારી અને મારા ભાઈ વચ્ચેની મિલકત વ્યવસ્થાનો ઉલ્લેખ કર્યો—જે અનુસાર હું મુનિવાળા ઘરથી સંતુષ્ટ રહું અને એ સિવાયનાં બધાં—કુટુંબનાં-ઘર અને બધી જમીન ભાઈને મળે આવી. ક્ષણભર મને આશ્ચર્ય થયું એ મનોદશામાં, શાસ્ત્રીની હાજરીમાં હું બોલ્યો :

'દુનિયા દોરંગી હૈ ઉસમેં ફકીરીસે સુરાઈ હૈ,

સ્વાર્થના આ જગતમાં મારાં કર્યોની કદર નથી એનો મને અંતરમાં વેદના થઈ. હું ઉપર પ્રમાણે શા માટે બોલ્યો એ શાસ્ત્રીને મેં જણાવ્યું નહોતું, પણ મારા મનમાં કંઈક ઊંડું દુઃખ હતું એ એમનાથી છૂપું ન રહ્યું તેથી શાસ્ત્રી આંટા મારતા મારતા એક શ્લોક બોલવા માંડયા જેનું છેલ્લું ચરણ આ હતું :

स्वच्छन्दं चरतो जनस्य विधिना चिन्ताज्वरो निर्मितः ।

અમે આ મૂક નાટક પછી છૂટા પડયા. હું રાતના દશ સુધી વિચારમાં નિમગ્ન રહ્યો—અને જે દુઃખ નિવારી શકાય તેમ નહોતું તેના પ્રત્યે હસતા કર્યો. પછી હું સુવા ગયો. મારી પત્ની ખાટ પર સૂતી હતી. + + પત્નીને જગાડું અને આ સમાચાર જણાવું તો એને કષ્ટ થાય એમ વિચારતો હું બીજો અર્ધો કલાક જાગતો રહ્યો. અમે સવારે પાંચ વાગ્યે ઊઠયાં. મેં એને બધી વાત તત્ત્વજ્ઞાનમય સ્વરૂપ આપીને કહી. છેવટે એણે વાત બંધ કરી અને 'બસ' એમ કહીને કામ કરવા—એ 'કર્તવ્ય' કહે છે તે અદા કરવા—ગઈ. હું ઊઠયો ત્યારે મન હળવું થયું હતું. મહાન અને નિર્ધન કવિ માઘ પ્રત્યે અત્યંત સમભાવ અનુભવતો હું વિચારવા લાગ્યો, 'કવિ, તમે ખરા છો આપણી કવિતા અને તત્ત્વદૃષ્ટિ ગમે તેવી મહાન હોય,

ઉત્ત્ર તો આપણે બાજુમાં સૂતેલી આપણી બિચારી સ્નેહાળ પત્નીને –તમે પૂછ્યો હતો તેમ-પ્રશ્ન પૂછવો પડે છે, એને જીવનસમસ્યાઓનો ઉકેલ પૂછવો પડે છે કે:

'हुं याम : किं कुर्मो गृहिणि वदनो जीवनविधिः ॥'

આપણા અંધારા ગૃહમાં પ્રકાશ પત્ની જ પ્રકટાવી શકે–જો કે નિજ બળ અને મહત્તામાં અંજાયેલી જણને જીવનસમસ્યા વિશેનો પ્રશ્ન પત્નીને પૂછવો એ-મૂર્ખતા ભરેલું નહિ તો–હસવા જેવું તો લાગે પરંતુ મારા કાવ્યમાંનું 'તમરું' પત્નીના પક્ષમાં જનારું સત્ય ઉચ્ચરે છે

૨૭ મી સપ્ટેંબર, ૧૮૯૪.

**યોગક્ષેમ**=અપ્રાપ્તની પ્રાપ્તિ અને પ્રાપ્તનું રક્ષણ. પત્ની શાસ્ત્રીજી સાથે 'વિચારસાગર' વાંચતી હતી ત્યારે, તે દિવસે, મે શાસ્ત્રીજીને આ શબ્દોનો અર્થ આ પ્રમાણે સમજાવ્યો હતો, ત્યારે પત્નીએ કહ્યું હતુ, 'મારા માટે અને મારા અભ્યાસ માટે તો **યોગક્ષય** છે=જે શીખી, જે મેળવ્યુ તેનો ક્ષય. તમે કહો છો તેવું **યોગક્ષેમનુ** એવડુ સદ્ભાગ્ય મારુ નથી એનું આ કથન એની પ્રગતિ પુરવાર કરે છે. લીલાવતીએ તર્કકૌમુદી,. વેદાંતસાર, ઈશાવાસ્ય કરેલ છે. જમુ માર્ગોપદેશિકા પૂરી કરવા આવી છે, અને અંગ્રેજી ત્રીજી ચોપડીના મધ્યમાં છે. રમણીક બીજી અંગ્રેજી વાંચે છે.

ઇંગ્લંડમાં એલિઝાબેથના સમયમાં ત્રણથી પંદર વર્ષની વયનાં બાળકોનાં બાળલગ્ન થતાં એમ ગઈકાલનુ 'એગ્ઝેમે ગેઝેટિયર' જણાવે છે. એ લોક બાળલગ્નમાંથી પ્રૌઢલગ્ન તરફ વધ્યા-આપણે પ્રૌઢલગ્નમાંથી બાળલગ્ન તરફ ગયા.

૧૪ મી ઑક્ટોબર, ૧૮૯૪.

સપ્ટેંબરના Fortnightly Review માં પૃ. ૩૧૫ મે 'Some Anarchist Portraits' ઉપર એક લેખ છે. એ લેખ. મિસિસ બેસન્ટના મતને અનુમોદન આપે છે અને વિશેષ માહિતી આપે છે. એમાં નોંધેલી હકીકત મારા મનને વિશેષ વિચારો સૂચવે છે.

એમાં વર્ણવેલા અરાજકતા-પ્રચારકો નિર્ધન પુરુષો છે, જેમની નિર્ધનતા સામેની લડત સાહસભરી છે. છતાં નિષ્ફળ બની

છે, કારણ કે યુરોપમાં પ્રવર્તતી આર્થિક અને સામાજિક સ્થિતિ વિષમ છે.

+ + +

આ સાહસિક નિર્ધન જન વિજ્ઞાન પણ શીખ્યો છે, અને એ જ્ઞાને એના ચિત્તમાં આર્થિક સુખસંપત્તિની અભિલાષા જગાડી છે.

+ + +

એ પોતાની યાતનાઓમાંથી સમદુઃખી જનોને ઉદ્ધારવાની શુભ દૃષ્ટિ મેળવે છે અને એને પરિણામે ક્રાઈસ્ટની મૂક આત્મભોગ આપે છે.

+ + +

અને એ રીતે સંહારક શક્તિઓનો ઉપયોગ કરવામાં પાપ મનાતું નથી, કારણ કે વિજ્ઞાનનો પ્રભાવ વ્યાપક માનવોને અનંત તાના અલ્પ અણુઓ કે વીચિઓ જેવા ઠરાવે છે એટલે સારા હેતુઓ ખાતર મનુષ્યોનો સંહાર કરવો એ તો નિર્જીવ અણુઓનો અને વીચિઓનો સંહાર કરવા જેવું એમને દીસે છે

+ + +

ભારતે થોભીને શાંતિથી વિચાર કરવો જોઈશે કે પોતાની પ્રાચીન જીવનદૃષ્ટિને અને જીવનપદ્ધતિને તજીને યુરોપીય દૃષ્ટિ–પદ્ધતિ લેવી એમાં લાભ છે કે નુકસાન.

સંયુક્ત કુટુંબના લાભ વિશે મે પૂરતું કહ્યું છે પણ અનેક પ્રશ્નો વિચારવા રહે છે ગરીબોની કેળવણી, અર્થશાસ્ત્રીઓ જેની ભલામણ કરે છે તે ઉચ્ચ જીવન ધોરણનો વિકાસ, સંતોષનો ત્યાગ અને મોટા મનોરથોનું સેવન, જીવનના પ્રત્યેક પ્રદેશમાંથી ધર્મના અને ધાર્મિક તત્ત્વજ્ઞાનના સંસ્કારનો બહિષ્કાર; ગરીબની ઝૂંપડીમાં માદક વિજ્ઞાનનું, શિક્ષણના મુખ્ય વિષય તરીકે અને માનસિક આહાર તરીકે આક્રમણ–જે તૃષા અને ક્ષુધાને વધારી શકશે, પણ તુષ્ટ કે શાંત કરી શકશે નહિ, મનુષ્યને મધમાખીઓની માફક મધપૂડામાં અસંગ એકત્ર રહેવાનું શીખવનારી જ્ઞાતિસંસ્થા અને સંયુક્ત–કુટુંબ –વ્યવસ્થાનો વિનાશ, આપણી પદ્ધતિના સમાજવાદ અને સામ્યવાદને Communism ને અને (Socialism) તજીને એ વ્યક્તિવાદનો–

સ્વીકાર—જેણે માનવને ઇર્ષ્યા અને પરસ્પર અથડાતી સ્પર્ધા શીખવી છે અને એક માણસને બીજાને કહી દેતાં શીખવ્યું છે કે, 'સદ્‌ભાગ્ય તને મળે તેના કરતાં મને મળે તે સારું—અને મારે મોખરે રહેવું છે તેથી કોઇને પણ-તું હો તો તને પણ, પાડીને મારે આગળ વધવું પડશે,' અને જેણે આવા જીવન સંગ્રામની શક્તિઓના વિકાસ અને ઉપયોગ દ્વારા યુરોપમાં મહાપુરુષોનું સર્જન શક્ય કર્યું છે, એ વ્યક્તિવાદનો ભારતમાં સ્વીકાર; આ અને આવા પ્રશ્નો યુરોપીય સમાજના અરાજકતાવાદના તથા બીજા પ્રવાહોના પ્રકાશમાં કાળજીભર્યો ઉકેલની રાહ જોઈ રહ્યા છે. કેવળ આનુમાનિક નિર્ણયોને આધારે આપણા સમાજકલેવરને ઉથલાવી પાડે એવા રુસો જેવાઓનો આપણને ખપ નથી

+ + +

૨૮મી ઓક્ટોબર, ૧૮૯૪.

+ + +

સંસાર મારી સમક્ષ વિલક્ષણ આકાર અને રંગ ધારીને ઊભો રહે છે. હું 'સ્મશાનિયો' બની ગયો છું—એવું કાકાનું આક્ષેપ-વચન હું રાજીખુશીથી માથે ચઢાવું છું. સંસાર જીવન્ત હોય ત્યાં સુધી એને નભાવી લેવો અને કર્તવ્યબુદ્ધિ સૂચવે તેવો વ્યવહાર રાખવો; એ મરણ પામે ત્યારે એને મારા ખભા ઉપર ઊંચકીને સ્મશાને લઈ જવો, અને મૃત પિતાની ચિતા ઉપર અગ્નિસંસ્કાર કરતા પુત્ર જેવો પુત્રધર્મ બજાવીને, એને ચિતા ઉપર સુવાડીને આગ મૂકવી. પત્ની, પિતા, માતા અને સ્વદેશ તથા અન્ય જે કંઈ ભાગ્યપ્રાપ્ત હોય તેનો સંસારભાર ઊંચકવો, અને અંતે મરે પોતાનો, અને મારા આ મહાસ્મશાન પ્રત્યેના કર્તવ્યનો ભાર —ડાહ્યું ઠાકડી ઊંચકે તેમ ઊંચકવો—આ છે મારા કર્તવ્યની અંતિમ કોટિ અને એનું અંતિમ અવસાન. હા! આપણા યોગીશ્વર શિવ એ જ રીતે સ્મશાનમાં રહેતા હતા અને ચિંતન કરતા હતા, તે જ રીતે રામે અને કૃષ્ણે સર્વવિનાશના અંતિમ અગ્નિરૂપે પોતાના અંતને ચિતવ્યો હતો, એ જ રીતે વિષ્ણુ, બ્રહ્માંડનો પ્રલય થયા પછી, અનંતના સાગરમાં શેષશાયી બન્યા હતા. જો હું સાચો સ્મશાનિયો, કર્તવ્યનો આદર્શધારક, બની શકું—કર્તવ્યમાં ઊંડ ન

રહું કે અતિશય ન કરું—તો મને સંતોષ થશે, કર્તવ્યથી ચલિત ન થઉં, ઇષ્ટ કે અનિષ્ટ અન્ય કોઈ બાબતથી રંગાઉં નહિ, કર્તવ્યની શક્તિ જ્યાં કુંઠિત બને અને—શિનાકણને એક તીરથી અન્ય તીરે પહોંચાડીને, મૂકીને, નિજકાર્ય પૂર્ણ કરીને, રુદનહીન શાંતિમાં અને સર્વવ્યાપક અનંતતામાં વિલીન થતા સાગર તરંગની માફક—જ્યાં કર્તવ્યનો ક્ષેત્રવિસ્તાર શક્તિમર્યાદાથી મર્યાદિત બને ત્યાં પણ વિરક્ત રહું, તો મને સંતોષ થશે. ક્યારે ફીણરૂપ થવું, ક્યારે ગર્જવું, ક્યારે ઊછળી—પડીને વહેવું, ક્યારે શાંત થવું અને ભારમુક્ત થવું—એનું સાગર તરંગને જ્ઞાન હતું. મારી સ્થિતિ પણ એવી હો.

महेच्छासमीरस्य शान्ता लहर्यो
भवेयुर्यदा सा महेच्छा मदिच्छा ।

૯મી ડિસેંબર, ૧૮૯૪.

ઘણા સમયથી જેની ઈચ્છા કર્યા કરું છું એ નિવૃત્તિ માટે સમય, હવે બહુ નજીક આવે છે, અને મારા જીવનના પ્રવૃત્તિકાળને સત્વર વિરામ આણવો કે એને હજી જરાક લંબાવવો એ પ્રશ્નનો આવતે વર્ષે મારે ગંભીર વિચારણા કરવી પડશે. મારાં સાધન અને મારા ઉદ્દેશની દૃષ્ટિએ નિવૃત્તિનો પ્રકાર અને નિવૃત્તિ દરમાનનું નિવાસસ્થાન પણ નિશ્ચિત કરવાની જરૂર છે.

+ + +

૧૩મી ડિસેંબર, ૧૮૯૪.

નિવૃત્તિના સ્થાનની પસંદગીનો પ્રશ્ન, જો કે પ્રમાણમાં ઓછા મહત્ત્વનો છે અને મારાં સાધનોની પહોંચ પ્રમાણે નક્કી કરવાનો છે તો પણ, વિચારના થોડાક મુદ્દા ઉપસ્થિત કરે છે. દેશસેવા હું કરી શકું એ માટે એ જરૂરનું છે કે લોકમાં જે પ્રભાવ અને પ્રતિષ્ઠા મને પ્રાપ્ત થયેલ છે તેને, વધારું નહિ તો, ઘટવા ન જ દેવાય. જેમને નિમિત્તે મારે કાર્ય કરવાનું છે તેઓનો સંપર્ક જાળવવા માટે આ પ્રભાવ-લાગવગ—જરૂરી છે. એ પ્રભાવ માટે મુંબઈમાં રહેણાક રાખવી આવશ્યક છે, પણ એ રહેણાક મોંઘી પડશે એ ખર્ચ ઉપાડવાની રાહ જોઉં તો નિવૃત્તિનો સમય મુલતવી રાખવો પડે. આ વિરોધનું સમાધાન કેવી રીતે કરવું, અને નિવૃત્તિના ધાર્યા સમયનો ભોગ આપવો

કે સ્થળને, એ પ્રશ્નની—બેમાંથી કયા ભોગથી શો લાભાલાભ છે એ દૃષ્ટિએ-ગંભીર વિચારણા કરવી જોઈએ.

દેશી રાજ્યમાં અધિકતમે શક્ય કે સાધ્ય પરિણામ માત્ર સ્થાનિક પ્રભાવ રૂપ જ હોય-જ્યારે જે પ્રભાવ મારે આવશ્યક છે તે સમગ્ર ભારતના પ્રત્યેક અંગમાં વ્યાપે અને પ્રેરક બને એ પ્રભાવ છે. આ વિશાળ પરિણામ બ્રિટિશ ભારતમાં રહીને જ આરંભી અને સાધી શકાય કારણ કે ત્યાં જ વૃક્ષરોપ રોપ્યો હોય તો તે-તેસંગ the line of least resistance. (અલ્પતમ વિરોધની કેડી) કહે છે એ કેડીએ-મુક્તતર અને વિશાલતર વિકાસ સાધી શકે. દેશી રાજ્યોના સલામતી બ્રિટિશ ભારતના દેશીજનોની સલામતીમાં રહી છે, કારણ કે અંગ્રેજ મુત્સદ્દીઓએ ઘડેલી વિશાળ એકીભૂત કેન્દ્રીય રચનાના બૃહત્ કલેવરની આજુબાજુ શાખાપ્રશાખા રૂપે ફૂટતાં નાનાં દેશી સંસ્થાનોના અવસાદ પામતાં અને ફેલાતાં હૈયાંને અને નાડીઓને પ્રોત્સાહક દાખલો આપીને જીવનબળ આપવાનું કામ બ્રિટિશ-ભારતીય પ્રજા જ કરી શકશે. આથી મારા વિશાળ કાર્યનો આરંભ મૂળમાં અને સ્કન્ધમાં કરવાને બદલે શાખાપ્રશાખાઓમાં કરવામાં કાંઈ અર્થ નથી. આ શાખાઓમાં કાર્ય કરવામાં મારા ટૂંકા જીવનના અને અલ્પ સામર્થ્યના અવશેષને ખરચવો એ તો, જેણે બીજાં મહત્ત્વનાં કાર્ય કરવાનાં છે એવી, મારી શક્તિઓને વેડફી નાખવા જેવું બને. ધનના રાશિઓ કમાવા ખાતર એવું કરવું એ તો વિશેષ મૂર્ખતા છે, અને એમ કરવાને લલચાવું એ એવું દૌર્બલ્ય છે જેમાંથી મહેચ્છા મને બચાવે. મારો કર્તવ્યપથ સ્પષ્ટ છે.

સમય આવશે ત્યારે મારી સફળતા કેવી કેટલી હશે, મારું કાર્ય શું હશે એ હું જાણતો નથી ફક્ત ધનનાં પ્રલોભનો સામે કવિનું આ વચન ધ્યાનમાં રાખવું :

'अधिगतपरमार्थान् पंडितान् मावमंस्था :<br>
तृणमिव लघु लक्ष्मीर्नैव तान् संरूणद्धि।<br>
अभिनवमदलेखाश्यामगंडस्थलानां<br>
न भवति विसतन्तुर्वारणं वारणानाम् ॥

ઊઠ, જાગ, આત્મા ! આ વચન તો નામર્દને અને મુર્દાને પણ જગાવે-જળાવે-જ !

૧૯મી ડિસેંબર, ૧૯૯૪.

મહાઇચ્છા! મહાશક્તિ! મહાન પ્રભુ! + + તું શું આપે અને શું લઇ લે એ તારી ઇચ્છાની વાત છે; મારી ઉચ્ચતમ અભિલાષાઓનું મારે એમાં, એને પૂર્ણ અનુકૂળ થઈને અને વશ વર્તીને, વિલયન કરવું જોઈએ. મારી શક્તિ શૂન્ય છે—જે તારો શ્વાસ, અને જે તારી વાણી, તે જ હુ નથી. જો હું તારાથી ભિન્ન છું, તો ભિન્ન હોઈને હું શૂન્ય છું. પ્રભો! જે મનુષ્ય એકેશ્વરવાદી છે અને તને પિતા કહે છે તે તારુ અર્ધદર્શન કરે છે પિતામાંથી બીજ અલગ થયું—એ ભૂતકાળની વાત બની ગઈ, પિતા અને પુત્ર વચ્ચે હવે નથી કઈ સંતત-આશ્રારૂપ વિદ્યમાન-વાસ્તવિક સંબંધ; જો કંઈ હોય તો તે આકસ્મિક અને પિતાશી ભાવનાની કલ્પના છે. તું છો પિતાથી અધિક, માતાથી અધિક-સદા નિયંતા-સદા વિદ્યમાન—'સદૈવ અંતર્યામી; પ્રભુ નાથ, સ્વામી—એ છે દિવ્ય અર્થોને માનવની વાણીમાં અત્યંત અપર્યાપ્ત અભિવ્યક્તિ કરવા માટેના નિકટતમ પહોંચના શબ્દો—આત્મા! 'પ્રાણોનો પ્રાણ!' આ અહમ્-કેન્દ્ર બિંદુ તારા ઉરમાં વળગે છે-તારી અંદર, જેમ ધાવતું બાળક જેનાથી હજીએ અલગ નથી થયું એવી માતાની છાતીએ વળગે છે, એ આશ્ચર્યમૂઢ, અશક્ત, તરતનું જીવનચાંચલ્ય પામેલું શિશુમસ્તિષ્ક-સમજવાને અસમર્થ અને છતાં, પ્રકૃતિનાં ઊંડાણે પ્રભાવે પ્રિયતમ જનનીવક્ષને વળગે છે તેમ. પ્રભો! આ અહમ્ બિંદુએ પણ એવું જ છે—જે બિંદુને નથી લબાઈ કે પહોળાઈ કે પરિમાણ, જે યુક્લિડના બિંદુ જેવું, અનંતતાનાં લક્ષણોના વાચક હોય એવા શબ્દોમાં જ જેની વ્યાખ્યા થઈ શકે તેવું—અનંતતાની અંદર જ રહેનારું છે. પ્રભો! તુ દિક્કાલના અનંત વિસ્તારમાં વ્યાપી રહે છે, અને તુ જ મારા અહમ્-બિંદુના અત્યંત અલ્પ અણુમાં સમાઈ રહે છે—તારાં સ્વેચ્છાજનિત ઉભય સ્વરૂપમાં તુ ખરેખર દિક્કાલથી અનવચ્છિન્ન છે અને 'अहम्' तथा 'त्वम्' જ તુ અને વિશ્વતત્ત્વ, પિંડ તથા બ્રહ્માંડ, અણુ તથા વિભુ-ઉભયતું 'त्वम् અને' 'अहम्' ના અભેદમાં એક જ જીવન છે, એક જ અલક્ષણલક્ષ્મ લક્ષણ છે. મહાઇચ્છા-તે જ સર્વવ્યાપક તત્ત્વ છે, સર્વનો શ્વાસ છે. મારું અલ્પ ધન મને એ શીખવે છે, મારી મહા આપદ્ મને એ શીખવે છે! આ તત્ત્વજ્ઞાનમાં આપત્તિ અને સંપત્તિ નિર્વિશેષ છે, ભેદરહિત છે.

૧૦મી જાન્યુઆરી, ૧૮૯૬

\+ + +

આ અહમ્ કેન્દ્રે જે સત્કર્મોના બૃહદ્ આવિર્ભાવ કરવાનું મહેચ્છાએ ઈચ્છ્યું છે એ વિશે મારે મૌન સેવવું ઘટે, અને મારી કામનાઓના મારી આસપાસનાં તત્ત્વોમાં તન્મયભાવથી મારો બ્રહ્મ થાય એથી મને આનંદ થવો ઘટે. એવી છે મહેચ્છાની ઈચ્છા જગત એને રુચે તે ન્યાય ભલે કરે. જેઓ પૂર્વગ્રહગ્રસ્ત છે તે લોકો સમક્ષ, અથવા જેઓ અસમંજસ યુક્તિવાદમાં અને અનુદાર તર્કમાં રાચે છે તેવા મનુષ્યો સમક્ષ, અથવા જેઓ પોતાની કસોટીને અને આદતને આધારે ન્યાય કરવા જાય છે અને જેઓ પોતે ન સમજી શકે એ બાબતમાં શંકાશીલ બને છે એવા હિતવાંછુઓ સમક્ષ, મારાં કાર્યોની કથા ન-કરવી એવો મારો નિશ્ચય છે ત્યાં મૌન એ જ સુવર્ણસંપત્તિ છે, અને યશ પ્રસંગબાહ્ય છે. કર્તવ્ય એ જ ફલ છે

૧૯ મી જાન્યુઆરી, ૧૮૯૫

અનુભવોએ મને સૂચવ્યું છે અને શીખવ્યું છે કે સક્રિય કર્તવ્યપાલનમાં જણાતી મુશ્કેલીઓ આપણી શક્તિની મર્યાદાને લીધે (શક્તિમર્યાદાથી કર્તવ્ય પણ મર્યાદિત થવાથી) મર્યાદિત બને છે એટલું જ નહિ પણ, લોકોની પોતાની—ગમે તેવી અર્થહીન અને આત્મઘાતક—માન્યતાઓથી તથા ઇચ્છાઓથી વિરુદ્ધ જઈને એમના પર પરાણે ઉપકારો લાદવા ઠીક નહિ તેથી, એમ પરાણે ભલું કરવાથી વિરમવાના પ્રતિકર્તવ્યથી પણ, કર્તવ્યની જવાબદારી મર્યાદિત થાય છે. મનુષ્યો ઉપર વાલીપણું રાખવાના કર્તવ્યનો પણ અમુક સમયબિંદુએ અંત આવવો જોઈએ, અને મનુષ્યોએ તાલીમ લઈને તૈયાર થવું જોઈએ, પોતાનો ભાર પોતાના પગ પર પોતાને જોખમે અને પોતાની જવાબદારીથી ઉઠાવવો જોઈએ. પાલકપણું એનો આ પ્રકારે અંત આવ્યા પછી પણ લંબાય તો કુદરત સામી થશે; ઉત્તમ હેતુઓ અને સ્નેહ જે વડીલને વાલીપણું લંબાવવા માટે પ્રેરે એ વડીલ વિનાકારણ માથું મારનારો ગણાશે, કુદરતનો વિરોધી થશે અને પોતાની જ હઠ અને આગ્રહને લીધે જેઓને નિયંત્રણ ગમતું નથી તેમનું નિયંત્રણ હાથમાં રાખનારો ઠરશે. આ કર્તવ્યભાવનાની ચર્ચા આગળનાં પૃષ્ઠોમાં અનેક વાર ચર્ચી છે, અને આરંભમાં મે એને કુદરતને કુદરતનું કામ કરવા દેવાની રીત કહી

છે, મારાં કુટુંબજનો પરત્વે પોતાનો મેળ પોતે બેસાડવાની અને પોતાના વર્તનની કુદરત અર્પે તે દંડ કે પારિતોષિક સ્વીકારી લેવાની રીત કહી છે, મારાં પ્રિય સ્વજનોને પોતાને અને પોતાની મૂર્ખતાને આધારે છોડવાની રીત કહી છે. આ કર્તવ્યનું મારી સમક્ષ સરલ સ્પષ્ટ દર્શન મારે કરવું પડયું ત્યારે એઓની ભાવિ દશા હું કલ્પી શકતો હતો + + અને એમની એ દશા નિવારવાની મને તક નહિ મળે એ હું સમજી શકયો હતો તેથી મારા અંતઃકરણે અનેક વાર નિરશ્રુ રુદન કર્યું છે. હું જોઈ શકું છું ત્યાં સુધી, આ પદ્ધતિ દ્વારા મને અને મારી પત્નીને વૃદ્ધો પ્રત્યેની અમારી વહાલી—ભારે છતાં વહાલી—ફરજથી મુક્ત કરવાની અને બાળકો પ્રત્યે, અમારી ફરજ વધારે સહેલાઈથી અને ચિત્તવિક્ષેપ વિના બજાવવાની તક આપવાની મહેચ્છાની ઈચ્છા હશે એમ લાગે છે. કારણ કે એ બાળકોને અમારા પાલકપણાની સ્વરક્ષણાર્થે જરૂર હતી અને જેમ પક્ષી પોતાનાં ઈંડાં સેવે એ રીતે એમને ઢાંકીને પાળવાની અમારી ફરજ હતી.

\+ + +

૧૪ મી ફેબ્રુઆરી, ૧૮૯૫.

દેશી રાજ્યની નોકરી અત્યંત પ્રામાણિક પુરુષોને પણ મોટાં પેન્શનો, વંશપરપરાગત જિવાઈઓ, મોટી નવાજિશો અને પુત્રોને સારી નોકરી—એવાં અનેક રૂપોએ ફળી છે આ પ્રકારે ભાગ્ય ખૂલે તેનું રહસ્ય એ છે કે એ વિશેની સૂચના કર્ણોપકર્ણ જતી રાજાને પહોંચે અને રાજાને તમારા માટે માન હોય, અને તમને જે આપે છે તે પ્રજાના પોતાને હસ્તક રહેલા 'ટ્રસ્ટ ફંડ' માંથી આપે છે એવી સમજ ન હોય + +

\+ + +

દેશી રાજ્યોના રાજકીય જીવનમાં સમાજની નીચી કક્ષામાં ક્યા કંટકો લાગે છે? તમારી બુદ્ધિને અને આત્મવત્તાને તદ્દન કૃત્રિમ રીતે બીજાને વશવર્તી બનાવવી એ એક કંટક છે + + અમુક વર્ગને કર્તવ્યભાન ન હોય, અન્યને હોય પણ વિકૃત, વિકલાંગ, અને વક્ર હેય એ પરિસ્થિતિમાં પ્રવર્તતી નૈતિક અસમાનતા, નીતિનાં પ્રમાણોની વિકૃતિ—એ બીજો કંટક છે.

\+ + +

૧૦મી જાન્યુઆરી, ૧૮૯૫

\+ + +

આ અહમ્ કેન્દ્રે જે સત્કર્મોનો બૃહદ્ આવિર્ભાવ કરવાનું અહેચ્છાએ ઈચ્છ્યું છે એ વિશે મારે મૌન સેવવું ઘટે, અને મારી કામનાઓના મારી આસપાસનાં તત્ત્વોમાં તન્મયભાવથી મારો વ્યય થાય એથી મને આનંદ થવો ઘટે. એવી છે મહેચ્છાની ઈચ્છા જગત એને રુચે તે ન્યાય ભલે કરે. જેઓ પૂર્વગ્રહગ્રસ્ત છે તે લોકો સમક્ષ, અથવા જેઓ અસમંજસ યુક્તિવાદમાં અને અનુદાર તર્કમાં રાચે છે તેવા મનુષ્યો સમક્ષ, અથવા જેઓ પોતાની કસોટીને અને આદતને અનુસારે ન્યાય કરવા જાય છે અને જેઓ પોતે ન સમજી શકે એ બાબતમાં શંકાશીલ બને છે એવા હિતવાંછુઓ સમક્ષ, મારાં કાર્યોની ચર્ચા ન કરવી એવો મારો નિશ્ચય છે. ત્યાં મૌન એ જ સુવર્ણસંપત્તિ છે, અને યશ પ્રસંગબાહ્ય છે. કર્તવ્ય એ જ લક્ષ્ય છે.

૧૯ મી જાન્યુઆરી, ૧૮૯૫.

અનુભવોએ મને સૂચવ્યું છે અને શીખવ્યું છે કે સક્રિય કર્તવ્યપાલનમાં જણાતી મુશ્કેલીઓ આપણી શક્તિની મર્યાદાને લીધે (શક્તિમર્યાદાથી કર્તવ્ય પણ મર્યાદિત થવાથી) મર્યાદિત બને છે એટલું જ નહિ પણ, લોકોની પોતાની—ગમે તેવી અર્થહીન અને આત્મઘાતક—માન્યતાઓથી તથા ઇચ્છાઓથી વિરુદ્ધ જઈને એમના પર પરાણે ઉપકારો લાદવા ઠીક નહિ તેથી, એમ પરાણે ભલું કરવાથી વિરમવાના પ્રતિકર્તવ્યથી પણ, કર્તવ્યની જવાબદારી મર્યાદિત થાય છે. મનુષ્યો ઉપર વાલીપણું રાખવાના કર્તવ્યનો પણ અમુક સમયબિંદુએ અંત આવવો જોઇએ, અને મનુષ્યોએ તાલીમ લઈને તૈયાર થવું જોઈએ, પોતાનો ભાર પોતાના પગ પર પોતાને જોખમે અને પોતાની જવાબદારીથી ઉઠાવવો જોઈએ. પાલકપણું એનો આ પ્રકારે અંત આવ્યા પછી પણ લંબાય તો કુદરત સામી થશે; ઉત્તમ હેતુઓ અને સ્નેહ જે વડીલને વાલીપણું લંબાવવા માટે પ્રેરે એ વડીલ વિનાકારણ માથું મારનારો ગણાશે, કુદરતનો વિરોધી થશે અને પોતાની જ હઠ અને આકાંક્ષાને લીધે જેઓને નિયંત્રણ ગમતું નથી તેમનું નિયંત્રણ હાથમાં રાખનારો ઠરશે. આ કર્તવ્ય-ભાવનાની ચર્ચા આગળનાં પૃષ્ઠોમાં અનેક વાર ચર્ચી છે, અને આરંભમાં મેં એને કુદરતને કુદરતનું કામ કરવા દેવાની રીત કહી

છે, મારાં કુટુંબજનો પરત્વે પોતાનો મેળ પોતે બેસાડવાની અને પોતાના વર્તનની કુદરત અર્પે તે દંડ કે પારિતોષિક સ્વીકારી લેવાની રીત કહી છે, મારાં પ્રિય સ્વજનોને પોતાને અને પોતાની મૂર્ખતાને આધારે છોડવાની રીત કહી છે. આ કર્તવ્યનું મારી સમક્ષ સરલ ૨૫૫૮ દર્શન મારે કરવું પડ્યું ત્યારે એમોની ભાવિ દશા હું કલ્પી શકતો હતો + + અને એમની એ દશા નિવારવાની મને તક નહિ મળે એ હું સમજી શકયો હતો તેથી મારા અંતઃકરણે અનેક વાર નિરશ્રુ રુદન કર્યું છે. હું જોઈ શકું છું ત્યાં સુધી, આ પદ્ધતિ દ્વારા મને અને મારી પત્નીને વૃદ્ધો પ્રત્યેની અમારી વહાલી—ભારે છતાં વહાલી—ફરજથી મુક્ત કરવાની અને બાળકો પ્રત્યે, અમારી ફરજ વધારે સહેલાઈથી અને ચિત્તવિક્ષેપ વિના બજાવવાની તક આપવાની અહેરછાની ઈચ્છા હશે એમ લાગે છે. કારણ કે એ બાળકોને અમારા પાલકપણાની સ્વરક્ષણાર્થે જરૂર હતી અને જેમ પક્ષી પોતાનાં ઈંડાં સેવે એ રીતે એમને ઢાંકીને પાળવાની અમારી ફરજ હતી.

+ + +

૧૪ મી ફેબ્રુઆરી, ૧૮૯૫.

દેશી રાજ્યની નોકરી અત્યંત પ્રામાણિક પુરુષોને પણ, મોટાં પેન્શનો, વંશપરંપરાગત જિવાઈઓ, મોટી નવાજિશો અને પુત્રોને સારી નોકરી—એવાં અનેક રૂપોએ ફળી છે. આ પ્રકારે ભાગ્ય ખૂલે તેનું રહસ્ય એ છે કે એ વિશેની સૂચના કર્ણોપકર્ણ જતી રાજાને પહોંચે અને રાજાને તમારા માટે માન હોય, અને તમને જે આપે છે તે પ્રજાના પોતાને હસ્તક રહેલા 'ટ્રસ્ટ ફંડ' માંથી આપે છે એવી સમજ ન હોય. + +

+ + +

દેશી રાજ્યોના રાજકીય જીવનમાં સમાજની નીચી કક્ષામાં કયા કંટકો લાગે છે? તમારી બુદ્ધિને અને આત્મવત્તાને તદ્દન કૃત્રિમ રીતે બીજાને વશવર્તી બનાવવી એ એક કંટક છે + + અમુક વર્ગને કર્તવ્યભાન ન હોય, અન્યને હોય પણ વિકૃત, વિકલાંગ, અને વક્ર હોય એ પરિસ્થિતિમાં પ્રવર્તતી નૈતિક અસમાનતા, નીતિનાં પ્રમાણોની વિકૃતિ—એ બીજો કંટક છે.

+ + +

તો પ્રામાણિક પુરુષો આ કટકોને લેવાને શીદ જતા હશે ? કેટલાકને જન્મથી એ કર્તવ્ય પ્રાપ્ત થાય છે + + બીજા આમાણિકપણે અજાણતાં છેતરાઈને જાય છે. + + કેટલાક આર્થિક અભ્યુદયની આશાથી લલચાય છે. + +

ધન । મને પ્રભુ ઉદરનિર્વાહ પૂરતુ અને માગ આશ્રયે રહેનારાંના પાલન પૂરતુ આપે તો મને વિશેષની અપેક્ષા નથી ધનની અનપેક્ષા' મારી પ્રકૃતિમાં છે. ધનિક થવાનો મને લોભ નથી સત્તાનો મને મોહ નથી કીર્તિનો મારી દૃષ્ટિમાં કઈ અર્થ નથી બ્રિટિશ ભારત પ્રત્યેનુ મારુ કર્તવ્ય વધારે તાકીદનું છે.

\+ + +

દુનિયાની—પાર્થિવ—મહત્તા વાનરની ઉચ્ચ વૃક્ષ શિખરે સ્થિતિ જેવી છે નીચે ભેય પર રહેનારાઓએ ઊચે જોઈને વાનરની વાહ વાહ કરવી પડે—' गिरिशिखरगतापि काकपंक्तिर्न हि तुलनामुपयाति राजहंसैः ॥'

કેટલાક "ભલુ કરવાની' તક ખાતર રાજકીય અધિકાર ઇચ્છે છે. આમા પરવચનાનો, અને કોઈ વાર આત્મવચનાનો, અવકાશ રહે છે કેટલાક, સુખી જીવન સાંપડે અને પોતાને ઘેરી વળતા અને સત્કારતા માનવસમૂહના વચમાં ' એકાંત' માણી શકાય એ માટે—પ્રણયી પ્રિયતમાનુ પ્રાર્થન અને સ્તવન કરે તેમ સત્તાનુ પ્રાર્થના સ્તવન કરે છે,

મને-મને-આવો પ્રેમ કરવામાં જિંદગીને એક તબક્કે રસ હતો, પણ ઉત્કર્ષસિદ્ધિની મારી તત્ત્વદૃષ્ટિએ એ સમગ્ર રસને અને રસના અવશેષને ક્ષીણ કર્યો છે ભલુ કોનુ કરવુ ? બીજાઓનુ ? જ્યાં એક મહાશક્તિ અને ઇચ્છા દ્વૈતમાત્રનો નિરસ કરતી હોય ત્યાં આ 'બીજાઓ ' કોણ ? મારી તત્ત્વદૃષ્ટિ પ્રમાણે આ ' બીજાનું ભલુ કરવુ ' એ વાતનો કઈ જ અર્થ રહેતો નથી હું માત્ર મારા અહમ્-બિંદુનો સમર્પણરૂપ લય કરું છુ, મારુ કર્તવ્ય કરું છુ—એ કર્તવ્યનુ દર્શન દેશી રાજ્યનાં કાંટાળાંથી જગલોમાં અને દોરી જતુ નથી

મારુ કર્તવ્ય બીજે છે, અને લાલચરૂપ સર્પ કદીક મને તોક-

રીના વૃક્ષ નજીક બેચી જાય તો એ સર્પનાં મિથ્યા પ્રલોભનો સામે સાવચેતી રાખવી પડશે.

\+ + +

આવજો! સત્તા અને સંપત્તિનાં સ્વપ્નો, સિધાવો! તમે આપી શકો તેથી બીજી જ વસ્તુઓને મારું હૃદય વરી ચૂક્યું છે, અને તમારા દેહથી પરાયાં એવાં સૌંદર્યો અને આકર્ષણો તમે ક્ષમા કરજો. તમે જે આપવા ઇચ્છો છો એનું હું ગર્વથી કે ઔદ્ધત્યથી અપમાન નથી કરતો; જે શક્તિઓ મને અન્યત્ર આકર્ષે છે એ, મને આલિંગવા માટે તમે ફેલાવેલા રૂપાળા બાહુઓના સ્પર્શગોચરમાં મને આવવા દે તેમ નથી. ભર્તૃહરિએ કહ્યું તે હું કહીશ :

'बाले. लीलामुकुलितममी सुन्दरा दृष्टिपाताः।
किं क्षिप्यन्ते?. विरम विरम, व्यर्थ एष: श्रमस्ते॥'

૧૬ મી ફેબ્રુઆરી, ૧૮૯૫

જીવ અને બ્રહ્મનું અદ્વૈત દુર્બોધ છે એટલું જ નહિ, એ વિચાર જ અનેકને દુર્ભેદ છે.

બ્રહ્મરૂપ તત્ત્વ અને જીવ એ બેનો અભેદ સમજાવવા માટે ઘટાકાશ અને મહાકાશના ઐક્યનું દૃષ્ટાંત આપવામાં આવે છે. પણ આ દૃષ્ટાંતથી અંગાંગીભાવનો નિરાસ થતો નથી; ઘટાકાશ મહાકાશનો અંશ હોઈ શકે. વસ્તુત: અંશનો સમગ્રથી વિચ્છેદ કરવામાં આવે છે, અને બ્રહ્માના મહાન અંશને એક અલ્પતર અંશથી અલગ કરવામાં આવે છે. આ પ્રકારે દ્વૈતનો, અથવા જીવનામક અંશોના અનેકત્વનો, પ્રસંગ ઊપજે છે. અભેદનું નિદર્શન થાય છે, પણ અંગાંગી ભાવની અવગતિ ચાલુ રાખતા એ અવકાશ-વિષયક અથવા ભૂમિતિ વિષયક રૂપકથી ઐક્યને અને અખંડત્વનો નિષેધ પરિણમે છે.

પણ અનંત અને અણુ, વિભુતત્ત્વ અને અણુતત્ત્વ, બને અવચ્છેદરહિત છે; વિભુના પરિમાણના બૃહત્ત્વને અંત નથી; અણુના પરિમાણના અલ્પત્વને અંત નથી. ઉભય પ્રકારમાં અવચ્છેદનું ભાન દૂર કરવાનું છે. અનંતને, તેમ જ યુક્લિડકથિત બિંદુને પણ, પરિમાણ નથી. એને લંબાઈ નથી, પહોળાઈ નથી–એ શબ્દો જ નિરવકાશ છે. બનેનું માનસિક (બૌદ્ધિક) અસ્તિત્વ છે જે ભૌતિક વિજ્ઞાનની વાણીમાં ઉતારી શકાતું નથી–અર્થાત્ બંને અનિર્વચનીય-

છે. અનંત વિભુના એકત્વમાં અણુતમ સંખ્યાઓની અનંતતાનો સમાવેશ થાય છે, અને ઢાલની એક બાજુથી વિભાજ્યતાનું જ ભાન પ્રતિફલિત થાય છે તે એ જ ઢાલની બીજી બાજુ ઉપર દૃષ્ટિ કરતાં લુપ્ત થાય છે. પ્રતિફલિત બાજુએ રહેલાં વિભાજ્ય બિંદુઓ તે જીવો છે, જે નિત્યપરિવર્તનશીલ કિરણો ફેંકતી એ બાજુએ દિક્કાલ ભેદે ભિન્ન, વિભક્ત, ભાસે છે. પરિવર્તનરહિત બાજુએ ઢાલ દિક્કાલકૃત ભેદથી રહિત છે. અથવા, યથાર્થતઃ, વિભાગીકરણના ખ્યાલમાંથી દિશાનો ખ્યાલ જન્મે છે, અને પરિવર્તનના ભાનથી સમયભાન ઉપજે છે. ઢાલની જે બાજુ સતત પરિવર્તનશીલ છે તેમાં એવાં અનંત, શાશ્વત, પરિવર્તનો થયા કરે છે કે સમષ્ટિરૂપે એ પરિવર્તન કદી પરિવર્તનરહિત બનતું નથી,* અને એ બાજુ ઉપરની પરિવર્તનની એ અપરિવર્તનશીલતા એટલી જ એકવિધતા ધારે છે જેટલી પરિવર્તનરહિત બાજુની અપરિવર્તનશીલતાની એકવિધતા હોય છે. એ જ રીતે, જે બાજુ સર્વતઃવિભજનશીલ છે તેની અખંડતા-અવિભક્તતા-પણ એટલી જ અખંડ અને સંપૂર્ણ હોય છે જેટલી દિશાના અવચ્છેદરહિત બાજુની અવિભાજ્યતા અખંડ હોય છે. અરે, અણુમય (Microcosmic) બાજુ ઉપર પણ દિક્-કાલનો અથવા પરિવર્તન અને વિભાજ્યતાનો પરસ્પરમાં, સર્વવ્યાપક અવિરત, આંતરપ્રવાહ સ્વયં એવો હોય છે કે દિશાબિંદુ કયું દિશાબિંદુ કયું કે કાલબિંદુ કયું એ તાદાત્મ્ય છે એમ કહેવું અશક્ય બને છે. આ અણુરૂપ બિંદુઓ પરત્વે કોઈ પણ શાશ્વત સર્વત્રવિદ્યમાન વિધાન કરવાની અશક્યતા એમનો વિભુતત્ત્વથી ભેદવિવેક કરવાના પ્રયત્નને વિફલ બનાવે છે, અને એથી જ આપણને આવી અણુમય (microcosmic) અને વિભુ (macrocosmic) જેવી પરસ્પરવિરોધી કોટિઓનું, જીવ અને બ્રહ્મનું, તાદાત્મ્યભાન સાંભવે છે Extremes meet: અંતિમ કોટિઓનું મિલન થાય છે. વેદાંત વળી માયાના—પરિવર્તનશીલ વિભાજ્ય બાજુના—ગુણનામક ત્રણ વિભાગો કલ્પીને આ તાદાત્મ્યનું દૃઢતર પ્રતિપાદન કરે છે. એ ત્રણ ગુણો છે અચેતન ભૌતિક પદાર્થરૂપે વ્યક્ત થતો ગુણ તમસ્, ક્રિયાશક્તિ રૂપ રજસ્ અને આધ્યાત્મિક પ્રકાશ રૂપ સત્ત્વ. તત્ત્વજ્ઞાન

* અર્થાત્ પરિવર્તન કદી અટકતું નથી, પરિવર્તનધર્મનું પરિવર્તન થતું નથી.

આ પરિવર્તનશીલ બાજુના તિમિરાવરણનું ભેદન ઉપદેશે છે, એનો 'તત્ત્વ' તરીકે સ્વીકાર કરતું નથી, અને આપણને એને ભેદીને અપરિવર્તનશીલ બાજુએ-જેને એ 'એક અનન્ય તત્ત્વ' કહે છે એ બાજુએ-પહોંચવાનો અને ત્યાં ધ્રુવસ્થિતિ સાધવાનો આદેશ કરે છે. અને વિશેષમાં તત્ત્વજ્ઞાન કહે છે, 'પરિવર્તનશીલ છે કે નથી એ અમે કહી શકતા નથી. એના પરત્વે **અસ્તિ** કે **નાસ્તિ** એમાંથી એક પણ વિધાન અશક્ય છે, અને અમે એમાં પ્રવૃત્ત થતા નથી; આ પરિવર્તનશીલ બાજુ ઉપર આપણને દૃષ્ટિ, પ્રાણ, અને જીવનના ધર્મો આચરવા શક્ય બનાવનાર જે **શક્તિ** છે તે આપણા પોતામાંથી-પરિવર્તનરહિત બાજુએથી-સ્ફુરે છે એવી પ્રતીતિ પર્યાપ્ત છે. આ શક્તિ બંને બાજુએ એક, અનન્ય, છે અને એની પ્રત્યક્ષ પ્રતીતિ પરિવર્તનરહિત બાજુએ જ શક્ય છે.

૬ઠી માર્ચ, ૧૯૯૫.

\+ + +

નિવૃત્ત થવાના પક્ષમાં એક વિશેષ કારણ છે મારો ધંધો, મારી વકીલાત આજે જે જોરમાં ચાલે છે એ એનું જોર ચાલુ રહે એની ખાતરી નથી, અને મારે એમાં એકાએક કે ક્રમશઃ ઓટ આવે એને માટે મારે તૈયાર રહેવું જોઈએ આવકમાં મોટો ઘટ ઊભો થાય અને હું મારો ખર્ચ ઓછો ન કરી શકું, તો ભૂતકાળની મારી બચતમાંથી દર મહિને રૂા. ૫૦૦ વાપરવા પડે. ભાગ્યદેવીને વિશ્વાસે બહુ ન રહેવાય; એ તો એની અત્યારની ચંચળતા જોતાં, ગમે તે ક્ષણે મને તજી જાય અને એને જવા માટે અનેક દ્વાર ખુલ્લાં છે તે મારે ધ્યાનમાં રાખવું જોઈએ.

\+ + +

જો હું નિવૃત્તિ ન લઉં, તો હું મારી બધી જૂની બચત ખરચી નાખું અને મારી વૃદ્ધાવસ્થાને કષ્ટમય અને તંગીભરી બનાવું, એ જોખમ છે-સિવાય કે હું એમાંથી બચવા માટે નોકરી સ્વીકારું. જે તો અર્થહીન વાત છે.

નિવૃત્તિની તૈયારી રૂપે મારી આર્થિક બાબતોની ચોક્કસ વ્યવસ્થા ન કરું ત્યાં સુધી મારે પુસ્તકોની ખરીદી બંધ કરવી પડશે, અને પુસ્તકો નિવૃત્ત થવાની ઘડીએ એક સામટાં એક વખતે

ખરીદવાં એમ રાખવું પડશે, અને એનો આધાર પણ તે વખતની મારી આર્થિક સ્થિતિ તથા આંખોની સ્થિતિ ઉપર રહેશે-પછી એવું લાગે કે નિવૃત્તિનો સમય અનિશ્ચિત રૂપે લંબાયા કરે છે તો જુદી વાત છે. તો તો મારી જૂની પુસ્તકખરીદીની યોજના લક્ષમાં લેવી પડશે.

૧૦મી માર્ચ, ૧૮૯૫

\+ + +

યુરોપિયનો અને દેશીઓ—હિંદુઓ, બ્રાહ્મણો, મુસ્લિમો વગેરે—વચ્ચેના સંબંધોનો પ્રશ્ન દેશ માટે મહત્ત્વનો છે. એના નિદાન અને એની ઉપાયચિકિત્સા માટે ડુફરીનોને અને લૉર્ડ હૅરિસ વગેરે પ્રત્યે—અને એઓ તરફથી—જે રીતનું વર્તન રખાયું તેનો અભ્યાસ કરવો ઉપયોગી થશે. તેલંગનો યુરોપિયનો ઉપર જે પ્રભાવ છે તેનું રહસ્ય પણ અભ્યાસ કરવા જેવું છે. રાજ્યકર્તા અને પ્રજા વચ્ચેના આ સંબંધો બગડે એ બહુ અવાંછનીય છે, જોકે આપણા અભિપ્રાયોનું તથા ઉદ્‌ગારોનું સ્વાતંત્ર્ય રહે અને વધે એ પણ એટલું જ જરૂરનું છે. આ બંને હેતુઓ એક સાથે શી રીતે સરે એ ગંભીર પ્રશ્ન છે. આ પ્રશ્નના ઉકેલ માટે શાંત વિવેકબુદ્ધિ અત્યંત આવશ્યક છે, અને ઘટનાઓના અને લોકોના આવેગોના તથા પ્રવાહોના નિરીક્ષણમાં પ્રયત્નપૂર્વક ધૈર્ય જાળવવું જરૂરનું છે.

\+ + +

૧૧મી ઑગસ્ટ, ૧૮૯૫

જીવરામ શાસ્ત્રી મૂર્તિપૂજાની ઉત્પત્તિ વિશે એક વિચાર રજૂ કરે છે. પદ્મયોગની પ્રક્રિયા એવી છે કે વિશાળ પદ્મના લીરાઓ કરવા અને આખા પદ્મ ઉપર એકાગ્રતા સાધવાથી આરંભ કરનાર ચિત્તને, એકાગ્રતાના પ્રદેશમાંથી એકેક કાઢી નાખેલો લીરો દૂર કરવાનો અભ્યાસ કરાવવો, જેથી છેવટે છેલ્લી નાનામાં નાની એક પટ્ટી રહે. શાસ્ત્રીનું કહેવું એવું છે કે મૂર્તિપૂજામાં પણ માનવસમૂહને વિશેષ અનુકૂળ થાય એવો કોઈએ શોધેલો યોગનો આના જેવો જ પ્રકાર છે. મુસલમાનોની સૂરતપરસ્તી, આપણો અરુંધતીન્યાય અને વેદાંતનો શાખાચંદ્રન્યાય એ સર્વ જોતાં શાસ્ત્રીનો ખુલાસો સંભવિત લાગે છે.

૧૩મી સપ્ટેંબર, ૧૮૯૫.

હું નિવૃત્તિને જ ઝંખ્યા કરું છું. અનેકના જીવનનું સત્ત્વ ચૂસી લઈને મળતો ધનાર્જનનો આનંદ મને આકર્ષી શકતો નથી, જો કે અતિશ્રીમંત લોકોનું અસ્તિત્વ પ્રજાની વૃદ્ધિ માટે અનિવાર્ય છે. મને લાગે છે કે મહત્તાને જાળવવા માટે મારા સિવાય પણ પૂરતા લોકો છે, અને હું મને પોતાને મારી દીનતર શાંતતર આકાંક્ષાઓ પૂરી કરવાને છૂટો માની શકું. જીવનના રિક્ત અવકાશોને ભરવા-પૂરવાવાળા ધંધાની કામગીરી—એ કેટલાક લોકો માટે નક્કર સત્ય છે અને એવા લોકો પ્રવૃત્તિમય લાંબી જિંદગી ગાળ્યા પછી કામ વિના ખડી પડે અથવા મરી પણ જાય. મારે મારું સાહિત્ય અને તત્ત્વજ્ઞાન છે તેથી રિક્ત અવકાશ રહેતો નથી. પ્રબળતર અને સુંદરતર પરિબળો મારા આત્માને એવા જીવન પ્રત્યે ખેંચી રહ્યા છે, જે મારી ચાલુ વકીલાતને કારણે એના ઉચિત સ્થાનથી વંચિત રહે છે. મારી મનોવૃત્તિ ઉદાત્તાશયવાળા કવિ ભર્તૃહરિ જેવી છે—મારા વર્તમાન જીવનપ્રકારનો ત્યાગ કરવામાં વિલંબ થાય છે તેથી હું મને પોતાને દયાપાત્ર લાગું છું અને એ કવિએ કહ્યું તેમ હું પણ જાણે કે કહું છું :

सद्‌ज्ञानविवेकनिर्मलधियः कुर्वन्त्यहो दुष्करम्।
यन्मुञ्चन्त्यपि भोगभाञ्ज्यपि घनान्येकान्ततो निःस्पृहा ॥

૨૭૭—માંડવી કમિશનના કામને મે ભોગ આપ્યો એથી મને મારી કર્મસંન્યાસની શક્તિમાં શ્રદ્ધા બંધાય છે, પણ જ્યાં સુધી હું ધનાર્જનના આ બોજને તદ્દન ફગાવી ન દઉં ત્યાં સુધી મારે પણ, જેના વિશે કવિએ નીચે પ્રમાણે કહ્યું છે એમાંનો એક હું છું એમ માનીને, ગાવું જોઈશે કે :

न प्राप्तानि पुरा न संप्रति, न च प्राप्तौ दृढः प्रत्ययः ।
वाञ्छामात्रपरिग्रहा अपि वयं त्यक्तुं न तानि क्षमाः॥

અને જ્યાંસુધી હું એ દુષ્કર કાર્ય સિદ્ધ ન કરું ત્યાં સુધી, જેના ભાગ્યમાં એ નિવૃત્તિસુખ લખાયું નથી એવા એક મનુષ્ય તરીકે, મારે—ટેન્ટેલસ માફક, આ સંસારી જીવદશામાંથી નિવૃત્ત થવા માટે—એવી નિવૃત્તિના વિધેયાત્મક, ક્રિયાપરાયણ સ્વરૂપના

સ્વર્ગ પ્રત્યે આકાંક્ષાભરી દૃષ્ટિ નાખ્યા કરવી પડશે. એ સ્વર્ગ વિશે જ કવિએ કહ્યું છે :

> धन्यानां गिरिकन्दरेषु वसतां ज्योतिः परं ध्यायताम्।
> आनन्दाश्रुकणान् पिबन्ति शकुनाः निःशंकमंकेशयाः ॥

અને મારી એ કંગાળતાની સામે મારે મથ્યા કરવું જોઈશે જે કંગાળતા, આ પંક્તિઓમાં વર્ણવેલા અલસ-નિષ્ક્રિય-જનોની વચ્ચે, મારા જીવનને રુંધી રાખે છે :

> अस्माकं तु मनोरथोपरचितप्रासादवापीतट—
> क्रीडाकाननकेलिकौतुकजुषामायुः परं क्षीयते ॥

અહા ! મહા ઇચ્છા આ જીવનનાટકને વિચિત્રતમ પ્રદેશોમાં ધકેલી દે છે, અને એ નિઃસંશય જાણે છે કે શું ઉત્તમ છે અને શું આમકાલ છે.

૨૧મી સપ્ટેંબર, ૧૮૯૫.

\+ \+ \+

મારો નિર્ણય એ થાય છે કે મારે વકીલાત તદ્દન છોડવી હોય તો હું નિવૃત્ત થઈને મુંબઈમાં નહિ રહી શકું. મોટા ભાઈસાહેબના હિત ખાતર મારે માર્ચ કે એપ્રિલ સુધી મુંબઈમાં રહેવું આવશ્યક છે, અને ત્યાર પછી એમનાં ભાગ્યનો નિર્ણય, નિર્ણય નહિ તો છેવટ કંઈક ખ્યાલ, થઈ શકશે. ત્યાં સુધી હું નિવૃત્તિ ન લઈ શકું.

૪ થી જાન્યુઆરી, ૧૮૯૬.

\+ \+ \+

એપ્રિલમાં પણ હું મુંબઈની બહાર નિવૃત્તિનિવાસ કરી શકું એવું હું માનતો નથી. મારા વિકાસની નજીકમાં જ વિકસતા કોમળ તરુઓ પ્રત્યેનું મારું કર્તવ્ય મને ફરમાવે છે કે મારે આ સ્થળને હજી જરા વધારે સમય સુધી વળગી રહેવું પડશે-કેટલા સમય સુધી એ હજી મારે વિચારવાનું છે.

\+ \+ \+

૪ થી માર્ચ, ૧૮૯૬.

માર્ચ મહિનો આવ્યો. નિવૃત્તિને લગતા પ્રશ્નોનો આખરી ઉકેલ મારે ગંભીરતાપૂર્વક અને તાકીદથી કરવાનો છે. પણ ફુરસદ ઝાઝી નથી અને પ્રશ્નો ગૂંચવાયો છે

૧૨ મી જુલાઈ, ૧૮૯૬.

હું ૪૦ વર્ષનું વય વટાવી ગયો છું અને વકીલાતમાંથી 'મર્યાદિત નિવૃત્તિ' સાથેસાથ શરૂ કરી દીધી છે. ક્રમશઃ હું પૂર્ણ નિવૃત્તિ તરફ વધીશ–ભલે એ ગમે તેટલી દૂર હોય. કૌટુંબિક બાબતોના સંક્ષોભમાં અને બહારના સંઘર્ષોમાં અંદરથી બહુ રસ હવે હું નહિ લઉં. આ દિશામાં મે મારો પૂરતો ઉત્સર્ગ–આત્મવ્યય–કર્યો છે. હવે તો 'સ્વસ્થતા અને શાંતિ' એ જ આચારમાં અને વિચારમાં મારો પથદર્શક ધ્રુવતારક બનશે. આ પુસ્તકોને હવે હું મારા સાહિત્યવિષયક અને તત્ત્વજ્ઞાનવિષયક ઉધ્ધમાનની નોંધ રાખતી ઉષ્મમાપક નળી બનાવીશ, અને ગૃહકર્તવ્યથી ઉચ્ચતર કર્તવ્યધર્મોના રાજમાર્ગની માર્ગદર્શિકા બનાવીશ, અને 'શાશ્વત જીવન'ના સાગર–વિહારની દીવાદાંડી બનાવીશ.

\+ \+ \+

૧૯ મી જુલાઈ, ૧૮૯૬.

શ્રી હરિનિવાસ આયંગર હવે વિધિસર વડોદરાના દિવાનપદે સ્થપાયા છે. મનુભાઈ, એમના સ્વાભાવિક શાણપણ અનુસાર, માને છે કે આયંગર કાંઈક શક્તિવાળા હોવા જોઈએ; કારણ કે–મનુભાઈ કહે છે–બ્રિટિશ હિંદમાં આયંગર જેવી પદવીએ પહોંચેલો માણસ ઊંચા કે નીચા પ્રકારની જબરી કુશળતાથી ચઢ્યો હોવો જોઈએ અને વડોદરાનું તંત્ર ચલાવી શકે એવો હોવો જોઈએ. એ તો જે હોય તે, મારે તો મનુભાઈની પોતાની કારકિર્દીમાં એક બે બાબત નોંધવાની છે. રાજ્યનીતિના જે પ્રસંગોમાં એ સફળ નથી થયા એમાં એમના શુભ અને મહાન રાજ્યનીતિજ્ઞને છાજતા હેતુઓ હતા એ વિશે મારા મનમાં શંકા નથી. એમ 'નીતિની સવન–

ગુણવત્તાની તથા સાધ્યાસદ્ધિનાં એમના સાધનોની યોગ્યતા અને કાર્યક્ષમતાની તો એમની નજીકના ઉત્તમ પુરુષો પ્રશસા કરે છે પણ તેઓ આ વાત વીસરી ગયા કે એમનો સ્વામી તે એમનો સ્વામી છે, એમનો બાળક કે હાથ નીચેનો નોકર નથી. રાજાઓને મધુર કલાથી અને આજ્ઞાધારક શકિતથી દોરવા, અને ચતુર પત્નીઓ પતિઓને તથા પરિચારિકાઓ રોગીઓને કાબૂમાં રાખે તેમ કાબૂમા રાખવા એ મત્રીઓનો ધર્મ છે. પ્રેમમય પ્રેરણાથી, પ્રતાપથી, મ ન પૂર્ણ ભાવથી, મૈત્રીથી, એમની શકિતના અને અનુભવના આદર સ કારથી, ચતુરાઈથી અને વિવેકી શાણપણથી, તથા એમના હેતુઓમાં શ્રદ્ધાથી મ ત્રીઓએ રાજાઓનાં ચિતને પ્રભાવિત કરવાં જોઈએ મત્રીઓ આખરે પ્રજા છે, પોતે રાજા કરતાં બુદ્ધિમાં અને શક્તિમા ચઢિયાતા છે એ જ્ઞાનથી તેઓએ ભૂલવુ ન ઘટે કે સત્તાની અ તિમ સ ચાલનશક્તિને મુકુટધારી અસ્તિત્વમાં પોતાનુ આસન જાળવી રાખવા હેતુ એમાં જ રાજ્યનું કલ્યાણ રહેલુ છે; અને આ પ્રમુખ શકિત મત્રીઓને અપવાદ ગણીને એમની સામે નહિ થાય એમ માનીને મત્રીઓ યાને એમાં મંત્રીઓનો જ દોષ છે,-મત્રીઓ આ સત્ય ભૂલે કે વીસરે તો એમાં એમના પોતાના આત્માનો સામર્થ્યક્ષય છે. રાજસત્તા આનુવંશિક છે અને રાજા મત્રીઓને ચૂંટે છે એ સ્થિતિના સ્વીકારમાં આ નિયમનો પણ સમાવેશ થઈ જાય છે કે જો આ સ્વીકાર નીતિસગત હોય તો એનો લોપ કરવો તે-ગમે તેવો અનકટ કે માનસિક એ લોપ હોય તો પણ-અનીતિરૂપ બને છે.

શક્તિની અ દર જ એવી એક નબળાઈ વસે છે જેને લીધે, રાજાની સત્તાઅવગણનાના જળભૂખ્યા રેતીગઢ ઉપર, મત્રીઓની શકિત અથડાઈને ડૂબે છે. આ માપથી મારતાં જ ભાવનગરમાં શામળભાઈની કાયમની અને સદાસાવધ સાવચેતીની હું પ્રશસા કરુ છુ, એઓ આવી ભૂલથી પોતાને સાચવી લેતા. અને એની ઉચ્ચતાનુ રહસ્ય આ સાવચેતીમાં જ હતું-જે કે કેટલાક એને ડરપોકપણું કહે. એક પક્ષે રાજ્યનીતિએ આદેશેલી આવી સાવચેતી, અને અન્યતઃ ડરપોકપણાની સહજવૃત્તિ, એ બે વચ્ચેની સીમારેખા ઘણીવાર પારખવી મુશ્કેલ બને છે પણ એ નિ:સદેહ વાત છે કે સાવચેતી તો અનતની આજ્ઞા ને વશ છે. એવા મર્મ અધિકારીઓનો આવશ્યક

ગુણ છે, અને મન્ત્રીએ પણ—ભલે એક મનુષ્યની–આજ્ઞાને વશ રહેવું જોઈએ. આ આજ્ઞાવશતાની ઉપયોગિતા સમજવી અને, સાથોસાથ, જે વિશાળ રાજ્યનૈતિક સાગર ઉપર પોતાનાં બળ અને અધિકારનું સુકાન જાળવવાનું છે એ સાગરને, તેમ જ જે નૌકામાં એની પ્રજાનાં હિતોએ સફર કરવાની છે એ નૌકાને, દઢતાથી અને સ્વતન્ત્ર રીતે કાબૂમાં રાખવાની પોતાની ફરજ ન તજવી, એમાં મન્ત્રીની કલાની મહત્તા છે.

૧૬મી ઑગસ્ટ, ૧૮૯૬.

મનને કઈ અવસ્થામાં પ્રયત્નપૂર્વક સ્થિર કરવું જોઈએ? કવિતા? તત્ત્વજ્ઞાન? સંસાર અથવા જગત? કે આ બધાંનું સંમિશ્રણ? ક્રિશ્ચાનિટીમાં જ્ઞાનમય જીવન કરતાં કવિતારૂપ જીવન વિશેષ છે વેદાંત એટલે નર્યું, નગ્ન, તત્ત્વજ્ઞાન સમાજવાદ, નાસ્તિવાદ ઇત્યાદિનો વિષય માંસરુધિરમય જગત છે મહમદના જીવનમાં કવિતાનો ઢગ છે પણ એમાં આવેશાત્મકતા ઉદગ્ર છે. જે. એસ. મિલનો અને બહુજન-સુખવાદીઓનો સંપ્રદાય એટલે વૈજ્ઞાનિક તત્ત્વવિદ્યાનાં મહોરાં ધારણ કરેલી સંસારદૃષ્ટિ અને કવિતા. ચિત્તને વિચારપૂર્વક ઘડવાની જે જે પદ્ધતિ છે તે સર્વમાં કવિતા, અથવા તત્ત્વજ્ઞાન, અથવા સંસારબુદ્ધિ, અથવા એમાંનાં બે કે વધારે, અંતર્ગત હોય છે. જ્યાંસુધી માનવ-સમાજનું આમાંથી એક પણ પ્રકારે નિયમન થતું નથી ત્યાં સુધી માનવ બાળક જેવો કે બાલિશ કે પશુતુલ્ય રહે છે,–કારણ કે બાલસદૃશતા, બાલિશતા અને પશુતુલ્યતા એ ત્રણ ગુણો, આનુવંશિક વારસાના પ્રભાવથી ઉદ્દ્ભવતી, માણસે માણસે જેમ ચહેરા જુદા તેમ માણસે માણસે જુદાં વ્યક્તિગત લક્ષણો દાખવતાં અગમ્ય સ્વયંભૂ માનસિક પરિબળોના પ્રભાવથી ઉદ્ભવતી, સ્વાભાવિક, અને સહજ, પ્રવૃત્તિઓના દબાણને પરિણામે થતા માનવચિત્તના પ્રથમ ઝબકાર છે.

એક દૃષ્ટિએ કવિતા, તત્ત્વજ્ઞાન, સંસારબુદ્ધિ એ પ્રત્યેક નિજ નિજ સમયે અને સ્થળે આવશ્યક છે. સંસારે પોતાની જ શક્તિઓથી વિકસવાનું હોય છે, અને એની એ શક્તિઓનો, વહેલો નહિ તો સંસારનો વિકાસ થયા પછી, ક્ષય થઈ જાય છે. આથી, આરંભે સંસારનો વિચાર કરવામાં તો સંસારનાં સાધ્યોનું અને સાધનોનું જ્ઞાન આપે એવી નગ્ન બુદ્ધિની, (nude reasonની) જ જરૂર રહે,

એમાં દુનિયાને અધતવ અર્પતી મનોવૃત્તિઓનો અને ભાવનાઓનો કંઈ જ ખપ નથી. પછી ભલે એ અધતત્વ સુંદર હોય કે વરવું હોય. અને માનવની દષ્ટિની અલ્પતાથી અને મહત્તાથી પર રહે એવી નગ્ન બુદ્ધિ એટલે વેદાંતનું શુદ્ધ તત્ત્વજ્ઞાન, તથા વિજ્ઞાનના તત્કાલપ્રદીપ્ત પ્રબળ ઝબકાર, તથા સંસારના વિચિત્ર અનુભવે શીખવેલા ડહાપણમાંથી તારવેલાં સર્વસાધારણ નિયમરૂપ સૂત્રો, એ ત્રણેયનો સરવાળો, વધારે કંઈ નહિ. અને આવી બુદ્ધિ એક વાર મનને મળથી મુક્ત કરે અને સાધ્ય તેમ જ સાધનોની સાચી દષ્ટિ આપે, પછી સમાજવાદ અને એવા વાદો એ સાધ્યના એક કે બીજા અંશની સિદ્ધિ માટેના માત્ર વ્યાવહારિક સૂચનો આપનારા બની રહે છે, અને એ વાદોમાં સંસારનું જે સ્વરૂપ પ્રતિબિંબિત થયું હોય એ સ્વરૂપની કસોટી માત્ર એની આ, સિદ્ધિ સાધવાનાં સાધન તરીકેની, શક્તિથી થાય છે સાધ્ય અને સાધનોની આ પ્રમાણે પસંદગી થઈ જાય એટલે કવિતાને એ ધર્મ પ્રાપ્ત થાય છે કે એણે એ સાધ્યની નિકટતમ પહોંચે એવા આદર્શો ખીલવવા અને એ સાધનોને આગળ કરવાં કવિતાના આવા ઉપયોગ વગર શિક્ષિત અશિક્ષિત કોઈ માનવને ચાલતું નથી, સામાન્ય ચિત્તને ઉદાત્ત કે અવનત બનાવવાનું એક જ સાધન કવિતા છે, નરી બુદ્ધિ તો, જેમ જલથી અમિશ્ર હવા માછલીને છે તેમ, આંતર શ્વસનક્રિયા માટે પ્રતિકૂળ બને છે વસ્તુસ્થિતિ આવી હોઈને, આ દુનિયામાં માનવચિત્તના જે આદ્ય ઉન્મેષો છે તે પશુતુલ્ય કે બાલિશ કે બાલોચિત ઝબકારોની અવગણના કરવામાં ક્ષેમ નથી. કારણ કે સકલ પ્રકૃતિની માફક માનવે પણ પોતાના મંદ યુગના આદિથી આરંભ કરીને પોતાનો વિકાસ કરવો પડે આપણા વાતાવરણનાં આ નિમ્નતમ ઊંડાણોમાં થઈને કવિતાની ત્વરિત યાત્રા થાય તો તેથી જ માનવની પ્રાથમિક અવસ્થાના આ અવશિષ્ટ અંશનું પરિવર્તન થઈ શકે જો માનવના ચિત્તને સંપૂર્ણ કરવું હોય, અર્થાત્ માનવના બળો પાસે અને શાશ્વત સુખ સંપાદન કરવાની શક્તિ પાસે એના વિચિત્ર સંજોગો અને પરિસ્થિતિઓ જે જે અપેક્ષા રાખે છે એ અપેક્ષાની પૂર્તિ માટે માનવચિત્તને સમર્થ કરવું હોય, તો તળિયાથી ટોચ સુધી કોઈ પણ વાતની અવગણના કરવી ન ચાલે મનની આ અવસ્થા પ્રાપ્ત કરવા માટે આપણે પ્રયત્નશીલ રહેવું જોઈએ, નહિ તો-દુઃખનું, પરિસ્થિતિના ક્રૂર ત્રાસનું, પશુ

જીવનની ગર્હણીય કલુષતાનું અને પામરતાનું, વટેમાર્ગુના પગની નીચે કચરાઈ જનાર જંતુજીવનની ક્ષુદ્રતાનું અને સરીસૃપયોનિના, સર્પ જેવા ક્લેશમય ભૂમિસર્પણનું દાસ્ય સ્વીકારવું ઘટે. કવિતાના ઉચ્ચતમ આદર્શો જેને સાધવાની અભિલાષા સેવે છે તે બળ અને સામર્થ્ય, શાંતિ અને ઐક્ય, સૌંદર્ય અને સુખ, ઉદાત્તતા અને મધુરતા, મહત્તા અને ક્ષેમ એ તત્ત્વોની, વ્યાવહારિક જીવનમાં, પરીક્ષા અને પ્રાપ્તિ તત્ત્વજ્ઞાન વડે જ થઈ શકે. કવિતાએ અને તત્ત્વજ્ઞાને, નીતિશાસ્ત્રે અને ધર્મે (નીતિમાં હુ સંસારના સર્વ વિષયોનો સમાવેશ કરું છુ) અંતે જે કોટિએ એકરૂપ થવાનુ છે તે કોટિ આ છે. મારુ ઉત્સર્ગસિદ્ધિનું દર્શન, એની સર્વ હાનિઓ છતાં, આ કોટિએ પહોચે છે. જે તત્ત્વજ્ઞાનમય દર્શને મને પૃથ્વી ઉપર સ્વર્ગ અપ્યુ છે તેના તરફ મને પક્ષપાત છે એવું લાગે તો તેની મને ચિંતા નથી.

૧ લી ઑક્ટોબર, ૧૮૯૬.

\+ \+ \+

મુંબઈમાં હાલ પ્લેગ ચાલી રહ્યો છે. કલકત્તાના લોકોને અમને અહીના લોકોને લાગે છે તેથી પ્લેગની વધારે ચિંતા રહે છે. કાશ્મીરથી મલબાર તટ સુધી વ્યાપક દુકાળ પડવાનો ભય નજીક છે માલ્થુસને એમાં વસ્તીની અતિવૃદ્ધિને રોકનારો કુદરતનો સંકેત દેખાય. આપણા લોકોને એમાં પૃથ્વીનો ભાર હળવો કરનારી મહાકાલીનાં દર્શન થાય. બંને દૃષ્ટિમાં વર્તમાન આપત્તિને ભાવી દુનિયા માટે આશીર્વાદરૂપ ગણવાની વૃત્તિ છે, અને એ એવા આશીર્વાદ છે એમ માની લઈએ છતાં ભાવી કલ્યાણની ખાતર તત્કાલ આપત્તિ સ્વીકારી લેવાની વાતને કોઈ સત્કારતું નથી. ખરી હકીકત એ છે કે મહા ઈચ્છાના એક મહાન ચક્રના સાધારણ દાંત વર્તમાન આપત્તિમાંથી બચવાને મથી રહ્યા હોય છે ત્યારે જો એ જ મહાઈચ્છાના અન્ય મહાચક્રના અતિપ્રબળ અસાધારણ દાંત એ સાધારણ દાંત ઉપર આપત્તિ લાદે તો, એ સાધારણ દાંત દાંતિયાં કરે છે, અને ઘુરકે છે. એ સંઘર્ષ અને સંગ્રામ ભયંકર હોય છે; અને છતાં એને જોનારની નજરે એ ઘટના લક્ષ્ય ઈચ્છારૂપ વિભુતત્ત્વના એક અતિસૂક્ષ્મ બિંદુએ ચાલી રહેલી, તિમિંગલ (મહામત્સ્ય) અને તિમિ (અલ્પમીન)

વચ્ચેની દોડધામ જ જણાય છે. આ પરિમાણહીન અલ્પ બિંદુને એવી આશા રાખવાનો શો અધિકાર છે કે એ અણુનો જીવનની અમુક ખાસ અને કાયમની અવસ્થા ઉપર ઈજારાહક રહેશે? તિમિંગલ પાછળ પડશે જ, તિમિએ નાસવું જ રહેશે, અને ચરતનું પરિણામ—ઇચ્છાએ કે અનિચ્છાએ—એ મહાન હસ્તના જ વશમાં રહેશે જે એનો નિર્ણય કરવાની શક્તિ અને અધિકાર ધારે છે. એ મહાશક્તિના અધિકાર સિવાય અન્યનો એ વિષય નથી.

૨૭ ઓક્ટોબર, ૧૮૯૬.

વર્ડ્ઝવર્થરચિત 'પ્રેલ્યુડ' કાવ્યના પુસ્તક ચોથાની ૧૦૦ પંક્તિઓ મેં હમણાં જ વાંચી એ વાંચીને મારાથી નિવૃત્તજીવનના કાવ્યમય અંશના મધુર અને મૃદુલ આનંદોની ઝંખનાનો નિરશ્રુ નિઃશ્વાસ નખાઈ ગયો શું મારે સદૈવ નિવૃત્તિથી વંચિત રહેવાનું છે અને ધનાર્જનનું વૈતરું કરતાં જ મરવાનું છે? કેવી વિચિત્ર વાત! દરરોજ કમમાં કમ એક વાર મને નિવૃત્તિનો પ્રશ્ન યાદ આવે છે; અને એ વિચાર સવારે ઊંઘમાંથી જાગતાં આવે કે રાત્રે મોડી મોડી મોઢું આંખ મીંચાવા દે એ રીતે આવે–પણ હું નિજધામથી દૂર રહ્યા કરું છું એવું મને લાગ્યા વગર રહેતું નથી. અને જ્યારે, કામથી ભરચક કલાકોમાં કે માણસની ભરચક મેદનીમાં એ કલાકોને અને મેદનીને હડસેલીને આ વિચાર આવે ત્યારે એ મારો કર સાહે છે; અને હું એ કલાકોની અને માનવમેદનીની પાછળ સેકાઈ જઈને આ મારા બંધુને—આ મારી જીવનસખીને-મારી આશાને-મારા સર્વસ્વને મળતો હોઉં, ભેટતો હોઉં, એ રીતે એની સ્નેહાળ હાજરીની મને પ્રતીતિ થાય છે, અને કોઈ પ્રસંગોએ—એવા પ્રસંગો થોડા નથી હોતા—નિવૃત્તિના વિચારમાંથી હું જેને દુનિયા મૃત્યુ કહે છે એ અંતિમ આશ્રાના, અંતિમ મુક્તિના વિચારમાં સરકી જાઉં છું. *શાશ્વત કાળના પ્રવાસીઓને આ જીવન એક અતિથિગૃહ છે,* અને મૃત્યુ આ વિશાળ સાગરના વક્ષ ઉપરની પ્રથમ નૌકામાત્રા છે, અને એની મંઝિલ છે આપણું (શાશ્વત) ભવ્યસુંદર ગૃહ જે ઉત્સર્ગસિદ્ધિનો તત્ત્વજ્ઞાની છે તેને બિચારા હેમ્લેટને નડી હતી તેવી કશી સ્વપ્નો આવવાની ભીતિ નડતી નથી. અને આ પુણ્યશાલી નાવિકને આ સાગરમાં કંઈ તોફાન નડતું નથી.

૬ઠી ઑક્ટોબર, ૧૮૯૬.

આંતર આત્મનિષ્ઠ સુખાનુભૂતિ, અને એનું બાહ્ય વસ્તુનિષ્ઠ પરિવર્તન—જેને આનંદ કે હર્ષ કહીએ છીએ, એ બંને સંમિલિત થઈને એક બને છે.

૭મી ઑક્ટોબર, ૧૮૯૬.

જ્ઞાન એક મસ્તિષ્કમાંથી બીજામાં વહે છે ત્યારે એ સંક્રમણથી એ જ્ઞાનસંપત્તિ ઘટતી નથી, સુખ અને આનંદનો પ્રવાહ પણ એ પ્રકારનો છે. જો આપત્તિ આત્માને શાબ્દિક જ્ઞાનથી કદી ન સાંપડે એવા પ્રકાશની પ્રાપ્તિ માટેનો, તથા જે સંપત્તિમાં નિસ્તેજ અને મંદ બને એવા ચૈતન્યના અને શક્તિના પ્રબોધ માટેનો, મહામૂલ્ય અવસર હોય, તો સંપત્તિ મનુષ્યને એવો અવસર અર્પે છે જેમાં એ સુખ અને આનંદની મશાલનો પ્રકાશ પોતાના દેશની અલ્પ કન્દરાઓની બહાર ફેલાવી શકે છે અને સૂર્યાતપ વિના કરમાતા રોપાઓની માફક સુખ અને આનંદ વિના ચીમળાતાં ચિત્તોમાં એનો પ્રવેશ કરાવી શકે છે.

પ્રત્યેક મનુષ્યના ઘરમાં વિકાસનાં અને આશાનાં બીજો હોય છે, જેને આપણે બાળક કહીએ છીએ; અને જીવનના શૈત્યને ઉષ્મા આપનારી વ્યક્તિઓ હોય છે જેને આપણે નારી કહીએ છીએ. અને બાળકો અને નારીઓ વ્યક્તિ તરીકે પુરુષ જેટલાં જ સારાં અને મહાન હોય છે; પુરુષોને એમની સોંપણી કરવામાં આવે છે તે પોતાના અને એઓના વિકાસ માટે છે, એમના પીડન માટે નથી. પુરુષની સંપત્તિમાન સ્થિતિ એ તો આ બાળકો અને સ્ત્રીઓનાં કોમળ પરાધીન ચિત્તમાં આનંદ અને સુખના પ્રવાહો વહેવડાવવાનો મોટો અવસર બની શકે. આ વિરલ અવસરનો લાભ ન લઈ શકનાર અને આનંદ ન માણી શકનાર પુરુષ દુઃખ પામે છે, દયાપાત્ર બને છે. જેમના ઉપર પોતાની સંપત્તિનાં મોંઘાં ફળ વર્ષાવવાનું પુરુષને કર્તવ્યરૂપે પ્રાપ્ત થાય છે એમના જ તરફથી એને પ્રહારો અને આઘાતો મળે તો અવશ્ય એ ફરિયાદ કરે, અને એ કર્તવ્ય પૂર્ણ કરવામાં એ મંદોત્સાહ બને. એવા પુરુષને મારો પ્રથમ ઉત્તર હું એક પ્રશ્નરૂપે આપું: 'કૃપા મેળવવાની મજૂરી વિના જ જેમના પ્રત્યે તું કૃપા કરી શકતો હો એવાં નાનેરાં પાસેથી તું

વ્યવહારવિનિમયની, બદલાની આશા શા માટે રાખે?' અને જો આ આઘાતો અને પ્રહારો પુરુષને આપત્તિરૂપ હોય તો એ પુરુષ એમાંથી આપત્તિદાયી મોટી અવસર શા માટે ન મેળવે? પણ ખરેખર શાંત ચિત્તે વિચાર કરતાં જણાશે કે સ્વભાવદોષથી કરાતા આ આઘાતો અને પ્રહારો નજીવી બાબતો છે જેને પુરુષ હસી કાઢે, મનમાંથી રુખસદ આપી શકે—અને, પોતે જેના માનજત કરવાનો છે એવા દર્દીઓના આંચકા અને ચિત્તાવેશ જેવા ગણી શકે.

ઉચ્ચતર જીવનક્ષેત્રમાં, દેશભક્તો, રાજ્યનૈતિક પુરુષો, વિચારના અગ્રણીઓ, સમાજના અને પ્રજાઓના નેતાઓ આ જ આદર્શને અનુસરે એ ઇષ્ટ છે.

પણ આ આદર્શ માત્ર ક્ષણિક ભાવનાઓની પોટકી નથી? નીતિતત્ત્વની વ્યાવહારિક દૃષ્ટિથી રહિત નથી? 'Degeneration' વિશેના ગ્રંથના કર્તાના મત અનુસાર એ મનની અસમંજસ અવસ્થા નથી? પરહિતવાદનો એ એવો પ્રકાર નથી જે અપરાધીને શિક્ષામુક્તિ આપીને અપરાધને જ પોષે, અને આત્મરક્ષણની સહજવૃત્તિને વણસાડે?

જેઓ આત્મવિકાસ અને આત્મવ્યય એ બેના પરસ્પર વિરોધી કર્તવ્યધર્મો વચ્ચે સમતુલા ન જાળવી શકે, એવા સામાન્ય માણસોના હાથમાં આ આદર્શ પડે તો એ આદર્શનો આવો દુરુપયોગ થવાનો સંભવ છે એવું હું માનું છું; અને સંન્યાસના અમુક એક પ્રકારની સામેની મારી દલીલોમાં મેં આ વાતને બરાબર સમજાવી છે. લૉર્ડ રિપન—ભારતના હિતનાં કાર્યો કરવાને કારણે એના દેશજન—અંગ્રેજોના નીચ આક્ષેપો જેણે હસતે મોંએ સાંભળી લીધા હતા તે લૉર્ડ રિપન—આ બે અંસ કોટિઓને જાળવી લેવાની વિરલ કલા જાણતો હતો; અને ગ્લેડસ્ટન સાથેના એના પત્રવ્યવહારનું નિરીક્ષણ કર્યા પછી, એથી ઊલટી પ્રકૃતિના અને ઊલટી રાજનીતિના હરીફને વર્ડઝવર્થ સમક્ષ કબૂલ કરવું પડ્યું હતું કે લૉર્ડ રિપન ઉચ્ચ રાજનીતિથી પ્રવૃત્ત થયો હતો. ગ્લેડસ્ટને પોતે પોતાના રાજનૈતિક પ્રતિપક્ષીની વિદેશનીતિને જાહેરમાં સ્પષ્ટ અનુમોદન આપ્યું હતું-

આ હતી સામસામાં બે પલ્લાંમાં રહેલા ભિન્ન રાજકીય દષ્ટિઓવાળા એ પક્ષો વચ્ચે જાળવેલી સમતુલા. આપણે ત્યાં પણ હતા પોતાની પ્રિય પત્ની સીતાને વનવાસ આપનારા રામ. સૈન્યોનું નિયમન અને શત્રુઓને પરાજય કરી જાણનાર વૉશિંગ્ટનમાં પણ વિરલ દેશભક્તને ઉચિત એવી તટસ્થ સંયમવૃત્તિ હતી એકતઃ મહાનુભાવતા—હૃદયની વિશાલતા, અને અન્યતઃ કઠોરતા, એવા અન્યોન્યથી અસંગત ભાવને અનુસરવાની કલા દાખવવાની ફરજ મહાત્માઓ ઉપર આવી પડે છે. આ કલા દુ:સાધ્ય છે અને જગતના કલ્યાણ અર્થે એને સિદ્ધ કરવાનું સદ્ભાગ્ય વિરલ વિભૂતિઓને જ સાંપડે છે. અને ઉદાત્ત વ્યાવહારિક નીતિતંત્રના અનુવર્તનમાં આત્મવિકાસ અને આત્મવ્યય એ ઉભયના ઉચ્ચતમ ધર્મો આચરવાનો પણ માર્ગ એક છે, જેમાં ક્ષણિક ઊર્મિલતાનો પ્રવેશ ન હોય, જેમાં સમતુલાનો અસાધારણ લોપ ન હોય અને જેમાં પરહિતપ્રવણ ચિત્તોની નિર્બલતા ન હોય. અને છતાં એમાં પરહિતદષ્ટિને સ્થાન હોય છે.

૬ ઠી નવેમ્બર, ૧૮૯૬.

+ + +

મારે નિવૃત્ત થવું છે, આરામ માટે, દેશની સેવા કરી શકું તે માટે, અને મારી શાશ્વત યાત્રાની તૈયારી કરવા માટે. અંશે મારાં માતપિતાને, મારા પુત્રને અને મારા અભ્યાસને એથી લાભ થવા સંભવ છે. પણ નિવૃત્તિનાં સમય, સ્થળ અને પ્રકાર નક્કી કરતાં એ વિકટ અને મુશ્કેલ સમસ્યા છે. મારી મર્યાદિત નિવૃત્તિ તો શરૂ થઈ છે. એક સમયે હું કાર્ય અને ધન શોધતો, વાંછતો અને સહર્ષ સત્કારતો—કાર્ય એટલે ધંધાદારી કાર્ય. એક સમય એવો આવ્યો જ્યારે હું કામથી થાકતો અને કામ શોધતો નહિ હવે એ સમય આવ્યો છે જ્યારે એથી પણ વિશેષ વિચિત્ર ઘટના બને છે. વેકેશન દરમ્યાન હું ધંધાદારી કામને ખરેખર ટાળું છું, અને એ પ્રમાણે કામને નકારવામાં ભાગ્યદેવીની વિરલ અને દુર્લભ કૃપાને તરછોડવાના પાપના ખ્યાલથી કંપુ છું. આ દેવીની કૃપાને નકારવી એ ગર્વ—ઓદ્ધત્ય—નથી? છે જ. એ કૃપા સસ્તી અને મૂલ્યહીન છે? હું એટલો ધનિક, એવો મહાન, છું કે આ કૃપાને તરછોડી શકું? ના; આવા પ્રત્યેક પ્રશ્નનો મારો ઉત્તર છે—ના. હું ધનરહિત છું—આવું કંઈ પણ સાહસ ન કરી

શકું એટલો ધનહીન છું; અને આવા સાહસનો આડંબર કરવાને માટે ભાગ્યદેવી મારા ઉપર અને મારા કંગાલ ગજવા ઉપર વેર વાળે, દુનિયાની રીતે જે મૂર્ખતા છે એવી આ મારી મૂર્ખતા માટે વિશ્વનિયંતા, મારા જીવનમાં જેના અનેક દૃષ્ટાંતો છે એવી, વિલક્ષણ રીતોમાંની એકાદ રીતે, મને શિક્ષા કરે, તો તે સામે ફરિયાદ કરવાનો મને અધિકાર નથી. એક પક્ષે, નિવૃત્ત ન થવું એવું સૂચવનારી આ ભયસૂચક વિચારણા, અને અન્ય પક્ષે નિવૃત્તિના કર્તવ્યધર્મોનું આહ્‌વાન–દુનિયાના દૃષ્ટિબિંદુથી મૂર્ખ લાગે છતાં પવિત્ર ધર્મલક્ષી દૃષ્ટિથી જેનો પ્રભાવ અપ્રતીકાર્ય છે એવું આહ્‌વાન–એ બે વચ્ચે હું ઊભો છું ત્યારે મારી દશા **इतो व्याघ्रस्ततस्तटो** જેવી બને છે, અને છતાં નિર્ણય કર્યા વગર મારો છૂટકો નથી. કચ્છની કામગીરી–જીવનની પરમ તક વિચારપૂર્વક અને નિશ્ચયપૂર્વક જે જતી જતી કરી શકયો એને માટે હવે આ સમસ્યાનો ઉકેલ વિકટતર નથી. લક્ષાધિપતિઓને અને રાજ્યસંચાલકોને, સેનાધિપતિઓને અને રાજવીઓને જે સમસ્યાઓ ઉકેલવી પડે છે તેના પ્રમાણમાં આ સમસ્યા તો કંઈ નથી.' અને છતાં, ગમે તેટલી અલ્પ હોય તો પણ, આ સમસ્યા મને સકંપ વિચાર કરાવે એવી છે, નિરાકરણમાં ચિંતાગ્રગ્ર બનાવે એવી છે, ધાર્મિક અને પવિત્ર કર્તવ્યનું ભાન ઉપજાવે એવી છે. આમાં અનેકનાં ભાગ્ય અને ભવિષ્ય સંકળાયેલાં છે, અને એમાં સાંસારિક હિતો તથા તત્ત્વદૃષ્ટિ–કેવા ભીમકાય યોદ્ધાઓ!–સામસામા યુદ્ધાર્થે તૈયાર ઊભા છે. હું–સામર્થ્યહીન સૈનિક–તત્વદૃષ્ટિના પક્ષમાં રહેવાનું પસંદ કરી ચૂકયો છું, મારો નિર્ણય કરી ચૂકયો છું! મહા ઇચ્છા જ મારી આ ચાલનું કારણ અને લક્ષ્ય જોઈ શકે છે; હું એક મહાન પક્ષના મહાન ધ્વજને અનુસરું છું, હું એક દૃષ્ટિહીન સત્ત્વહીન સૈનિક છું. જેનાં ઉદ્‌ભવસ્થાન યુદ્ધના તુમુલઘોષમાં અને તોપોના ધૂમરાશિમાં અદૃશ્ય બન્યાં છે એવા શંખનાદોના તથા સંકેતોના આદેશને અનુસરું છું. મહેચ્છા! સતત પથદર્શિકા તું છે એ એક જ, એક છતાં મહાન, આશ્વાસન છે, અને એ જ વિચાર આ પામર પુરુષને પ્રેરણા અને પ્રોત્સાહન આપે છે!

૭મી નવેંબર, ૧૮૯૧.

પ્રાર્થનાનો મારો સર્વપ્રથમ ઉદ્‌ગાર–મારા ૧૭મા વર્ષમાં કે–

એટલામાં રચાયેલો શ્લોક-સર્વ ભાજન પ્રભુના હાથમાં સોંપી દેવાનો તથા કશું પણ ન પ્રર્થવાની અનોવૃત્તિ વ્યક્ત કરતો-હતો. ' એ સર્વજ્ઞ છે, સર્વના ઉત્તમ હિતનો જ્ઞાતા છે, મારું મનોગત અને મારું હિત એ જાણે છે, તો મારે શું પ્રાર્થવું રહે, કોઈ પણ વસ્તુ માટે શીદ પ્રાર્થવું પડે ? એ જ કલ્યાણનમનો વિધાયક છે.' પિતાએ આવી પ્રાર્થનાનો વિરોધ કર્યો, એને આસુરી બુદ્ધિ કહી, એમની દૃષ્ટિએ એમાં પ્રભુ પ્રત્યે ધૃષ્ટતા દેખાઈ વસ્તુતઃ એવું નહોતું.

વીસ વર્ષની વયે મે મારી પ્રથમ પત્નીના મરણશોકના શ્લોકો રચ્યા, જેની નાંદી એ હતી કે જ્યાં પ્રભુ સ્વયં મારા દુઃખનો વિધાતા છે અને હું મારા દુઃખને એની વિશ્વહિતાર્થક મહાયોજનાનો એક અંશ ગણીને સ્વીકારી લઉં છું ત્યાં નાંદી અનાવશ્યક છે.

યૌવનનો એ મારો વિચાર આજે આ વય પર્યંત કેવો અચલ રહ્યો છે! આજે પણ હું આટલા દૃઢ આવેગથી, મહદ્ઇચ્છા વિશેના અને અહ-બિંદુ સાથેના એના સબંધો વિશેના મારા તત્ત્વજ્ઞાનમાં વ્યવહારપ્રત્યક્ષ શ્રદ્ધાથી, એ જ વિચારનું પુનરાવર્તન કરું છું! સમયના આટલા અંતર પછી, પરિસ્થિતિનાં આવાં નિયંત્રણો વેઠ્યા પછી, તે સમયના એ પુરુષનું આજના આ પુરુષથી આવું તાદાત્મ્ય ટકે એ કેટલું આશ્ચર્યકર છે! છતાં એ તાદાત્મ્ય ટક્યું છે એ હકીકત છે.

૧૩ મી નવેમ્બર, ૧૮૯૧.

સ્તુતિ અને પ્રશંસાની અસર, જેમની એ સ્તુતિ કે પ્રશંસા હોય એની ઉપર દેખું હરખાવનારી સાધારણ રીતે નીવડે છે. મારા ઉપર ૧૯ કે ૨૦ વર્ષને વયે બાહ્ય પ્રકટ આપત્તિઓ સહસા આવી પડી ત્યારથી મારા ઉપર એવી અસર થઈ નથી. આપત્તિઓનો અર્થ ઉકેલવાના અને એનો સર્વસાધક ઉપાય શોધવાના મહાપ્રયત્નોમાં રોકાયેલા મારા ચિત્ત ઉપરથી પ્રશંસાવચનો અસંગત વાતો જેવાં સરી પડતાં હતાં; એટલું જ નહિ, એ સારાં વેણ, ગમે તેટલાં સાચાં હોય તો પણ, રડતાં બાળકને અપાતાં, પાળવાના ઉદ્દેશ વિનાનાં વચનો જેવાં મને લાગતાં હતાં. એ પ્રસંગોએ મેં ' સમશીતોષ્ણ ' ચિત્તવૃત્તિ કેળવી જે તદનંતર સતત આપત્તિ સામે મારું કવચ બની રહી છે.

એ સમચિત્તતા આજે વિકસિત બની છે, એના ઉપર મારું સ્વામિત્વ છે, તરુણવયની એ મનોવૃત્તિ એની ઉત્તેજના કર્યા કરે એવી જરૂર નથી રહી.

લાંબા કષ્ટમય પ્રયાસો પછી હું એલ એલ. બી. માં પાસ થયો ત્યારે—પરિણામ પ્રકટ થયા પછી થોડા જ કલાકોમાં—કાકાએ મને પૂછ્યું કે પરિણામનો હર્ષ કેમ થતો નથી, આનંદ કેમ જણાતો નથી? હું તો ત્યારે ભારમુક્ત થયો એ વૃત્તિથી મુક્તિનિઃશ્વાસ નાખતો હતો. એમાં આનંદનો કે હર્ષનો અવકાશ નહોતો.

સર ચાર્લ્સ સારજંટે એમની સમક્ષ મેં મારો પ્રથમ દિવાની કેસ ચલાવ્યો ત્યારે મને અભિનંદનો આપ્યાં હતાં. આરંભમાં તો એમણે એ અપીલની સામે કચરી નાખે એવાં વચનો ઉચ્ચાર્યાં હતાં. હું તો બેસી ગયો હોત, પણ મારી પ્રકૃતિએ મને કચડાઈ જતો બચાવ્યો હતો. મેં ચાર કલાકો સુધી દલીલો કરી અને સર ચાર્લ્સને મારી સાથે દલીલોમાં પરોવ્યા. એ કર્તવ્યનિષ્ઠ, ચતુર અને દયાળુ સજ્જન હતા. હું નવો વકીલ છું એ એમણે જોયું અને હું કેસ હારી ગયો છતાં મારે માટે સ્તુતિવચનો ઉચ્ચાર્યાં. એક બંધુ વકીલે મને એ સ્તુતિવચનો મેળવવા માટે અભિનંદ્યો એ ક્ષણે મારો એ જ મનોભાવ હતો, અને એ જ ઉત્તર હતો, કે જો હું સ્તુતિ સાંભળીને હરખાઉં તો ન્યાયાધીશની નાખુશી જાણીને ધ્રૂજવાનો પણ મારે અવસર આવે, અને જે સ્વાતંત્ર્ય ખાતર મેં વકીલાત સ્વીકારી હતી એ સ્વાતંત્ર્ય સાથે સ્તુતિનો હર્ષ અને નિંદાનો ખેદ એ ઉભય મનોદશા અસંગત હતી.

રાજપીપલાના મોટા કેસને પ્રસંગે મિ. કલેમીને, અને બીજા કેટલાકને પણ, હું સમર્થ વકીલ છું કે નહિ એ વિશે શંકા હતી; અને મારા પ્રતિપક્ષી શ્રી ગોકુલદાસે પણ આરંભમાં જે કહ્યું એમાં પ્રશંસા તો નહોતી જ. એમાંથી એકેયની પ્રસ્તુતસંગતિ હું જોઈ શકતો નહોતો. એક દિવસ વડપાડામાં મેં દેવજીની પ્રશ્નપરીક્ષા શરૂ કરી. આરંભમાં જ કમિશનરે કહ્યું કે સાક્ષીએ જે પ્રકારે ઉત્તર આપવા માંડ્યા એ જોતાં તેઓ સાક્ષીની વાત માની નહિ શકે. એ માણસ સાક્ષીના પિંજરામાં સાત કે આઠ દિવસ રહ્યા, અને અમારા કેસનો મુખ્ય આધાર બન્યો, અને કમિશનર એના શબ્દે શબ્દને માનવા

વ્યાગ્યા અમારા પ્રતિપક્ષની કેસની પરિપાટી દોઢ મહિના સુધી અભેદ્ય દુર્ગ જેવી સિદ્ધ થઈ હતી પણ ચિકડા મુકામે એ સ્થળના વૃદ્ધ વસાવાની મારી ઉલટતપાસે એ દુર્ગદિવાલોમાં મોટુ ગાબડુ પાડયુ અને એ પ્રવેશદ્વાર મારફત અમે અંદર ધસી ગયા ગોકુળદાસે આ બીજા પ્રસંગે પ્રકટ, અને તે પહેલાના પ્રસંગે ગર્ભિત, અભિનંદનો આપ્યાં હતાં દેવજીના સાક્ષીનિવેદનના અંતિમ દિવસો દરમ્યાન એક સાંજે અમે જંગલમાં ફરતા હતા અને વાઘની તથા વનમંદિરોની વાતો કરતા હતા મે અમેરિકાના સિંહની વાત કરી, જે બિલાડી અથવા બાળક જેવુ ક્રંદન કરે છે પણ સિંહ જેવા સિંહની માફક તરાપ મારે છે. આ સાંભળીને શ્રી ગોકુલદાસ ચાલતા અટકયા અને બોલ્યા, 'આ જંગલમાં એવા સિંહો છે ' મે પૂછ્યુ, 'કયાં? આ જંગલમાં સિંહ જ નથી.' શ્રી ગોકુલદાસ ચાલવા માંડયા અને બોલ્યા, 'તમને માઠુ નહિ લાગે એવી આશા રાખુ—ધારો કે તમે જ એવા એક સિંહ છો એમ કહુ તો !' મે કંઈ ઉત્તર ન આપ્યો એમણે આમ શા કારણે કહ્યુ તે હુ સમજી શકયો, હુ પણ મૂગો રહ્યો અને ચાલવા લાગ્યો

દામોદર કિસનનો કિસ્સો થાણાના મિ ફિટ્ઝમૉરિસ સમક્ષ હમણાં જ સમાપ્ત થયો કેસ ગૂચવણ ભર્યો હતો મારા પ્રતિપક્ષી ચૌબળે ન્યાયાધીશના મન ઉપર સારી અસર કરી હતી અને મારા અસીલોને ચિંતાકુલ બનાવ્યા હતા દામોદર પોતે ઘણો હિંમતવાન વકીલ છે ચૌબલનો ભાગીદાર દિનશા, ચૌબલની પ્રશંસા કરતો હતો મારા—તે વખતે અર્ધા સંભળાયેલા—નિવેદન પછી એક દિવસે હુ મારી આરામખુરશીમાં ટટ્ટાર બેઠો હતો ત્યાં કોઈ મારો વાંસો થાબડવા લાગ્યુ એ જાણીને મે પાછળ જોયુ, એ ચૌબલ હતો એણે, મે એને પૂરો જોયો તે પહેલાં, ધીમે સ્વરે મને કહ્યુ 'હુ તમને ચાહુ છુ, સન્માનુ છુ, પૂજુ છુ, પ્રશંસુ છુ ' મે આશ્ચર્યથી પૂછ્યુ – 'શા ખાતર? મારા જીવનના કયા કાર્ય ખાતર?' ચૌબલે કહ્યું 'તમે છો તે સમગ્ર માનવ ખાતર અને એના સમગ્ર કાર્ય ખાતર ' મે વાત બદલી પણ દામોદરના કેસનુ મારુ સંચાલન એના મનમાં હતુ એ હુ જોઈ શકયો મારુ નિવેદન સમાપ્ત થયુ ત્યારે દિનશાએ એને કહ્યુ 'આ સુંદર બચાવ પછી ફાંસી મળે તો હુ તો ગણુ કારુ નહિ ' પછી પાંચ મિનિટ પછી દિનશાએ દામોદરને કહ્યુ 'હુ

જાણું છું એવું અંગ્રેજી જાણતા હો તો મિ. ગોવર્ધનરામ ત્રિશેનો તમારો મત કાલે હતો તે કરતાં આજે સોગણો ઉત્કૃષ્ટ થાય.'

કેટલાક માનનીય મિત્રોએ કહ્યું હતું: 'ઇંડિયન લૉ રિપોર્ટના પ્રત્યેક અંકમાં તમે લડેલા કેસો આવે છે.'

સાહિત્યના પ્રદેશમાં—૧૦૦૦થી ઓછા નહિ હોય એવા મારા વાચકોમાં, અન્ય કોઇ લેખકને આજે નથી સાંપડયો તેટલો પ્રેમ અને આદર મને સાંપડયો છે.

હવે આટલા બધા લોકોના આ ઉચ્ચ આદરનું મારે શું કરવુ? એને માણવો- એનો આનંદ માણવો—એ મારી પ્રકૃતિમાં નથી. એથી મારી છાતી ફુલાય એ મને અશક્ય લાગે છે એમાં શંકા નથી. આ અને અન્ય ક્ષેત્રોમાં ઉત્કૃષ્ટ ગુણો સાધવામાં મારી ત્રુટિઓ અયોગ્યતાઓ અને નિકૃષ્ટતા હું જાણું છું. અરે પ્રભુ! મને હર્ષગર્વ નથી થતો—એ માટે હું અત્યન્ત અલ્પ વિભૂતિ છું. પણ તેં અર્પેલી આ આશિષોનું મૂલ્ય હું અલ્પ ન આંકી શકું એ હું સમજું છું. એક દિવ્ય હસ્ત આ પવિત્ર પ્રસાદ મારા અલ્પ આત્મા ઉપર વર્ષાવી રહ્યો છે, એ દિવ્ય હસ્ત એ રીતે કોઇ પવિત્ર કર્તવ્ય-નિયોગ માટે મારી વરણી કરે છે એવું મને લાગે છે; એ નિયોગને ઉકેલવો, સમજવો, અને અનુસરવો એ મારો ધર્મ મને લાગે છે. આ સર્વમાં મારી પવિત્ર જવાબદારી મને લાગે છે, અને એ માટે સમર્થ બનવું દુષ્કર છે, એથી હું કંપ અનુભવું છું. સાંસારિક વિચારોમાં અને અભિલાષાઓમાં નિમગ્ન રહેલા કચ્છના દિવાન પ્રત્યે, એ માને છે તેમ એણે મને દ્રવ્યહાનિ કરી એ કારણે અથવા એ માને છે તેમ એણે મારા પ્રત્યે અમુક પ્રકારનું વર્તન કર્યું એ કારણે, મારામાં ક્રોધનો લેશ પણ સંચાર ન થવો જોઈએ. જે જીવન અભ્યુદયના અનુક્રમમાં પવિત્ર કાર્યનિયોગોનું, અને આપત્તિના અનુભવમાં શાસનનું, દર્શન કરે છે એવા મારા જીવનમાં મને નથી એ દિવાનનું સ્થાન દેખાતું કે નથી મારા પોતાના યશના કે ધનના લાભ માટે હર્ષ ગર્વનો અવકાશ દેખાતો. મહા કચ્છા! આ લક્ષ્ય પ્રત્યે તું મને ખેંચી રહી છો, અને તૃણ જેવો હું જ્યાં તું મને ઉડાડી જાય ત્યાં ઊડું છું

૨૮ મી નવેમ્બર, ૧૮૯૬-

હમણાં જ હું 'grand museum' (સંગ્રહગૃહ) માંથી પાછો આવ્યો. એમાં દશ્યોનો નાનો સંગ્રહ છે જેમાં 'મનુષ્યોનો શિકાર કરતો વાઘ' અને 'વાઘનો શિકાર કરતો માનવ' એ દશ્યો પણ છે. હું રમણીકને જ્ઞાનલાભ માટે એ સંગ્રહગૃહ બતાવવાને ગયો હતો. શિકારનાં આ દશ્યોએ મારા મનમાં મારા જીવનની એ ભયાનક ક્ષણોનું સ્મરણ જાગ્રત કર્યું, જે ક્ષણોએ મને એ ક્ષણોનો સામનો કરવાની અને એમની સામે વજ્રહૃદયી બનીને ઊભા રહેવાની કલા શીખવી હતી

મારા યૌવનના આરંભકાળમાં, મારી એ પ્રિયતમ વ્યક્તિઓના દુર્વર્તનના પ્રથમ દર્શને એ કલાની દીક્ષા મને આપી હતી. એ રાત્રીનું સ્મરણ અત્યારે પણ મને શીત ઉપજાવે છે અને થીજાવી સ્તબ્ધ બનાવે છે. મારા ક્રોધની અને તિરસ્કારની નિર્બળતાએ મારા આત્માભિમાનનો હ્રાસ કર્યો હતો અને ક્રોધને સ્થાને મારામાં દયાભાવ રોપ્યો હતો. હું પોતે નિર્બળ હોઉં, તો બીજાં નિર્બળ હોય તેમના પ્રત્યે ક્રોધ કેમ કરું? મારી છેલ્લી જે દલીલો હતી તેનું બટલરના 'ક્ષમા' વિશેના ઉપદેશ પ્રવચન ઉપરના પ્રોફેસર ટેંચરના વ્યાખ્યાને મર્દન કર્યું હતું; અને માનવીય નિર્બળતાના મારા સાક્ષાત્કારે મને મારા દલીલભર્યા વાગ્યુદ્ધમાં મારા પૂર્ણ પરાજય માટે પ્રવણ અને તૈયાર બનાવ્યો હતો. અને એ પરાજય થતાં હું બીજો-બદલેલો-માણસ બની ગયો ત્યારે મારું વય માત્ર ૧૮ કે ૧૯ વર્ષનું હતું! પરમ પ્રભુ! એ પાવન પરાજયે જન્માવેલા મનોભાવને અનુસરીને, મારે એ જરા જેટલી રજને આચ્છાદી રહેલ અગ્ર રહસ્ય ઉપર પડદો પાડવો એ મારો ધર્મ છે. બીજાઓના દોષના બીજાંઓમાં જે એટલો જુગુપ્સિત જણાયો કે મારામાં એનુ અસ્તિત્વ ન જ ચાહું એવા બીજાઓના દોષના-એ દર્શને મારી સદ્‌ગુણની અભિલાષાને નવું બળ અર્પ્યું હતુ. અને એ રીતે હું સદ્‌ગુણ સાથે નમ્રતા અને ક્ષમાવૃત્તિ જાળવતાં શીખ્યો. પ્રભુએ મને શીખવ્યું એ-એ વજ્રકઠોર મનોમાર્દવ.

મારી પ્રથમ પત્નીના મૃત્યુના સમાચાર મેં શાંત ચિત્તે સાંભળ્યા હતા, જો કે વર્ષો સુધી એકાંતમાં મેં રુદન અને ક્રંદન કર્યું હતું-

મારી પેઢીનો નાશ, માતાપિતાની આપત્તિઓ, ભાવનગર ગયો ત્યારસુધીની મારી માનસિક, શારીરિક અને આર્થિક બાબતોમાં પરતંત્રતા—એ સર્વેએ ૧૯૦૮ સુધી હૃદયથી મને ફકીર બનાવ્યો હતો; અને મને સ્મરણ છે કે ચાઇના બાગમાં મારા મધ્યરાત્રીના મનોમંથનમાં પાછા ફરતાં એક વાર છોટાલાલ સેવકરામની જિજ્ઞાસાના ઉત્તરમાં મેં કહ્યું હતું કે હું તો મારા માટે સામ્રાજ્ય સ્થાપવાનાં નિરંતર ઉદ્યુક્ત રહું છું.

ભાવનગરના દિવસોએ મને આર્થિક રાહત આપી હતી, પણ મને ઉદ્વેગ અને ચિંતાનો પાર નહોતો, અને હું કર્મપ્રવૃત્ત ફકીર જેવો જીવનમાં ધપ્યે જતો હતો.

કૉલેજના દિવસોમાં મારા ઉપર મૂર્ખતાભર્યો આરોપ નાખવામાં આવ્યો હતો ત્યારે મેં મુક્ત હૃદયે હાસ્ય કર્યું હતું એનું સ્મરણ થતાં હું આજે પણ હસું છું. આવે પ્રસંગે હું હસ્યો એ વિચારથી ચિમનલાલ સેતલવડ સદાય આશ્ચર્યચકિત બને છે. અમારા વસતિ ભાગમાં ઉગ્રતાથી વ્યાપી રહેલા પ્લેગ વિશે હું વાત કરું છું ને હસું છું એમાં મારી શાંતિ અને સમચિત્તતા જોઈને, અને પસાર થતા પ્રત્યેક કલાકના પરિણામની રાહ જોવામાં જણાતી મારી પ્રભુશ્રદ્ધા અને મનની તૈયારી જોઈને પણ, એમને એવું જ આશ્ચર્ય થાય છે. મારા મકાનની નજીકના તબેલાઓમાં આગ લાગી ત્યારે મેં મારાં પ્રિય સ્વજનોને અને ઘરેણાંમાંદાંને ગુલાબશંકરને ત્યાં મોકલી દીધાં, અને પછી મારા ઘરને તાળું માર્યું અને મારા ઘરના રવેશમાં ઘરની વીશ ફૂટની અંદર જળતા ભડકાઓની પ્રગતિને શાંતિપૂર્વક નીરખતો ઊભો રહ્યો, એ સાંભળીને પણ એ એટલા જ ચકિત થાય છે.

આ તો છે થોડાક નમૂના : મારા જીવનમાં મે વિવિધ વિપત્તિઓ જોઈ છે; અને મહાઇચ્છા મારા ઉપર જે આપત્તિઓ નાખે તે સર્વ માટે મારી તૈયારી છે. મહાઇચ્છા પોતાના સંહારક હસ્તનાં અગમ્ય રહસ્યોને તાગવાની શક્તિ ન આપે તો પણ આ ઘડીઓ એવી છે જેમાં શ્રદ્ધામય અને વજ્ર જેવા દૃઢ થવાનું આપણે શીખી લેવું જોઈએ. જે હસ્ત સર્જે છે તે જ સંહારે છે, અને જે સર્જાય છે અને સંહારાય છે તે પણ તે જ છે, તેની લક્ષ્ય શક્તિ છે, જેમાં મારા જેવા પામર અણુ-બિંદુઓનો સમાવેશ થાય છે; ઇશુ ખ્રિસ્તે કહ્યું હતું તેમ, 'પ્રભો! તારી ઇચ્છા મુજબ હો! મારી નહિ!'

૧૩ મી ડિસેંબર ૧૮૯૬

પ્લેગ, શરૂ થયો ત્યારથી, અવિરત વધ્યા અને ફેલાયા કરે છે. મુંબઈમાં રોજ ૧૦૦ માણસો મરે છે. ઠંડી વધી તે સાથે આ ઉપદ્રવ વધ્યો છે અને સુધારાનું એક પણ ચિહ્ન દેખાતું નથી. કોઈ કોઈ દિવસોએ, હું ધારું છું, ૧૫૦ માણસો પ્લેગથી મરણ પામે છે. આ રોગ ગટરમાંના ઉંદરોથી શરૂ થાય છે અને અંતે માનવોને આક્રમે છે. ઘડીમાં અહીં અને ઘડીમાં ત્યાં એ ઊડી પહોંચે છે. ડૉક્ટરો અને અધિકારીઓ નિરુપાય છે.

માંડવીમાં પ્લેગ પ્રથમ ફાટી નીકળ્યો ત્યારે બીજા લત્તાઓ એથી મુક્ત હતા તેમ હજી અંગ્રેજોના લત્તા પ્રમાણમાં મુક્ત છે. પ્લેગના વ્યાપનો પરિધિ વિસ્તર્યા કરે છે; એની ત્રિજ્યા કેટલી વધશે એ કહેવું મુશ્કેલ છે. આખું મુંબઈ પ્લેગના સકંજામાં છે. ત્રિજ્યા લંબાઈને આસપાસનાં ગામો સુધી પહોંચશે ત્યારે પ્રભુ જાણે શો કાળો કેર વર્તશે

ઉચ્ચ અને નીચ, સર્વ લોકોનાં ટોળેટોળાં રોજ રોજ મુંબઈ છોડીને નાસે છે. જેઓ બહુ દૂર નાસી શકે તેમ ન હોય તેઓ નજીકમાં અને તેટલે દૂર જઈ રહે છે. થાણા, કલ્યાણ, પૂના—જી. આઈ પી રેલ્વેનાં આ બધાં સ્ટેશનો, અને આ બેટમાં અને તેની પાર બીબી. એન્ડ સી. આઈ રેલ્વે પરનાં વસઈ, વિરાર, સુરત અને ભરૂચ સુધીનાં સ્ટેશનો મુંબઈથી ડરીને ભાગેલાં નરનારીઓથી ભરાઈ છલકાઈ ગયાં છે, અને ત્યાં ભાડું આપતાં પણ ઘર મળતાં નથી.

હું આ ભયાનક દૃશ્ય નીરખ્યા કરું છું, એનો ખેદ મારા મન પર ધીમો પણ સતત વધ્યા કરે છે. દિવસે અને રાતે, મૃતદેહોની યાત્રા, પાછળ રડનારાઓનાં આક્રંદ, આ દારુણ વિનાશને જોઈને ચિત્તનો ભ્રાંત આવેગમય સંક્ષોભ અનુભવતાં સ્ત્રીપુરુષોનો ફફડાટ, પોતા માટેના ભયથી અને મરેલાંઓ માટેના શોકથી થતો, પ્રકટ બનતો વૃત્તિક્ષોભ—આ બધું; મેં કદી અનુભવેલ કે જોયેલ નહિ, એવું માનવજાતિનું સાંપ્રત અને ભાવી—શારીરિક અને માનસિક— દુઃખ વ્યક્ત કરે છે.

ચિંતાવ્યગ્ર માતપિતા અને સગાં મને ક્ષેમાર્થે ધંધો છોડી નડિયાદ જવા કહે છે. હું મારી પત્નીને, બધાં બાળકો અને નાને·

સાંઓને લઈને, નડિયાદ જવા કહું છું. એ કહે છે એને પોતાની ચિંતા નથી, અને હું અને મારો ભાઈ પ્રથમ ન જઈએ તો તે પોતે જવાની દઢ ના પાડે છે; એ કહે છે કે એનું પોતાનું જીવન અમારાથી વધારે કિંમતી નથી, અને અમને અહીં એકલા તજીને પોતાની સલામતી ખાતર અહીંથી જવાને એને હુ કોઈ પણ પ્રકારે સમજાવી શકતો નથી. હાજી અબાજી કહે છે કે એ પોતે ન જાય ત્યાં સુધી બીજે જવાની એની પત્ની સ્પષ્ટ ના કહે છે. ચંદાવરકર કહે છે કે એ પણ આ જ બાબતની તકરાર એની પત્ની સાથે સાત દિવસથી કરે છે, પણ એને યે આવો જ દૃઢ જવાબ મળે છે. હુ એમને કહું છું, 'હિંદુ પત્ની' આવા પ્રસંગોમાં કેવી પરીક્ષામાં પાર ઊતરે છે એ જોજો, અને એનુ મૂલ્ય પારખજો.

\+ \+ \+

દરમ્યાન રમણીક અને જયંતીને નડિયાદ મોકલવાની વાત ચાલે છે. મારો ભાઈ–નરહરિ–એક બે દિવસ માટે ફારક થઈને એમની સાથે નડિયાદ જવાને, અને ત્યાં ચિંતામાં પડેલાં સગાંઓને સ્વસ્થ કરીને પાછો આવવાને, તૈયાર થયો છે આ સંજોગોમાં અમે અહીં રોકાઈ રહ્યાં છીએ એ એના અભિપ્રાયને લીધે જ છે, એટલે માત-પિતાને પોતાના અભિપ્રાયની યોગ્યતા સમજાવવાનું તથા એમને દોષમુક્ત કરવાનું કર્તવ્ય એણે જ કરવુ રહે છે. અને એના, કે મારી પત્નીના, કે મારા પોતાના મતને પરિણામે બાળકોને આ મોટા જોખમમાં રાખવાની જરૂર નથી.

અરે પ્રભુ! તારા નિયમોનાં અને તારી ઇચ્છાઓનાં આ અદ્ભુત પરિણામો છે, અને એ નિયમો તથા ઇચ્છાઓ અમારાં જ મનની, શરીરની અને સંજોગબળોની પ્રવૃત્તિઓ દ્વારા કાર્ય કરે છે; તારા એ આદેશોનો વિરોધ કરવાની નથી મારામાં શક્તિ કે નથી મારી ઇચ્છા; તારા એ આદેશોને હું અનુકૂળ બનું છુ—પછી ચાહે તો એ મને અને મારાં પ્રિયજનોને ઉદ્ધારે કે સંહારે; તારો પ્રકાશ મને જેવું કર્તવ્યદર્શન કરાવે તેવું કર્તવ્ય હું કરું એ મારા માટે પર્યાપ્ત છે. પ્રભુ! મહાઇચ્છા! અને છતાં એ પણ ખરું છે કે તારી સંહારક હિતદૃષ્ટિને વશ થવાની જે ક્ષણો છે તે આંતરમંથનની ક્ષણો છે, પામર માનવચિત્તની અકથ્ય આયાસવેદનાની ક્ષણો છે.

અને તેં હજી, તેં જ મને આપેલા, સંવેદનશીલ માનસતંત્રનો નાશ કર્યો નથી. એ માનસતંત્ર હવે પછીની, કોઈ પણ વિલક્ષણ ક્ષણે બને એવી, દારુણ ઘટનાની રાહ જોઈ રહ્યું છે; એ માનસતંત્ર, કાલભગવાનનું ત્રીજું નયન ઊઘડે અને જે એક કે અધિક અહમ્ વ્યક્તિઓને તેની જ્વાળા ગ્રસવા ચાહે એના ઉપર પોતાની સંહારક અગ્નિશિખાઓ ફેંકે, એ ક્ષણની રાહ જોઈ રહ્યું છે. એ માનસતંત્ર એ અગ્નિશિખાઓમાં સ્નાન કરવા માટે તૈયાર થઈ રહ્યું છેઃ મહેચ્છા ! તું એને એમ કરવા ઇચ્છે, અને તારી અસાધારણ દ્રષ્ટ્રાઓ તારી સાધારણ દ્રષ્ટ્રાઓને પીસી નાખે, ત્યારે એ ન કરવાનો મને શો અધિકાર છે? એ માનસતંત્ર, એવી, તારી દ્રષ્ટ્રાઓના અજ્ઞાત કાર્યપરિણામની રાહ જોઇ રહ્યું છે—કુતૂહલથી, સ્થિર અચિંત નયનોથી, આયાસખેદથી, શાન્તિથી, દૃઢતાથી અને અનુકૂલ વૃત્તિથી, જો કે શારીર નિર્મલતાનાં ચિહ્નોના પ્રાદુર્ભાવ સાથે.

૧૪મી ડિસેંબર, ૧૮૯૬.

નિવૃત્તિ વિશે : આ સમયે-મુંબઇની રોગમય હવાને કારણે —મારે નિવૃત્તિ પરાણે લેવી પડી તેનો મને ખેદ નહિ થાય. માત્ર એટલું હું ઇચ્છું કે સ્વેચ્છાએ નિર્ણય કરી શકું ત્યાં સુધી એ પ્રશ્ન મોકૂફ રહે, કારણ કે તો જ એ દૃષ્ટાંતરૂપ બને અને પૂર્ણ તૈયારી પછી પ્રતિષ્ઠા જાળવીને હું નિવૃત્ત થઈ શકું—સંજોગોથી પરાજિત થઈને નહિ પણ માગ લક્ષ્યની સિદ્ધિ રૂપે. પણ એ માર્ગમાંથી કયો લેવા પડે એ તો મહેચ્છાના હાથની વાત છે; હું તો, એમાં જે માર્ગ પ્રાપ્ત થાય એને સત્કારીશ.

આજે સવારે મને સ્વપ્ન આવ્યું કે હું મારા 'સરસ્વતીચંદ્ર' ના ૪થા ભાગનું સમાપન વાંચતો હતો—એ સમાપનમાં મેઘદૂત કાવ્યના અંત ભાગની કોમલતા અને સૌંદર્ય સંક્રાંત થઇ હતી-અને એમાંની એક નાયિકા વિશે કહેતો હતો :

'उत्सङ्गे वा मलिनवसने सौम्य निक्षिप्य वीणां
मद्गोत्राङ्कं विरचितपदं गेयमुद्गातुकामा। ઇત્યાદિ'

મારી જાગ્રદવસ્થામાં ૪થો ભાગ મેં અદ્યાપિ આરંભ્યો પણ નથી,-અને પ્રભુ જાણે એ આરંભ માટે હું જીવીશ કે નહિ. ૧લા ભાગનું મરાઠી ભાષાંતર પૂરું છપાઈ ગયું એમ કહે છે.

. . .

૧૬મી ડિસેંબર ૧૮૯૬.

રમણીક અને જયંતિ નરહર સાથે નડિયાદ કાલે રાત્રે ગર્યા. એટલે અમે પુરુષસંતાનને—વંશના આશાંકુરને પુરુષવૃદ્ધ સાથે—મારા વૃદ્ધ પિતા સાથે રાખવાની યોજના કરી.

+ + +

૧૮મી ડિસેંબર, ૧૮૯૬.

મારી પ્રકૃતિને આ એક વિલક્ષણ અંશ છે: વ્યક્તિઓની મનોગૂઢ ઈચ્છાઓનો મેં અભ્યાસપૂર્વક પરિચય મેળવ્યો છે અને એ ઇચ્છાઓ પૂર્ણ કરવાના કર્તવ્યને અનુકૂળ બની જવાની મેં મારી નિર્ણાયક વિવેકબુદ્ધિને ફરજ પાડી છે.

+ + +

૨૭મી ડિસેંબર, ૧૮૯૬.

અમુક વ્યક્તિઓના હિતનું ધ્યાન રાખવું એને મેં અનેક-વાર મારું કર્તવ્ય માન્યું છે, અને એની ખાતર મેં માત્ર વ્યય અને સ્વહિતત્યાગ કર્યો છે એમ નહિ પણ સમયે સમયે મારા વ્યવહાર-નીતિના અને શાણપણના સ્વીકૃત સિદ્ધાંતોને પણ ઉલ્લંઘ્યા છે, અને એ દેખતી સ્વૈરતાને કારણે ઉપહાસ, નિંદા અને અવિશ્વાસ પણ વેઠ્યાં છે. આ કારણ અને એ પરિણામ મે આગળથી વિચારપૂર્વક સ્વીકાર્યાં હોય છે અને ધારી લીધાં હોય છે. કૃતજ્ઞતાની અપેક્ષા મે કદી રાખી નથી—એમાં હું માનવમર્યાદા પરત્વે સભાન રહું છું; મેં કદી કંઈ આભારસ્વીકારની આશા રાખીને કર્યું નથી. મારો પરિતોષ એ જ રહ્યો છે કે જેમને અમુક લાભ થાય એમ મેં ઇચ્છ્યું હોય એમને એ રીતે એ લાભ થયો છે—અને એનો મને સંતોષ છે. એ રીતે, જે કરવાનું હોય તે હું કરી પરવારું છું. પણ ઉપકારનાં એ પાત્રોએ માત્ર અકૃતજ્ઞતાથી સંતોષ નથી માન્યો પરંતુ મેં એમના માટે જે કર્યું તે માટે મારા મોં પર અને પીઠ પાછળ મારા પ્રહારો કર્યાં છે. આવી આશા તો મેં રાખી નહોતી એ હું કબૂલ કરું છું, અને એટલાપૂરતી મારી નિષ્ફળતા ગણું છું; પણ એવે પ્રસંગે મેં તો એ પ્રહારો—મેં ધાર્યું હોય તેવો લાભ એમને સંપૂર્ણ મળે ત્યાં સુધી—ધૈર્યથી સહી લીધા છે તે સાથે જ, એમને પૂરતા પ્રમાણમાં લાભ મળી ચૂકે એટલે આ વ્યક્તિવિભૂતિઓને દૂર

કરવામા મે મારી કોમલ વૃત્તિની નકતર અનુભવી નથી મારે હાથે જે લાભ મળ્યો હોય તેથી અધિકતર લાભ મેળવવાની બીજાઓની આશાને ઉત્તેજવાની પણ મારા સૌજન્યના કોઈ અગભૂત તરીકે અને ફરજ પાડી નથી

આપણા સમાજમાં કન્યાઓને જેની આપણને પૂરી જાણ ન હોય એવા ઘરમા ફેકી દેવાય છે સજ્જનો, એટલે માતપિતા અને અપરિચિતો પ્રત્યે સજ્જનતા બતાવનારાઓ, પોતાની પત્ની પ્રત્યે દુર્જન બને છે, અને પોતાની કિશોરી બાલપત્નીઓનુ દુ ખ જેમને બહુ દુ ખકર બન્યું હોય એ લોકો પણ એમથી પોતાની પુત્રવધૂ ઓના હિતાર્થે ભોગગ્રહણ કરવા ઇચ્છતા નથી વેદના છે એ સત્ય છે, અને માતપિતા જે દુ ખવેદના ભોગવે છે તે એમની પુત્રીને ફરવાવી રહેલી વેદનાના પરિમાણની સૂચક હોય છે અને એ છતા, હિંદુઓની ફરજ છે કે આ છૂપો કટવો ઘૂટડો ગળી જવો અને વળી પોતાની પુત્રીઓને જમાઇના હાથમાં અને ઘરમાં હડસેલી દેવાના પૂર્ણ પ્રયત્નો કરવા, અને પોતાના જ બાળલગ્નમા જે કૃત્રિમ ગ્રથિની કલ્પના કરવામાં આવી હતી એ કૃત્રિમ ગ્રથિની રચનાને ઉત્તેજન આપવાં કરવુ યુરોપમાં પુખ્તવયે લગ્નો થાય છે તેમાં સ્વાભાવિકતા છે પણ ગમે ટેટલી એવી સ્વાભાવિકતા છતાં ત્યાં આદર્શ એવો છે કે એ લગ્નગ્રથિ આરભેના એ ભલે સ્વાભાવિક હોય પણ કૃત્રિમ થવા માડે ત્યારપછી પણ ટકાવી રાખવી અને નભાવી લેવી- લગ્નવિચ્છેદના કાયદાનુ કડકપણુ આ આદર્શનુ પરિણામ છે આથી યુરોપ અને ભારત વચ્ચે તફાવત એ છે કે ભારતમાં લગ્ન ગ્રથિની કૃત્રિમ અવિચ્છેદ્યતા છે અને યુરોપમાં એ કેટલીક કડક શરતોને અવલબે છે, તફાવત એ નથી કે યુરોપમા આ ગ્રથિ કૃત્રિમતાથી સર્વથા મુક્ત છે. લગ્નગ્રથિનો જે આદર્શ છે એ આદર્શરૂપ અશોમાં પણ આ કૃત્રિમતા એટલે કૌટુબિક જીવનમાં પ્રપચ અને ખટપટ, અને એ બતાવે છે કે પ્રગતિશીલ સમાજોની સમષ્ટિભૂત સહજવૃત્તિઓએ સામાજિક અને કૌટુબિક નતિતત્રમાં રાજ્યતત્રીય વિચારસરણિને આણી મૂકી છે, અને, અનેક યુગોનો અનુભવ કહે છે તેમ, સામાજિક પ્રશ્નોમાથી આપણે રૂઢિને અને રાજકારણને દૂર રાખી શકીએ તેમ નથી અને, હેતુ અથવા કારણ પ્રમાણે પરિણમનો નિયમ કલ્પતી સૈદ્ધાતિક તર્ક પદ્ધતિ પ્રમાણે સસ્થાવિષયક નીતિનિયમો સ્થાપવા, અને

એ આધારે, બિચારા મિ. તેલંગ માફક, આપણી વિધવાઓને યતા અન્યાયના વિચારથી ક્રોધ કરવો એ નભે તેમ નથી. સર્વ માનવ-સંસ્થાઓ માફક સામાજિક નીતિતંત્ર પણ પરિણામ જોઈને કારણના નિયમ કલ્પવા પડે એવું શાસ્ત્ર છે. એથી નૈસર્ગિક-સામાજિક-આદર્શોનો કવિત્વમય ખ્યાલ, તેમ જ બાલસુલભ ભાવના, એ બંનેએ, પ્રત્યક્ષ પરિણામોથી અને અનુભવથી મળતા બોધ આગળ નમવું પડે. અનુભવના આ પાઠ તે કાં તો થોડા વિશિષ્ટ મનુષ્યોનો ઐતિહાસિક અને વ્યાપ્તિસાધક અભ્યાસ તારવી શકે અથવા અનેક મનુષ્યોની વ્યવહારવિષય સહજબુદ્ધિ પારખી શકે. અને આ રીતે આ માનવ-ઊર્ણનાભો પોતાની આંતર શક્તિમાંથી જે અગમ્ય પણ કલામય નિયમ-જાલ રચે તેની મર્યાદામાં વિચારવામાં જ જનસમૂહે સંતોષ માનવો પડે.

૨૪ મી ડિસેંબર, ૧૮૯૧.

માનવના ઉરમાં સ્વહિતની સહજવૃત્તિઓ હોય છે તે સ્વરક્ષણની વૃત્તિઓ જેટલી જ સ્વાભાવિક, આવશ્યક અને નિર્દોષ છે. કારણ કે ઉત્સર્ગસિદ્ધિનું—આત્મવ્યયનું—તત્ત્વદર્શન વિકાસના તત્ત્વદર્શનના કાયમના પાયાની ઉપર જ રચાયું છે; એના ખંડિયેર ઉપર નથી રચાયું. આત્મવ્યય એ નીચે રહેલા આધારભૂત વિકાસના સ્તર ઉપર રહેલો ઉપલો સ્તર છે. એ બંને પરસ્પર સાપેક્ષ આધારસ્તંભો છે—પ્રત્યેક એ અન્યનો પૂરક છે, પુરુષ અને સ્ત્રી છે તેમ; એકનો ખ્યાલ અન્યમાંથી ઉદ્ભવે છે. માનવના પ્રમાદો વમે છે, આ સહજવૃત્તિના પોષણમાં નહિ; પણ (૧) એનાં સાચાં સાધ્ય હિતોના અજ્ઞાનમાં; (૨) એના વિશે ખોટી સમજણમાં; (૩) એના દુરુપયોગમાં, અર્થાત્, સ્થાને અને અસ્થાને, સમયે અને કસમયે, અને ક્યાં અટકવું, કેવી રીતે અટકવું અને ક્યાં ન અટકવું એ જાણ્યા વિના, એને અનુસરવામાં; અને (૪) યોગ્ય ઉદ્દેશો અર્થે અયોગ્ય ઉપાયોના ઉપયોગમાં. હું મારાં નિકટતમ વર્તુલોમાં પ્રિયતમ સ્વજનો પ્રત્યે દૃષ્ટિ કરું—જેમણે મને ચિંતાપૂર્ણ અનુભવો કરાવ્યા છે અને માનવના બળનાં અને નિર્બળતાનાં ગૂઢ લક્ષણતત્ત્વોનું વિચિત્ર દર્શન કરાવ્યું છે; કે હું જેમાં હું વસુ છું તે સમયોમાં, દેશોમાં અને વિશાળ જગતમાં ઉદ્ભવ્યા કરતી મહાઘટનાઓને અવલોકું; તો બંનેમાંથી એક જ

બોધ નીકળીને મારી દૃષ્ટિમાં બળપૂર્વક આવે છે અને ફરી ફરી આવ્યા કરે છે. મહાઇચ્છા આ જ્ઞાતા તથા સેવક ઉભયની અંદ અને બહાર, વ્યાપી રહી છે, અને પોતાના લક્ષ્ય નાટકના અ બિંદુને આવા બોધપૂર્ણ રંગોથી રંગે છે, એમાં શંકા નથી.

લોકો મુંબઈ છોડીને જાય છે. પ્લેગ હતો તેવો જ છે. મારા આજુબાજુનાં બધાં ઘરો ખાલી છે. મારું ઘર પણ ખાલી છે; મારાં માણસો જોડે કાલે વસઈ જાઉં છું; એક નોકર ઘર સંભાળવાને રહેશે, અને આ મકાનમાં બહુ થોડાં માણસો રહેશે. ઉંદરો મરે છે, અને મનુષ્યો પણ ઉંદરની માફક મરે છે. કોણ મૃત્યુના મુખમાંથી બચશે એ મહેચ્છા જ જાણે છે. શાંત અને સ્વસ્થ અને છતાં ઉદ્યોગી રહીને અમે કર્તવ્યની કેડીને અનુસરીએ છીએ.

૨૭ જૂન, ૧૮૯૭

૨૩-૧૨-૧૮૯૬ થી ૧૮-૩-૧૮૯૭ એ બધો સમય, મુંબઈના પ્લેગને કારણે, મારા આખા કુટુંબે વસઈમાં ભલા દામોદર કિસનના ઘરમાં ગાળ્યો. કોર્ટનો સમય ફેરવીને ૧ થી ૫ નો કરવામાં આવ્યો હતો, અને અમે સવારે અને સાંજે વસઈ અને મુંબઈ વચ્ચે, રોજના ૭ કલાક, કથોરા સમયે મુસાફરી કરતા; ભોજન-સમય કથોરો, ઊંઘના કલાક પણ કથોરા. એપ્રિલ અને મે અમે નડિયાદમાં ગાળ્યા. મુંબઈમાં કુલ મૃત્યુપ્રમાણ વધારેમાં વધારે રોજના ૩૦૦ થયું હતું, અને વસતિ એક કે બે લાખની જ હતી—અમે વસઈ હતા તે દરમ્યાન. હવે મરણ રોજ ૬૦ થી ૮૦ થાય છે અને વસતિ ૭ લાખની લગભગ છે.

\+ + +

અમે વસઈ અને મુંબઈ રહ્યાં તેની ચિંતામાં પિતા બીમાર પડ્યા છે. ખાસ રોગ કંઈ નથી. પણ અન્ન કોળિયો પણ લઈ શકતા નથી અને લેતા નથી, અને હાડપિંજર બની ગયા છે, અને સંપૂર્ણ સહાયતા વિના ચાલી ફરી શકતા નથી. બધા કહે છે કે એમની જિંદગી ભયમાં છે, ડૉક્ટરો hopeless case કહે એવી લગભગ.

૨૫ મી જૂન, ૧૮૯૭.

પિતાની માંદગીએ ચોક્કસ ગંભીર પલટો લીધો છે. નડિયાદથી અને તાર મળ્યો, હું ત્યાં ગયો, અને ઉપચારનો ક્રમ નક્કી કરીને પાછો ફર્યો. એક વિષમ સમસ્યા ઊપજી હતી. ડૉક્ટરે એમને પ્રાણિજ દવા સૂચવી, જે પિતાને ન આપવા હું વચને બંધાયો છું. એ દવાઓ વિના ડૉક્ટરો અસહાય છે; એઓ કહે છે કે કાં તો મારે પિતાને છેતરવા, એમનો ધર્મ લોપાવા દેવો અને મારું વચન લોપવું; અથવા એમને મૃત્યુના મુખમાં મૂકવા. + + પિતાને છેતરી એમની મોંઘામાં મોંઘી ભાવનાને, જિંદગીની એમની અંત ઘડીએ હું ભોંયું નહિ પરિણમે એમની પોતાની ઇચ્છાને માન આપીને મેં એમને દેશી વૈદ્યોના ઉપચાર નીચે મૂક્યા છે, અને એ ઉપચાર નિષ્ફળ નહિ થાય એવી હું આશા રાખું છું. બંને રીતે જોખમ છે; ડૉક્ટરો પણ સારું થવાની આશા આપતા નથી; અને મેં લીધો છે તે માર્ગે એમનો ધર્મ સચવાય છે અને મારી પ્રમાણિકતા જળવાય છે એટલો લાભ તો કમમાં કમ છે. ×.

+ + +

મારું વય લગભગ ૪૨ વર્ષનું થયું છે. મારા પિતાનાં કરજો ભરપાઈ કરીને અને એમની દેવપ્રતિમા વગેરે બાબતોમાં એમનો અંતિમ ઇચ્છાઓ પાર પાડવાનું સ્વીકારીને મેં પિતા પ્રત્યેની મારી ફરજ બજાવી છે. પોતાની એ ઇચ્છાઓ મારા કાકા શ્રી મનઃસુખરામને કે મારી માતાને, કે મારા ભાઈને કે મને પણ ન જણાવવાના નિશ્ચયને એઓ દઢતાથી વળગી રહ્યા હતા. જે ન પળાય તો એમને અંત ક્ષણોમાં દુઃખ થાય એવી આ ઇચ્છાઓ વીગતવાર જાણી લેવાનું કાર્ય મારી પત્નીએ કર્યું; અને મારી પત્નીના એમના પ્રત્યેના સ્નેહમાં, એની ધાર્મિકતામાં, પ્રામાણિકતામાં—ઇત્યાદિમાં—એમને પૂર્ણ શ્રદ્ધા હોવાથી એમણે પોતાની ઇચ્છાઓ એને જણાવી. મારી પત્નીના સહજન્ય સૌજન્ય અને સદ્‌ગુણ વિશે મારો જે અભિપ્રાય છે તેનું આ પર્યાપ્ત અને અર્થસભર સમર્થન છે; મારો એ અભિપ્રાય આ નોંધનાં પાનાંઓમાં હું વારંવાર વ્યક્ત કરતો; પણ મારી પત્ની તથા મારાં માતા અને અન્ય કુટુંબજનો વચ્ચેની બાબતોમાં મારો ન્યાય નિષ્પક્ષ ગણાય

કે નહિ એવો મારા અંતઃકરણમાં પ્રશ્ન ઉદ્‌ભવ્યો તે કારણે મેં એ અભિપ્રાય વ્યક્ત કરવાનું બંધ કર્યું હતું. મારા કાકાને મારી પત્ની વિરુદ્ધ એમની દૌહિત્રી વિશે અર્થહીન વાતો પહોંચી છે એ હું જાણું છું; અને મારા માટે તથા મારી પત્ની માટે એમનો અભિપ્રાય યથાર્થ નથી એવી મને બીતિ છે. પણ એમને એ માટે મળેલાં સાધનો પરત્વે મારાથી કંઈ થઈ શકે નહિ, અને હું મારી પત્નીના ગુણગાન પણ કરી શકુ નહિ કારણ કે એવી મારા શબ્દો અયથાર્થ ગણાય અને મારુ હૃદય, વહુઘેલું ન ગણાય તો, પક્ષપાતી ગણાય. પણ મારા કુળના વૃદ્ધતમ પુરુષ પાસેથી આવો વર્તનમાં ઊતરતો ન્યાય મળે—મારાં સ્વ॰ કુટુંબજનોના હૃદયોની જેમણે વર્ષો સુધી પરીક્ષા કર્યા કરી છે—એમની કનેથી એમના જીવનના અવસાનસમયે આવો ન્યાય-નિર્ણય, આવી હૃદયદ્રાવક રીતે મળે તેથી (૧) મારી પત્ની વિશેના મારા મતને સર્વોચ્ચ વ્યક્તિ તરફથી સમર્થન મળ્યું તેનો મને હર્ષ થાય છે, (૨) મારી પત્નીને પરહિતપરાયણ બનવાની કેળવણી મે આપી તે કેટલે સુધી સફળ થઈ એ સૂચવાય છે, અને (૩) મારા પત્નીને એનો તરફેણમા પ્રકટ સક્રિય ન્યાય મળતાં એના હૃદયને પૂરતો બદલો મળે છે. મારી પત્નીને મન એનું આ પ્રકારનું મૂલ્ય છે. પિતાની એ ઇચ્છાઓમાં અમને લાભ કંઈ નથી. એ ઈચ્છાપૂર્તિ ખાતર અમારે ખર્ચ કરવો એ જ એનો અર્થ છે. અને છતાં, એ ઇચ્છાઓ પૂર્ણ કરવાનું કાકાએ વચન આપ્યું હતું તે છતાં, એમને જણાવવાની ના પાડી. અને ત્યારપછી મારી પત્નીને વિશ્વાસપૂર્વક જણાવી, એથી મારી પત્નીને જે પ્રમાણપત્ર મળ્યું તે એટલું બહુમૂલ્ય છે કે એમાં એણે આજ સુધી વેઠેલા સર્વ અન્યાયનું વળતર વળી રહે છે. પરંતુ મારી પત્નીની પ્રશંસા કરવામાં બીજાઓ વિરુદ્ધ ટીકા ન કરવી એ મારો ધર્મ છે. પ્રભુ એમનો એમની પામર વૃત્તિઓમાંથી ઉદ્ધાર કરશે.

પિતાને એમના સર્વ અભિલાષ પૂર્ણ કરવામાં હું સહાયક બન્યો છું એમ હું માનું છું. માતાના સર્વ મનોરથો પૂર્ણ કરવાના પણ મેં પ્રયત્ન કર્યો છે, અને શાંતિ અને સુખસંપત્તિ અને મારી પત્ની અને મારાં બાળકો પ્રતે મારી સર્વ ફરજ પૂર્ણ કરી પરવારવા પર્યંત આવી પહોંચ્યો છું એવું મને લાગે છે. અમે હવે મારે ભાગે

આવેલા—ખરુ જોતાં મે લીધેલા—ઘરમાં આવી રહ્યાં છીએ. કેટલાક કહેશે કે એ ઘર મને મિલ્કત—વહેંચણીમા મારા ભાગ તરીકે મળ્યુ છે, પણ વસ્તુત મે એ વેચાતુ લીધુ છે એમાં સમારકામ પૂરુ થયુ છે અને હવે એ એઓ આબરુભર રહી શકે એવુ– હુ પણ નિવૃત્ત થઉ ત્યારે રહી શકુ એવુ—યોગ્ય અને સગવડવાળુ બન્યુ છે હુ હાલ એ ઘરમાં છુ, જૂને ઘેર અમે જમવા માટે જ જઈએ છીએ મારી પત્ની આ નવા ઘરમાં રહે છે અને સૂએ છે એટલે રાત્રે એના મનને શાંતે રહે છે પોતાનાં બાળકોના ભવિષ્યની એને હવે કશી ચિંતા નથી + + + એગને અહીં મારુ કર્તવ્ય મે લગભગ પૂર્ણ કર્યું છે નડિયાદના વસવાટનુ બધુ ખર્ચ મે ઉપાડયુ છે—માતુશ્રીની એવી ઇચ્છા હતી મે માતુશ્રીને સ્પષ્ટ કહી પણ દીધુ છે કે કુટુબના જૂના ઘરમા અનુકૂળતા નથી એવુ જણાશે તો મારી પત્ની મારા નવા મકાનમાં જમવાનુ રાખશે

હવે મે શ્રી કૃષ્ણલાલ ઝવેરીને મારી વકીલાતમાં મદદનીશ તરીકે રાખ્યા છે આ વ્યવસ્થા ખરચાળ તો છે, પણ જો હુ નિવૃત્તિ ન લઉ તો, મને મારાં સાહિત્યવિષયક અને સમાજહિતનાં કર્તવ્યો માટે સમય રહે એ માટે આવશ્યક છે આ વ્યવસ્થાથી એ ઉદ્દેશ પાર નહિ પડે તો પછી પૂર્ણ નિવૃત્તિ સિવાય અન્ય વિકલ્પ રહેતો નથી કારણ કે ઉચ્ચતર આદર્શોને અને વિશાળતર કર્તવ્યોને ભોગે ધનાર્જનમા મારુ આખુ જીવન વીતાવવાની મારી લેશ પણ ઇચ્છા નથી.

+ + +

૩૭ જુલાઈ ૧૮૮૭

હુ મને પોતાને આ પ્રશ્નો ક્રોધપૂર્વક પૂછ્યા કરુ છુ હુ એકદમ નિવૃત્ત શા કારણે થતો નથી? જો દ્રવ્યની ઊણપ નડતી હોય, અને નિવૃત્ત થવાની મારી દૃઢ ઇચ્છા જ હતી, તો મે કચ્છ કમિશનનુ કામ શા માટે છોડી દીધુ? એ ન છોડયુ હોત તો તરત નિવૃત્ત થવામાં અનુકૂળતા થાત

આ બીજા પ્રશ્નનો ઉત્તર હુ નમ્રતાથી પણ દૃઢતાથી આપું છુ એ કમિશન ઉપર રહીને કામ કરવુ એ લહાવો હો પણ એ લહાવો હુ માણુ એવી દીવાનની ઇચ્છા નહોતી. અને એવું તો

એવું કર્યું કે એ લહાવો મને મોંઘો પડી જાય. વળી એ સમયે મેં નિવૃત્તિ લેવાનો નિશ્ચય નહોતો કર્યો, એટલે મને જે એમાં ખરો તેમાં એ કામ કરું તેમાં મારી વકીલાતનો અને મુંબઈના જીવનનો—બન્નેનો—ભોગ અપાતો હતો. સ્વમાન ખાતર, અંતઃકરણની વૃત્તિ ખાતર અને મારા જીવનના પ્રત્યેક આદર્શ ખાતર દીવાનના કંકેમુનો અસ્વીકાર કરવો અને મારા પોતાના અનિવાર્ય ઇચ્છાસકરથી કમિશન છોડી દેવું એ જ મારે માટે ઉચિત હતું. મારી તબિયત અને આ પ્લેગ એ બન્ને જોતાં હવે જણાય છે કે આ ત્યાગ અદૃશ્ય આશીર્વાદ નીવડશે છે. મહેચ્છાની ખુશી એવી હતી કે આર્થિક સુભાગ્યને હું-નામક બિંદુથી લઈને વિરોધ પ્રભાથી રાવ-નામક બિંદુને આપવું, અને હું જે છે તેથી સંતુષ્ટ છું

પહેલો પ્રશ્ન મારે શરમાવું પડે તેવો છે ખરો ગયા મે માસમાં નિવૃત્ત થવાની મારી અવ્યક્ત ઇચ્છા હતી પ્લેગ આવતાં બધી મિલો બંધ પડી, અને એ આવકનાં બધાં દ્વાર બંધ થયાં ત્યારે નિવૃત્ત થવું એ મૂર્ખાઈ ભરેલી વાત હવે મિલો ચાલુ થઈ છે, પણ એમનું ભાવી અંધકારમય છે, કારણ કે દુકાળ વેગમાં આવી ગયો છે, અને દુકાળ, એટલે ખૂબ ઊંચા ભાવ અને કમાણી ઘણી ઓછી, કદાચ નડિયાદના જીવન માટે પણ પર્યાપ્ત નહિ અત્યારે મારી ફરજ એ જણાય છે કે મારા જૂના વિચારને પાછો જાગ્રત કરીને વકીલાતને પણ મૂડીના રોકાણ જેવી ગણવી અને બીજા રોકાણોમાંથી, થોડા સમય માટે પણ ખોટ આવે તેથી બરબાદ ન થઈ જઉં એ ખાતર, દુકાળ ચાલે ત્યાં સુધી વકીલાત ચાલુ રાખવી એવી છે મહેચ્છાની ઇચ્છા દુકાળનો ઘા મારી વકીલાતના મૂળમાં પડશે ત્યારે ખરી સમસ્યા ઉત્પન્ન થશે એ પ્રસંગ વિચિત્ર અને દારુણ બનશે, એનો અમારે સામનો કરવો પડશે, અને એ સામનો શક્ય તેટલી તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી અમે કરીશું. એ સ્થિતિ અજબ છે, પણ અટળ છે મારાથી નિવૃત્ત ન જ થવાય, અને એથી મને ઉદ્વેગ થાય, તેની સાર્થકતા એટલી જ છે કે એ મારી નિવૃત્તિની પ્રબળ ઇચ્છાને ટકાવી રાખશે, વિસારે નહિ પડવા દે

લોકો કહે છે કે સરકારી નોટો તે જ સૌથી સલામત મૂડી-રોકાણ છે. પણ મારી વિવિધ પ્રકારે મૂડી રોકવાની અત્યારની

રીત છે તેથી ખરાબ સમયોમાં એટલી જ આવક થશે, સારા સમયોમાં વધારે આવક થશે, અને, એકંદર જોતાં, સરકારી નોટો કરતાં સલામતી વધારે રહેશે

> अन्या जगद्धितमयी मनस प्रवृत्ति
> अन्यैव कापि रचना वचनावलीनाम्।
> लोकोत्तरा च कृतिराकृतिरार्यहृद्या
> विद्यावतां सकलमेव गिरां दवीय ॥
>
> जगन्नाथ। रसगंगाधरे।

૨૯મી જુલાઈ, ૧૮૮૭.

૮મી જુલાઈએ બપોરે ૩-૧૫ વાગ્યે મારા પિતાએ પરલોકપ્રયાણ કર્યું. એમના જીવનમાં આટઆટલી આપત્તિઓ આવી, અતિમહાન સંકટો વેઠવાં પડયાં, અકાલે નિર્બળતા વગતાઈ, એની દારુણતા એટલી હતી કે એ દુઃખનાટક મૃત્યુ પછી એક ક્ષણ પણ ચાલુ રહે એવું કોઈ પુનર્જન્મવાદી માની શકે નહિ, ઈશ્વરેચ્છામાં પૂર્ણ શ્રદ્ધાથી યુક્ત ભક્તિ, ચઢતીના ઉજ્જવલ દિવસોમાં તથા પડતીની અંધારી રાત્રીમાં એક સરખી રીતે ઉજ્જવલતમ પ્રકાશથી પ્રકાશી રહેલી ધાર્મિકતા અને આસ્થા પોતાના કુટુંબને ચિંતાભર્યો અશાંતિભર્યો સતત વિચાર કરનારો, શત્રુઓનું અનિષ્ટ સ્વપ્નમાં પણ ન ઈચ્છનારો—અરે એમનું ભલું કરવાનો મનોરથ સેવનારો દયામય આત્મા, પોતાના ઈષ્ટદેવની પ્રાર્થના પૂજામાં, એમના ધર્મની કવિતા અને તત્ત્વબુદ્ધિ આપી શકે તેટલી મધુરતાથી અંતિમ ક્ષણ સુધી તત્પર રહેલ અને સદ્‌ગુણમય, પવિત્ર તથા ધર્મપરાયણ જીવનના અવસાન સમયે જે ઉત્તમ ઉચ્ચતમ પ્રસાદ વર્ષો દયામય પ્રભુ પાસે માગીએ તે મેળવી ચૂકેલું હૃદય, જીવનને જેથી સારો અંત બીજો ન હોઈ શકે એવું આટલું સુખમય—આટલું સુંદર—આટલું કષ્ટરહિત મૃત્યુ—આ બધું મારા પિતાને સાંપડયું. એ ગયા, એમના મંગલમુખનું દર્શન અદશ્ય બન્યું! એઓ જતાં હું ખૂબ રડયો—મારું તત્ત્વજ્ઞાન ખપનું ન રહ્યું મારી સતત ચિન્તાભરી પિતૃભક્તિની એઓ અકલંક આરાધ્યમૂર્ત્તિ હતા અને એમના પ્રત્યેનો મારો પ્રેમ આજે જાણે મારા બાલ આંતર કલેવરની અંતર્ગુહાઓમાંથી વહી રહ્યો છે અને મારા આત્માની અને દેહની આસપાસ પ્રબળ, ઘેરા, શોકરગો

પ્રભાપરિવેશ રચી રહ્યો છે. અને મારા બાળકશરીરની આસપાસ વિલસી રહેલી આ દિવ્ય પિતૃપ્રેમભરી પ્રભાની વચ્ચે હું મારા દયામય સાધુ પિતા પ્રત્યેની અંતિમ ફરજો બજાવું છું અને બજાવીશ. ખરેખર એમની સાધુતા એવી હતી કે પ્રભુની અગમ્ય ઈચ્છાથી એમને નિમિત્તે મારા પર આવેલી આપત્તિઓ. એ પણ, એમના આત્માને ઘડનાર ધર્મનિષ્ઠ સદ્‌ગુણો અને અભિલાષાઓ વડે, મારા આત્માને પોષણ આપ્યું છે. અને મારા નવજીવનની શોધ વાટોમાં એઓ—અને એથી મને ગમે તે આપત્તિ આવે તો પણ—પાછા આવે અને મને સાથ આપે એ મારી કલ્પના હવે વ્યર્થ છે. એમની અંતિમ ઈચ્છાઓ એમણે મરણ પહેલાં ઘણાં વખત પહેલાં વ્યક્ત કરી હતી, એમનું મરણ કામનાયુક્ત હતું, કષ્ટગર્ભિત હતું. અને એવું મારું મરણ થાય એમ હું ઈચ્છું છું ખરેખર, સદ્‌ગુણી મનુષ્યને પ્રભુ કેવો પોતાના વક્ષઃસ્થલમાં લઈ લે છે, મૃત્યુકાને સદ્‌ગતિ એટલે શું, મોક્ષ એટલે શું, એ મારા પિતાના મૃત્યુમાં મે જોયું! હવે એઓ મને એક પણ આદેશ આ લોકમાં નહિ આપે—હું પિતા વિનાનો થઈ રહ્યો—એમના મુખથી એમની વિશેષ ઈચ્છાઓ સાંભળવાના સદ્‌ભાગ્યથી વંચિત બન્યો. એમના ઓષ્ઠોને વીંટળાઈ જતો અગ્નિ મે જોયો! મે જ એમના પ્રાણહીન ઓષ્ઠો ઉપર પવિત્ર અગ્નિ મૂક્યો—એ ઓષ્ઠો ત્યારે ખુલ્લા હતા પણ વિશેષ કંઈ પણ આજ્ઞા એમના પુત્રને આપવાને અસમર્થ હતા મારું પ્રયાણ એવું બને એમ હું ઈચ્છું છું. એમનો ક્ષર ગયો—ઉત્સર્ગ થયો, એઓ આ જગદ્‌માતાના ઉદરમાં તરી જ ગયા, અને અક્ષર એઓ એ ઉચ્ચતર લોકમાં પ્રવેશ્યા છે જ્યાં માનવમાં પ્રસુપ્ત એવું દિવ્યતર ચૈતન્યતંત્ર ઉચ્ચતર આશયો સાધવાને પોતાની લીલા રચશે અને જો **मरणे या मतिः सा गतिः** એ સત્ય હોય તો એમનું અવસાન વાસનાહીન હતું, અને એઓ મહાઈચ્છાના અને મહાશક્તિના અલક્ષ્ય તત્ત્વમાં લીન થયા જ હશે.

એમનું સુંદર જીવન, એમની જીરત તાજગીથી યુક્ત, આલેખવાનો મને અવકાશ મળશે એવી હું આશા સેવું છું.

આ સિવાય પણ જગત શોકમય છાયા ધરી રહ્યું છે પુણેરીઓને-ટિળકને તથા નાહુઓના મહાનો—પડદામાં આવ્યા છે.

ચિંતાક્ષોભ અનુભવતી સરકાર મગજ ગુમાવી બેઠી છે અને પુરાણા મૃતપ્રાય જંગલી ૧૮૫૭ ના ૨૫મા રેગ્યુલેશનના (નિયમના) સક્રિય અમલની યાદ આપી રહી છે! રાજ્યના અગ્રણીઓને ૧૮૫૭ના પુનરાવર્તનનો ભય ઉપજ્યો જણાય છે! એ ભય સર્વથા નિર્મૂળ છે, અને એ કલ્પિત ભયના નિવારણ માટે સ્વીકારેલા ઉપાયો સામાન્ય બુદ્ધિથી રહિત છે. ક્યાં છે એકાદ વાઈકાઉન્ટ કેનિંગ!

પ્લેગ ગયો છે પણ હજી થોડાક લંબાયા કરે છે, અને કોલેરા વધે છે. મુંબઈમાં મરણપ્રમાણ પાછું વધવા લાગ્યું છે—કાલે ૧૫૭ મરણો થયાં. આવા સમયમાં અમારા જીવ જોખમમાં રહે એ પિતાને ગમ્યું નહિ અને એઓ હુમાયુન ખાતર મૃત્યુને ભેટતા બાબર માફક મરણ પામ્યા.

મારી પત્ની અને મારાં બાળકો નહિયાદ છે. માતુશ્રીની સંભાળ સેવાને મારી પત્નીની ત્યાં જરૂર છે, અને અમે ક્ષયમાં હતાં ત્યારે એના પોતાના જીવનરક્ષણ માટેની મારી ઈચ્છા ન માનનારી એ નારી કર્તવ્યબુદ્ધિથી માતુશ્રીની આજ્ઞા પાળી રહી છે જેવી વિશ્વનાયની ઈચ્છા.

મારી આંખ બરાબર નથી, એટલે નિવૃત્તિનો પ્રશ્ન પાછો જાગતો લાગે છે.

૭મી ઑગસ્ટ, ૧૮૯૭.

\+ + +

મારી આંખો નબળી થતી જાય છે તેથી નિવૃત્તિ ન લઉં ત્યાં સુધી દેશ પ્રત્યેનાં મારાં કર્તવ્યો મુલતવી રહેશે વકીલાતમાં ભાગીદાર રાખું તો પ્રવૃત્તિમાં છું તે દરમ્યાન કાર્ય અને ચિંતા ઘટે, અને નિવૃત્ત થઉં ત્યારે ભાગીદારીની કમાણીમાં હિસ્સો રહે, જેથી મારી મૂડીના ઉત્પન્નને આધારે તદ્દન ન રહેવું પડે. + +

દેશ પ્રત્યે મારું કર્તવ્ય, મને લાગે છે કે, પૂનાવાળા જે માર્ગ અનુસરે છે તેથી ઊલટી દિશામાં રહ્યું છે. એમની રીતો આત્મઘાતક, ટૂંકી દૃષ્ટિની અને બાલિશ છે. સરકાર માને છે તેવી, શિવાજીની સંગ્રામની રીતિ અને નીતિને પુનર્જીવિત કરવાની, એમની ઈચ્છા નથી એવો મારો મત છે. એમની એક માત્ર ઈચ્છા એ છે કે મરાઠાઓમાં દેશભક્તિની જ્વાલા પ્રગટાવવી. પણ એ જ્વાલા અસ્પષ્ટ અને

નિરક્ષર જ હોઈ શકે; સાધ્ય લક્ષ્ય પરત્વે કે પ્રયોજ્ય સાધન પરત્વે કોઈ એને સમજી શકશે નહિ. એ જત્થાબંધ લોકોને હિંદુ રાજ્યના અને ઇંગ્લેંડથી વિચ્છેદના ભ્રમમાં પણ નાખે એ સંભાવ્ય છે—પણ એ આદર્શ કોઈને લાભકારક નહિ નીવડે, અને સ્વતઃ અવસાન પામશે. હું બાળક હતો ત્યારે એ આદર્શ સેવતો હતો અને એથી ઊંચે નજર પહોંચાડી શકતો નહોતો, અને પ્રૌઢોરીઓ એવા લાગે છે.

આપણો સાચો આદર્શ છે આપણને બાહ્ય આક્રમણથી રક્ષે અને આપણી પ્રકૃતિસહજ પ્રગતિનો, સંપભરી એકતાનો અને કલ્યાણનો વિકાસ કરે એવું સુસંસ્કૃત, પ્રબુદ્ધ અને સદ્‌ગુણમય શાસન. આ ઉદ્દેશની સિદ્ધિ માટે સરકાર જોડેના સંબંધનો વિચ્છેદ અનાવશ્યક છે એટલું જ નહિ, એ ઉદ્દેશનો વિઘાતક છે. ઇંગ્લેંડ અને ભારતની એકતા, બંને દેશની પ્રજાનું અને હિતોનું સંઘટન એ જ આ ઉદ્દેશસિદ્ધિનો સર્વથા અનિવાર્ય ઉપાય છે. આપણે હજી અંઢદશામાં છીએ અને બ્રિટિશ સરકાર જ એ અંડાને સેવે, અને આપણને બહાર આણે તથા પોષે અને કેળવીને આપણું સાચું સત્ત્વ ખીલાવે એમ છે. હું માનું છું કે અંડસેવનની મુદત પૂર્ણ થતાં રીતસરનો જન્મ થાય તે પ્રમાણે સંઘટન થશે; દરમ્યાન ધૈર્ય ઉપયોગી થશે—સિવાય કે માબાપ પણ જોવાની મુક્ત ન રહી શકે એવી રાજપુરુષોની હીન મનોવૃત્તિના ઉદય સામે સાવધ રહેવા અર્થે અને ભારત તથા ઇંગ્લેંડ બંનેના હૃદયમાં પ્રકટાવવાની ઉચ્ચ વૃત્તિના પાવકને પોષવા અર્થે, કોંગ્રેસ એની જે અભિલાષા છે તેવી રાજકીય પ્રવૃત્તિ આદરે.

+ + +

૨૦મી નવેંબર, ૧૮૯૭.

પ્લેગ અને દુકાળને પરિણામે મારી બિનધંધાદારી—અર્થાત્ મૂડીના રોકાણમાંથી થતી—આવક ઓછામાં ઓછી થઈ ગઈ છે. મારો પુત્ર અને ભાઈ એ ત્રણ જણ સિવાયનું મારું આખું કુટુંબ નડિયાદમાં છે, અને પૂર્ણ છૂટથી રહે છે; બે નોકરો છે અને કારકુન છે; તો પણ ત્યાં વધારેમાં વધારે જે ખર્ચ થાય તે મેં ઉપર કહેલી મારી ઓછામાં ઓછી આવક જેટલું જ છે. + + એટલે નિવૃત્ત થઈને ત્યાં રહી શકાય એવી મારી સ્થિતિ છે.

લગ્નો વગેરેના વિશેષ ખર્ચ માટે જોઈતી રકમની જોગવાઈ હજી કરવી બાકી છે, એટલે મે સુધી કે આવતા નવેમ્બર સુધી હું ધંધામાં રહીશ અને પરિસ્થિતિ જોતો રહીશ તથા આર્થિક જોગવાઈ એ દરમ્યાન પૂરતી થાય છે કે નહિ તે જોઈશ.

\+ + +

નડિયાદમાં રહેવાથી રમણીક સુખમાં બધાંનું અને મારું આરોગ્ય સુધરશે એ અનુભવસિદ્ધ છે. + મારા સમયનો વાચન લેખન વગેરેમાં વધારે સારો ઉપયોગ થઈ શકશે. + + અલબત્ત મારાં લોકસેવાનાં કર્તવ્યો મુંબઈમાં સારી રીતે થઈ શકે; પણ મુંબઈ રહેવાથી એ લાભ થાય તેની સામે ધંધામાં દ્રવ્યાર્જન માટે સમયનો વ્યય ઘણો થાય, કારણ કે તે વિના મુંબઈનું જીવન નભાવવું અશક્ય બને. + + વિચારવાનો મુદ્દો આગલા પરિચ્છેદમાં જણાવ્યો તે એક જ છે, અને મારી નિવૃત્તિની ક્ષણનો નિર્ણય એ દૃષ્ટિએ જ થઈ શકશે. અલબત્ત હવે હું એ વિશે કાકાની સલાહ માગીશ. પણ નિવૃત્તિને અંગે મારો કાયમનો નિર્ણય એ થય છે કે મારે નડિયાદ જઈને રહેવું છે–ઈશ્વરેચ્છા હશે તો. કારણ કે ઈશ્વરેચ્છા વિના આપણું શું સામર્થ્ય છે?

નિવૃત્તિનો વિચાર કરવામાં જે એક વાત મારા હૃદયને સ્પર્શી જાય છે તે છે મારા કારકુનોને અને નોકરોને નોકરી વિનાના કરી મૂકવાના વિચારથી થતો મન:ક્ષોભ! પ્રભુ એમનું રક્ષણ કરશે, અને મારા વિના એમનું નહિ નભે એમ માનવું તે અભિમાન છે, એ હું સમજું છુ. પણ તે છતાં ચિત્તક્ષોભ થતો શેકી શકતો નથી, અને એ દૂર કરવો હોય તો એમની જવાબદારીથી હું મુક્ત થઉં તે પહેલાં મારે એમને બીજે કયાંક ગોઠવી દેવા જોઈશે. એઓ મારા પ્રત્યે માયાળુ રહ્યા છે; મારા નાનામાં નાના જણ પ્રત્યે હું અકૃતજ્ઞ રહું એ મને પોતાને અસહ્ય બને.

૧૪ મી ડિસેંબર, ૧૮૯૭.

મારા ચિત્તમાં, શરીરમાં કે સંજોગોમાં, નિવૃત્તિ વિશેના મારા નિર્ણયને મચડે કે પૂર્વગ્રહવશ બનાવે એવું, કઈજ અસ્વાભાવિક તત્ત્વ ન હોય એવે સમયે નિવૃત્તિના પ્રશ્નનો નિર્ણય કરવો એવી મારી

ઇચ્છા હતી એવો અનુકૂળ સમય હવે આવ્યો છે, અને મેં નિર્ણય કર્યો છે. + + મારી તબિયત, અસાધારણ સારી નહિ તો પણ, સારી છે કંઈ જ ચિંતા નથી અને કંઈ જ વિષાદકારણ નથી, મારા મનમાં પૂર્ણ શાંતિ છે, સ્વજન, અને સંસાર પ્રત્યે, એની સ્થિતિ પ્રસન્ન છે. શરીરના તથા મનના સ્વાસ્થ્યના આ સુખમય અને શાંતિમય સમયે, મારા જીવનના મહાન પ્રશ્ન વિશે નિર્ણય કરવો એ મને મારી ફરજ સમજાય છે, કારણ કે મારા નિર્ણયના વિકૃતિ આણે એવું કંઈ જ તત્ત્વ નથી. આવા આ સમયે આ ફરજ બજાવતાં મારો નિર્ણય એ થયો છે કે ૧૮૯૮ના અંત પહેલાં મારે નિવૃત્ત થવું અને નડિયાદ રહેવું, બને તો મે વેકેશન પહેલાં, અને, જો અનુકૂળતા રહે તો, સત્વર

એ પ્રમાણે મારા કાકા મનસુખરામને મારો આવો નિર્ણય થયો છે એમ જણાવતો અને એમની કૃપામય અનુજ્ઞા અને શુભાશિષ માગતો પત્ર મે ૧૦મીએ લખ્યો છે અને ૧૧મીએ ટપાલમાં રવાના કર્યો છે એમણે મારા સર્વ જીવનમાં મારા પ્રત્યે પિતૃતુલ્ય ભાવ રાખ્યો છે—પિતા તો ગયા, હવે કાકા એક જ માર્ગદર્શક છે—અને હું તો એમની પિતૃતુલ્ય ચિંતાઓને લક્ષમાં લેવાનો તથા એમની પિતૃતુલ્ય આજ્ઞા અનુસરવાનો સુખદ ધર્મ પાળવામાં આવા પવિત્ર ગંભીર પ્રસંગોએ કદી ન ચૂકું + + એમનો ઉત્તર શો હશે ? + + એમના ચિત્તનું પરિણામ જાણવાને હું ઉત્સુક છું એમની સંમતિ મળશે તો હું મારું આ ઘર સમેટી લેવાનો પ્રયત્ન કરીશ એમની સંમતિ નહિ મળે તો હું તત્કાળ એમની આજ્ઞાને માથે ચઢાવીશ, પણ પ્રભુની યોજના હશે તેટલી ત્વરાથી એમને ભવિષ્યમાં મારા પક્ષમાં લેવાનો સ્થિર પ્રયાસ પણ આરંભીશ.

૭ મી જાન્યુઆરી, ૧૮૯૮—

નિવૃત્તિનો પ્રશ્ન વિશેષ વિલંબના ક્રમમાં પ્રવેશ્યો છે હું નાતાલમાં નડિયાદ ગયો હતો ત્યાંથી કાલે મુંબઈ પાછો ફર્યો. મુંબઈ છોડયું તે અગાઉ મને કાકાનો ઉત્તર મળ્યો હતો કે તેઓ નિવૃત્તિના સિદ્ધાંતમાં સંમત છે, પણ મારી નિવૃત્તિ માટે સાધનસંપત્તિ શી છે એની મારી સાથે ચર્ચા કરવા એઓ ઇચ્છે છે એઓ નાતાલ પહેલાં મુંબઈ આવી ગયા હતા, અને મેં એમણે માગેલી માહિતી એમની

સમક્ષ મૂકી હતી, અને મારે એમની સાથે આનંદભરી ચર્ચા થઈ હતી, જેમાં એઓ બધી બાબતમાં મારી જોડે સંમત થયા હતા. પણ મારી નબળી પડતી તબિયત વિશે એમનો અભિપ્રાય, અને મારાં સાધનો આજે જે છે તે એમને સંતોષજનક નથી જણાતાં એવો એમનો મત, એ બે વચ્ચે એઓ નિર્ણય નહોતા કરી શકયા. મારી પાસે દ્રવ્ય છે તેથી વધારે હોય એવું પ્રેમપૂર્વક એઓ ઇચ્છે છે, પણ એ ઇચ્છા પૂર્ણ કરવા જતાં મારે તબિયતનો ભોગ આપવો પડે એ પણ તેઓ કોમળભાવપૂર્વક સ્વીકારે છે. પછી એમણે વિશેષ વિચાર કરવા ખાતર નિર્ણય ત્યારે મોકૂફ રાખ્યો, અને ગઈકાલે મને પોતાનો નિર્ણય જણાવ્યો કે મારે આવતા મે માસ પહેલાં નિવૃત્તિ ન લેવી, અને મે ૧૮૯૯ પછી નિવૃત્તિ લેવામાં વિલંબ ન કરવો.

આટલો વિલંબ સૂચવવાનું એમનું કારણ એ છે કે તે દરમ્યાન તેઓ મારા માટે ઓછા શ્રમવાળું અને મારી તબિયતને અનુકૂળ થાય એવે સ્થળે રહેવાની મને છૂટ રહે એવું કંઈક, પ્રતિષ્ઠાયુક્ત, સ્વતંત્ર અને પર્યાપ્ત આવકનું સાધન મેળવી આપવાની યોજના વિચારવા અને કરવા ઇચ્છે છે

\+ \+ \+

" અલગ, વ્યક્તિભૂત, દેશી રાજ્યોના રાજકીય સાહિત્યનો સર્વસામાન્ય અવેક્ષક " એવું એક અધિકારપદ ઉત્પન્ન કરવું એ મારો એક જૂનો વિચાર છે. + + કાકાને એ વિચાર ગમ્યો હતો, અને એમણે કહ્યું હતું કે એ વિચાર એમના મનમાં પણ ઘણા સમયથી હતો પણ હજી સુધી એ કાર્ય કરી શકે તેવો યોગ્ય માણસ એમના ધ્યાનમાં આવ્યો નહોતો. એઓ માને છે કે આ કાર્ય હું કરું એ વિચાર મારી નિવૃત્તિની ઇચ્છા સાથે તથા નિવૃત્તિના ઉદ્દેશો સાથે સુસંગત છે. એઓ માને છે કે એ માટે એઓ વ્યવસ્થા કરી શકશે. હું નિવૃત્તિ મે ૧૮૯૯ સુધી મોકૂફ રાખું એવી જે એમની ઇચ્છા છે તેમાં એમનો આ જ હેતુ છે + + કાકા એમના આ માયાભર્યા હેતુમાં સફળ થાય એમાં હું શંકાશીલ છું. પણ જ્યારે મેં નિવૃત્તિનો પ્રશ્ન એમના અભિપ્રાય માટે મૂકયો ત્યારે એ બાબતમાં એમના નિર્ણયને સ્વીકારવાની, અને મારા જીવનના આ અંતિમ પરિવર્તનબિંદુને અવસરે એમની સંપૂર્ણ સંમતિ અને શુભાશિષ મેળવ્યા

વિના કંઈ જ ન કરવાની, મારી સનિષ્ઠ ઇચ્છા મેં વ્યક્ત કરી હતી એટલે હવે એઓ એમની મારા માટેની સ્નેહભરી અભિલાષામાં સફળ થાય કે નહિ, પ્લેગની પુનર્વૃદ્ધિ મારા જીવનક્રમને પલટાવે કે નહિ, મારું શરીરસ્વાસ્થ્ય લથડે કે ટકે, પણ જ્યાં સુધી મહાઇચ્છાની પ્રેરણાથી મારા કાકા છેલ્લું આજ્ઞાવચન ન ઉચ્ચારે ત્યાં સુધી, અથવા, સંભવત, પ્લેગ કે એવી કોઈ ઘટના મારા જીવનની કે કાર્ય કરવાની સર્વ શક્તિને ન લોપે ત્યાં સુધી, મારે મારા આ કર્તવ્ય સ્થાનને જ વળગી રહેવું એને હું મારો પવિત્ર, સુખદ અને પિતૃભક્તિરૂપ ધર્મ માનું છું

\+ \+ \+

દાજી આમાજી ખરે ઇંગ્લેંડથી પાછા આવે છે. એ કહે છે કે લિબરલ પક્ષ ઓછો અને ક્ષીણ થતો જાય છે વેડર્બર્નના મૂર્ખ ગણાય છે, અને ઇંગ્લેંડમાં વ્યાપક અભિપ્રાય એવો છે કે (અહીં ભારતમાં) ગુપ્ત મંડળીઓ છે, કોંગ્રેસને કચડી નાખવી જોઈએ, અને રાજદ્રોહ છે તેને દમાવી દેવો જોઈએ. ટિળકની ન્યાયતપાસનું, પ્રિવિ કાઉન્સિલ સમક્ષ પણ, અમુક નિશ્ચિત પરિણામ આવે એવી તજવીજ હતી, અને ન્યાયવિચારણાનું ફારસ જ હતું. ખરેએ ગવર્મેંટ સોલિસિટરની લેખપ્રતિઓમાં વાંચ્યું કે પહેલો પત્ર મુંબઈ સરકારના ખરીતાનો પત્ર હતો, જેમાં સજાના ચુકાદાને બહાલી આપવાની સૂચના હતી લૉર્ડ ચેમ્સેફર દાલ્સબરીએ ન્યાયસમિતિમાં પ્રમુખપદ લેવાની કાળજી રાખી હતી અને સ્ટ્રેચીની પ્રશંસા કરી હતી, અને (બાકીના સભ્યો સરખી સંખ્યામાં વિભક્ત હતા તેથી) એને પ્રમુખનો અંતિમ નિર્ણયાત્મક મત આપીને નિર્ણય આપવો પડયો હતો—અને એ તો એ જ જણ હતો જેની આરંભમાં જ કામ ચલાવવા બાબતમાં સલાહ માગવામાં આવી હતી અને જેણે કામ ચલાવવાની સલાહ આપી હતી લિબરલ મંત્રી ફાઉલર કહે છે એણે કામ ચલાવવા વિશે વિચાર કર્યો હતો—અને એના ઉપર આક્ષેપો થયા હતા ખરે કહે છે કે ઇંગ્લેંડમાં બધા અત્યંત કાર્યમાં દબાયેલા છે, કોઈ સરકારી ઓફિસમાં કોઈ જણ એવો નથી જે અતિશ્રમથી થાકેલો ન હોય, અને કોઈને કોઈ પ્રશ્નનો સર્વાંગીણ વિચાર કરવા માટે સમય નથી, શાંતિ નથી એને મતે ત્યાં અવનતિ અને અવસાદ સર્વત્ર છે આ માહિતી ઉપયોગી છે.

૧૫ મી જાન્યુઆરી, ૧૮૯૮.

\+ \+ \+

હાલ મારું આસન, ખુરશી અને ટેબલને બદલે, ગાદી તકિયો છે.

ભઈ આજે સવારે નડિયાદથી આવે છે લલિતાને મેં કાકાનો અંતિમ આદેશ જણાવ્યો છે, પણ એના તરફથી પત્ર આવ્યો નથી. રમણીક હાલ નડિયાદ છે, અને કાંતિલાલ જૂનાગઢ છે. કેવી ભાગ્યની વિપરીતતા—બાળકો માટે પણ ! રમણીક મારાથી વિખૂટો પડ્યો તે કારણે રડે છે! બિચારો કાંતિલાલ—મારી બ્હેનનું મરણ થયું ત્યારથી એના પિતાથી વિયુક્ત થયેલો—છેવટ પિતા સાથે રહેવા આવ્યો. સાચું જ કહ્યું છે કે:

कुमुदवनमपश्रि श्रीमदम्भोजषण्डम् ..ઇત્યાદિ

કચ્છના દીવાન મોતીલાલ ૫૦ વર્ષ વટાવી ગયા છે અને કચ્છના રાવે એને બે વર્ષનો નોકરીવધારો આપવાની સરકારને વિનતી કરી છે. એઓ નિવૃત્ત થાય ત્યારે મારે માટે ત્યાં જવાની તક તૈયાર છે એમ કાકા કહે છે, અને પોલિટિકલ એજન્ટે ભલામણ એવી કરી છે કે દીવાનને નોકરીવધારો આપવો નહિ પોલિટિકલ એજંટ ખરો છે. પણ દીવાનને હાનિ થાય એમ હું ઇચ્છતો નથી. એમની પછી હું દીવાન થવાનો હોઉં તો પણ એઓ ભલે ઇચ્છે ત્યાં સુધી એ સ્થાને સુખેથી રહે. પણ બધો વિચાર કરતાં, એ પ્રકારના જીવનમાં જોડાવું મને રુચતું નથી, મને મારી મર્યાદિત આવકથી સંતોષ છે, અને આજે કે કદી પણ, આવકવૃદ્ધિ ખાતર દીવાન બનવાની મારી ઇચ્છા નથી. પ્રભુ મને મારાં પુસ્તકો અને અન્ય પ્રિય પ્રવૃત્તિઓ સાથે શાંત નિવૃત્ત જીવન ગાળવાની અનુકૂળતા આપે: આ પુસ્તકો અને પ્રવૃત્તિઓ, અને ચિંતામુક્તતા, અને ઉદરભરણ ખાતર કામ કરવાની અનાવશ્યકતા, અને મને મળેલ છે તે નાની મત્તાનો અને આત્માઓનો અવિયોગ, અને એમને તથા મને દુઃખનો અભાવ, અને મારા રક્ષણ નીચે જેઓ છે તેમનો સુખમય વિકાસ, વગેરે વગેરે—આ હવે મારા જીવનનું આત્યંતિક પરમ શ્રેય છે.

૨૧ મી જાન્યુઆરી, ૧૮૯૮.

મુંબઈમાં રોજના મૃત્યુનો સરવાળો વધીને ૨૬૫ થયો છે.

કવૉરન્ટાઈન વગેરેની સખતાઈ અને સાવચેતી વધી છે. આજે સૂર્ય-ગ્રહણ છે. પરિસ્થિતિ વિચિત્ર થતી જાય છે. + + કાકા માને છે કે મણિભાઈ એમને જૂનાગઢે સોંપેલા, રાજકીય સાહિત્ય એકઠું કરવાના, કાર્યને ચાલુ નહિ રાખી શકે. એમણે હજી એ શરૂ પણ નથી કર્યું. કાકાનો વિચાર એવો છે કે એ કાર્ય મણિભાઈ રીતસર મૂકી દે અને મને સોંપી શકાય ત્યાં સુધી મને નિવૃત્ત ન થવા દેવો. મણિભાઈ એવું કંઈ પણ કરે એ હું જોઈ શકતો નથી કે માની શકતો નથી અને હું એ કાર્ય કરું એ ખાતર મણિભાઈ એ કાર્ય મૂકી દે એવું હું ઇચ્છતો નથી. જો કોઈને પણ હાનિ થયા વિના અને માગ્યા વિના એ કાર્ય મને મળે, તો એ મારા નિવૃત્તિના અભ્યાસને અનુકૂળ થાય એ સંભવ છે. પણ એને માટે મારી કંઈ જ સ્પૃહા કે ઝંખના નથી, અને એની ભાવી વ્યવસ્થા શી થાય એમાં મારી પૂર્ણ ઉપેક્ષા છે. + + મારી ઝંખના હવે એક જ છે કે આવતા મેમાં વહેલો હું નિવૃત્ત થઈ શકું; અને એ ક્ષણ આવે ત્યાં સુધી હું કોઈ પાસે — કાકા પાસે પણ—એક શબ્દ ઉચ્ચારવા ઇચ્છતો નથી ત્યાં સુધી છે તેવા જ ઉત્સાહથી અને આનંદથી હું કાયદાનું અને ઑફિસનું વહીતરું કર્યાં કરીશ—એ રીતે કે જાણે મેં નિવૃત્તિનો વિચાર કદી કર્યો જ ન હોય, અને આ કવિવચન પ્રમાણે હું અમર હોઉં—

अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत्।

આ જીવનપ્રકાર મે મહિના સુધી, અથવા મૃત્યુ કે એવી કોઈ ઘટના—જેને માટે હું તૈયાર છું—તે પહેલાં આવે તો ત્યાં સુધી, ચાલુ રહેશે. + +

\+ + +

મારી ઇચ્છા એ જ છે કે નિવૃત્ત થવું, આરામથી રહેવું, નીરાંતનો મુક્ત શ્વાસ લેવો, વાચવું અને લખવું, આરોગ્ય પ્રાપ્ત કરવું, ભૂત અને ભવિષ્યથી સંતુષ્ટ રહેવું, મારી ભાવી સાંસારિક આત્મદશાનો વિચાર કરવાથી વિરત થવું, અને મારા કુટુંબનાં જનો પ્રત્યે, મારા દેશ પ્રત્યે અને મારા શાશ્વત આત્મા પ્રત્યે મારાં મહાન કર્તવ્યો કરવાં. આ ઝંખનાભરી મનોદશામાં જાન્યુઆરીથી મે સુધીનું અંતર કંટાળા ભરેલું અને લાંબું જણાય છે. પણ મારે આ બાબત

-બીજાના હાથમાં રહેવા દેવી અને જે થાય તેમાં શ્રદ્ધામય સંતોષ આનવો અને શાંત ચિંતામુક્ત બનવું એ જ યોગ્ય છે.

૧૯મી ફેબ્રુઆરી, ૧૮૯૮.

મારું જૂનું જનોઈ-યજ્ઞોપવીત, યજ્ઞસૂત્ર-જૂનું થયું હતું તે મેં જ્હમણાં જ બદલ્યું. 'સૂત્ર' અને માત્ર 'સૂત્ર'! અત્યાર સુધી તું સૂત્ર જ હતું, વિશેષ કંઈ નહિ. વૃદ્ધજનો સૂત્રને અંધશ્રદ્ધાથી ધારતા, અને હું એને જ્ઞાતિ ખાતર અને રૂઢિ ખાતર ધારતો. આજે તું બદલે છે-મારા પ્રિય સ્વર્ગસ્થ પિતાને તારા પ્રત્યે પૂજ્યભાવ હતો; અને, જો અન્ય કારણે નહિ તો તું મારા પ્રિય સદ્‌ગત પિતાને પ્રિય હતુ એ જ કારણે તું આ ક્ષણે, અને પ્રથમ વાર, મારા હૃદયને અતિપ્રિય છે! અને માત્ર એ એક કારણે તું મને જીવનભર પ્રિય રહેશે. તું છે મને મારા ભક્ત 'અને પુણ્યશાળી પિતાના સ્નેહ સાથે જોડતું સૂત્ર! એટલું જ નહિ, મારા પિતાને પણ, એમને એમના પિતા પ્રિય હતા એ કારણે તું પ્રિય હતુ—પ્રેમ અને ધર્મ ઉભયનો એમાં સંયોગ હતો. આ સૂત્ર અને મારા પિતાના જે પૂર્વજો હતા તે સર્વ પિતૃઓથી જોડે છે, અને જે પુરાણ પિતાએ બ્રાહ્મણત્વના આ પવિત્ર ચિહ્નને પ્રથમ કલ્પ્યું અને ધારણ કર્યું એ પિતા પર્યંત આરોહણ કરાવે છે. મારા ગોત્ર રૂપે અસ્તિત્વ ધરાવતા એ પૂર્વજ ઋષિ શૌનકના સર્વ વંશાનુગામી-ઓએ અસંખ્ય આ સૂત્રનું ધારણ કર્યું હતું. અને શાકર્વે એ સૂત્ર અંગ્રેજો આવ્યા, મુસલમાનો આવ્યા, તે પહેલાં હજારો વર્ષ પૂર્વે પહેર્યું હતું! એ શાકર્વના પૂર્વજોએ પણ એને ધાર્યું હતું અને અમે-બ્રાહ્મણત્વના વારસદારો-એને ધારીએ છીએ અને જ્ઞાતિનો કિંમતી વારસારૂપ નિયતવેશ ગણીને જાળવીએ છીએ. અને મારે એ શા માટે તજવું જોઈએ? ગણવેશના ત્યાગનું કોઈ દષ્ટાંત યુરોપમાં નથી! બ્લૂ જૅકસ, રેડ કોટસ, યુનિવર્સિટિના ઝભ્ભા, રાજાના મુકુટો, ધર્મપ્રચારક પાદરીઓના બિલ્લાઓ કે ભુજપટ્ટાઓ-સર્વને પોતપોતાના લાક્ષણિક ગણવેશો છે, અને એવી સર્વસમાન ભાવના છે કે એક સત્તા આવા ગણવેશધારીઓના આખા સૈન્યનું આવાહન કરે! આ પ્રમાણે, સમાનવેશના ધારણ માટે પ્રચુર પૂર્વદૃષ્ટાંત છે અને કારણ છે. અને મારું આ જ્ઞાતિચિહ્ન તો સાદાપણાનું, સમત્વનું અને નિર્દોષતાનું ઉત્તમ આદર્શરૂપ દૃષ્ટાંત છે! એ સૂત્ર મને અનેકોની

સાથે, વિશાળ જનસંખ્યા સાથે, જોડે છે; પૂર્વ સમય સાથે અને ભાવી સમય સાથે જોડે છે; ભારતના દૂરતમ વિભાગોમાં અને ખૂણે ખૂણામાં પહોંચીને સમગ્ર દેશ સાથે જોડે છે; વિશ્વનાગરિકતાની ભાવનાને એ બાધ કરતું નથી—મારામાં એ સૂત્ર બ્રાહ્મણત્વની વિશાળતમ ભાવનાનું અનુપ્રાણન કરો, જે બ્રાહ્મણત્વના વિશ્વમાં–જે કંઈ બૃહદ્ અને વિશાળ છે, શુભ અને ઉદાત્ત છે સદ્‌ગુણમય અને ધાર્મિક છે, કાવ્યમય અને તત્ત્વજ્ઞાનમય છે, વ્યાવહારિક અને આદર્શરૂપ છે, પ્રજ્ઞાયુક્ત અને ભાવનાયુક્ત છે, શ્રદ્ધા અને વિજ્ઞાનનો વિષય છે, જે કંઈ માનવતાના અને આત્માના વિશાળતમ મહામનોરથ અને બૃહત્તમ વિકાસનો ઉચિત વિષય છે-એ સર્વનો એમાં અંતર્ભાવ થઈ જાય છે. મારા પિતાના સ્મરણથી ઉદ્‌ભવેલ આ નવીન અને ઉદાત્ત વિચાર સાથે, શિવરાત્રિના આ પવિત્ર દિને, બપોરના ૩ણ વાગ્યે, હું આ કલમ મૂકું છું.

કાકા મન.સુખરામ સકુટુંબ નડિયાદ ગયા છે-કંઈક અંશે પ્લેગને કારણે મુંબઈ ફરી ખાલી થવા લાગ્યું છે + + જિંદગીમાં અત્યારે જોખમ ઓછું નથી; જિંદગીનું જોખમ અને ભાઈના ધંધાનું જોખમ એ બે બાબત તોળીને જ નિર્ણય કરવાનો છે કારણ કે હું તો નિવૃત્ત થવા ઈચ્છું છું એટલે વકીલાતની દરકાર મને નથી. માતુશ્રી મને નડિયાદ જવા કહે છે હું કહું છું, 'કાકાને કહો મને નિવૃત્ત થવાની અનુજ્ઞા આપે એટલે આવીશ.' કાકા કહે છે, 'નડિયાદ આવો પણ નિવૃત્તિ માટે નહિ.' હું કહું છું, 'જો નિવૃત્તિ ન લેવાય, તો વકીલાત ખાતર મારે અહીં રહેવું જ પડે, અને મુંબઈનું ખર્ચ ઉપાડવાને-ચાલુ રાખવાને-કમાવું પડે.' છેવટ નક્કી એ થયું કે મારે આરામની ઘણી જરૂર છે તેથી માર્ચમાં હું નડિયાદ જઈશ. (૧) પ્લેગ નરમ પડ્યો હશે અને ભાઈને તથા નોકરોને એકલા મૂકી જવામાં જોખમ નહિ હોય તો એકલો જઈશ; (૨) એમને અહીં રાખવામાં સલામતી નહિ હોય તો બધાને લઈ જઈશ.

+ + +

૫મી માર્ચ, ૧૮૯૮-

મારા હૃદયમાં લાગણીઓનો ગંભીર સંઘર્ષ થયા કરે છે, અને એમાંથી મુક્ત થવાનો પ્રયત્ન મને રાત્રે વિનિદ્ર અને દિવસે ચિંતામગ્ન રાખે છે; એટલે હું અનેકવાર સફળ થયેલી મારી કાગળ પર લખીને વિચાર કરવાની કલાનો આશ્રય લઉં છું.

પ્લેગના આંકડાઓએ મારી બધી ગણતરીઓને ઉથલાવી દીધી: છે આજે—ફાલ્ગુન સુદિ ૧૨ને દિવસે—હોળીની ઉષ્મા નજીક છતાં, પ્લેગ ઓછો થાય છે એમ કહી શકાતું નથી. રાતના ઠંડો તોફાની પવન રહ્યો તેનો આ ઉત્પાત છે.

બીજી બાજુ, લોકો કહે છે, જનનાને જણાવવામાં આવતા પ્લેગના આંકડા યોજનાપૂર્વક ખોટા છે. લોકો ભડકે નહિ એ માટે, હોય તેથી કમતી આંકડા જણાવવાની રીત હતી એમાં શંકા નથી. અત્યારે એવું કહેવાય છે કે સાચા આંકડા હવે ઓછા છે, પણ પાછા ફરતા લોકોનો સામટો ધસારો થાય તો પરિસ્થિતિ સુધરી છે તે પાછી બગડે એ અટકાવવને, પાછા આવતા લોકો માટે ફરી ક્વારન્ટાઈન દાખલ કરવાની અને હોય તેથી વધારે આંકડા આપવાની એવડી યુક્તિનો ઉપયોગ કરવામાં આવે છે. આ બંન્ને સબબ ખરો માનવો કે નહિ એ વિશે લોકો તર્ક કરે છે, પણ મને એ ઉપાધિમાં પડવાની દરકાર નથી. જે અમુક હેતુથી અસત્ય વદે તે અન્ય હેતુથી પણ અસત્ય વદે એ સંભવ પૂરતો છે.

આ સંજોગોમાં બે વાત શક્ય છે. ગમે તેટલું અસત્ય હોય, પણ એને પણ મર્યાદ હોય જ; અને હોળી પછીની ગરમીના થોડાક દિવસોમાં વિશેષ લક્ષપૂર્વક જોઈશું તો પ્લેગનું વલણ જણાઈ આવશે. વળી, અમારા લત્તાની નજીક તપાસ રાખીને એ ઉપર આધાર રાખી શકાશે, કારણ કે એ પરોશ સલામત ન હોય તો, આંકડાનો સરવાળો ગમે તે હોય તો પણ, અમારે બીજે જવું જોઈએ. પણ જો પડોશમાં સલામતી હોય તો, ગેરસલામતીનાં પ્રથમ ચિહ્નો દેખાવા લાગે ત્યાં સુધી, અહીં રહેવામાં જોખમ નથી.

૨૧મી માર્ચ, ૧૮૯૮–

હું પાંચ દિવસથી નડિયાદ આવ્યો છું. મને કવૉરન્ટાઈનથી મુક્ત રાખવાનો ખાસ પરવાનો લેતો આવ્યો છું. ડૉક્ટરોની દેખરેખ નીચે છું. મુંબઈમાં કૃષ્ણલાલ મારી ઑફિસનું કામ કરે છે ભાઈ મુંબઈમાં છે. કાકા અહીં છે. પિતાની અંતિમ ઇચ્છાઓ પૂરી કરવા માટે મંદિર બાંધવાનું છે તેની રચનાયોજના તૈયાર થઈ છે અને ત્રણચાર દિવસમાં બાંધકામ શરૂ થશે.

અહીં આવ્યા પછી મને શાંતિ નથી રહી. કુટુંબમાં બધાની ઇચ્છા પૂર્ણ કરવાનું મેં ધાર્યું હતું મંદિર થતાં પિતાની અંતિમ ઇચ્છા પૂર્ણ થશે. માતુશ્રીની ઇચ્છાઓ પૂરી કરવાને મેં યત્નો કર્યા છે. હવે હું એમને કહેવું પૂછવાનો છું કે એમના હૃદયમાં કંઈ ઇચ્છા હજી છે, અને પિતાનું વાર્ષિક શ્રાદ્ધ થયા પછી, હું નિવૃત્ત થાઉં ત્યારે, એ ક્યાં કેમ રહે તથા હું ક્યાં રહું એ બાબતમાં એમની શી ઇચ્છા છે, અને બહેન માટે મારે શું કરવું એમાં એમની કંઈ ઇચ્છા હોય તો શી છે—ઇત્યાદિ. ભાઈ માટે જે કરવા જેવું દેખાયું તે બધું મેં કર્યું છે એમ હું માનું છું અને મારા તરફથી વિશેષ ઇચ્છા એના મનમાં નથી એમ ધારું છું. પતિ તરફથી સ્ત્રીને જે જે આશા હોય તે પત્નીમાં બધે પ્રકારે મેં મારું કર્તવ્ય કર્યું છે, અને એની ઉક્ત અનુક્ત ઇચ્છાઓ સમજી લઈને તે કરવા જેમ લાગ્યું તે કર્યું છે અહીં જણાવેલા મુદ્દાઓ વિશે મેં પત્નીને વાત કરી છે અને એ તો જરામાં ડૂસકાં ભરે છે અને નિસાસા નાખે છે, અને રડે છે પોતાની તબિયત વધારે સારી ન રહી, પોતાની કર્તવ્યભાવના અનુસાર બધી રીતે રહેવાનું એનાથી ન બન્યું, પોતે મને સુખી ન કરી શકી, ઇત્યાદિ કારણે એ ખેદ કરે છે આ કારણે એને મારાથી અલગ ન રહેવું પડે એની તબિયતનું ગમે તે થાય તો પણ મારે એની સાથે જ રહેવું, કોઈ પણ પ્રકારે વિયોગ ન થાય, અને મારો વિચાર એના આગ્રહથી અને એની ઇચ્છાથી સંગત નથી એ કારણે મારે પડતો મૂકવો—આટલી જ એની ઇચ્છા છે એ કહે છે કે એને મારી માનસિક અસ્વસ્થતાનો ગંધ આવ્યો હતો, જેથી એણે આખી રાત્રી નિદ્રારહિત ગાળી મહાકષ્ટ જ જણાય છે અમારી ગતિ. આ પત્નીની ઇચ્છાને અનુસરવું એ મારો ધર્મ છે, અને મારી મુક્તિ અને મારું કર્તવ્ય રહ્યાં છે stoicism ના (સુખદુઃખનિરપેક્ષ તપસ્વિજીવનના) દુષ્કર આદર્શને સાધવામાં તથા જેનો કાલિદાસે આ સુંદર અને ઉદાત્ત પંક્તિઓમાં ઉલ્લેખ કર્યો છે એવી તપશ્ચર્યાના નિષ્ફળ પ્રયત્નમાં

प्राणानामनिलेन वृत्तिरुचिता सत्कल्पवृक्षे वने
तोये काञ्चनपद्मरेणुकपिशे धर्माभिषेकक्रिया ।
ध्यानं रत्नशिलातलेषु विबुधस्त्रीसंनिधौ संयमः
यत्काङ्क्षन्ति तपोभिरन्यमुनयस्तस्मिंस्तपस्यन्त्यमी ॥

રાજકીય વાતાવરણ, પ્લેગ, મૂંઝવણો ઇત્યાદિ ઇત્યાદિએ, વર્તમાન-નપત્રોમાં લખવાની મારી વૃત્તિની સખત કસોટી કરી છે; ગયા મહિનામાં મારા મગજમાં વિચારો ઉપર વિચારો ઉભરાયા કર્યો છે અને એણે નિદ્રાને નસાડી મૂકી છે. આ અનિદ્રામાંથી અને મુંબઈના ક્ષોભજનક જીવનમાંથી છૂટવાને હું આ દિવસોમાં નડિયાદ આવ્યો એથી આ વૃત્તિ, અને લખું લખું એવા લોભનો આ જ્વર, શાંત થયેલ છે. વર્તમાનપત્રોમાં લખવાના લોભમાંથી મને બચાવનાર આ છે: (૧) વિશિષ્ટ ઘટનાઓને ઉજાળવા અર્થે કે એની દોરવણી કરવા અર્થેની જાહેર પ્રવૃત્તિને તો મારા ક્ષેત્રની બહાર ગણવાનો મારો જૂનો સિદ્ધાંત છે; અને (૨) જેમને ઉદ્દેશીને લેખો લખ્યા હોય એ વર્ગોમાંથી વાચકો મળવાનો સંભવ હોય તો જુદી વાત, નહિ તો અલ્પકાલિક, કે કાયમના પણ, રસના વિષયોના લેખો લખીને મારી શક્તિનો દુર્વ્યય ન કરવો એવો મારો હમણાંનો સિદ્ધાંત છે—જેમાં તત્ત્વજ્ઞાન અને કાવ્યની બાબતમાં અપવાદ ગણું છું; તત્ત્વજ્ઞાન અને કાવ્ય વિશેના લેખો—અહેતુપૂર્વક નહિ પણ—માત્ર પોતાના ઉદ્દેશ અર્થે અને લાભ અર્થે ખાનગીમાં લખું, અને બીજાઓને ઉપયોગી બને એ કારણે જ છપાવું તો શક્તિવ્યય લેખનમાં જ થાય, મુદ્રણમાં નહિ; અને એ શક્તિ નો સફલ વ્યય કરું તે કાં તો મને અથવા બીજાઓને ઉપયોગી બને, પણ એ શક્તિ વેડફી નાખું તો મને કે બીજાને કોઈ ને ફલદાયી ન બને. વર્તમાનપત્રોમાં લખવું એ એની રીતે ફલદાયી બને, પણ એવી લેખનપ્રવૃત્તિ મારા કાર્યક્ષેત્રથી બહાર છે એ તો મારા જીવનનો સિદ્ધ નિશ્ચય છે + + તાત્કાલિક ઊકળતી છતાં ક્ષણિક ગરમીમાં, અને એ ગરમી છતાં, જે શાશ્વત તત્ત્વો પ્રવૃત્ત થાય છે એનો અભ્યાસ કોઈ કરતુ નથી; એ અભ્યાસમાં મારા સમયનો ઉપયોગ થાય એ વધારે સારું છે. આ ક્ષેત્રનો સ્વીકાર કરવામાં, અને જે ક્ષેત્રોમાં કાર્યકરો પૂરતા હોય છે તથા જે ક્ષેત્રોમાં તત્કાળ ફળે એવા પરિશ્રમના અનેક લાભોથી આકર્ષાઈને કાર્યકરો અનેક નીકળી પડે છે એ ક્ષેત્રમાં ઝંપલાવવાની લાલચ ને રોકવામાં, મારા સ્થાનની ઉપયોગિતા વધે છે. એ બીજાઓને મળતા લાભ આ છેઃ (૧) યશ, (૨) પદવીમાં અને પ્રતિષ્ઠામાં ઉત્કર્ષ, (૩) જનતામાં અને સરકારમાં લાગવગ, અને (૪) કેટલીક વાર, ધનપ્રાપ્તિ પણ હું એ લાભોનો ત્યાગ કરી શકું છું, આ લાભો વિના જ્યાં છુ ત્યાં જ સારો છુ-

ન્યાયાધીશ ચંદાવરકરે, કોણ જાણે શાથી, એક વખત મને કહ્યું હતું— ત્રિપાઠી ધર્મપરાયણ પુરુષ છે—કર્તવ્યને જ અંતિમ ઉદ્દેશ ગણીને કામ કરે છે—અને કર્તવ્યનો ( Duty નો ) એને સમ્મત અર્થ છે Debeo 'I owe' મારા જીવનના કયા પ્રસંગને અનુલક્ષીને એમણે એમ કહ્યું તે હું જાણતો નથી, પણ એમણે મારા હૃદયના ખરા તારનો સ્પર્શ કર્યો અને જેમાં મારી ખરી પ્રશંસા થયેલી મને લાગે એવા વિરલતમ અવસરોમાંનો આ એક છે

૧૭મી જૂન, ૧૮૯૮.

પૂરા ત્રણ મહિના નડિયાદમાં રહીને હું પાછો મુંબઈ આવ્યો છું, અને નિવૃત્તિની ઘડી આવી પહોંચે ત્યાં સુધી બધી મુસીબતો માંથી પ્રયત્નપૂર્વક પસાર થઈ રહ્યો છું મારા જીવનના એ સુખધામ માટે મેં ૧૮૯૯ નું શુભ મુહૂર્ત નિશ્ચિત કર્યું છે અને હું એને પહોંચવાને પ્રયત્નશીલ રહીશ—જો મહાઈચ્છા પોતાની અસાધારણ હસ્તપ્રક્ષેપથી મને પીસી નહિ નાખે અને કોઈ અજ્ઞાત દીશામાં લઈ જઈને નહિ મૂકે તો નિવૃત્તિના પૂર્વ પ્રયોગના ત્રણ મહિનાઓમાં મેં આરામ લીધો હવે પૂરું થવા આવેલું મંદિર બંધાવ્યું, એનું ટ્રસ્ટડીડ તૈયાર કર્યું (એ પણ હવે પૂર્ણ થયું છે), જ્ઞાતિભોજન આદિ પિતાની મરણોત્તર ક્રિયાઓ કરી, મારી બહેને એક મહિના સુધી નિદ્રારહિત રાત્રીઓ વીતાવીને બને આંખો ખોઈ એની સારસંભાળ લીધી, એ બહેનને અને માતુશ્રીને, બહેનની પુત્રવધૂઓના હિતમાં બહેનની પાસે સંભાળ લેનાર કોઈક એની આખી જિંદગી સુધી હોય જ એ પ્રકારની વ્યવસ્થા કરવાને સમજાવ્યાં, મહેમાનોની આગતાસ્વાગતા કરી, ઈત્યાદિ નિવૃત્તિ સિદ્ધ થયા પછી મારે કેવાં વિવિધ કાર્યો કરવાનાં રહેશે એનાં આ પર્યાપ્ત ઉદાહરણો છે મારા શેષ જીવન દરમ્યાન ઉઠાવવી પડવાની આર્થિક જવાબદારીઓનો પણ મેં સરવાળો ગણી રાખ્યો છે અને એ છતાં-આ બધું છતાં-નિવૃત્તિની ઘડીએ પહોંચવાને હું ઉત્સુક છું; પ્રભુ એ અપેક્ષા પૂરી કરે એની જ રાહ જોવાની છે

\+ \+ \+

મારી નવલકથાનો ત્રીજો ભાગ પ્રકટ થયો છે. ચોથા ભાગને વેગે આગળ વધારવામાં મારા મંદાગ્નિ વિઘ્નરૂપ બને છે! પિતાની સ્મૃતિમાં મારા જ્ઞાતિજનોનાં વંશવૃક્ષો હું છપાવું છું

મારા પુત્રને નડિયાદમાં રહેવું પડે છે તે ગમતુ નથી પણ અહી પ્લેગનો પ્રસગ, નિવૃત્તિનો વિચાર અને નડિયાદનાં હવાપાણીમાં એના આરોગ્યનો પાયો નખાય એ ઇચ્છા—આ ત્રણ કારણોથી હુ એને ત્યાં રાખુ છુ + + એની મા એની સભાળ લે છે, દેખરેખ રાખે છે, અને પોતે પણ મારાથી દૂર નવા ઘરની પણ સંભાળ રાખે છે. એ ત્યાં ન હોય તો લોકો ઘરને ખાલીખમ કરી મૂકે હું ન હોઉં તો આ બે નિર્દોષ આત્માઓ પોતનુ તત્ર પોતે શી રીતે ચલાવે એનુ હુ નિરીક્ષણ કરુ છુ મારા વિના પોતાનુ જીવન સારી રીતે ચલાવવાની પ્રભુ એમને કેવી અને કેટલી શક્તિ આપશે ત્યારે એમની જરૂરિયાતો શી હશે, અને એવી ખોટ પડયા વિના એઓ જીવન જીવે એ અર્થે મારે અત્યારે એ ખોટ શી રીતે પૂરી પાડવી, એનો હુ અભ્યાસ કરવા ઇચ્છુ છુ એ જ દિશામાં મા ભાઈ, મારા માતુશ્રી અને બીજાઓ પ્રત્યે મે મારું કર્તવ્ય કર્યું છે મારી પત્ની તથા મારા સતાનો પ્રત્યે એ કર્તવ્ય મારે પૂર્ણ કરવુ છે અને મારા પોતા પ્રત્યેનુ એ કર્તવ્ય કરવાની શકિત પ્રભુ મને આપે તો હુ મા દશજનોનુ ભાગ્ય શી રીતે સુધારુ તથા એ દિશામાં પ્રગતિ કરવા માટે એમને શા સાધનો આપુ, અને મૃત્યુના દ્વાર વટાવ્યા પછીના મારા પોતાના શાશ્વત જીવન માટે સાધનયોજના શી રીતે કરી શકુ, એ મારે જોવુ છે હાન જેની ઉતાવળી તૈયારીઓ કરી રહ્યો છુ એ નિવૃત્તિ જો મારા ભાગ્યમાં હશે તો આ હશે મારુ કર્તવ્ય અને મરુ સુખ લોકો કહે છે મારી કને ધન અઢક છે એમાં હુ સતોષ માનીશ અને એટલામાં ચલાવવા પ્રયત્ન કરીશ. મારે નથી જોઈતુ ધન, નથી જોઈતી સત્તા, નથી જોઈતી કીર્તિ નાનકડુ ઘર, શાંત વાતાવરણ ચિતામુકત જીવન, કોઈની ઉપેક્ષા નથી કરી કે કોઈના હિત પ્રત્યે દુર્લક્ષ નથી રહ્યુ એવુ ભાન, સારુ કે સાધારણ પરતુ પરવશ બનાવે એવા વ્યાધિ વિનાનુ આરોગ્ય, પોતાને તથા કુટુબને માટે પર્યાપ્ત સાધન, નિકટ પ્રિયજનોના શ્રેય માટે આવશ્યક હોય તે કર્તવ્યો કરવાનુ સામર્થ્ય, અને મારા આત્માના શ્રેય અર્થે, દેશ પ્રત્યે, માનવતા પ્રત્યે અને એ મહાઇચ્છા પ્રત્યે —જે આપણા અહમ્-કેન્દ્રને, જતુદૃષ્ટિ જેવી મળે તેનાથી જોઈ શકાય તેટલાં જ જેને જોવાય એવા અગમ્ય દિવ્ય કેન્દ્રોમાં—એક કેન્દ્રથી અન્ય તરફ—આપણને ધકેલે છે એ મહાઇચ્છા પ્રત્યે—ઉચ્ચતર કર્તવ્યો.

કરવા પૂરતો વિનમ્ર ઉદ્યમ; અને વિનોદ; આટલી જ છે મારી અપેક્ષાઓ. અને જો મહેચ્છા મને એનાથી પણ વંચિત રાખે તો એના વિના શ્રદ્ધાપૂર્વક અને સંતોષપૂર્વક જીવીને અંતિમ સ્વ-વ્યય અથવા ઉત્સર્ગસિદ્ધિ સાધવાની મને ઝંખના છે.

૨૫ મી જૂન, ૧૮૯૮.

હમણાં જ્યોતિષશાસ્ત્ર પ્રતિ મારું લક્ષ ગયું છે. ગયા જુલાઈ કે ઑગસ્ટમાં હું જ્વર, આંખનો વ્યાધિ, વગેરે ઉપદ્રવો વેઠતો હતો ત્યારે મારી જન્મપત્રિકા વાંચવી અનુકૂળ પડી કારણ કે એ મોટા અક્ષરોમાં લખેલી હતી અને રસપ્રદ તથા વિનોદદાયક હતી.

ત્યાંસુધી જ્યોતિષશાસ્ત્રને ખરું અથવા ખોટું કહેવાની હું ના કહેતો, કારણ કે જેનું મને એક કે અન્ય પ્રકારનું જ્ઞાન નહોતું એવું વિધાન કરવાનો મારો અધિકાર નહોતો

એ પ્રસંગે મેં જોયું કે મારી ધનયોગની દશા અમુક દિવસે, ૨૭ મી જુલાઈ ૧૮૯૫ ને દિને, વીતી જતી હતી, અને મને જાણીને આશ્ચર્ય થયું કે તે જ દિવસે કચ્છ કમિશનની કામગીરી મૂકી દેવાનો નિશ્ચય કરીને, હું પોરબંદરથી મુંબઈ આવ્યો હતો—અને એ કામમાં જ મને મારા જીવનમાં અધિકતમ કમાણી થઈ હતી; જેને દીર્ઘ સમયથી ઝંખી રહ્યો હતો અને જેની અપ્રાપ્તિને કારણે આગલાં વર્ષોની મારી મનનનોંધપોથીનાં (સ્ક્રૅપબુકનાં) પાનાં નિરાશાજનિત નિઃશ્વાસોથી પૂર્ણ બન્યાં હતાં એ નિવૃત્તિને શક્ય બનાવનાર દ્રવ્યસામર્થ્ય મને એ કામગીરીએ જ અર્પ્યું હતું! ત્યારે અને ત્યારપછી બીજી કેટલીક ઘટનાઓ પણ પ્રકટ થઈ અને સ્પષ્ટ બનતી રહી કે અનેક ઘટનાઓના સમયો—દાખલા તરીકે + મારી પ્રથમ પત્નીનું મૃત્યુ, મારા પિતાની પેઢીનું ભાંગવું અને મારું બીજું લગ્ન, એલએલ.બી.માં સફળતા અને અન્ય કેટલીક ઘટનાઓ બની તેના સમયો—મારી જન્મપત્રિકામાંનાં ભવિષ્યકથનોની સાથે ઘડિયાળ પ્રમાણે ક્ષણેક્ષણ મળતા આવતા હતા, અને મારી બહેનની અંધત્વ આપનારી હમણાંની બીમારી, ક્ષયના ભય પછી મારી પત્નીનો સુધારો, એના દિવસોનું ભવિષ્યકથન પણ એટલું જ યથાવત્ સાચું પુરવાર થતું હતું.

શું છે આ બધું ? શા કારણે આ ઘટનાયોગો ? એ કાકતાલીયન્યાયે છે કે કોઈ નિયમની પ્રવૃત્તિએ છે ?

સમગ્ર સરકારી સુશિક્ષિત માનવસમુદાય આજે જ્યોતિષશાસ્ત્રને મિથ્યા માને છે અને એના ભવિષ્યકથનોને અકસ્માતોનો સમુદાય માને છે. આજે ઊપજેલા પ્રકાશમાં આ અભિપ્રાયને હુ નિ સશય સત્ય ગણી શકતો નથી. સ્વત.સ્વીકૃત આ વિધાન પરિણામને આધારે ખરું કદાચ ઠરે; પણ પ્રસ્તુત પ્રસગમાં એ ખરુ પુરવાર થાય નહિ ત્યા સુધી વિશ્વાસને આધારે એને સ્વીકારી ન લેવા માટે કારણો છે. ભારતના ઋષિઓ આ શાસ્ત્રની પ્રતિષ્ઠા ન કરી શકયા હોય એટલા પછાત એમને માની લઈએ એવા નહોતા મને આજે થયેલુ પ્રકાશદર્શન વિશેષ પરીક્ષાની અપેક્ષા રાખે છે.

ભારતની, અને કદાચ પૂર્વની, સમગ્ર જનતાને જ્યોતિષમાં અને એના નિયમોમાં શ્રદ્ધા છે અને મને સાંપડેલો પ્રકાશ એઓની શ્રદ્ધાની સત્યતા વિશે હુ કઈ કહી શકુ એટલો નથી. ઘટનાઓની સમાપત્તિનાં Coincidenceનાં જે દૃષ્ટાંતો મને આશ્ચર્યકારક જણાયાં છે તેનું આકસ્મિકયોગની કલ્પનાથી અન્ય પ્રકારે સમર્થન સર્વથા શકય છે; વિક્લ્પે, એ આકસ્મિક યોગો પણ હોય. હમણાં મારી સમક્ષ જ્યોતિષના આ પાંચ ગ્રથો છે, (૧) સૂર્યનારાયણ રાવ (બી એ) કૃત જ્યોતિષ-વિષયક અગ્રેજી ગ્રથ, (૨) યવન જાતક-લઘુપુસ્તિકા, (૩) જૈમિની સૂત્ર, બીજી પુસ્તિકા, (૪) જાતકાભરણ, સારા કદનો ગ્રથ અને (૫) બૃહદ્ જાતક, મોટો ગ્રથ. + + + આનું અધ્યયન હુ તત્કાળ કરી શકું એમ નથી. અધ્યયન કરુ તો પણ, માત્ર અધ્યયનને આધારે એનું શાસ્ત્ર તરીકે મૂલ્ય શું છે તે ન કહી શકાય. ગત સમયની મારી ગ્રહદશાઓ નોધવી, અને જેની મને જાણ હોય કે નિશ્ચયપૂર્વક જાણ થઈ શકે એવી મારા જીવનના ભૂતકાળની ઘટનાઓ અને તિથિઓ સાથે એ દશાઓ સરખાવવી, એવુ મે નક્કી કર્યું છે તે યોગ્ય છે એમ હુ માનુ છુ. આ દશાઓનો નિર્ણય કોઈ પ્રવીણ જ્યોતિષી પાસે કરાવવાથી સમય અને શ્રમ બચશે.

પણ જ્યોતિષ-શાસ્ત્ર સત્ય હોય તો પણ તેથી લાભ શો? જે વસ્તુઓની મારે અપેક્ષા છે અને જે મને મળશે એવુ ગ્રહો કહે છે એને માટે ઉદ્યમ કર્યા વિના હાથ જોડીને બેસી ન રહેવાય. ગ્રહદશા

કહે કે અમુક દુઃખો મારા ભાગ્યમાં અનિવાર્ય છે, એ કારણે હું મારા જીવનમાં એ દુઃખોનું સામૈયુ કરુ એ કેમ ચાલે? એટલુ જ નહિ, જો દુઃખો આગળથી જાણી શકાય છતાં અપ્રતીકાર્ય અને અનિવાર્ય રહે, તો એ જ્ઞાનનુ ફળ જીવનને અને ચિત્તના સુખને વિષરૂપ બને–કારણ કે એના આગમનની પ્રતીક્ષા ચિંતાપૂર્ણ, કષ્ટમય અને નિરાશામય બને, જ્યારે એનુ અજ્ઞાન આશીર્વાદરૂપ નીવડે આ રીતે એ શાસ્ત્ર નિરુપયોગી છે અને આપત્તિકર છે

પણ એ જો શાસ્ત્ર હોય તો એ ઉપયોગી છે કે નિરુપયોગી એ વાત અસબદ્ધ છે જ્ઞાનની ખાતર જ્ઞાનનુ અર્જન કરવુ એમાં જ્ઞાનલાભ તે જ ફળ હોય, ઈતર ફળની અપેક્ષા ન રખાય, અને જ્ઞાનના સાચા ઉપયોગનુ જ્ઞાન શાસ્ત્રના જ્ઞાનમાંથી અને શાસ્ત્રના વિકાસના તથા વિનિયોગના જ્ઞાનમાંથી અનતરક્રમે ઉદ્ભવે. જે પુરુષ આવા જ્ઞાનના અર્જનમાં ઉદ્યુકત થાય તેણે પોતાના મનને એ રીતે ઘડવાને તત્પર રહેવુ જોઈએ જેથી એ મન, શાસ્ત્રના લાભાર્થે પોતા ઉપર પ્રયોગો એ પુરુષે જે પ્રતીક્ષાકક્ષા (waiting room) માં રહીને કરવા પડે એ પ્રતીક્ષાકક્ષાને અનુકૂળ થઈ રહે

વસ્તુસ્થિતિ આ હોઈને, મારી એકમાત્ર મુશ્કેલી એ છે કે મે મારા માટે નિયત કરેલાં કર્તવ્યોમાં આ શાસ્ત્રનોસમાવેશ નથી એ શાસ્ત્રની મોહનીના પ્રલોભનને વશ થઇને મારે મારા કર્તવ્યપ્રદેશથી અન્યત્ર આકર્ષાઈ જવુ એ યોગ્ય નથી, કારણ કે અન્યજ્ઞાનવિષયોનો અધિકાર અધિકતર છે જ્યોતિષશાસ્ત્ર માટે મારે સમય અને અવકાશ કેટલો મેળવવો એના પ્રમાણની આટલી મર્યાદા છે, કે હુ કાં તો એ શાસ્ત્રનો સશોધન અને પ્રગતિ માટેનો અધિકાર સ્થાપી શકુ અથવા એની વ્યર્થતા વ્યક્ત કરી શકુ એટલા પૂરતુ જ એનુ જ્ઞાન મારે મેળવવુ, જેથી આપણા ઋષિઓના ગ્રથોમાં તથા દેશજનોને માન્ય બનેલા મતોમાં ગૂઢ રહેલ જ્ઞાનભડારોની વિસ્મૃતિને વિસ્તારવનો ભય ન રહે

આ ઉદ્દેશની સિદ્ધિ અર્થે, જો જ્યોતિષશાસ્ત્રની કે મારા ગ્રહોની પ્રતીક્ષા કરવાની કક્ષામાં હોઉ ત્યારે મારા મનમાં ભય અને ચિતાવ્યગ્રતા ઘર કરી બેસે તો એ મનોદશામાં ધૈર્ય ધારવુ એ મારુ કર્તવ્ય છે. જો મારા ભાવિનુ નિયમન કરનારા ગ્રહો કર હશે અને એ મારા

જાણવામાં આવશે તો, માનવજાતિ જેને આપત્તિને નામે ઓળખે છે એ સ્થિતિની અંદર ઉત્સર્ગસિદ્ધ (વ્યયીભૂત) તથા લીન થઈ જવા નિર્માયેલાં અહમ્-કેન્દ્રોને જે શાંતિ મહાઇચ્છા અવસર અર્પે છે, એ શાંતિમાં હુ મારી ચિત્ત-શાંતિને ભેળવી દઈશ.

इष्टं सुख मे च तथैव दुःखम्
इच्छाम्यहं यच्चनुते महेच्छा।
बिन्दोर्विरोधो न जलस्य पूरैः
आत्मात्मनस्तु प्रभवेच्चितान्तम्॥

૨૭મી જૂન, ૧૮૯૮.

જો જ્યોતિષશાસ્ત્ર સાચું હોય તો માનવસ્વભાવ, જગત અને ઈશ્વરના સ્વરૂપ વિશેના આપણા કયા નિર્ણયો પરિવર્તન પામે? સ્વતંત્ર ઇચ્છાના સ્વીકારનો એ પરિવર્ત કે નાશ કરે એ અલ્પતમ મહત્ત્વની વાત છે, કારણ કે બુદ્ધિના તથા ઇચ્છામકલ્પના પ્રવૃત્તિવ્યાપારો પણ નિયમોને વશ વર્તે છે, અને પ્રવર્તક કારણોનું પૂર્ણજ્ઞાન આપણને હોય તો એનું પૂર્વજ્ઞાન શક્ય છે.

જ્યોતિષને મતે મનુષ્ય ગ્રહોના પ્રભાવને વશ છે. ગુરુત્વાકર્ષણનાં કિરણો એક ગ્રહથી અન્ય ગ્રહે જાય છે અને દૂરના વિરાટકાય ગોલકોના પ્રત્યેક અણુને પ્રભાવવશ કરે છે તથા ગતિમાન કરે છે અને એના આકાશી ગમનમાર્ગને, બિંદુબિંદુમાં, આંકે છે, તે પ્રમાણે જ્યોતિષના ગ્રહોનાં કિરણો એ જ સ્થળોએથી નીકળે છે અને આપણા આ પૃથ્વીગોલક ઉપરના પ્રત્યેક જીવ-અણુને પ્રભાવિત અને ગતિમાન કરે છે અને એનાં અદૃષ્ટ ભાગ્યોના પથને સર્વ વીગતે આંકે છે. જ્યોતિષનાં કિરણો ગુરુત્વાકર્ષણનાં કિરણો જેવાં જ અદૃષ્ટ તથા પરીક્ષાસવેદ્ય છે, અને એ બેમાં જેટલું એકનું તેટલું જ અન્યનું રહસ્યવિવરણ ગૂઢ રહે છે. ગ્રહોમાં ભૌતિક પદાર્થ છે એના સ્વીકારથી ગુરુત્વાકર્ષણ સાચું ઠરે છે, તો જ્યોતિશાસ્ત્રીય ગુરુત્વાકર્ષણના કારણરૂપે, તે તે ગ્રહ ઉપર ભૌતિક પદાર્થોની સાથોસાથ (અણુરૂપ કે પૃથુપ્રમાણ કે અન્ય કોઈ પણ પ્રકારનાં) ચેતનશરીરોનો સ્વીકાર આવશ્યક થાય. અલબત્ત, મારા દર્શન અનુસાર ચૈતન્ય કે ભૌતિક પદાર્થ કંઈયે ક્યંય નથી પણ સર્વ સત્તા-શક્તિનો જ આવિર્ભાવ છે,

પણ એમાં અણુ ભૌતિકપદાર્થ, આત્મા ( અહમ્ ) ઇત્યાદિ પરિભાષાનો પ્રયોગ કરવાની છૂટ છે તે પ્રમાણે મહાશક્તિનાં, ઇચ્છાપ્રયત્ન અપરા બુદ્ધિ અથવા અશરીર જીવનતત્ત્વનાં અન્ય સ્વરૂપો વ્યક્ત કરનારાં કેન્દ્રો પરત્વે ચૈતન્ય ( આત્મા, જીવ ) જેવા નામપ્રયોગની પણ છૂટ રહે. જો જીવદ્રાણુઓ protoplasms ) નું અને અતિસૂક્ષ્મ જીવોનું અસ્તિત્વ છે, અને જો મારા દર્શનમા અતિસૂક્ષ્મ જીવોનો પણ જ્યાં મહાઇચ્છા જીવતપણે સ્વપ્રકાશ અને એવાં સ્થાનો તરીકે, સ્વીકાર છે, તો ગ્રહોમાં રહેતા અને અન્ય ગ્રહો ઉપર ચૈતન્યમય કિરણ નળ ફેલાવતા અને તત્રસ્થ અણુમય જીવોની આધ્યાત્મિક ગતિનું તથા ભાગ્યરેખાનું નિયમન કરતા અભૌતિક જીવોના મહેચ્છાકૃત પ્રકાશનનો સ્વીકાર કરવો પડે તેથી મારા દર્શનને કંઈ બાધ નાતો નથી. એ દર્શનમા આથી એટલુ જ થાય કે મહ ઇચ્છાનાં ચક્રોના સાધારણ દંતોની સખ્યામાં ઉમેરા થાય, અને મારા કર્તવ્ય અને ઉત્સર્ગસિદ્ધિના તત્ત્વસિદ્ધાંતમાં કંઈ જ ફેરફાર ન કરવો પડે-માત્ર એનાં પ્રજ્ઞાતત્ત્વનો વિસ્તરે.

\+ \+ \+

૯મી ઓગસ્ટ, ૧૮૯૮.

મે કાકાને લખી પૂછયું કે એઓ મને ઓક્ટોબરમાં નિવૃત્ત થવાની અનુજ્ઞા આપશે કે મે ૧૮૯૯ સુધી મારે બેચ્ચે રાખવુ એવું એઓ ઇચ્છે છે. હુ મારી દશાથી હૃદયથી કંટાળી ગયો છું-કામ, કામ ને કામ, આખો દિવસ, પશુવત્-ગીરવીપનો, મિલકત વહે ચણી અને એવું એવું. હું કાકાને જણાવું છું કે મારાં આર્થિક સાધન અલ્પ છે અને અધ્રુવ છે એ વિચાર મારા મગજને કંઈ અસર કરતો નથી. જે છે તેટલાં સાધનો સાથે નિવૃત્ત થવાને હું તત્પર છુ. નિવૃત્તિનું ભૂત મારી છાતી ઉપર ચડી બેઠું છે, અને આશીર્વાદરૂપ થતી આપત્તિ મને મોકલનારો ઇશ્વર એ ભૂતને ડરાવીને દૂર કરી શકે એમ નથી. આપત્તિ કાલે આવવાની હોય તો ભલે આજે આવે, જેથી એ મરું ગૃહપ્રયાણ ત્વરિત કરે; અને કર્તવ્ય યથાશક્તિ કર્યું છે એટલે મારુ મૃત્યુ થાય તો પણ પાછળ ખાસ મૂંઝવણના પ્રશ્નો નહિ રહે અને પાછળ રહેલાઓના શાપ મને નહિ મળે એવો વિચાર દૃઢ કરવાની મને શક્તિ આપે. મારું મૃત્યુ મને શાંતિપ્રદ અને

બીજાંઓને આશીર્વાદદાયક નીવડવું જોઈએ. મારું જીવન મને શાંતિ અને સુખ આપનારું અને બીજાંઓને, મારા પિતા સ્વભાવથી જ હતા એવું, અહાનિકર નીવડવું જોઈએ. પ્રભો! મધુર મિતવ્યયી નાનકડા ઘરનો પરિમલ મારા શેષજીવનમાં મારા પર મહેકાવજે જેથી હું મારા દેશનો, મારા આત્માનો અને મારા ઈશ્વરનો વિચાર કરી શકું અને મારા અશક્ત નમ્ર કરોમાં સોંપાયેલા થોડાક નાના રોપાઓને ઉછેરી શકું. **વિશેષ અપેક્ષા મને નથી.**

ગયા થોડા દિવસો દરમ્યાન ગ્લેડસ્ટન અને બિસ્માર્ક બંને મૃત્યુ પામ્યા. ડૉ બુહલર પણ જર્મનીમાં એક નદીમાં ડૂબીને મરણ પામ્યો.

૧૨મી ઑગસ્ટ, ૧૮૯૮.

\+ \+ \+

કાકાએ હજી લખી જણાવ્યું નથી કે તેઓ મને ઑક્ટોબરમાં નિવૃત્ત થવાની રજા આપશે કે નહિ. મારું હૃદય નિવૃત્તિ ઝંખે છે. અને લાગે છે એમનું હૃદય એથી વિરુદ્ધ છે, અને એઓ દોલાયિત થાય છે, શંકિત બને છે, થંભી જાય છે—અને મને પ્રબળ શંકા છે કે એઓ અંતે કહેશે 'ના'!

\+ \+ \+

૪ થી સપ્ટેમ્બર, ૧૮૯૮

મુકામ નડિયાદ. મારી નિવૃત્તિને ત્વરિત કરવાની ઈચ્છામાંથી કાકા સાથે પત્રવિનિમય જન્મ્યો, અને ૩૦૦ માઈલોના અંતરવી થતી પત્રચર્ચા બે મતબિંદુઓ વચ્ચેનું અંતર સ્પષ્ટતાથી દૂર નહિ કરી શકે એવું સમજાઈ ગયું, એટલે કાકા સાથે વાત કરવાને હું નડિયાદ આવ્યો છું. કાકાની ઇચ્છા તો મને ત્રણ વર્ષો સુધી વકીલાતમાં જોવાની છે જેથી મારી બચત વધે. એમણે અમારી જાન્યુઆરીની ચર્ચા દરમ્યાન મુદત ટુંકાવીને મે ૧૮૯૯ સુધીની દોઢ વર્ષની કરી તે એવા નિશ્ચયથી કે ત્યાં સુધી મારી તબિયત ટકી રહેશે, અને મે ૧૮૯૯માંની મારી સ્થિતિ વિચારણાનું આરંભબિંદુ બનશે. હવે હું એમની પાસે ઑક્ટોમ્બર ૧૮૯૮માં નિવૃત્ત થવાની સંમતિ માગું છું. આજ સુધીની મારી બચત એ વિશેના એમના વિચારને પુષ્ટિ

આપતી નથી એ મેં એમને કહ્યું છે. + + બચતના પ્રશ્નનો મુખ્ય ઈ કરતાં નડિયાદ રહેવાથી વધારે ઉત્સાહથી મુકાબલો થઈ શકશે એ પણ એમને મે કહ્યું છે, જો કે અણધાર્યા સંયોગ બને સ્થળની ગણતરીને ખોટી પાડે. મારી તબિયત એમને માટે ગંભીર વિચારની વાત બની છે, અને મને ધનવાન થયેલો જોવાની એમની ઈચ્છાને પરાજિત કરતી જણાય છે. મારી સર્વ દલીલોના કરતાં મારા મંદ આરોગ્યે મારા પક્ષની વધારે સારી વકીલાત કરી છે. અને હવે ૩ કે ૪ દિવસોમાં એઓ એમનો અંતિમ નિર્ણય આપે એની રાહ જોઈ રહ્યો છુ.

દરમ્યાન મારા ચિત્તે નવા પ્રકારનાં આંદોલનો અનુભવ્યાં છે. પૈસાશેકાણથી થતી મારી આવક પ્લેગને લીધે અત્યંત ઓછી થઈ ગઈ છે. મારા ગ્રંથોનું વેચાણ અનેક કારણોએ ઘટ્યું છે. અને આ બે વસ્તુને આધારે તો હુ નિવૃત્તિ લેવાનો છું! આ પરિસ્થિતિમાં, વકીલાતમાં થોડા સમય માટે વધેલી કમાણી, સફળતા, પ્રતિષ્ઠા અને બહારગામના કેસોની પ્રાપ્તિ ઈત્યાદિ કારણોથી વકીલાતની મોહની નવેસર પ્રકટી અને કમાણી, સફળતા, પ્રતિષ્ઠા વગેરેની જૂની મુખમુદ્રા નવીન દીપ્તિ અને ઝળહળાટની શોભા ધારી રહી. પ્રભુનો આ કૃપાદૃષ્ટિને તિરસ્કારવાનો ખરેખરો નિશ્ચય મેં કર્યો છે કે નહિ, અને લોકો જેની વાતો કરે પણ સ્વેચ્છાએ શોધે નહિ એવી નિવૃત્તિની પ્રાર્થના કરવામાં હુ મારા વિનિપાતનું સંપાદન તો નથી કરી રહ્યો, એવા વિચારો મારું મન કરવા લાગ્યું. પ્રભુની કૃપાઓને અવગણવાના મૌર્ખ્યની અને પાપની શિક્ષા કેવા પશ્ચાત્તાપ રૂપે થતી હશે! હું આ પ્રશ્નના નિર્ણય માટે નડિઆદ આવવાનો વિચાર કરતો હતો ત્યાં મારા ચિત્તાકાશમાં પ્રલોભનના આ રૂપદર્શનનો ઉદય થયો અને—પ્રશ્ન મોકુફ રાખવાને યોગ્ય નથી? એવી-શંકાનો જન્મ થયો.

અને તે છતાં હું આવ્યો.

+ + +

પણ વકીલાત જે ફળ વરસાવે તે સર્વ કરતાં મને નિવૃત્તિ બક્ષી શકે તેવુ કર્તવ્યરત અને આદર્શમય જીવન એ તો નિશ્ચિત વધારે પારિતોષિક છે; ઉપરાંત ગમે તેટલી વિશાળ અને લાભદાયક વકીલાત મને જે કંઈ સાંસારિક બક્ષીસો આપી શકે તેના ફલરાશિથી મને

વિશેષ પ્રિય છે નિવૃત્તિથી મળનારાં ફળો. આ જોતાં, આટલું જ મારા પ્રયોજનની સિદ્ધિ અર્થે પર્યાપ્ત છે કે નિવૃત્તિનો આ પ્રયોગ મારા જીવનનો ઉપહાસ નથી; એમાં, અ-નિવૃત્તિના પ્રયોગમાંથી પરિણમે તેનાથી, મને અલ્પતર જોખમ, મુસીબત તથા ખોટ જણાશે; અને, કુટુંબના નિર્વાહનાં તથા એની પ્રત્યેનાં કર્તવ્યો પૂરું કરવાનાં સાધારણ સાધનોની દૃષ્ટિએ, નિવૃત્તિ લેવામાં મૂર્ખતા કે આત્મહત્યા નથી જ થતી.

વસ્તુસ્થિતિ આવી હોઈને, મારા ભલા કાકાની સારાસાર-દૃષ્ટિને તથા આશિષને, અને આપણી ગતિપ્રવૃત્તિઓનું નિયમન કરવું એ જેને અધિકાર છે એ પ્રભુની ઇચ્છાને આશ્રયે હું મારું ભાવિ રહેવા દઉં છું.

+ + +

નડિયાદ, ૭ મી સપ્ટેંબર, ૧૮૯૮:

કાકાએ મારી નિવૃત્તિ માટે એમની અંતિમ અનુજ્ઞા આપી-કાલે રાત્રે ૮ વાગે. વકીલાત નથી જ કરવી એવા શપથ હું ન લઉં એ એમની ઇચ્છા છે, અને એમની અનુજ્ઞા એટલા પ્રમાણમાં સાપેક્ષ (શરતી) છે. હવે મારે નિવૃત્તિ સિદ્ધ ઘટના બને તે પહેલાં બીજાં વ્યાવહારિક વિઘ્નો વટાવવાનાં રહે છે. પ્રભુ મને એ કાર્ય માટે સામર્થ્ય આપશે એવી મને આશા છે.

૧૧ મી સપ્ટેંબર ૧૮૯૮

અહો! પ્રલોભનો—વકીલાતમાં રહેવાનાં, સંપત્તિમાં આળોટવાનાં, પક્ષકારો-અસીલો-ની તથા જનતાની વાહવાહ મેળવવાનાં, કાયદાનો અભ્યાસ-ઉકેલ કરવાનાં અને ન્યાયાધીશો સમક્ષ વિજય મેળવવાનાં પ્રલોભનો-મારા અંતરાકાશમાં ક્ષણે ક્ષણે વીજળી જેવાં ઝબકી ઊઠે છે. અસંશય, એ ઝબકાર અચિરસ્થાયી છે, અને એ ઝબકારાઓનો વિલય કરવા માટે મારે પ્રયત્ન નથી કરવો પડતો. એ ઝબકાર આવે છે પણ સ્વયમેવ વિલય પામે છે. કાકાની મનોવૃત્તિની તથા અનુજ્ઞાની તુલના તો હું મેનાએ નિજપુત્રી ઉમાને આપેલી અનુજ્ઞા સાથે જ કરી શકું:

**इति ध्रुवेच्छामनुशासतीं सुतां शशाक मेना न नियन्तुमुद्यमात्।**
**क ईप्सितार्थस्थिरनिश्चयं मनः पयश्च निम्नाभिमुखं प्रतीपयेत्॥**

હું પણ એ તરુણી કન્યા પાર્વતી પ્રમાણે નિવૃત્તિમાં સંચરું

છું—પ્રભુ એકલો જાણે કે આ માર્ગનું પરિણામ શું આવશે—સુખ કે સંતાપ મારું મન દૃઢનિશ્ચિત છે કે સુખ જ મળશે, અને એ શંકાશીલ બને તો એટલા જ કારણે કે એ જાણે છે કે એ માનવનું મન છે અને માનવમન દૃષ્ટિપ્રમાદ પણ કરે તથા કાર્યમાં વિવેકદોષ પણ કરે—પોતાની એથી વિપરીત પ્રતીતિ હોય તે છતાં પણ મનનો ધર્મ છે કે પોતાની દૃષ્ટિ દાખવે તે માર્ગ લેવો, પરિણામ જે આવે તે. અને આ પ્રસંગે તો મેં મન પૂત સમાચરણમાં મારા પ્રેમાળ અને વ્યવહારનિપુણ કાકાની પાવન અનુજ્ઞા પણ મેળવી છે મારી દૃષ્ટિ માનવની પ્રમાદશીલ દૃષ્ટિ છે એ ભાન મારા આત્માને નમ્રતાથી કચડે છે અને હું આ ભયભર્યો કૂદકો મારવા ઉદ્યત થયો છું ત્યારે મારા ચિત્તમાં નથી અભિમાન, નથી દર્પ કે નથી આવાં પરાક્રમ કરનારાઓનાં ઉરને ફુલાવે તેવો ઉમંગ કે ઉત્સાહ હું તો માત્ર નમ્રતાપૂર્વક શાંતિ અને સ્વસ્થતા અનુભવું છું મહાન અને ભયપ્રદ ધર્મ પાળવાને બંધાયેલો છું અને એ નિર્માણ છે એવું અનુભવું છું, આ જાતે ફરમાવેલું વિષમકાર્ય કે સાહસ માટે તથા એમાં પરિણામો માટે મારું માનસતંત્ર પર્યાપ્ત સામર્થ્ય ધારે છે એવું અનુભવું છું, અને જાણે કે, મારા હૃદયને તથા મારી ક્રિયાને પ્રેરનારા કોઈ દિવ્ય સ્વરના આદેશપાલનમાં શ્રદ્ધામય દૃઢતાથી વિચરું છું, અને જેની ઈચ્છા તથા અચલ મન વિના હું એક તણખલું પણ ન હલાવી શકું એવા દયામય ઉદારાશય નિયતાએ આપેલી સ્વયમ્સમતુલિત બે પાંખોના બળનો અનુભવ કરું છું તથાસ્તુ મારા પ્રભુ! હું મારી, નહિ તારી આજ્ઞાને અનુસરું છું, અને મારી નૌકા ક્યાં જશે એ જોવાનું કાર્ય તારું જ છે જેવી ઈશ્વરેચ્છા.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।

નડિયાદ, ૧૨મી સપ્ટેંબર, ૧૮૯૮

સવારના ૧૦

મારે ઑક્ટોબર વેકેશન દરમ્યાન નિવૃત્ત થવું જ એવો નિર્ણય હું કરું છું રોકતાં આંસુઓ સાથે, એ પરમ શાંતિ સાથે, નમ્રતાથી અભિભૂત બનીને અને શ્રદ્ધામય પ્રભુપરાયણતા સાથે એ નિર્ણય હું કરું છું જગત એના વિશે શું કહેશે? કેટલાક વખાણશે, પણ સર્વ હિન્દુઓ ખેદ પામશે અને એને પાંડિત્ય ભરી

મૂર્ખતા કે તત્ત્વજ્ઞાનની ઘેલછા કહેશે. કદાચ નિર્દય કુદરત મારાં નાનાંશાં ગજવાંઓ ઉપર એનો પ્રભાવ દર્શાવીને શિક્ષા કરશે. અને છતાં, મહાઇચ્છા મારા હૃદયને આ મહાન ભયજનક નિર્ણય પ્રતિ પ્રેરે છે. મહા પ્રભુ! મારી દૃઢતા તેં અર્પેલી છે, અને મૂર્ખતાનું જોખમ મારું છે! પ્રભુ! પાર્થિવ કૃપાપ્રસાદોના ત્યાગ માટે આ લઘુ આત્માને ક્ષમા આપજે. હું એનો તિરસ્કાર કરતો નથી. હું તો એટલું જ વિચારું છું કે જેનું આ જ એક અનિવાર્ય સાધન છે એ કર્તવ્યોને પથે મારે પળવું જોઇએ. અને આ અહમ્-કેન્દ્રની કોટિએ આ દૃષ્ટિને પ્રકાશિત કરનાર તો તું છો—મહાઇચ્છા અને શક્તિ; અને જે તારી ઇચ્છા હોય તે કરવું જ રહે. કાઇરિટે પણ કહ્યું હતું તેમ: 'પ્રભુ, તારી ઇચ્છા સિદ્ધ હો, મારી નહિ.'

\+ + +

૧૬મી સપ્ટેંબર, ૧૮૯૮.

શ્રીયુત જીવાત્મન, અસ્વસ્થ શાથી છે? નિવૃત્તિનો વિચાર થતાં રાત્રી ઉજાગરામાં શા કારણે ગાળવી પડી? શા માટે તમારા ભૌતિક કલેવરમાં તુમુલ મચી રહ્યું? એવું ખરું કે તમારી નિવૃત્તિની વાત દંભભરી હતી? જો એમ હોય તો કાયમની નિવૃત્તિ લેવાનો વિચાર પડતો મૂકતાં તમને કઈ બલા રોકે છે? નિવૃત્ત થવાની અથવા વકીલાત ચાલુ રાખવાની કોઈ તમને ફરજ નથી પાડતું. સ્વેચ્છાએ બેમાંથી એક પસંદ કરો, પણ અનિશ્ચયની વ્યથા ન ભોગવો.

અહો! અનિશ્ચય છે જ નહિ. વિચાર તદનુરૂપ કાર્ય માટે પ્રબલ અને દૃઢ છે.

\+ + +

એ તો સ્પષ્ટ છે કે સ્વાર્થ એ મારો નિવૃત્તિનો ઉદ્દેશ નથી. ઉદ્દેશ છે કર્તવ્ય—એ કર્તવ્ય પૂર્ણ કરવા માટે મને સમય મળવો જોઇએ. એ અત્યારે ન કરું તો જીવનના અન્ય ભાવી ક્રમે એ મારે કરવું જ પડે; અને શુદ્ધ તર્કદૃષ્ટિથી વિચારીએ તો અત્યારે જે શંકાઓ ઉદ્ભવે છે તે તો મૃત્યુપર્યંત વકીલાત કરવાનો નિશ્ચય કરું તો જ ટાળી શકાય. અને એવું કરવાની મારી લેશ પણ ઇચ્છા નથી. + + આ પ્રશ્નોને હમણાં હું મુલતવી રાખું તો એ સમગ્ર શેષજીવનમાં મારી સામે ઊભા જ રહેશે. + +

૨૨ મી સપ્ટેંબર, ૧૯૯૮.

નિવૃત્તિ લેવામાં જે આપત્તિને આમંત્રણ હું જણાતો હતો (૪થી સપ્ટેંબરની નોંધ જુઓ) એ આપત્તિ કોઈ એક ક્ષણે તો—દાખલા તરીકે જ્યારે મારી તબિયત લથડી જશે અને હું બીમાર રહીશ ત્યારે—અનિવાર્ય બનીને આવશે. નિવૃત્તિનો સ્વીકાર એ લાંબો, ગૂંચવણભરી, મુશ્કેલ અને ખરચાળ વિધિ છે; અને એને, હું કામકાજ ન સંભાળી શકું એટલો બીમાર હોઉં અથવા એ માટે આવશ્યક આર્થિક સાધન અપર્યાપ્ત હોય ત્યારે આદરવા કરતાં, મારું આરોગ્ય સારું હોય અને અર્થ-સાધન પર્યાપ્ત હોય ત્યારે પતાવવો ઇષ્ટતર છે. અર્થાત્ અનુકૂળ ક્ષણે નિવૃત્ત થઈ જવું એમાં ડહાપણ છે, અને આ ક્ષણ એવી અનુકૂળ નથી?—જ્યારે કોર્ટમાં કામ ઘણું થોડું રહે છે.

+ + +

મુંબઈ, ૨૪ મી સપ્ટેંબર, ૧૯૯૮.

૨૧ મી સપ્ટેમ્બરના દિવસથી, નિવૃત્તિના વિચારના અનુવિધાનમાં, નવા કેસો સ્વીકારવાના ના પાડવાનું મેં શરૂ કર્યું. અને એ દિવસે જ અમદાવાદમાં 'પ્રબળ અફવા' ફેલાઈ હતી કે મારી નવલકથાના ત્રીજા ભાગમાં રાજદ્રોહી લખાણ કરવા માટે મને પકડવામાં આવ્યો હતો! અમારી વેકેશન આશ્વિન સુદી ૧ ને રોજ શરૂ થાય છે અને એ પ્રથમ તિથિ મારી નિવૃત્તિની પણ પ્રથમ તિથિ થશે. જ્યોતિરામ જોષી આ જાણતા નહોતા પણ એણે મને કહ્યું કે એ જ તિથિએ મારો ગુરુનો ગ્રહ અનુકૂળ સ્થાને પ્રયાણ કરે છે એથી તે પછી મને પૈસાની છોળ થશે—જે વિચાર મારી નિશ્ચિત નિવૃત્તિથી પૂર્ણતઃ અસંગત છે.

૨૭મી સપ્ટેંબર, ૧૯૯૮.

જેણે ઉપર નોંધેલી અફવા, દ્વેષથી કે તર્કવિલાસથી કે અકસ્માત રીતે, ઘેલી આગ જેવી ફેલાવી તેણે મારી પત્નીને, બહેનને અને માતાને, મારો પત્ર અને તાર મળે તે પહેલાં, બે રાત ઉપાધિમાં અને રુદનમાં પસાર કરાવી. એમની આ દશા મેં જાણી, અને અફવાવાળી ઘટના કોઈ દિવ્ય ઇચ્છાથી સાચી નીવડે તો એમને કેવો આઘાત લાગે એની પ્રતીતિ મને થઈ. તેથી હું એ અફવાની ભાળ માણનો અટકો ગયો અને આ ક્ષણે મારી પરિસ્થિતિની નિર્બળતા

વિશે ગંભીર અને ચિંતાવ્યગ્ર બન્યો. મારા કુટુંબની શાંતિ અને એનું સુખ આ પ્રકારે હરી લે એવું પુસ્તક લખવામાં મારો દોષ થયો છે? મારું કર્તવ્ય શું? દેશજનોના હિતાર્થે આવું પુસ્તક નિર્ભયતાથી લખવું એ, કે આવો પ્રસંગયોગ ઊપજે તેની સામે મારા કુટુંબની શાંતિ સુરક્ષિત રાખવી એ? આ પ્રશ્નનું સમાધાન કરવું મારે માટે અશક્ય જણાય છે, અને એ વસ્તુસ્થિતિમાં મારું મગજ ભમવા લાગે છે અને મને ચક્કર આવે છે, જો કે એ પુસ્તક સિદ્ધ વસ્તુ છે જેનો હવે કોઈ ઉપાય શક્ય નથી એ વિચાર મારા અન્ય વિચારોનો ઉપશમ કરે છે અને આવી પડે તો મારાં સ્વજનોનું ભાગ્ય શું થાય એના તર્કવિતર્કમાં જ મારા મનને પૂરી મૂકે છે શક્ય છે કે હું પોતે Prisoner of Chillon માફક મારું પોતાનું ભાગ્ય સહી લઉં, અથવા અત્યારે ગણુતરીમાં ન હોય એવી નિર્મળતાથી ભાંગી પડું એ વાત મહત્ત્વની નથી. પણ 'મારાં આ કોમલચિત્ત ભયચકિત પ્રિયજનોનું શું થશે?' એ પ્રશ્ન મને ચિંતાજડ બનાવે છે. મારું પુસ્તક રાજદ્રોહરહિત છે એટલું જ નહિ, પણ રાજકર્તાઓ અને પ્રજા બન્નેનું શ્રેય એ એનો ઉદ્દેશ છે, અને એનું ફળ પણ એ આવશે એવી મારા આત્માની આંતરતમ પ્રતીતિ છે. એ બાબતમાં મારા હૃદય ઉપર ચિંતાનો ભાર નથી. પણ ઉપરનો પ્રશ્ન જ મારા આત્માને ક્લેશકર બને છે.

+ + +

૩૦મી સપ્ટેમ્બર, ૧૮૯૮

આજે એક અસીલે કહ્યું કે મારા રાજદ્રોહની અને એ કારણે મારા ઉપર કામ ચાલ્યાની અફવા અમદાવાદમાં, સર્વપ્રથમ, ખાડિયા કલબમાં સાંભળવામાં આવી હતી અને એ સમાચાર આણનાર નરસિંહરાવ હતા એવું કહેવાતું હતું! ભલે એમ હો. Et tu, Brute? (અને તું, બ્રૂટસ?). ના, હું એ નથી માનતો.

+ + +

## નિવૃત્તિ અનન્તર

નડિયાદ, ર૭મી જાન્યુઆરી, ૧૮૯૯.

નિવૃત્તિનું સ્વપ્ન ઉપરે સિદ્ધ હકીકત બન્યું છે. મારા અહમ્-કેન્દ્રને એની પોતાની ગતિની રેખામાં કેન્દ્રિત કરવા દેવાની મારા ઉપર કૃપા કરવાનું મહાઇચ્છાએ અતે ઉચિત માન્યું છે.

બુધવાર તા. ૧૯મી ઑક્ટોબર ૧૮૯૮ એટલે આસો સુદ પંચમી સંવત ૧૯૫૪, જેને જ્યોતિષીઓ લલિતા પંચમી કહે છે એ દિને રાત્રે ૯–૩૦ વાગ્યે મેલ ટ્રેનમાં મે હમેશ માટે મુંબઈ છોડયું, અને જન્મભૂમિમાં જવા નીકળ્યો; ભાઈને અને પત્નીને અને અન્ય નાનેરાઓને મુંબઈમાં એકલાં પ્રભુના રક્ષણમાં મૂક્યાં. આશ્વિન પ્રતિપદાએ, ગુરુએ તુલારાશિમાં પ્રવેશ કર્યો અને વેકેશનનો આરંભ થયો. અને જ્યોતિષી જોઈતાએ ભવિષ્ય ભાખ્યું. હતું કે આ વર્ષમાં આ રાશિમાં ગુરુનું અવસ્થાન મારા માટે ધન અને સંપત્તિ સુચવે છે! આ મુગ્ધ ભવિષ્યવાણી સાંભળીને હું હસ્યો હતો, અને હસું છું–કારણ કે નિવૃત્તિ એટલે તો ધનાર્જનની પ્રવૃત્તિના વિરામનો આરંભ. મૂલશંકર જોષીએ ભવિષ્ય જોયું તેમાં સત્ય જોડેનો આકસ્મિક મેળ વધારે હતો: એણે કહ્યું કે ગુરુની મારી અંતર્દશાના મધ્યમાં મારા હૃદયની પ્રિયતમ અભિલાષા પૂર્ણ થશે, જો કે એણે પણ સાથોસાથ મને થનારા ધનલાભની પણ વાત કરી હતી. આ સાહસ જેવાં કથનો વિશે હું આથી વિશેષ ન કહી શકું–આટલું કહી શકું–કે ચિહ્નો કોઈ ધારે તેથી વધારે અનુકૂળતા આ ભવિષ્યકથન પ્રત્યે બતાવનારાં સિદ્ધ થયાં છે. કોર્ટ બંધ થઈ તે જ દિવસે મેં એક કેસ થાણામાં ચલાવ્યો. હું નડિયાદ પહેચ્યો એ જ ઘડીએ–એ જ ક્ષણે–કોઈ વકીલની સલાહ લેવાને અમદાવાદ જવાને અનોર હરખા એ જ ગાડીમાં બેઠો હતો, પણ મને ટ્રેનમાંથી ઊતરતો

જોઈને પોતે પણ ઊતરી પડ્યો, અને મારી પાછળ મારા ઘર સુધી આવ્યો, અને મારે એના ટ્રસ્ટ ડીડનો મુસદ્દો ઘડવો પડ્યો એ જ ક્ષણે સ્ટેશન ઉપર મને ઘા સાહેબે કહ્યુ કે લાઠી ઠાકોરે નાનાસાહેબ જોડે અને કાગળ મોકલ્યો છે અને નાનાસાહેબે એ જ દિવસે એ પત્ર મારા હાથમાં મૂક્યો, અને ઠાકોર સાહેબે એના રાજ્યને મારી સલાહ-સૂચના વડે મદદ કરવાની વિનતિ કરી હતી તેમાં પોતા તરફથી વિનતિ ઉમેરી એ પછી મારે બાધા ઠાકોરનાં તથા પાટડી ઠાકોરનાં કામ કરવાં પડ્યા, અને એક જૂના કેસ માટે સુરત જવુ પડ્યુ, અને લાઠી પણ જવુ પડ્યુ આ અને અન્ય પ્રકારે, આશ્ચર્યભરી રીતે મારા ગજવામા ધનનો પ્રવાહ વહ્યો, એટલે આટલે સુધી તો જ્યોતિષીઓને ગર્વ કરવાનુ કારણ મળ્યુ પણ મને લાગે છે કે એમનાં ગર્વવચનો હવે અટકવાં જોઈએ-મારી નિવૃત્તિનો હવે સર્વ પ્રકારે આરભ થાય છે

મારી પત્નીનું મધુર નામ મારા દેહની અને આત્માની પૂર્ણ પતિ જેવી વૃત્તિ હોવા છતાં મધુર નામ-જે તિથિએ થયું હતુ એ તિથિએ મે મુબઈ છોડ્યુ એ સજોગ મારા સ્નેહને આત્મતૃપ્તિનુ કારણ બન્યો છે હમણાંના નવા ઍડવોકેટ ચમનલાલ હ સેતલવડે મારી નિવૃત્તિના માનમાં તા ૧૫મી નવે મ્બરે યોજેલા At Home Entertainment નો (સ્નેહસમારભનો) સ્વીકાર કરવાની મને ફરજ પાડી, એમણે વકીલોને અને સા લિસિટરોને મને મળવા માટે નિમ ત્ર્યા હતા આ માટે મારે મુબઈ જવુ પડ્યુ, અને મુ બઈ જતાં માર્ગમાં હુ મિયાંગામ ઊતર્યો હતો ૨૨મી ડિસેમ્બરે હુ નડિયાદથી લાઠી ગયો, ત્યાં મે ઠાકોરસાહેબનુ બજેટ નક્કી કર્યું અને રાજ્યસચાલન માટે નિયમો ઘડ્યા, પછી હું જૂનાગઢ ગયો અને ત્યાં લીલાવતીને તથા હિંમતભાઈને મળ્યો અને એમની સ્થિતિ નિહાળી, અને પછી લાઠી બે દિવસ રહીને ૨૧મી જાન્યુઆરી ૧૮૯૮ને દિવસે નડિયાદ પાછો આવ્યો

બલવતરામ હાલ મતોર હરખાની મિલમાં પગાર પગારે હાજરી આપે છે હિંમતભાઈ જૂનાગઢમાં વકીલાત કરે છે, અને એને બારભના એના પહેલા કેસો મળ્યા છે કાકા મનસુખરામ મૂળજી જૂનાગઢ હુ ત્યાં હતો ત્યારે, પાછા ફર્યા અને ત્યાં એમણે મને દીવાન રિરિટ

આપવાની કચ્છના રાઓ સાહેબની ઇચ્છા મને જણાવી !!! મારે દીવાન-ગીરીને શું કરવી છે? એવો એક સમય હતો જ્યારે મેં એનો આનંદ સ્વીકાર કર્યો હોત. + + તે સમયે પણ એક રાત્રીના અસ્વસ્થ મનોમંથન પછી, મે મારા મનમાં નક્કી કર્યું હતું કે એ પદ મને ૧૮૯૯ માં આપવામા આવશે તો હું સ્વીકારીશ નહિ. એ પદ આજે (૧૮૯૯ માં) મને આપવાની દરખાસ્ત થઈ; અને એ મુદ્દાની પુન-ર્વિચારણા કર્યા પછી, હુ મારા એ મનને વળગી રહ્યો અને, ૧૫મી જાન્યુઆરી ૧૮૯૯ ને દિવસે, કાકાને મેં મારા જીવનની મોટામાં મોટી તક સ્વીકારવાની ના જણાવી દીધી—શાંતિપૂર્વક, નિરભિમાનતાથી, નિશ્ચયપૂર્વક, વિધિપુરઃસર અને હર્ષપૂર્વક. ગમે તેટલા દ્રવ્ય ખાતર, સત્તા ખાતર કે સાંસારિક લાભ ખાતર, મારી ચિરવાંછિત નિવૃત્તિનો ત્યાગ હુ ન કરી શકું + + મારી આર્થિક સ્થિતિ એવી નબળી છે કે આ મોટી આવકની નોકરીનો અસ્વીકાર મેં શ્રીમંતાઈને કારણે કર્યો એવું કોઈ ન કહી શકે. પરંતુ મને, મારી પાસે શ્રીમંત ગણાઉં એટલું ધન નથી, પણ મારી પાસે એ ધનથી અધિક છે—સંતોષ છે, મારી અતિપ્રિય નિવૃત્તિ છે, અને જે કાર્યો નિવૃત્તિમાં જ કરી શકાય એ કાર્યો કરવાનો મહામૂલો અવસર છે. થોડોક જેટલો છે તેટલો પૈસો, વિનમ્ર મધુરાં પ્રિયજનો અને પ્રિય ગૃહ, આરોગ્ય અને શાંતિ અને આજના જેવું તથા મારા નવા સમય કોષ્ટકમાં અને કાર્યક્રમમાં આલેખ્યું છે તેવું કામ—એ યથાસ્થિત ટકી રહે એથી અધિકતર અપેક્ષા મને નથી. એ કાર્યક્રમનું અનુષ્ઠાન આવતી કાલે જ શરૂ થશે.

૩૧મી જાન્યુઆરી ૧૮૯૯.

વજેશંકર ગૌરીશંકરે મને ગયે મહિને કહ્યું હતુ કે એમના પિતાનું, ભાવનગરના દિવાન સદ્‌ગત પ્રખ્યાત ગૌરીશંકર ઉદેશંકરનું, જીવનચરિત મારે ધનપુરસ્કાર લઈને લખી આપવું એવી એમની ઇચ્છા છે. આજે, જેનું નામ કહ્યુ નહિ એવી અન્ય એક પ્રસિદ્ધ વ્યક્તિનું જીવનચરિત લખવાનું મને નિમંત્રણ મળ્યું–મને ખાતરી છે કે એ વ્યક્તિ (અમદાવાદના) સ્વ. રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલ હોવા જોઈએ. પહેલી સૂચના મેં નકારી હતી અને આ બીજી નકારું છું. આવાં કાર્યો માટે મને સમય નથી ધનલાભ ખાતર તો ન જ કરું એ નક્કી.

પિતાની ઇચ્છાપૂર્તિ અર્થે બંધાવેલુ મંદિર બે દિવસ પહેલાં સમાપ્ત થયું.

૧લી ફેબ્રુઆરી, ૧૮૯૯.

નિવૃત્તિકાર્યના મારા સમયકોષ્ટક પ્રમાણે કાર્ય આજે શરૂ કર્યું.

+ + +

૩જી ફેબ્રુઆરી, ૧૮૯૯.

મારા નવા સમયતંત્રક અનુસાર આજે મારો પ્રથમ ચિંતન-દિન છે. આવો સમય રાખવાનુ કારણ એ છે કે આખું જીવન વાંચ્યા કરવુ અને એના ઉપર કે એ પછી વિચારવું નહિ, વિચાર કર્યાં વગર કે વિચારપૂર્વક લખ્યા કરવું, ઘરનું અને દેશનું તમારી દષ્ટિ સમક્ષ દેખાય અને લુપ્ન થાય તેને. એ શું હતું—એનો શો અર્થ હતો—એ ફરીવાર કેવુ હશે એનો વિચાર કરવાને થભ્યા વિના લુપ્ત થવા દેવું, વિચાર કર્યાં વિના અને અનીતની સમીક્ષા કર્યાં વિના નિજ અર્થે, દેશ અર્થે કે અન્ય કોઈ વસ્તુને અર્થે કાર્ય આરંભવું, અને પ્રાર્થના પણ ચિંતન વગર કરવી—એનો ઉપયોગ કઈ નથી. ઉપરાંત ચિંતન માનવનો ખરો આહાર અને તત્ત્વસાર છે અને એને જીવનનું સાચું કાવ્ય અને તત્ત્વજ્ઞાન અર્થે છે, એનુ સાચુ કાવ્ય અને તત્ત્વજ્ઞાન છે. એ પ્રસન્નગભીર આનંદ છે.

> 'The midnight moon serenely smiles
> O'er Nature's soft repose :
> Come, dear Emilia, and enjoy,
> Reflection s favourite hour!'

આ શાંત ઘડી મને માત્ર સવારે અને મધ્યાહ્ને મળે છે—જીવનનાં તોફાનોમાં વિસ્મૃતિના, અને જનદષ્ટિથી દૂર એકાન્તવાસના, સુખધામનો આશ્રય લઈને હું મેળવુ છું.

+ + +

આપણા પ્રાચીન ઋષિઓએ મહાદેવી 'શક્તિ'ને અથવા ઈશ્વર કે પુરુષસૂક્તના પુરુષને, માનવઆત્માઓને પોતા પ્રત્યે લેવા માટે, હજાર બાહુ કે હસ્ત હેય એવી કલ્પના કરી હતી. અને રંગીકરણ કરવાથી આ હજાર હાથ તે ચાર હાથ જ થતા હતા. તેથી નારી ચન્દ્રાવલીએ માતાની સ્તુતિ ગાતાં કહ્યું હતું :

'ભક્તિ, કર્મ, યોગધ્યાન, જ્ઞાનથી
શાંતિ દ્યો છો સહસ્ત્ર એવા હાથથી!'

૪થી ફેબ્રુઆરી, ૧૮૯૯.

સંભવ છે કે મહાઇચ્છા જ્યોતિષીય કિરણો દ્વારા આપણી ઇચ્છાઓને અને ભાગ્યકલાઓને પ્રભાવિત કરતી હોય, પોતાની વાયુમંડલગત ઉપસ્થિતિની પ્રતીતિ ચૈતન્યમય અદમ્-તંત્રોને, તથા આ જીવનમાં જ વિકસેલ યોગીઓના ચિત્તત્રોની અલૌકિક દૃષ્ટિને, કરાવતી હોય, પોતાના અદસ્ય સુધાલેપથી ભક્તોના, કવિઓના અને પયગંબરોના આત્માઓને શીતલતા અર્પતી હોય, અને અનેક તત્ત્વજ્ઞાનીની પ્રતિભામા અને એમના જીવનમાં પોતાના વાસ્તવિક 'તત્ત્વ'નુ વ્યાપન અને નાડીઓમાં વહન કરતી હોય. જ્યોતિષનુ, ભક્તિનું, જ્ઞાનમાર્ગીનું, કર્મકાંડ કર્મને જે સ્વરૂપે સમજે છે તે કર્મનુ, આ દૃષ્ટિએ અધ્યયન કરવું જોઈએ તેમજ કારણ કે આ વિષયનું મેં હજી પર્યાપ્ત દર્શન કર્યું નથી. તત્ત્વજ્ઞાનીના જીવનમાં કર્મ અર્થાત્ કર્તવ્યધર્મનો સમાવેશ થાય છે

આપણો સમાજિક દશ્ય વિસ્તાર ('Our Social Panorama')—એક ગુજરાતીની દૃષ્ટિએ; અને ભારતીય ધર્મોનું ધર્મેતર પાસું ('The Secular Side of Indian Religions'); આ વિષયમાં મારા દેશજનોના માટે અનેક સૂચનોની શકયતા ભરી કે મારા અંગ્રેજી લેખો માટે આમાંના બીજા વિષયથી આરંભ કરવા ધારું છુ.

બાળકોના દાંત, વાળ ઈ યાદિ ભવિષ્યના ચિંતનદિનો માટેના વિષયો છે. ગઈકાલે વિચારેલી અન્ય બાબતો ગૌણ પ્રકારની છે.

૧૦ મી ફેબ્રુઆરી ૧૮૯૯.

\+ \+ \+

જયંતીનું લગ્ન આવતે ઉનાળે કરવાનો વિચાર છે; પણ પ્લેગ. અને પ્લેગ અંગેની ઉપાયવ્યવસ્થા કોઈ પણ દિવસે આવશે અને ધ્યાન રોકશે. તે છતાં અમે, જાણે કે પ્લેગ કદાપિ આવવાનો હોય જ નહિ એ રીતે, લગ્નની તૈયારીઓને ઉત્સાહપૂર્વક ધપાવીએ છીએ.

૨૪ મી ફેબ્રુઆરી, ૧૮૯૯.

મેં સાંભળ્યુ છે કે જસ્ટિસ રાનડે નિવૃત્ત થવાનો અને તાતા-

લોકકલ્યાણની યોજના (Tata Benefit Scheme) માટે કામ કરવાનો વિચાર કરે છે. હું રાનડેને લખવા ધારું છું કે જો મારી શક્તિથી ઉપરવટનું કંઈ ખર્ચ મારે કરવું પડે તો તે જ માત્ર મને મળે, અને મારા પોતાના નિશ્ચિત કાર્યવતુલને મોટી હાનિ ન પહોંચે, તો કંઈ પણ કામચલાઉ અથવા અનુકૂળ કામ માટે હું અવેતન સેવા આપું. મેં મુસાફરી માટે ધારેલા મહિનાઓનો અમુક ભાગ હું આ પ્રકારે પસાર કરું. બાબત વિચાર કરવા જેવી છે.

દેશપ્રત્યેનાં કર્તવ્યોમાં આવી પ્રાસંગિક સેવાઓ આવશે. પણ કર્તવ્યોની મારી એક યોજના હોવી જોઈએ. એ સેવા, પ્રથમ ક્રમે, મારાં અંગ્રેજી તથા ગુજરાતી પુસ્તકો દ્વારા થશે. બીજું, મારી નનોંધ વાંચી જઈને આ વિષયના જૂના વિચારો શોધી કાઢવા અને નવેસર વિચારવા જોઈશે. ત્રીજું, ભારતમાં તેમ જ અન્યત્ર, વ્યક્તિઓનાં તથા પ્રજાઓનાં કાર્યોનું અને સંચલનોનું નિરીક્ષણ કરવું જોઈશે, અને એના ગુણદોષનો અભ્યાસ કરવો જોઈશે, અને ભવિષ્ય માટે બોધપાઠ તારવવા પડશે. ચોથું, ભારતમાં પ્રવર્તમાન સામાજિક, રાજકીય, અર્થશાસ્ત્રીય અને ઔદ્યોગિક, ધાર્મિક અને અન્ય હિલચાલો અને પ્રવાહોનું ખાસ અધ્યયન કરવું જોઈશે, અને એ પ્રવાહો લોકના —શાસક અને શાસિત ઉભયના—હિતની વૃદ્ધિ કરે છે કે નહિ અને કેટલી કરે છે એ નીરખવું જોઈશે, અને એમાં ક્યારે અને કેવો સુધારો થઈ શકે અથવા એને ક્યારે બંધ કરવા પડે એ પણ વિચારવું પડશે. પાંચમું, મારા દેશજનો માટે તથા એમનાં બાળકો માટે શારીરિક અને અન્ય સર્વ પ્રકારની કેળવણી અને તાલીમ વિશે વિચાર કરવો પડશે—અને સદૈવ વિચાર કરવો પડશે; અને લેખકો, પત્રકારો, વર્તમાન જાહેર વિષયના લખનારાઓ, ધર્મોપદેશકો અને અધિકારીઓ એ દિશામાં કેટલા કર્તવ્યપરાયણ છે અને એથી લાંબે કાળે લોકોને શા લાભાલાભ થાય છે એ જોવું પડશે. છઠ્ઠું, અંતે, અને કોઈ કોઈ વાર તે પહેલાં, મારે જોવું પડશે કે એ ઉદ્દેશ માટે હું મને પોતાને અથવા બીજાઓને કયે પ્રકારે ગતિશીલ બનાવી શકું. દેશ માટેના મારા વિચારોને આ ચીલાઓમાં રાખવા જોઈશે.

૩-૨-૧૮૯૯ની નોંધમાં મેં મહાઇચ્છા અને એનાં અધ્રુમ-કેન્દ્રો વચ્ચે કર્મ, ભક્તિ ઈત્યાદિ દ્વારા થતા સંપર્કનો ઉલ્લેખ કરી

છે. ઈશ્વરવાદીઓ અને નિરીશ્વરવાદીઓ વચ્ચે મોટું વિવાદસ્થાન એ છે કે નિરીશ્વરવાદીઓ માનવીય તર્કશાસ્ત્રથી ઈશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરી શકતા નથી. આ રીતે એ સિદ્ધ કરવું એ આવશ્યક છે કે નહિ એ એક પ્રશ્ન છે. પણ એ આવશ્યક છે એવું માની લઈએ તો બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એનું સાધક પ્રમાણ અલભ્ય છે? અને, એ વિષયનાં અન્વેષણો વ્યર્થ ગણીને નિરાશ થઈને તજવાં ઘટે? સિદ્ધિની આશા તજવી એવું હું માનતો નથી. ઈશ્વરના અસ્તિત્વ વિશેની સર્વ દાર્શનિક જિજ્ઞાસા, ૩-૨-૧૮૮૯ની નોંધમાં નોંધેલ દિવ્ય કિરણોનું સાક્ષ્ય આપતા, કોઈક મહત્ત્વપૂર્ણ તત્ત્વની ભૂમિકા ઉપર રચાઈ હોય છે. તત્ત્વજ્ઞાનવિષયક ઉચ્ચતર કોટિનાં દર્શનશાસ્ત્રો પરમ તત્ત્વની-આત્યંતિક સત્યની-શોધ કરે છે; વેદાંત પણ એની શોધ કરે છે, અને નેતિ નેતિ એ વ્યાવૃત્તિ ક્રમે અંતિમ અવશિષ્ટ તત્ત્વત્રયને સર્વે ભાવોનું-સત્પદાર્થોનું-મૂળ માને છે. વિજ્ઞાન શોધી રહ્યું છે એક આત્યંતિક શક્તિ-અવશેષભૂત એક શક્તિ. મેં આ વિષય અંગે વર્ષો પહેલાં વિચારણા શરૂ કરી હતી અને મારે શોધવું હતું સકલ બુદ્ધિ ચૈતન્યનું અને ઈચ્છા સંકલ્પ-શક્તિનું સ્વયંપ્રેરિત પ્રભવસ્થાન ગણાય એવી એક મહાશક્તિનું અંતિમ સ્વરૂપ. આ સ્વયં પ્રેરિત, સ્વયંભૂ શક્તિ પરમતત્ત્વના અવશેષોનો એક માત્ર અવશેષ છે. જેને આજે આપણો અમુક સિદ્ધાંતના વાદનો કે તર્કસંગત અન્વીક્ષાનો આશ્રય લીધા વિના જાણી શકીએ એવું એ શક્તિ જ એકમાત્ર તત્ત્વ છે. અને અન્વેષણ કેવળ આ સર્વગતિ સર્વવ્યાપક અવશેષભૂત તત્ત્વના ગુણધર્મોનું જ કરવું રહે છે. Inductive (એટલે વિશેષોના, વ્યક્તિગત જ્ઞાનોના, સમુચ્ચય ઉપરથી સામાન્ય વ્યાપ્તિ સાધનાર) તર્કશાસ્ત્રે જેવી પૃથક્કરણ-પરીક્ષા કરેલી છે તેવી આ શોધ-પદ્ધતિ આપણા જ્ઞાનને એક દિવસ એ દિશામાં દોરી જશે જેમાં આપણને આ શેષભૂત તત્ત્વના અજ્ઞાત ગુણધર્મો જાણવાનું કદાચ શક્ય બને. જો ખગોળવેત્તાઓ, જ્યુપિટર (ગુરુ) અને યુરેનસ એ બે ગ્રહોની ગતિને નડતર કરનારા, ત્યાં સુધી નહિ શોધાયેલા દૂરતર ગ્રહના અસ્તિત્વનું અનુમાન કરીને, એ ગ્રહોની ગતિની વિલક્ષણતાનો આનુમાનિક ખુલાસો આપે-અને એ અનુમાન ખરું છે એ તો ત્યાર પછી, એ નવા ગ્રહનું-જેને નેપ્ચ્યુન નામ પછીથી આપ્યું એ ગ્રહનું- નિરીક્ષણ કરીને, પુરવાર કરે; તો આજે વિશ્વમાં વ્યાપી રહેલી વિશાળ શક્તિઓ ઉપર

પોતાનો પ્રભાવ પાડનારી એક સ્વયંભૂ શેષભૂત શક્તિ છે એવું, એ જ તર્કપદ્ધતિથી, કોઈ ભાવિ મહાજ્ઞાનીઓ અનુસરી-સમજી-શકે એમ માનનારાઓને કેવળ સ્વપ્ન દ્રષ્ટાઓ શી રીતે માની લેવાય? (જુઓ ફાઉલર, ઈન્ડક્ટિવ લૉજિક, પૃ. ૧૬૬–૧૬૭). એમ બને ત્યારે વર્તમાન યુગની કલ્પનામાં પણ ન આવે એવી પદ્ધતિઓ દ્વારા આ સ્વયંભૂ શક્તિનાં ચૈતન્યમય સ્ફુરણોનું પ્રત્યક્ષ દર્શન અને એનો સંપર્ક કરવાનો માનવને પર્યાપ્ત અવકાશ (શક્તિવિકાસ) સાંપડે એ સંભાવ્ય છે. જો જ્યોતિષ વિદ્યા સાચી હોય અને પ્રતિભાસંપન્ન વિદ્વાનો એનું અધ્યયન અને સંશોધન કરે તો એ વિદ્યા માનવતાને પરમ શ્રદ્ધા અને ચિન્તના આ મંદિરમાં પ્રવેશ કરાવનારી પ્રતિહારી બને. જો આ પ્રકારે યોગનું અધ્યયન સંશોધન થાય તો એ શાસ્ત્ર અહમ્-કેન્દ્રોને મહાશક્તિના પ્રત્યક્ષ પ્રભાવને વશ થવાની રીત દર્શાવે. જ્યોતિષ વિદ્યાનો પ્રત્યક્ષ સત્તત્ત્વ-નિર્ણય થઈ શકે, યોગશાસ્ત્ર સાક્ષાત્ પ્રયોગો શક્ય બનાવે. આ, એ દિશામાં, અશક્યતાઓ પણ નથી અને અશ્રદ્ધેય કપોલકલ્પનાઓ પણ નથી. આ વિષયમાં ભારતે જે જાણ્યું છે અને કહ્યું છે એ સત્ય છે કે ભ્રમ છે એ જ દુનિયાએ શોધવું રહ્યું.

કદાચ કવચિત્ કંઈક ભ્રમ કે વહેમ જેવું હોય તો પણ, કલ્પના એ ભ્રમે પહોંચાડનારી કેડી નથી તો શું છે? પણ કલ્પના કવિતા છે. કવિતા તત્ત્વજ્ઞાનની અગ્રેસરી છે, અને તત્ત્વજ્ઞાન અનેક પ્રસંગોએ, વિજ્ઞાનનું પુરઃસર બને છે. દિવ્યતત્ત્વનું તત્ત્વજ્ઞાન તો છે; એ જ કેડીએ વિશેષ આગળ વધશું તો આપણે દિવ્યતત્ત્વનું વિજ્ઞાન પણ પ્રાપ્ત કરીશું—પણ એ તો યુરોપીય નિરીશ્વરવાદીઓના જે વહેમો છે તેવા વહેમો આપણા હોય અને એ વહેમો આપણી જ્ઞાનમર્યાદાએ સ્વીકારી લીધેલી પારંપરિક માન્યતાઓનો તથા સત્તારૂઢ પૂર્વગ્રહોનો નિરોધ કરે તો જ બને.

૨૦મી જૂન, ૧૮૯૯.

હું ૧૯મી ઑક્ટોબર ૧૮૯૮ને દિવસે નિવૃત્ત થયો. પૂરા આઠ મહિના થયા. ડિસેંબર સુધી હું ગારું ધંધાનું કામકાજ સંકેલતો હતો, અને સુરત તથા વીરમગામનાં જૂનાં કામો પતાવતો હતો. પછી એક મહિનો કાઠિયાવાડમાં મેં ગાળ્યો. પત્નીની માંદગીમાં થોડાક દિવસો

ગયા કાઠિયાવાડથી આવ્યા પછી મારુ અને રમણિકનું એ બે સમયપત્રકો ઘડવામાં અને એ પ્રમાણે કાર્ય કરી જોવામાં કેટલોક સમય મારે ગાળવો પડ્યો ફેબ્રુઆરી અને માર્ચ એ બે મહિનાઓ સુધી નિરાંતે અજમાયશ કરીને, આગળ જણાવેલા પ્રયોગો દ્વારા, છેવટનુ સમયપત્રક નક્કી કર્યું. એ જીવનક્રમ વિશે વિશેષ નહિ પણ એટલુ જ કહેવાનુ છે કે રમણીકનુ શિક્ષણ મારો ઘણો સમય લઈ લે છે, મને થકવી નાખે છે, અને મારી તબિયતને અંગે તથા અન્ય રોકાણોને કારણે આવતાં વિઘ્નોથી અનિયમિત બને છે-જો, કઈ નહિ તો એના જ હિતની દૃષ્ટિએ, ગંભીર વિચારની બાબત છે + + આ વિઘ્નોને પરિણામે એક મહાન પ્રશ્ન ઉદ્ભવે છે કે રમણીકને નિશાળે બેસાડવો કે નહિ? મારી માંદગીએ તો લગભગ આખરી કટોકટીનો અવસર આણ્યો હતો કદાચ એક ક્ષણે હુ મરણને કાંઠે હતો નિવૃત્તિ દરમ્યાન માંદગી આવે એ મારા ચિત્તને પરમ શાંતિની અને નિશ્ચિંતતાની બાબત છે, અને મે એ માંદગી અસ્વસ્થતા કે ચિંતા વિના માણી છે મૃત્યુની નિકટ હોવા છતાં હુ જીવન અથવા મૃત્યુ પ્રત્યે, એ પૂર્ણત અનાવશ્યક અને અસબદ્ધ વાત હોય એ રીતે જોઈ શક્યો હોઉ એવો આ મારો પ્રથમ અનુભવ છે મનની સુખમયતાના અનુભવથી મને નિવૃત્તિનો પૂરો લાભ મળ્યો છે આ બીમારીથી મારામાં એટલો જ ફેર પડ્યો છે કે મારે જિંદગીને જોખમ હોય એવો બીજો પણ ગાળો પસાર કરવો પડે અને મારી નવલકથા પૂરી કર્યો વિના દુનિયા છોડવી પડે, એવા સભવ તરફ મારુ લક્ષ ગયુ છે મૃત્યુ પહેલાં નવલકથા પૂરી કરવી એ જગત પ્રત્યે મારી ફરજ છે એમ હુ માનુ છુ, એટલે એ ફરજ અદા કરુ ત્યાં સુધી આ સમયપત્રકને પડતુ મૂકવુ પડશે મારી છેલ્લી સાંસારિક ફરજ એ છે કે મારી શક્તિમા હોય તેવી રમણીકની અભ્યાસમાં પ્રગતિ કરાવવી અને એ ઉદ્દેશ સાધવા માટે નિશાળના અભ્યાસમાં વિશેષ નહિ તો થોડાક મહિનાઓનો-વિચ્છેદ પડવા દેવાનુ સાહસ કરવુ મારા દેશ પ્રત્યેના કર્તવ્યમાં પણ ઘણા સમય પહેલાં આરભેલી નવલકથા પૂર્ણ કરવાનો સમાવેશ થાય છે નવાં કર્તવ્યોના નવા જીવનના નવીન આરંભ રૂપે જે સમયપત્રક બનાવ્યુ છે તેના કરતાં અગ્રતર સ્થાન આ બે ફરજોને આપવુ પડશે મારી જ્ઞાનતૃષાએ પણ ત્યાર સુધી રોકાઈ રહેવુ પડશે આ બે વસ્તુઓ પૂર્ણ કરી શકુ ત્યાં સુધી હું પણ

પ્રમાણે લથડતો ચાલીશ. મારા પગ અને મારા પ્રાણ જવાના હોય તો તે ભલે જાય.' એ પછી જો હું જીવતો અને સશક્ત રહીશ તો સમયપત્રકનો અને બીજી બધી બાબતોનો વારો આવશે.

૬ઠ્ઠી ઑગસ્ટ, ૧૮૯૯.

મને સુખમય મૃત્યુના મંદિરની અહુ સમીપ લઈ જનારી મારી હજી જૂનની બીમારી હવે ગઈ જણાય છે, પણ અશક્તિનો વારસો મને આપતી ગઈ છે જેમાંથી હું હજી મુક્ત નથી થયો. + + પણ એ બીમારીના તથા આસક્તિના સમયોએ મને નિવૃત્તિના લાભનો વધારે સારો અને મધુરતમ અનુભવ કરાવ્યો છે. કૌટુંબિક મચ્છરો અને ડાંસ હજી મારા શ્રવણમાં ગીતગુંજન કરી રહેલ છે, અને પ્લેગે તથા દુષ્કાળે ડિવિડંડો કમતી કર્યાં છે અને હજી વધારે કમતી કરવાનો ભય સામે ધરી રાખ્યો છે. મારા ઘરમાં ચાર છોકરીઓને પ્રસૂતિમાંથી અને એની વિષમદશામાંથી પસાર થવાનું છે. આ બધું હું પ્રભુશ્રદ્ધાયુક્ત શાંતિથી જોયા કરું છું—વિશેષતઃ એ કારણે કે આખો દેશ-આખું ભારતવર્ષ- પ્લેગ ઉપરાંત વ્યાપક દુષ્કાળની યાતનામાં પીડાતું મને લગભગ નિસંદેહ રીતે જણાય છે.

૨૧મી ઑગસ્ટ, ૧૮૯૯.

રસિકા ધયે શુક્રવારે સુરતમાં મરણ પામી—આહારમાં અતિલાલનનો ભોગ બની. છેલ્લી નોંધ બતાવે છે તેમ, કઈ આપત્તિઓ કાલે મને કે બીજાઓને કે દેશને ઝડપી લેશે એ જાણવું મુશ્કેલ છે; અને, મારી આજની તબિયત તથા આર્થિક સ્થિતિ જોતાં, મારાં અંગત કે જાહેર કર્તવ્યો માટે એક શક્ય કાર્યક્રમ હું શી રીતે માંડી શકું તે જાણવું એ એથી પણ વધારે મુશ્કેલ છે. જાહેર કર્તવ્યો પરત્વે તો મને લાગે છે કે હું મને પોતાને અજર અને અમર માનીને વર્તું અને એ દૃષ્ટિથી મારાં કર્તવ્યો ઠરાવું અને પરિણામની ચિંતા પ્રભુને સોંપી દઉં એમાં વાંધો નથી. મારાં અંગત કર્તવ્યો અહીં કાગળ ઉપર ચર્ચવાની જરૂર નથી

૨૨મી ઑગસ્ટ, ૧૮૯૯.

(૧) પોતાના દેશ પ્રત્યેનાં મનુષ્યનાં કર્તવ્યો એટલે દેશનાં સમષ્ટિહિતોનું, તથા એમાં રહેતી વ્યક્તિઓનાં સમસ્તહિતોનું, રક્ષણ-કરતા અર્થેનાં કાર્યો.

(૨) મેં મારા મનથી એમ ઠરાવ્યું છે કે મારો કર્તવ્યપ્રદેશ, માત્ર પ્રજાને કેળવવા પૂરતો છે. મારા લોકોને વધારે બળવાન, વધારે સુખી અને સમર્થ બનાવવા, પણ આ કે તે કોઈ સક્રિય ઘટના સર્જવી નહિ કે પ્રભાવિત કરવી નહિ, એ મારો ઉદ્દેશ છે 'મારા લોકો'માં મારા દેશનું ભાગ્ય એમની સાથે સંકળાયેલું છે' અથવા એમને આધારે રહેલું છે, એટલા પૂરતો અંગ્રેજોનો સમાવેશ થાય છે. લોકોને કેળવવા માટે કોઈ સક્રિય ઘટનાઓ આવશ્યક લાગે તો તેઓ મારા કર્તવ્યક્ષેત્રમાં સમાવેશ થાય અન્યથા નહિ મારાં કર્તવ્યોની આ રેખા અને મર્યાદા મારા માટે મેં પોતે રચી છે, અને એમાં મેં મારી શક્તિઓનો પરિસ્થિતિઓનો અને બુદ્ધિનો, તેમજ મારા દેશની 'વર્તમાન' પરિસ્થિતિનો તથા આવશ્યકતાઓનો વિચાર કર્યો છે કર્તવ્યો હમેશાં શક્તિઓના, સાધનોના, સામગ્રીઓના અને જરૂરિયાતોના ગુણાકારો, ભાગાકારો અને સમીકરણોમાંથી ઉત્પન્ન થાય છે, અને એ સર્વ વિધિને પરિણામે હું મારા માટે ઉપર જણાવેલા નિર્ણય ઉપર આવ્યો છું.

(૩) મારા દેશના પરદેશ જોડેના સબંધો શાસનકર્તાઓના હાથમાં છે, અને ભારત તો દૂરના ભાવિમાં એટલી જ આશા રાખી શકે કે એ સંબંધોની નીતિઓ પરત્વે એનો મત પૂછવામાં આવે. ભારતના વર્તમાન પત્રકારો અને જાહેર વિષયોના લેખકો ભારતના હિતોના આ વિભાગ ઉપર લક્ષ રાખતાં શીખ્યા છે, એટલે એ વિષયની ચિંતા મારે કરવી રહેતી નથી. બને પક્ષોની કેળવણી આગળ વધી રહી છે.

(૪) શાસનકર્તાઓ અને શાસિત પ્રજા વચ્ચેના સંબંધો ગંભીર ચિંતાનો વિષય છે, અને રાજકીય રંગભૂમિની બહારના માણસોએ વિચારવો જોઈએ એવો વિષય છે. વર્તમાનપત્રો, કાંગ્રેસ, રાજ્યાધિકારીઓ અને રાજકીય પુરુષો રંગભૂમિ ઉપરના રાગદ્વેષયુક્ત સ્વહિતપરાયણ કાર્ય કરે છે હું આ વિષયનો અભ્યાસ રંગભૂમિની બહાર રહીને સ્વસ્થતાથી કરવા ઇચ્છું છું; અને રંગભૂમિ ઉપરના જે લોકો મારું સાંભળે એવા હોય એમના ચિત્તમાં મારા નિર્ણયો ઠસાવવાની મારી સાધનસામગ્રીની યોગ્યતાઓનો અને પદ્ધતિઓનો વિચાર કરવો જોઇશે. આનો એક માત્ર ઉદ્દેશ છે એમને કેળવવાનો, વિશિષ્ટ ઘટનાઓ ઘડવાનો નહિ.

(૫) દેશમાં શાસનકર્તાઓને અને એમના કાર્યને સમજવા માટે એમની કાર્યસરણિ, રાજ્યનીતિ, બુદ્ધિની તેજછાયા ઇત્યાદિનો અભ્યાસ કરવો આવશ્યક છે. આ અને શાસક તથા શાસિત ઉભયનો અંગત સંપર્ક (૪) અને (૫) બનેને અંગે આવશ્યક છે. એથી પણ વિશેષ, શાસકવર્ગ અને શાસિતવર્ગ બંનેની ચારિત્રશુદ્ધિમાં, સિદ્ધિઓમાં અને પરિસ્થિતિઓમાં અમુક અંશોમાં તેજસ્વિતા પરખાય છે એના પ્રકારાગુણોનું અધ્યયન અને સંશોધન કરવું, અને બંને પક્ષોને કેળવવા માટે તથા બે પ્રજાઓ વચ્ચેનો ભેદભાવ ઉપજાવનારાં ભેદક તત્ત્વોને કમી કરવા માટે એ સદ્‌ગુણોને પ્રકાશમાં આણવા એ જરૂરી છે. આ અધ્યયનને આગળ વધારવાનો ઉપાય એ છે કે પ્રત્યેક પ્રજાના જીવનનો અલગ અભ્યાસ કરવો તથા એમના પરસ્પર વ્યવહારોનો, એ વ્યવહારોના હેતુઓનો અને પરિણામોનો, તેમ જ પ્રત્યેક પ્રજા એક સરખા સંજોગોમાં અને ત્વરા માગતા કટોકટીના પ્રસંગોએ પોતપોતાના લોકોમાં કઈ પદ્ધતિએ કાર્ય કરે છે એનો પણ અભ્યાસ કરવો,

(૬) વર્તમાન જીવન ઉપરથી અને ભૂતકાળના લેખોને અને ઐતિહાસિક નોંધોને આધારે, મારા દેશજનોનો સર્વાંગીણ અભ્યાસ—એમની સ્ત્રીઓ, બાળકો, ઘરનાં અને બહારનાં કામ, શારીરિક અને માનસિક ઘડતર તથા પરિસ્થિતિ, આસપાસનું વાતાવરણ ઈત્યાદિનો અભ્યાસ—કરવો આવશ્યક છે, કારણ કે એ અભ્યાસ કરીને હું એમના રોગો સમજી શકું અને એના ઉપચારો કરી શકું; અને એમના ગમે તેવા સ્થિતિપલટા થયા હોય તથા ગત ઈતિહાસ અને બનેલા બનાવો ગમે તેવું ભાવિ સૂચવતા હોય તો પણ, હું એમને આર્થિક સુસ્થિતિ, આરોગ્ય, ઉત્સાહ, પ્રગતિ અને વૈયક્તિક તથા રાષ્ટ્રિય સુખને માર્ગે જવાને કેળવી શકું. મારી પત્ની અને મારાં બાળકોની સંભાળમાં અને ઉન્નતિમાં જે આદર્શને હું અનુસરું છું એ જ આદર્શ મારા દેશજનોના કલ્યાણના, એથી અત્યંત વિશાળ છતાં સમાન પ્રકારના, આદર્શ માટે નમૂનો પૂરો પાડશે; અને એ અનુસાર એમનાં શારીરિક માનસિક અને નૈતિક ઘડતરોને એવાં કેળવી શકાશે કે તેઓ પોતાની સંભાળ રાખવા માટે તથા પોતાનાં હિતોની અને કાર્યોની દેખરેખ રાખવા માટે યોગ્ય અને સમર્થ બનશે અને એ યોગ્યતા અને સામર્થ્ય

એવાં હશે, કે દેવભક્તોની એકાદ મંડળી જે ઘટનાઓ અને પરિણામો ઉત્પન્ન કરવાની દૂરતમ આશા સેવતા હોય, એ ઘટનાઓથી તથા પરિણામોથી કદી ન ઉપજાવી શકાય. આ આદર્શની સિદ્ધિ માટે મારે પોતે યોગ્ય બનવું એ મારા અભ્યાસનો પ્રથમ ઉદ્દેશ છે એ આદર્શ સિદ્ધ થાય એટલે એને વ્યવહારમાં ઉતારવો-પ્રયોગો અને જીવનનો અભ્યાસ કરીને, ઉપાયો પદ્ધતિઓ તથા સાધનો વિચારીને, ખોળીને કે નવાં સંશોધીને, તથા આદર્શના સાક્ષાત્કારને સક્રિય વ્યાવહારિક સ્વરૂપ તથા દિશા આપવા માટે જે કાર્યો કરવાં પડે તે કરીને એ આદર્શની વ્યાવહારિક લક્ષ્યસિદ્ધિ મારા દેશને લભ્ય કરવી-એ મારા અભ્યાસનો તેમ જ, વાચક, નિરીક્ષક, ચિંતક, લેખક અને ઉપદેશક તરીકેનો, અથવા સમય, સાધન અને પ્રસંગની ફોરમી મને કાર્યમાં પ્રવૃત્તિ થવાની હાકલ કરે તો કાર્યકર તરીકેનો, મારાં કાર્યોનો બીજો અને છેલ્લો ઉદ્દેશ છે. આ પ્રકારે મારા દેશજનોને ઉચ્ચતર જીવનની કેળવણી આપીને એમનામાં નવી અને જીવંત શક્તિ સર્જવી એ મારા જીવનનું-જ્યાં સુધી એ જીવન જીવી શકું ત્યાં સુધી—ઈશ્વરાદિષ્ટ કર્તવ્ય છે. બાકીનું શાસકોનાં, તથા આપણા સુશિક્ષિત પ્રજાજનોના નેતાઓનાં શાણપણ અને સદ્દગુણોને આધારે છોડવું રહેશે.—અલબત્ત ઈશ્વરેચ્છા હશે તો.

(૭) આ છે સ્વદેશ અંગેના મારા કર્તવ્યની પ્રદેશભૂમિ અને મર્યાદાઓ. મારા દેશ સંબંધે અન્ય કોઈ દિશામાં હાથ મારે ઘાલવો નથી. કીર્તિ, લોકની પ્રશંસા, ઉચ્ચ પદવી કે પ્રતિષ્ઠા, ધન, જાહેર નેતૃત્વ ઈત્યાદિ એવી વસ્તુઓ છે જેની મને લેશ પણ અપેક્ષા નથી.

(૮) હવે, માનવજાતિ પ્રત્યેનાં મારાં કર્તવ્યો. આમાં અયોગ્ય કર્તૃત્વાભિમાન નથી એવી આશા રાખું છું. પણ હું સંશયગ્રસ્ત છું. અને ક્ષોભ અનુભવું છું, મારે વિચાર કરવો પડશે—આ ક્ષેત્રમાં હું કંઈ કરી શકુ ખરો ?

૨૪ ઑગસ્ટ ૧૮૯૯

(૯) મારા અમર આત્મા પ્રત્યેનાં મારાં કર્તવ્ય પૂર્ણ કરવા માટે તત્ત્વજ્ઞાન, ધર્મો ઈત્યાદિનું પરિશીલન આવશ્યક છે. એ દિશામાં મારી શક્તિઓ અને સિદ્ધિઓ, મારી સિદ્ધિઓને માનવજગત સમક્ષ

મૂકવાની યોગ્યતા અર્પશે તો ત્યારે તેમ કરીશ—જો કદી એમ કરીશ તો. મારી નિશ્ચિત કર્તવ્યરેખા અને મારી શક્તિ જોતાં માનવજાતિની એથી વિશેષ સેવા શક્ય નથી. + એ યોગ્યતા પ્રાપ્ત થાય તે દરમ્યાન હું જગતને સંબોધી શકું અને જગત મને સાંભળે એટલી યોગ્યતા કેળવવાનો આરંભ કરીશ.

\+ + +

(૧૦) મારો આ કાર્યક્રમ, જ્યારે પ્રભુ મારા મૃત્યુનો સંભવ ઉપસ્થિત કરે ત્યારે, મારા કાર્યના તંતુને અપૂર્ણ રહેવા દેવાની અનુજ્ઞા આપે છે.

૧૯મી સપ્ટેંબર, ૧૮૯૯.

૨૨મી ઑગસ્ટની અને તે પછીની નોંધો પ્રમાણે આગળ વધવા માટે નીચે પ્રમાણે કાર્યક્રમ, આજસુધી, મેં ધાર્યો છે. એમાં જે સંખ્યાંકો છે તે એ નોંધો પ્રમાણે છે.

**૩ થી ૫. શાસનકર્તાઓને સમજવા, ઇત્યાદિ.**

(क) એ લોકોની ખાનગી જીવનમાં, જાહેર જીવનમાં, સમાજમાં અને રાજ્યકાર્યમાં, પોતાનું અને મારા દેશજનો સહિત બીજાઓનું શાસન કરવામાં, અને નાતિમાં તથા ધર્મમાં વિચારની, લાગણીની કાર્યની અને આચરણની રીતોનો—કૌટુંબિક કે પ્રજાપ્રજા વચ્ચેની રીતોનો—ખરે અભ્યાસ કરવો જોઈએ. અંગ્રેજો જોડે જેમનાં સામ્ય—વિરોધ સરખાવવાં ઉપયોગી થાય એવી બીજી પ્રજાઓનાં પણ એવાં તત્ત્વોનો અભ્યાસ કરવો જોઈશે.

(ख) ભારતમાંના અંગ્રેજો પરત્વે ઉપર જણાવેલાં તત્ત્વોનો સૂક્ષ્મતમ દૃષ્ટિથી અભ્યાસ કરવો જોઈશે અને એ, ભારત અને ઇંગ્લૅંડ ઉભય પરત્વે, કેટલા પ્રમાણમાં અનુકૂળ અથવા પ્રતિકૂળ છે એ તપાસવું પડશે—પૂર્વગ્રહોની દૃષ્ટિએ અને સાચા લાભની દૃષ્ટિએ. અને કેટલા પ્રમાણમાં એમાં સુધારો કરી શકાય અને કરવો જોઈએ અને કેટલા પ્રમાણમાં નહિ એ જોવું જોઈશે.

(ग) આ બાબતોમાં સમયે સમયે મારા જે નિર્ણયો પરિપક્વ થાય તેને વિશે મારે પ્રતિવર્ષ એક પત્રિકા અંગ્રેજીમાં પ્રકટ કરવી જોઈશે. એ પત્રિકા, પ્રથમ તો, ઇંગ્લૅંડમાં, ભારતમાં અને અન્યત્ર

રહેતા તથા ભારતને લગતા રાજકીય વિચારો અને રાજકીય કાર્યો ઉપર તત્કાળ કે ભવિષ્યમાં પ્રભાવ પાડે એવા અંગ્રેજોને અને બ્રિટનોને આકર્ષે એવી હોવી જોઈએ. + +

(ઘ) જો શક્ય હોય તો મારું કાર્ય ચાલુ રાખી શકે એવા વિચારકોનો અને સલાહ આપનારાઓનો વર્ગ ઉત્પન્ન કરવો જોઇશે.

**૬. મારા દેશજનો માટે :**

(ક) વૈદિક સમયથી આજ પર્યંતના ગ્રંથોમાંથી અને લેખોમાંથી એમના જીવનના સર્વ પ્રદેશોનું અધ્યયન મારે કરવું જોઇશે.–એ અભ્યાસ મારા દેશજનોનાં, સાહિત્ય અને ઇતિહાસ દ્વારા અને તેમનાં આચરણ દ્વારા વ્યક્ત થતાં, સર્વ માનસિક અને શારીરિક લક્ષણોનો અભ્યાસ હશે.

\+ \+ \+

(ખ) રીતરિવાજોનો, સામાજિક બાબતોનો, રાજકીય જીવનનો, જ્ઞાતિઓનો અને તે તે સ્થળોની પરિવર્તનશીલ પ્રકૃતિઓનો અને વિલક્ષણતાઓનો, પ્રથમ ગુજરાતમાં અને પછી આખા ભારતમાં, ક્રિયાઓ, વિધિઓ, જ્ઞાતિના રિવાજો, સહજવૃત્તિઓ, પ્રણાલિકાઓ તથા પરિવર્તનો દ્વારા અભ્યાસ મારે કરવો પડશે.

(ઘ) ભારતમાંના મારા સુશિક્ષિત દેશજનો માટે પ્રતિવર્ષ એક પત્રિકા અંગ્રેજીમાં મારે પ્રકટ કરવી જોઈશે.

(ङ.) ભારતીય પ્રજાનો અને એની સંસ્થાઓનો પ્રાચીનતમ સમયથી શરૂ થતો ઇતિહાસ એ આ પત્રિકાનો વિષય રહેશે. એ ઇતિહાસ આજ સુધીનો સતત અને ક્રમશઃ આગળ વધનારો ઇતિહાસ બનશે, અને પ્રત્યેક પત્રિકાનો અંતિમ તંતુ અનુગામી પત્રિકામાં અવિચ્છિન્નપણે ચાલુ રહેશે. હું જીવીશ તો ગ્રંથ પૂર્ણ થશે. પણ પ્રત્યેક પત્રિકા સ્વતઃ સંપૂર્ણ હોય એવું એનું નામકરણ અને પ્રકાશન થશે, અને એક મહાન ઐતિહાસિક ગ્રંથની એ એક અંશભૂત પત્રિકા છે એ ખ્યાલ જગતને ઊપજવા નહિ દેવાય. + +

(च) એ પત્રિકાઓ મારા દેશજનોને એમના પૂર્વજોની પ્રજ્ઞાની, મૂર્ખતાઓની, તેમ જ શક્તિઓની અને સિદ્ધિઓની જાણ કરાવશે. આખો ગ્રંથ દર્શાવશે કે આપણને જન્મથી સારા નરસા શા વારસા

મળ્યા છે, એનો આપણે શો ઉપયોગ કરવો, અને આપણી ખાતર તથા આપણા ભાવિ વંશજોને ખાતર, યુગની સાથે કદમ મિલાવવા માટે અને પ્રજાઓની સ્પર્ધામાં આગે આવવા માટે, આપણે વિચાર, વર્તન અને વ્યવહાર કેવાં રાખવાં જોઈશે. + +

ઉપર જણાવેલી બે અંગ્રેજી પત્રિકાઓ અને દર વર્ષે કે દર બે વર્ષે એક ગુજરાતી નવલકથા એ હવેથી મારું નિયમિત કાર્ય હોવું જોઈએ. + + કાયદો, સાહિત્ય, સમાજશાસ્ત્રીય દાર્શનિક કે રાજકીય દૃષ્ટિએ રસપ્રદ બને તેવા વિષયો વિશેના લેખો અવારનવાર ગુજરાતી અને અંગ્રેજી સામયિકોને મોકલવા. + + પ્રસંગે પ્રસંગે ગુજરાતી કાવ્યો પણ લખવાં.

આ સર્વ મારા જેવાના—આરોગ્યહીન, આયાસભર્યો અને અસ્તવ્યસ્ત— આખા જીવન માટે પૂરતું કાર્ય જણાય છે. + +

૭મી ઑક્ટોબર, ૧૮૯૯.

'આત્માને ઓળખો' એ સૂત્ર જેટલું વ્યક્તિઓ પરત્વે તેટલું પ્રજાઓ પરત્વે સાચું છે. ગ્રીકો, ચીનાઓ અને સ્પેનિયાર્ડો 'પોતાને ઓળખ્યા વિના જ' આ પાંચ વર્ષો દરમ્યાન સંગ્રામોમાં ઊતર્યા અને એનો એમણે ભારે દંડ ચૂકવ્યો. લૉર્ડ ચેમ્બરલેને યુદ્ધ કચેરીને પૂછ્યા વિના દક્ષિણ આફ્રિકાના ક્રુજર જોડે યુદ્ધ આદર્યું એમાં પણ આ જ ભૂલ થઈ. હિંદુઓ, રાષ્ટ્ર અથવા પ્રજા તરીકે, એ જ રીતે આત્મ- -વિનાશ અથવા આત્મ-પરાજય કરી ચૂકયા છે. એમની સામાજિક અને ધાર્મિક રૂઢિઓ એવાં યુક્તિપૂર્ણ યંત્રો છે કે જે પ્રજા તરીકે એમના અસ્તિત્વને લુપ્ત કરે, અને છતાં એઓ, પોતે જ પોતાની શી હાનિ કરી રહ્યા છે એ, કદી જાણવા પામે નહિ. કોંગ્રેસમાં રાજ- કીય ક્ષેત્રમાં પણ તેઓ એવું જ ન કરી રહ્યા હોય એવી હું આશા રાખું છુ. મારી નિવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ જ આ પ્રમાણે વર્ણવી શકાય: 'મારી પ્રજા સાથે તાદાત્મ્યસિદ્ધિ' અને રાષ્ટ્રને તેમ જ માનવતાને અનુલક્ષના 'આત્માને ઓળખ' એ આદેશ કે સંદેશનું પાલન.

૧૮મી ઑક્ટોબર, ૧૮૯૯.

મારા કાકા શ્રી મનઃસુખરામે, દીવાન બહાદુર મણિભાઈ જશભાઈ તે વખતે ભૂજ હતા તેમને, તા. ૨-૧-૧૮૯૯ને રોજ લખેલા

પત્રમાંથી મારો કચ્છની દીવાનગીરીનો અસ્વીકાર જણાવતો ભાગ અહીં ઉતારું છું :

'ચિ. ગોવર્ધનરામ પણ આપણા મહારાજાધિરાજ શ્રીજીની પોતા ઉપર કૃપાદૃષ્ટિ જોઈ પોતાને ભાગ્યશાળી ને ઉપકૃત થયાનું માને છે; અને અંતઃકરણથી પોતાનો સદ્‌ભાવ મહારાજાધિરાજ શ્રી ૭ ના ચરણમાં મૂકવા ઈચ્છે છે. જે દૃઢ વિચારોથી તેઓએ, પોતાના ધંધામાં બહુ વર્ધમાન આયપદ તથા ભવિષ્યમાં સારી આશા છતે' તે કરતાં લેખનાદિ દ્વારા જનસેવા કરવા વૃત્તિ કરી છે અને તે ઉપર પ્રીતિભાવ રાખે છે, તે વિદ્યાનંદની તૃપ્તિ સંપૂર્ણ હોવાથી તે વિચાર શિથિલ થતો નથી. આપણા મહારાજાધિરાજ શ્રી ૭ જેવા પરમ કૃપાળુની મમતાના પ્રવાહથી તે વિચારને કદાપિ થોડો સમય સુધી આચારમાં લાવવા પ્રયત્ન કરે, પણ તેમ કરતાં સંતોષકારક સિદ્ધિ થવામાં શંકા રહે છે જે રાજસેવા કર્તવ્યા છે તેમાં અનુભવ મળી સારી રીતિએ કરવા સમર્થ થવાય તે સારુ કેટલાક સમયની અપેક્ષા છે. તે યોગ્યતા આવે ત્યારે જ ઉપયોગી થવાનો સંતોષ મળે. ઈત્યાદિ અનેક કારણોથી બહુ ઈચ્છવા યોગ્ય માનપ્રદ સ્થાનનો સ્વીકાર કરવા પોતે યોગ્ય સ્થિતિમાં પોતાને ગણતા નથી. તો પણ આપણા તત્રભવાન્ મહારાજ શ્રી ૭ જે કૃપા મમતા દર્શાવ્યાં છે તે સારુ વારંવાર માનપૂર્વક નમનસહિત ઉપકાર માને છે.'

\+ \+ ૪થી ફેબ્રુઆરી, ૧૯૦૦. નડિયાદ

સપ્ટેંબર, ઑક્ટોબરનો મોટો ભાગ, ડિસેંબર અને જાન્યુઆરી એ મહિનાઓ, મેં મારી નવલકથાના ભાગ ૪થાના લેખનમાં પ્રગતિ કરવામાં ગાળ્યા હતા: એ ભાગ અર્ધો લખાઈ ગયો છે (હસ્તલિખિત ૫૦૦પૃષ્ઠો) અને એનાં પ્રથમ મુફો આજે મળ્યાં છે. સાક્ષરજીવનનો પણ મોટો ભાગ લખ્યો છે. + + મારા કાર્યક્રમ અનુસાર અંગ્રેજી લેખો લખવાનો આરંભ હમણાં જ મે કર્યો છે, પણ હાલ તુરત એને નિશ્ચિત આકાર આપવાથી—એનો આરંભ નિશ્ચિત રૂપે કરવાથી—વિશેષ નથી કરવા ધારતો. + +

૯મી જુલાઈ, ૧૯૦૦.

ઉપરની નોંધ લખ્યે લગભગ ૭ મહિના થયા. હું અન્ય કાર્યમાં રોકાયેલો હતો તેથી આ નોંધપોથી માટે સમય મને મળતો નહોતો.

+ +. માતુશ્રીએ, પિતાની ઈચ્છા પ્રમાણે મેં બંધાવેલા મંદિરનું સર્વ કામ સંભાળી લીધું છે. એઓ દિવસ આખો મંદિરમાં ગાળે છે અને રાતે ભાઈના ઘરમાં સૂએ છે. + +

જૂન ૧૮૯૯માં વરસાદ આવ્યો હતો ત્યારપછી વરસાદ બિલકુલ નથી. ત્યારથી ગુજરાત કાઠિયાવાડ અને કચ્છ જબરા દુકાળમાં સપડાયા છે. રાજાઓ પૈસા માટે વ્યર્થ પ્રયત્નો કરે છે. વેપારને પક્ષઘાત થવાથી શ્રીમંતો ને ઉદ્યોગપતિઓને પક્ષઘાત થયો છે. ગરીબ લોકો કીડીઓ માફક ભૂખે મરે છે—મરણ પામે છે, એ દૃશ્ય અસહ્ય છે. ભારતના બીજા ભાગોમાં પણ દુકાળ વ્યાપ્યો છે, અને સરકાર પોતા માટે તથા લોકો માટે એના ઉપાયો શોધવામાં મતિમૂઢ બની છે. ટ્રાન્સવાલ વૉર હવે રોજની વાત બની છે; એથી ઇંગ્લૅંડમાં મોંઘવારી વધી છે, યુવાનોના ભોગ અપાય છે, અને યુદ્ધનું ખર્ચ ૫૦ કરોડ રૂપિયાનું કે તેથી વધારે થયું છે. એની આ સ્થિતિનો લાભ ઉઠાવીને બીજા દેશોએ એશિયા અને આફ્રિકામાં પગ જમાવ્યો છે. સ્થિતિ આ વર્ષે સુધરે એવું જરા પણ જણાતું નથી. છેલ્લા બે મહિનાથી આવવો જોઈતો વરસાદ હજી ક્યાંય દેખાતો નથી; મારે મન બીજો દુષ્કાળ નિશ્ચિત છે. અને એ દુષ્કાળ ગયા વર્ષથી વધારે ભયંકર નીવડશે ...ચીનનું રાજકારણ ખૂબ ગૂંચવાઈ ગયું છે, અને બના ખંડોની બધી મોટી સત્તાઓ ચીનના બૉક્સરો સાથે યુદ્ધમાં ઊતરી છે; મને ભય છે કે એ યુદ્ધ, ગમે તેની જીત થાય તો પણ, લાંબું, દારુણ અને આખી દુનિયાને આપત્તિરૂપ નીવડશે. ભારતને એથી ભય છે—પ્લેગ અને દુકાળથી ક્ષીણ થઈ ચૂકેલી મિલો, અફીણ બજારો અને બીજી ઘણી બાબતો, યુદ્ધ વિસ્તરશે તેમ કચડાઈ જશે. ભારતમાં, અને ભારત બહાર પણ, દા૦ત૦ કાબુલમાં અને ચીનમાં, આ આપત્તિઓની પરંપરામાં કૉલેરાનો ઉમેરો થયો છે.

+ + +

મને મારા શેરોનું વ્યાજ એક વખત વાર્ષિક રૂ. ૨૧૦૦ મળતું તે રૂ. ૭૦૦ જેટલું ઘટી ગયું છે, અને આવતે વર્ષે એથી પણ ઓછું થાય!

+ + +

નડિયાદ, ૧ લી જાન્યુઆરી, ૧૯૦૧

નવી શતાબ્દીના નવા વર્ષનો આજે, એના પ્રથમ દિને, આરંભ થયો.

કૌટુંબિક બાબતોમાં, મારી પત્નીને મંદાગ્નિ, શરદી વગેરે ચાલે છે. + + ભાઈ મુંબઈમાં છે, ભાણેજો પણ, અને એઓ મજામાં છે. બલવંતરામ-ભાઈને ત્યાં કારકુન છે + + હિંમતભાઈને જૂનાગઢમાં દુકાળના સમયની વકીલાતમાં માસિક રૂ.૩૦, ઓછામાં ઓછા મળે છે એમ જણાય છે. એ અને લીલાવતી અને ત્રણેય ત્રણ મહિનાઓથી શહેરમાં ચાલતા તાવથી હેરાન છે.

\+ + +

મારી નવલકથાનો ચોથો અને છેલ્લો ભાગ ગયે અઠવાડિયે જ મેં પૂરો કર્યો. રમણીકને શીખવવામાંથી મારે મુક્ત થવાને હજી થોડો સમય લાગશે એ માટે એક બી. એ. થયેલો શિક્ષક શોધું છું.

ચંદાવરકર હાઈકોર્ટના એક્ટિંગ જજ થયા. આ વર્ષ કોંગ્રેસના એ પ્રમુખ બન્યા હતા. + +

નવા વર્ષનો અને નવી શતાબ્દીનો આરંભ આ રીતે થયો. સમગ્ર નાટક કઈ દિશામાં ખેંચાય છે એની હું ચિંતા કરતો નથી. એની ચિંતા કરવી, એની જાણ રાખવી, એ મહાઇચ્છાનું કામ છે. હું માત્ર એની દિશાનો અભ્યાસ કરવાને, અને એ વિશેના મારા વિચારનો પુનરારંભ કરવાને, ઇચ્છું છું.

કોઈનું કાર્ય હવે માથે ન લેવું કે કોઈને વચન ન આપવું એવો મેં નિશ્ચય કર્યો છે. જીવન છે, કાર્યશક્તિ છે, ત્યાં સુધી જ કાર્ય થાય, અને એથી વધારે કાર્ય તો આમ પણ છે જ.

महेच्छासमीरस्य शान्ता लहर्यो भवेयुर्यदा सा महेच्छा मदिच्छा ॥

રાત્રીના આ પ્રહરે જે પ્રકારે જીવું છું તેવું જ જીવન હું મરણ સુધી જીવું, અને નીચેના શ્લોકમાં કહ્યું છે તે કહું અને શ્રદ્ધાપૂર્વક માનું એ પર્યાપ્ત છેઃ

न मुच्ये न बध्ये चिरादस्मि मुक्तः<br>
कृत शक्तमिष्टं करोम्येव चैतत् ।<br>
परं ब्रह्म यद्विश्वरूपं मदीयं<br>
प्रसादैकसर्वात्मनीनं स आत्मा ॥

તો હવે કલમ અટકે ભલે; પુસ્તક ભલે બંધ થાય—અને આવતી શતાબ્દી માટે આ છેલ્લું પાનું ભલે કોરું રહે—જેમ મારા શાશ્વત જીવનના શેષ માટે મારી શાશ્વત મનોવૃત્તિને રાખવા ઇચ્છું છું તેમ ! !

૧૮ મી ફેબ્રુઆરી, ૧૯૦૧

આ પાનું કોરું રાખવાને બદલે લખીને પૂર્ણ કરવું એ ઉચિત છે. સમયપત્રક પ્રમાણે મારું કામ ઠીક સરળતાથી ચાલે છે + + ફક્ત હું ફરવા જઈ શકતો નથી. + + +

મારી કૌટુંબિક અને આર્થિક ચિંતાઓ અને ઉપાધિઓ, સમયપત્રકમા એને માટે સમય રાખ્યો છે છતાં, એમાં વિઘ્નો નાખે છે અને મારી માનસિક શાંતિને પણ ક્ષુબ્ધ કરે છે. + + આ ક્ષણે જ લીલાવતીના આરોગ્યની તથા માનસિક સ્થિતિની મને લાંબી, ઊંડી ચિંતા રહે છે. એના સમાચાર એના પોતા તરફથી સાંભળ્યા તેને લગભગ એક મહિનો થયો. ત્યારે એ, ત્રણ મહિના સુધી એને, એના વરને સાસુસસરાને—એના નાના પુત્રને પણ—વારવાર આવતા તાવમાથી હજી તરતની મુક્ત થઈ હતી પણ એ બિચારી હિંદુ પુત્રવધૂની જુગજૂની ચિંતાઓમાં અને ઉપાધિઓમાં ઊંડી અને ઊંડી નિમગ્ન થતી હતી એની બાબતમાં ગરીબાઈ અને ૩૫ વર્ષોથી દુર્ભાગ્ય વેઠતા કુટુંબની મંદ ભાગ્યતા તથા અલ્પદૃષ્ટિ આ ચિંતાને ગંભીર બનાવનારી છે. આ દશામાં લીલાવતી આવી એને માટે મારી અંગત જવાબદારી છે. એના માટે મને માત્ર બાળક તરીકે નહિ પણ મારા ઉત્તમ, મધુરતમ, નમ્રતમ, પ્રાજ્ઞતમ, અને સહનશીલ બાળક તરીકે ખૂબ લાગી આવે છે. એવું એણે કશું જીવનમાં નથી કર્યું જેથી એની આ દશા થાય—આ દશા ! પ્રભુની એનું મૃત્યુ કરવાની, અથવા એની વિદ્યાનું અને સંપત્તિનું સર્વસ્વ એવા એના તત્ત્વજ્ઞાનને કસવાની ઇચ્છા હશે એ કલ્પના સિવાય એ દશાનો બીજો ખુલાસો નથી. કેવો રત્નમોંઘો કરુણાપાત્ર આત્મા ! મારી ઉપાયશોધક શક્તિનાં આકરાં પારખાં કરે એવી રીતેએ, અને મારા તત્ત્વજ્ઞાનની તથા આત્મબળની કસોટી કરે એવી ચિંતા સાથે, લીલાવતીની સહાયતા કરવી એ મારો ધર્મ છે.

પરંતુ આ પુસ્તક અહીં પૂર્ણ થાય છે, અને મારી કલમ અહીં વિરમે છે.

## શ્રી ગોવર્ધનરામ મનનનોંધ
## પુસ્તક ૬ ઠ્ઠું ૧૯૦૧-૧૯૦૪

૨૨ મી ફેબ્રુઆરી ૧૯૦૧

હુ હવે ૪૫ વર્ષનુ વય વગાવી ગયો છુ, અને વકીલાતમાંથી નિવૃત્ત થયો તેને અઢી વર્ષ થયાં છે મારા જીવનગ્રંથે જુદુ સ્વરૂપ લીધુ છે અને, માનવ જેને મૃત્યુ કહે છે તે જીવનની જ અંતિમ ક્રમિક દશામાં પ્રવેશુ ત્યાં સુધી એ નવુ સ્વરૂપ ચાલુ રહે એવી આશા અથવા ઇચ્છા હુ રાખુ છુ. હવે મારુ જીવન મારા રક્ષણમાં રહેતાં સ્વજનો માટે, કર્તવ્યને અંગે આવશ્યક એટલુ જ – વિશેષ નહિ– તથા મારા દેશ અને દેશજનો માટે, ચિંતનનુ જીવન છે દેશ માટે જે હુ લખુ છુ તે મારે પ્રકટ કરવાના ગ્રંથોમાં દર મહિને સંચિત થાય છે, અને આ ગ્રંથો માટે સામગ્રીસંચય કરવાનાં ખાસ પુસ્તકોમાં નોંધી લેવાય છે સ્ક્રેપ બુકમાં જેને સ્થાન મળતુ એવુ ઘણુ હવે એમાં નહિ આવે તેનુ પ્રથમ કારણ આ, અને બીજુ કારણ એ કે કુટુંબની બાબતો હવે કાર્યમાં આચરવાની છે, વિચારક્રમમાં નથી રહી, કારણ કે એ બધી હવે નિશ્ચિત થઈ છે અને શાહી બગાડવાને લાયક નથી રહી. આથી જૂની રીતે આ પુસ્તકમાં નોંધવાનુ બહુ થોડુ છે પ્રભુ પ્રત્યે અને મારા આત્મા પ્રત્યે મારુ કર્તવ્ય હવે, વિશેષ પ્રમાણમાં, ઉચ્ચ પ્રતિભાશાળી લેખકોનાં લખાણો વાંચીને કરુ છુ. મારા પોતાના વિચારોથી નહિ કારણ કે મારી પોતાની તત્ત્વવિચારની વ્યવસ્થા પૂર્ણ થઈ છે, માત્ર કોઈ અપવાદરૂપ પ્રસંગે મારા નવા વાચનમાંથી નવા વિચારની પ્રેરણા મળે છે. એટલે હવે આ નોંધપોથીનો ઉપયોગ મુખ્યત એ રહેશે કે એમાં મારા દેશની સાંપ્રત ઘટનાઓ અને વર્તમાન સંસ્થાઓ વિશે, મારા સમયપત્રકમાં એને આપેલા સમયમાં ઉદ્ભવે તેવાં, ચિંતનો નોંધવામાં આવશે એ ઉપરાંત એમાં

આવરી જુની મનનનોંધો દરમ્યાન મારા ચિત્તમાં જે અગ્નિમંથન ચાલતું તેના કોઈ અવશિષ્ટ અંગારા અને (નવા) સ્ફુલિંગો. હવે હું સંતુષ્ટ, નિરભિલાષ, અહંતારહિત, નિરીહ, 'કર્તવ્ય–મુક્ત' બન્યો છું; અને દિક્કાલથી અતીત મહાઇચ્છા અને મહાશક્તિના તરંગો ઉપર, એ ચૈતન્યસાગરના વારિ મારા અહમ્-કેન્દ્રને જ્યાં લઈ જાય ત્યાં, શ્રદ્ધાપૂર્ણ ભાગ્યસ્વીકારની ભાવનાથી તરતો રહીશ. મારા માનસિક અને નૈતિક કલેવરમાં ઘણું પરિવર્તન થયું છે, જે મારા આત્માને અને જગતને શ્રેયસ્કર છે-જો કે મારી આજુબાજુના જગતને રુચિકર ન હોય, કારણ કે, જેમ જેમ હું ઉચ્ચ ઉડ્ડયનનો પ્રયત્ન કરું છું તેમ તેમ એ જગત નીચે ઊતરતું જાય છે, અને મારા ઉચ્ચવિહારી આત્માથી એનું અંતર વધતું જાય છે. મહેચ્છા આવી મને જણાય છે, અને કાર્ઈરે કહ્યું હતું તેમ હું કહીશ : 'પ્રભો ! તારી ઈચ્છા સિદ્ધ હો, મારી નહિ !'

૧૦મી માર્ચ, ૧૯૦૧

જે વિષયની વિચારણામાં મેં પાંચ મિનિટ જેટલા સમયનો પણ વ્યય ન કર્યો હોત એનો વિચાર કાગળ ઉપર મુદ્દાઓ નોંધીને કરવો પડે એવા સંયોગમાં હું આજે છું, The Library of Famous Literature ૧૦૦૦ પૃષ્ઠોની અને સાહિત્યના ઉપાસકને, કલાના ઇતિહાસના અને તત્ત્વજ્ઞાનના અનુરાગીને અનેક આકર્ષણોથી પૂર્ણ એ ગ્રંથમાલા, તત્કાળ ખરીદી લઉં તો રૂ-૧૩૪,માં મળે, અને ભવિષ્યમાં એથી બમણી કિંમત એની આપવી પડે.

આ ગ્રંથમાલાની ઉપયોગિતા કેટલી તેનો વિચાર કરવો રહે છે. એ ગ્રંથનાં પ્રલોભનો અમેય છે. આ પ્રશ્નનો નિર્ણય મારે વ્યવહાર-દૃષ્ટિથી, નહિ કે ભાવનાદૃષ્ટિથી, કરવો જોઈએ.

તો પ્રથમ તો એ સ્પષ્ટ વાત છે કે જો આ ગ્રંથો હું ખરીદું તો એના વાચનનો આરંભ, ગંભીરતાથી, હું બે વર્ષ સુધી કરી શકું એવો સંભવ નથી. સવારનો સમય તત્ત્વજ્ઞાન, શાંકરભાષ્ય અને શોપનહાઉરના વાચનમાં જાય છે; શોપનહાઉર પછી માર્ટિનો અને અન્ય તત્ત્વજ્ઞાનીઓ તથા ક્રિશ્ચન તત્ત્વદર્શન ઇત્યાદિ આવશે; અને આ અધ્યયન બે વર્ષથી વધારે સમય સુધી ચાલુ રહેશે. મધ્યાહ્ને અને બપોરે ઋગ્વેદનું, ભારતીય તથા વિદેશીય ઇતિહાસોનું, તાત્કાલિક

મહત્ત્વની અને રસવત્તાની ભારતીય સમસ્યાઓનું, કાયદાનું, સાહિત્યનું અને પ્રકીર્ણ (વિજ્ઞાનાદિ) વિષયોનું અધ્યયન ચાલે છે. રાત્રે, મારી આંખને એથી શ્રમ ઓછો પડે એવી ગણતરીથી, લેખનકાર્ય કરું છું. આવું છે મારું સમયપત્રક, જેમાં ભિન્ન ભિન્ન કારણોથી વંચાતા આ સર્વ વિષયોને ઓછાવત્તા પ્રમાણમાં સ્થાન મળી રહે છે. The Famous Literature Library' માં એવા ગ્રંથો છે જેનો મારા સમયપત્રકમાં આવતા (૧) તત્ત્વજ્ઞાન, (૨) ઇતિહાસ, (૩) સાહિત્ય, એ વિષયોમાં તથા (૪) મારા લેખનકાર્યને અંગે reference book તરીકેના ઉપયોગમાં, સમાવેશ થાય. એમાંના તત્ત્વજ્ઞાન વિશેના ગ્રંથો એક દિવસ વાંચવા પડશે જ, અને એમાં જુદા જુદા દેશોના અને યુગોના વિચારકોને અધિકતમ રસ પડયો છે એવા મધુર ભોજનની અલ્પ અને એથી પચે તેવી માત્રાઓ છે તે પચાવવી પણ જોઈશે. પણ એને માટે સમય હજી બે કે ત્રણ વર્ષો પછી આવશે, અને ત્યારે આ ગ્રંથ મારો ચિરંતન અને સતત સાથી બનશે. પરંતુ ઇતિહાસના ગ્રંથો તો સારા વૃત્તાંતખંડોના અને ચિત્રોના પુરાતન સંગ્રહ જેવા હશે જે રસપ્રદ, અંશતઃ ઉપયોગી અને અનેક રીતે સૂચક હશે પણ સાદ્યંત વાચન માટે કે સતત સાથી તરીકે યોગ્ય નહિ હોય. અને એનો સમય પણ બે ત્રણ વર્ષે આવે. એ ગ્રંથમાલામાંના 'અનેક યુગોના અને દેશોના સાહિત્યનું' વાચન આનંદદાયક અને નવીન અનુભવ આપનાર બનશે, અને એનો કદાચ હું મારા સમય વિભાગમાં સાહિત્યને સ્થાને આરંભ કરી શકીશ. Reference book તરીકે એ ઉપયોગી થાય કે ન થાય.

આમ આ ગ્રંથમાલાનું તાત્કાલિક અને નિશ્ચિત મૂલ્ય માત્ર 'સાહિત્ય'રૂપે રહેશે; એ વિષય માટે મારા સમયપત્રકમાં અઠવાડિયે ચાર કે પાંચ કલાકનો અવકાશ છે. આ ગ્રંથમાં જે સાહિત્ય છે તે, સુનંદી વાનગી છે પણ અલગ અલગ ખંડ રૂપે છે–મારા 'Typical Selections'માં છે તેવું. આ વાઙ્મય–વાનગીઓમાં અનેક યુગોને આવરી લેતું પર્યટન અને યુગયુગના લોકોના સંપર્કમાં 'જીવન' માણવાનો અવસર આવશે; અને એ લોકોના ઇતિહાસનું વાચન, સાહિત્ય દ્વારા થયેલા યુગપરિચયના 'સિંહાવલોકન' જેવું–અથવા યથાર્થતઃ પ્રવેશક જેવું–બનશે. આ રીતે આ ગ્રંથને માનવસમાજનું

સહવાસ-વર્તુલ માનું, તો પ્રથમ આ સાહિત્યનું વાચન અને ત્યાર પછી એમાં પ્રવેશ કરાવનાર ઇતિહાસનું વાચન, એ ક્રમ વિપર્યય થશે. પ્રથમ પ્રવેશક, પછી સમાજસહવાસ એ વધારે ઉપયોગી ક્રમ છે. આનો અર્થ એ થયો કે આ ગ્રંથના વાચન માટે અનેક વર્ષોની પ્રતીક્ષા કરવી પડશે.

વસ્તુસ્થિતિ આ છે, તો આ મોંઘા ગ્રંથને ખરીદવાનું મુલતવી રાખું તે જ યોગ્યતર છે, કારણ કે એનો તાત્કાલિક ઉપયોગ થશે માત્ર પાનાં ફેરવવા પૂરતો અને ચિત્રો ગણવા પૂરતો—અને કદાચ અનિશ્ચિત વિષય-ઉલ્લેખો માટે અનિયત, જેવાં જ્યારે મળે તેવાં, સૂચનો મેળવવા પૂરતો.

૧૧મી માર્ચ, ૧૯૦૧.

કાલે સાંજે મારા કાકા જોડે મારે વાર્તાલાપ થયો તેથી, મારા મનમાં, સાધારણ બાબતો વિશે, ઘણા વિચાર ઘોળાયા કર્યા અને એને પરિણામે મધ્યરાત્રી પછી ૨ થી ૩ સુધીના કલાકની મારી નિદ્રા ગઈ. મેં એમને કહ્યું કે શારીરક ઉપરની ટીકામાં આનંદગિરિએ શ્રદ્ધાનો સર્વોત્કૃષ્ટતા એવો અર્થ કર્યો છે, માત્ર ગુરુનાં અને શ્રુતિનાં વચનોમાં શ્રદ્ધા એવો અર્થ નથી કર્યો; અને આ શબ્દના આજના પ્રચલિત અર્થથી ભિન્ન એવો આ નવો અર્થ શોધવામાં મને જે શ્રમ પડ્યો એ પણ મેં જણાવ્યો. આ અર્થકરણમાં નવીન તત્ત્વ એમને ન જણાયું અને સ્વીકાર્ય ન બન્યું; એમણે એવો અભિપ્રાય આપ્યો કે સર્વ એટલે બ્રહ્મ એ સત્ય હોઈને એ અર્થમાં આનંદગિરિએ આપેલી વ્યાખ્યા ખરી છે. એમણે કહ્યું કે શાસ્ત્રો એટલાં છે, શ્રુતિઓ એટલી છે, કે એથી અપક્વ માનસ વિક્ષિપ્ત થાય; મનુષ્ય તર્કવિલાસ કરે, અને પોતાની અવલંબન વિના વિહરતી સ્વતંત્ર બુદ્ધિથી જે નિર્ણયો કરે એ પણ વિભિન્નતાને કારણે અને અહંકારને કારણે એટલા જ ભ્રામક બને; એ સ્થિતિ નિવારવા માટે **तर्काप्रतिष्ठानात्** એ સૂત્રની સાચી ઉપયોગિતા છે; આ સ્થિતિ જોતાં તો એ જ યોગ્ય જણાય છે કે નવો અભ્યાસક આરંભમાં, **वेदवाक्यपुराणानि पदपांसुमिव त्यजेत्** એ શ્રુતિ-બોધનો લાભ લેવાનો અધિકાર એને સાંપડે તે પહેલાં, આપ્તવચનમાં જ શ્રદ્ધા દૃઢ રાખે. કાકાએ જે અર્થ સ્વીકાર્યો અને એનું જે સમર્થન કર્યું

એ બરાબર હોવા છતાં, મને એ વાતનો ખેદ થયો કે એમણે બીજા કોઈ એનો જુદો અર્થ કરે એ શક્યતા પ્રત્યે પોતાનાં આંખકાન બંધ જ રાખ્યાં, અને શ્રદ્ધાના પ્રચલિત અર્થથી તદ્દન જુદો, આસ્તિકતા એવો, અર્થ દૃષ્ટિસમક્ષ હોવા છતાં ભિન્ન બુદ્ધિવાળો કોઈ વિદ્વાન ભિન્ન અર્થ કરે એ સંભવનો જ એમણે અસ્વીકાર કર્યો.

આ ઉપરથી એ જ માનસિક પ્રકૃતિનો અન્ય દૃષ્ટાંત મને યાદ આવે છે. થોડાક દિવસો પહેલાં શ્રી દોલતરામ કૃપારામ પંડ્યાએ કાકા સાથે, પ્રચલિત રૂઢિઓને છોડવાનો ઉચિત સમય કયો એ વિશે, ચર્ચા શરૂ કરી હતી. કાકાએ સામાન્ય સૈદ્ધાંતિક વિધાન રજૂ કર્યું કે આપણા પૂર્વજોએ ઘડેલી રૂઢિસ્થાઓમાં રહેલા ડહાપણથી આપણે અજ્ઞાન છીએ તેથી આજની નવી પેઢી એનો વિરોધ અને નાશ કરવાની વૃત્તિ દર્શાવે છે તેનો આપણે વિરોધ કરવો જોઈએ; અને કહ્યું કે એમાં માત્ર દેખીતા અસંદિગ્ધ કિસ્સાઓને જ અપવાદરૂપ ગણી શકાય (એવા સ્પષ્ટ કિસ્સાઓમાં રૂઢિભંગ ક્ષમ્ય ગણાય). કાકાએ કબૂલ કર્યું કે, જેટલું જૂનું છે તે બધું સારું ન હોય, પણ જે કંઈ સારું હોય તે પણ નરસાં સાથે હોમાઈ ન જાય એટલા ખાતર આપણે રૂઢિનો વિરોધ અને ઉચ્છેદ કરતા અટકવું જોઈએ અને નવા જમાનાની અહંતાભરી બુદ્ધિનો વિશ્વાસ ન કરવો જોઈએ. દોલતરામે પોતાની દલીલને પ્રત્યક્ષ વિશિષ્ટ દૃષ્ટાંતથી દૃઢ કરવાની ઇચ્છાથી પૂછ્યું કે કોઈ માણસ મરી જાય ત્યારે અપાતાં જ્ઞાતિભોજનો અને કરાતાં ખરચો એની પાછળનાં સગાંઓને એટલાં બધાં ત્રાસજનક નથી બન્યાં કે એને બંધ કરવાં જોઈએ? ત્યારે કાકાએ માત્ર એટલો જ ઉત્તર આપ્યો કે વિશિષ્ટ પ્રસંગો વિશે ન પૂછો, સામાન્ય નિયમની વાત કરીએ એ જ સારું છે. એટલે દોલતરામે પૂછ્યું, 'આપે દેખીતા અસંદિગ્ધ કિસ્સાઓને અપવાદ રૂપે સ્વીકાર્યા એમાં જેને ગણી શકાય એવો કોઈ દેખીતો સ્પષ્ટ કિસ્સો છે?' અને એને આ સવાલનો જવાબ પણ પૂર્વવત્ મળ્યો. પછી મેં બીજો મુદ્દો રજૂ કર્યો. મેં ગણતરી કરીને બતાવી આપ્યું કે ઉચ્ચજ્ઞાતિના માણસની સરેરાશ માસિક આવક રૂા. ૨૫ હોય છે, અને એ બિચારો જેવો જીવનારલે હોય તેવો નિર્ધન બની રહે છે; એના પુત્રને પણ પિતાની માફક જીવન

શરૂ કરવું પડે છે—દરિદ્રતામાં, અને એ રીતે ૩૦ કે ૪૦ વર્ષની મહેનતભરી જિંદગીની કમાણી બરબાદ થઈ જાય છે. આવા અતિમહાન્ અનર્થને બને તેટલો ઓછો કરવામાં પણ અપાર મુશ્કેલીઓ નડે છે અને આપણી એ માટેની સર્વ ચિંતા અને વિચારણા એ જ સ્થિતિમાં રહ્યાં છે જે જોહ્નસને આ શબ્દોમાં વર્ણવી હતી : 'The Conclu ion is that in which nothing is concluded, —અર્થાત્ પરિણામ શૂન્ય આવ્યું છે કાકાએ વિશિષ્ટ મૂર્ત દૃષ્ટાંત વિશે કંઈ ઉત્તર ન આપવો એવા પોતાના સિદ્ધાંતમાં દૃઢ રહીને મૌન સેવ્યું દોલતરામે પક્ષ બદલાવીને એટલું જ કહ્યું કે, ' આપણા લોકો તો આ રીતે પૈસા નહિ ખરચે તો બીજી રીતે પણ ખરચવાના, ખરચો એમને લલાટે લખાયો જણાય છે એવાઓને ઉગારવાને મથવું એ આપણું કર્તવ્ય નથી ' આ છેલ્લું વચન એમનું હોય અને કાકાનું પણ હોય એવું એ બોલ્યા એથી કાકાને અનુમોદન મળ્યું અને હર્ષ થયો અને કાકાએ આટલું ઉમેર્યું', ' સુધારકો મદ્યપાનાદિમાં વ્યય કરે છે, એના કરતાં જ્ઞાતિભોજનમાં વ્યય થાય એ સારું છે ' વિશેષ વાત કરવાનું કંઈ ફળ નહોતું તેથી ચર્ચા બંધ પડી આ આખી ઘટના વિશે કંઈ કહેવામાં સાર નથી–ન કહ્યું તે જ સારું.

આવી મનોવૃત્તિ પાસે કાળજીથી અને નાજુકપણે કામ લેવું પડે. એવી મનોવૃત્તિવાળાઓ પોતે પોતાના સમર્થ માનસની ગુલામી દશા વ્યક્ત કરે છે અને વળી આખી પેઢીને, સદાને માટે કંઈ જ મર્યાદા કે સારાસારનિર્ણય વિના, એ ગુલામી દશામાં રાખવાની દૃઢમૂલ અને અચલ દૃષ્ટિ પ્રકટ કરે છે. કાકાના આ સિદ્ધાંતોનું પરિણામ વિચારીએ તો એ જ આવે કે આપણા યુવાનોએ પ્રચલિત રૂઢિઓને અનુમોદન આપ્યા જ કરવું, શંકરના તત્ત્વદર્શનનું જ નહિ પણ એ તત્ત્વદર્શનની અમુક એક પ્રણાલિકાનું સમર્થન કર્યા કરવું, એની વિરુદ્ધમાં એક પણ વેણ ન ઉચ્ચારવું, મનમાં આવી બાબતો વિશે શંકાને સ્થાન ન આપવું, અને આવી શંકાઓને કે વૈમત્યદૃષ્ટિને આચરણમાં અને વ્યવહારમાં દાખલ કરવી એને ધર્મવિરોધી કૃત્ય ગણવું. મારા કાકાના જેવા સમર્થ માનસનો આજે આ નિર્ણય છે, અને એથી વિરુદ્ધ માર્ગે જનારાઓની સામે મુઠ્ઠી ઉગામવી એને એઓ

પોતાનું કર્તવ્ય માને છે. એ રીતે એઓ દેશને વિનિપાતથી બચાવવાની આશા સેવે છે. અલબત્ત, આ વચનો એમનાં નથી, એમના એક વાક્યમાં સમાઈ રહેલી એમની માન્યતાઓનુ અને દલીલોનુ મે કરેલુ આ પૃથક્કરણ છે.

એમના આ અભિપ્રાયમાં શાણપણુ છે, સત્ય છે, સૂક્ષ્મ દૃષ્ટિ છે નય દૃષ્ટિ છે, અર્થવત્તા છે અને હિતચિંતા છે અને એ અભિપ્રાય દેશમાં વ્યાપક થતો જાય છે હુ ધારું તો એમના સમર્થનમાં ગ્રંથ લખી શકુ; પણ એમ કરવુ યોગ્ય નથી એવું હું માનું છુ. હું થકું છુ, વિરમુ છુ, વિચાર કરુ છુ, અને ટેકરીની ટગની સપાટીની એક બાજુએ રહેલી શક્તિ અને બીજી બાજુએ રહેલા એ શક્તિએ ખેચવાના વજન વચ્ચે સમત્વ જાળવવા મથું છુ હું એ ટેકરી ઉપર પક્ષીની જેમ ચક્રમાં ઘૂમુ છુ અને વિહગમદૃષ્ટિથી સમગ્ર પરિસ્થિતિને નિરખુ છુ, હસુ છુ, રડું છુ તથા મારા મનોભાવમાં ઊતરી પડુ છું, અને શોપનહાઉરની માફક રડું છું કે, ભૂલથી નીપજતી કરુણતા વ્યવહારપક્ષે વમે છે, એની હાસ્યાસ્પદતા સૈદ્ધાંતિકોને લાગે રહે છે.' સુશિક્ષિત વર્ગ ટેકરીની વજનવાળી બાજુએ છે અને-સંમતિવયના ખરડાના વિવાદને પ્રસંગે સુશિક્ષિત અલ્પસંખ્યાને પોતાને પક્ષે રાખવાના સરકારના મૂર્ખ કાર્યમાં મન્યું તેમ-વજન ઉપર આ શક્તિનો પ્રભાવ અજાણના અજમાવવામાં આવે છે-મારા ' અશ્વત્થામા'ની માફક એનુ ઉત્થાન કરવામાં આવે છે. શુભાશય સેવતી સરકારે સામાન્ય બુદ્ધિથી કર્તવ્ય બજાવવાનુ કહ્યું અને એ કહેણુ (શિક્ષિત પ્રગતિપક્ષી) અલ્પ સખ્યાએ ઝીલી લીધુ; પણ, જે પ્રશ્ન પરત્વે એ આહ્વાન હતું એ પ્રશ્નના પક્ષમાં પૂરી પવિત્ર ભાવના હતી તે છતાં, એમાં એવો સંભવ હતો- જેનો ત્યાર કેડે દારુણ સાક્ષાત્કાર થયો હતો-કે ડુંગર ખોદવાની એ બધી મહેનતને પરિણામે ઉંદર જ નીકળવાનો હતો, અને કાયદાની પોથીમાં જે નિયમ આવવાનો હતો તે વ્યવહારનાં મૃતપ્રાવ, જન્મતા પહેલાં મરેલા બાળક જેવો નીવડવા નો હતો. પણ આ આહ્વાન, ઝીલનારાઓએ, ઝીલી લીધુ તે બીજી રીતે મોઘુ નીવડ્યુ. તેલગે લોકપ્રિયતા ગુમાવી; પ્રબળ ધર્મધુરંધર-સ્થિતિચુસ્ત-પક્ષ સર્જાયો અને માથુ ઊંચકવા પામ્યો, સુશિક્ષિત 'વર્ગો, સરકારને તેમની જરૂર ન રહી તેથી, એકલા પડી ગયા; અને

થોડાક સમર્થતમ અગ્રણીઓ સિવાયના, એ વર્ગોમાંના, સર્વે ક્ષીણ થઈને બલહીન શૂન્યવત્ બન્યા અને એઓ સ્થિતિચુસ્ત પક્ષના ઉપહાસના તથા મનફાવ્યા હુમલાના ભોગ બન્યા; અને એ સ્થિતિચુસ્તપક્ષ પોતે ટેકરીની શક્તિવાળી બાજુએ દષ્ટિહીન પણ અતિપ્રબળ શક્તિ થઈને બેઠો અને સામી બાજુએ વજનનુ નામ ન રહ્યું. એનું પ્રબળ, અદ્યાપિનિષ્ક્રિય, વલણ જોઈને સરકારે બોધ લેવો જોઈએ કે આ સ્થિતિચુસ્ત પક્ષની શક્તિની આડે ધરી શકાય અને તેની સામે ટકી શકે એવો જે એક જ વર્ગ છે-સુશિક્ષિત વર્ગ છે-તેની સત્તા અને પ્રતિષ્ઠા હરી લેવી એ મૂર્ખતા છે. ભારતીય જનતાની માનસિક અને નીતિવિષયક ગુલામી શાસકને અને શાસિતને કોઈને હિતકારક નથી, એટલે શાસકોએ સાવધ બનવું જોઈએ અને જે વર્ગને સ્વતંત્ર રહેવા દેશમાં સર્વનું હિત સમાયું છે એ વર્ગને ગુલામી માનસની સત્તામાં ધાલવાનો દાખલો પાડવાથી ચેતતા રહેવું જોઈએ. ગુલામી માનસ દેશના અધકારમય યુગોમાંથી ઉદ્ભવ્યું છે; એનો ઉદય થયો છે દેશનાં સંતાનોને વિદેશીયના સંપર્કથી પલટાતાં-વટલાતાં બચાવવાની ઈચ્છામાંથી, અને એ જ પ્રમાણે, મુસલમાનોના આગમનની પૂર્વે જ, બૌદ્ધધર્મે અને અન્ય આંતર કારણોએ ઉપજાવેલ મુક્ત વિચાર અને મુક્ત જીવનવ્યવહારની, બંધનોને શિથિલ કરનારી, અસરે પ્રવર્તાવેલા વધતા જતા સ્વચ્છંદથી એમને ઉગારવાની ચિંતામાંથી. આ સંરક્ષકોએ આ વર્તનશિથિલતાનો અને સ્વચ્છંદનો ઉપાય શિસ્તમાં-નિયમનમાં-શોધ્યો, અને નિયમનનો વિકાસ લોકને ધર્મચુસ્ત વિચાર-આચારના વાડામાં ખેંચીને, અને આડાઅવળા ન ચપે એ રીતે એમાં રાખીને, સાધ્યો. આ માટેની સમજાવટ એવી પ્રબળ હતી કે માનવબુદ્ધિ એને વશ થઈ જણાય છે, અને મૂળમાં જે દૃઢ નિયમન હતું તે હવે મનની ગુલામીમાં પરિણમ્યું જણાય છે. એ ગુલામીએ મુસ્લિમોના ઉદ્ધત હસ્તાવલેપની સામે સારું કાર્ય કર્યું છે અને પાશ્ચાત્ય મોહનીની સામે પણ એ ગુલામી એટલી જ સફળ થશે એમ આજનો યુગ માનતો જણાય છે. વૃદ્ધજનોને શંકા છે કે તરુણો અસાવધ છે અને પ્રલોભનવશ છે; અને એ વૃદ્ધો આ તરુણોની આત્મસ્વતંત્રતાની કસોટી આ એક પ્રશ્નથી જ કરી લે છે કે એઓ સરકાર સામે એ સ્વતંત્રતા વ્યક્ત કરશે? અને એમની પોતાની રીતને જ અનુસરવાની દૃઢતા દાખવશે!

આવી છે દેશમાં જામતી બૌદ્ધિક મર્યાદાબંધનોની ઉજ્જવલ અને તમોમય બાજુઓ; અને જેમને દેશ શિક્ષિત વર્ગોનું, કે દેશનું, કે સરકારનું અને ખરું કહેતાં એ સર્વનું હિત રહ્યું છે એ બધાએ એનો ગંભીર વિચાર કરવો પડશે. ' Our Higher Education as a Political Factor.' એ મારા લેખમાં આ બધા મુદ્દાઓનો વિચારણાર્થે સમાવેશ કર્યો છે.

૧૪મી માર્ચ, ૧૯૦૨

આ ગુલામી મનોદશાની અન્વીક્ષા અન્ય દૃષ્ટિકોણથી પ્રકારાંતરે કરવી શક્ય છે. સંમતિવયના ખરડા વિશે વાદવિવાદ ચાલતો હતો ત્યારે મેં બેમાંથી એક પણ પક્ષમાં જોડાવાની સ્પષ્ટ ના કહી હતી, અને એ વિષયમાં કંઈ પણ અભિપ્રાય બાંધવો જ પડે એવી આવશ્યકતા મને નહોતી જણાઈ. સમાજ–સુધારણાની રીતો વિશેના મારા નિબંધમાં મેં, ગંભીર રાષ્ટ્રવ્યાપક સમસ્યાઓ અકુશલ, ઉતાવળે નિર્ણયો બાંધનારાઓના હાથમાં જઈ પડે એની સામે દૃઢ અરુચિ વ્યક્ત કરી હતી; અને આગ્રહપૂર્વક સૂચના કરી હતી કે આ સમસ્યાઓની વિચારણા વ્યક્તિઓએ તો માત્ર પોતાના અંગત પ્રયોગોને લગતા પ્રસંગોમાં જ કરવી રહે અને કરવી જોઈએ, અને વ્યક્તિની એ વિચારણા રાષ્ટ્રિય ભૂમિકા ઉપર ન થઈ શકે પણ માત્ર એ વ્યક્તિ પોતે જોઈ શકતી હોય તેવાં સારાં નરસાં પ્રત્યક્ષ પરિણામોને આધારે જ થવી જોઈએ. એ વખતે મેં સમાજસુધારકો ઉપર આક્ષેપ કર્યો કે તેઓ આ ભેદની અવગણના કરે છે, અને એમને સૂચવ્યું કે રાષ્ટ્રવ્યાપક પ્રશ્નો પરત્વે તેઓ નિર્ણય બાંધવા મોકૂફ રાખે તથા માત્ર અંગત પ્રશ્નો પરત્વે જ નિર્ણયો બાંધે અને આચરણ કરે; તો આજે હવે હું પરાવર્તનશીલ સ્થિતિરક્ષકો ઉપર એ ભેદને અવગણવાનો આક્ષેપ મૂકું છું અને એમને માત્ર અંગત બાબતો પરત્વે નિર્ણય બાંધવાની તથા આચરણ કરવાની આગ્રહભરી સૂચના કરું છું. સુધારકો રાષ્ટ્રિય પ્રશ્નોમાં નિર્ણય બાંધવાની તથા એને આચરણમાં મૂકવાની અનુચિત ઉતાવળ કરે છે, તો પાછાં પગલાં ભરનારા પરાવર્તનશીલો–રાષ્ટ્રિય કે વૈયક્તિક પ્રશ્નમાં પણ–પ્રત્યેક નિર્ણયને અને સક્રિય પગલાને ઉથલાવી નાખવાને તત્પર થાય છે–સિવાય કે એ નિર્ણય ચિરસ્થાપિત સ્થિતિનું સમર્થન કરનારો હોય, અથવા, શાસ્ત્રાનુસાર કે વ્યવહારમાં એમને આદરણીય

જણાતા આચારની દષ્ટિએ, આગલી પેઢીને માન્ય બનેલો નિર્ણય હોય. આ પરાવર્તનશીલો જો માત્ર આપણા રાષ્ટ્રિય પ્રશ્નો વિશેના નિર્ણયોને, કોઈ અસાધારણ બુદ્ધિના મહાપુરુષો આવે અને આપણી પ્રાચીન અને અર્વાચીન વ્યવસ્થાતંત્રની ભૂમિકાનો પર્યાપ્ત સંશોધન અને પ્રતિભા મહિમા વડે સફળ ઉપયોગ કરે ત્યાં સુધી, મોકૂફ રાખવાની જ માગણી કરે, તો મનની ગુલામી દશા જરા પણ ન રહે પણ તેમણે આ મોકૂફી દરમ્યાન પણ રૂઢિવિરુદ્ધ જતા વિચારના વિકાસનો દ્વેષ ન કરવો જોઈએ, અને આપણા યુવકો પોતાના વિચાર વ્યક્ત કરે અને મુદ્દાઓનો માત્ર વિવાદાર્થે કે ચર્ચાર્થે ઊહાપોહ કરે ત્યારે એમને દબાવી ન દેવા જોઈએ. આવી બાબતોમાં નિયંત્રણ મુકાય તો એને પરિણામે નિયંત્રિત યુવકોની અને જે રાષ્ટ્રનાં તેઓ અંગ છે તે રાષ્ટ્રની અત્યંત હાનિકારક ગુલામી મનોદશા ઊપજે. નિર્ણયની મોકૂફી આટલા પ્રમાણમાં મર્યાદિત હોવી જોઈએ એટલું જ નહિ, પણ કોઈ એક વ્યક્તિને પોતા પ્રત્યેની કે સ્વજનો પ્રત્યેની કર્તવ્યબુદ્ધિથી પોતાના નિર્ણય પ્રમાણે આચરણ કરવું અનિવાર્ય જણાય ત્યારે અને પોતાનાં સાધનો અને પોતાના સંયોગો પરત્વે અને એનો પોતાના આદર્શોને અનુરૂપ ઉપયોગ થઈ શકે કે નહિ એ વિશે વિચાર કરવો પ્રાપ્ત થાય ત્યારે, એવી વ્યક્તિઓના નિર્ણયોની તો મોકૂફી પણ ન કરાવી જોઈએ આ પ્રમાણે એણે જે નિર્ણય કર્યો હોય એને આધારે આચરણ કરવા માટે લડત કરવી પડે તો એ લડતની પરીક્ષા, ટીકા અને દબામણી જે વીગતવાર મૂર્ત–પ્રત્યક્ષ કારણો હોય તે વિચારીને જ કરવી જોઈએ, અને સુધારાનો કે સનાતનધર્મનો અવિચારી આવેશ જેવી સુઝાડે એવી અસ્પષ્ટ સ્વરૂપવાળી કસોટીથી ન કરવી જોઈએ. વિચારનો વિકાસ અને વિચાર માટે સ્વતંત્રતા, વિવાદ-ચર્ચા, અને આચરણમાં પ્રયોગ —આ સરણિએ આવશ્યક સામગ્રીનો ઉદ્ભવ અને વિકાસ થશે અને એ સામગ્રીની મદદથી ભારતના ભાવી સમર્થ વિચારકો પરિપક્વ નિર્ણય ઘડી શકશે, અને પર્યાપ્ત રચનાકૌશલથી નવી સમાજરચના ખીલવી શકશે, નિર્ણયના અને આચરણના માર્ગો અને પ્રદેશોની યોગ્યાયોગ્યતાની પરીક્ષા આ પ્રકારે સદસદ્વિવેકથી કરવી આવશ્યક છે, બીજે પ્રકારે સુધારો કરવો એ ઉતાવળે કાર્ય કરવાની ઘેલછા છે, અને સ્થિતિચુસ્ત રહેવું એ, વિશેષતર પ્રમાણમાં, કંઈ જ ન કરવાની

વહેમી શંકાશીલતા છે. ઉતાવળા કાર્ય માટે બહાનું એ છે કે રોગી રોગથી હેરાન છે અને ગમે તે રીતે તેઓ રોગ દૂર કરવા ઇચ્છે છે; નિષ્ક્રિયતાનો બચાવ એ છે કે ડોક્ટર આવે ત્યાં સુધી નર્સ રોગીને સંયમમાં રાખવા ઇચ્છે છે. પણ એકના બહાનામાં અને બીજાના બચાવમાં કંઈ તત્ત્વ હોય તો તે આટલું જ છે, વિશેષ કંઈ જ નહિ પણ ઉત્સાહઘેલા મનુષ્યનાં કાર્યોનો, કે ધર્મદુરાગ્રહી મનુષ્યના કર્તવ્યપ્રમાદનો અવરોધ શક્ય નથી; અવરોધની શિક્ષા કુદરત કર્યા વિના ન રહે; તેમ, જે જેવાં હોય તેવાં એને રહેવા દેવાં, જે સ્થિતિ હોય તેને નભાવ્યા કરવી અને એમ કરીને સમાજધર્મના ઉપાસકને પોતાના ઉન્નત કર્તવ્ય ધર્મના આદેશ પાળવામાંથી મુક્ત કરવો, એ સામાજિક સ્વાસ્થ્યને–સામાજિક નીતિને–ચિંતવતા પ્રાજ્ઞજનોની અંતઃકરણપ્રવૃત્તિને અનુરૂપ નથી.

આ રીતે વિચારતાં જણાશે કે જ્યાં સુધી મારા વ્યવહારચતુર કાકાની સંકોચવૃત્તિ અને નયદષ્ટિ મેં ઉપર જણાવી તેવી નિર્ણય–મોકૂફીને ઉચિત મર્યાદામાં હિમાયત કરનારી હોય, ત્યાં સુધી એમની વાત સાચી છે. પણ એમના કહેવાનો અર્થ એથી વિશેષ છે એ સ્પષ્ટ છે; એમનામાં જે સત્યનો ગર્ભભૂત અણુ છે તેનો અસત્ય પ્રભાપરિવેશ ગુલામી દશા ઉપજાવનારો નીવડે છે—એમના પોતાના માનસની, અને એમના પ્રભાવવર્તુલમાં રહેલા તથા પોતાની આંખે ન જોઈ શકનારા અને એમની લૌકિક ઉચ્ચ પદવીથી અંજાઈને જેમનું મોં સિવાઈ જાય છે એવા મનુષ્યોના મંડળની પણ. ગુલામી દશા ઉપજાવનારી નીવડે છે. ઉપરાંત એમણે પોતા પરત્વે અગાઉ મેં જેને Res Judicata કહ્યો છે તે (અમુક વસ્તુઓ સિદ્ધવત્ છે એનો ચર્ચા વ્યર્થ છે એવો) સિદ્ધાંત સ્વીકાર્યો છે તેથી એમણે પોતાના માનસને વધારે પરતંત્ર બનાવ્યું છે; અને એમના આ સિદ્ધાંતથી લોકોને એ હાનિ થઈ છે કે એમના જેવા સમર્થ માનસના વિશેષ વિકાસથી પલ્લવોની અને ફૂલોની જે સમૃદ્ધિ વિકસે અને લોકલભ્ય બને તેનાથી જગત એમના એ સિદ્ધાંતને લીધે વંચિત રહ્યું છે. એમના અભિપ્રાયમાં બળ છે, પણ એથી અન્ય દિશાની વિચારણામાં વિશેષ બળ છે. પણ આપણા કુટુંબ તંત્રમાં જે પિતૃશાસન—વડીલશાહી—છે અને એની જે સત્તા છે, એ લક્ષમાં રાખીએ તો જણાશે કે એમના

જેવા પુરુષને, એમના ૬૨ વર્ષના વયે, બાંહ્ય પકડીને ખેંચવાનો પ્રયત્ન કરવો એ મારું દુર્વર્તન બને.

૮મી એપ્રિલ, ૧૯૦૧

આ નોંધ ભવિષ્યમાં મને માર્ગદર્શક નીવડે એ ઉદ્દેશથી લખું છું; નહિ તો આ અલ્પ ઘટનાને નોંધવા હું પ્રવૃત્ત ન બનું. કેવળ કૌટુંબિક (આર્થિક) બાબતમાં મારા ભલા કાકા અને એમનો પુત્ર વ્યવહારના વિધિનો આગ્રહ રાખે એ વાત, સ્વતઃ, નિઃશંક નજીવી બાબત છે. અને તેઓ અને હું અન્યોન્યના અજાણ્યા હોત તો વહેવારની રીત જ ગણાત. અને મને એથી ખેદ થયો તે એટલા માટે નહિ કે એથી મારી કે મારા એમની જોડેના સગપણ—સંબંધની, મારી કે અન્ય કોઈની દૃષ્ટિને, અવગણના થયેલી લાગે; પણ એટના માટે, કે એથી મારી પોતાની દૃષ્ટિને **એમની** અને એમના માનસની લઘુતા જણાઈ છે, અને મારા કુટુંબ જોડેના એમના ભૂતકાલીન વ્યવહાર–સંબંધોની દૃશ્યપરંપરા પ્રત્યક્ષ થઈ છે; એ દૃશ્યપરંપરાએ મારી સમક્ષ, મારા મગજની કક્ષાઓમાં, એ બે કુટુંબ વચ્ચેના વૈષમ્યની—ભેદની—વિશાળ ચિત્રાવલી પ્રકટ કરી છે. અને એ વૈષમ્યનું અવલોકન કરું છું ત્યારે, મારા કુટુંબનું દાદાથી પૌત્રો પર્યંત પહોંચેલું, નિરહંકાર આધ્યાત્મિક પાસું, પુરાણી છતાં જીવંત વાસ્તવિકતા તરીકે, મારી દૃષ્ટિ સામે તરી આવે છે; અને એમની સાંસારિક લઘુતા અને નિર્બળતાઓ છતાં એમની આધ્યાત્મિકતા હતી તે, મારા કાકાની પ્રતિભાએ—કોઈ જાદુગર આકાશમાં હવેલી કે નગરી ખડી કરે તેમ—ખડી કરેલી મિથ્યા ભવ્યતાનો ઉપહાસ કરતી મને દેખાય છે. એ માયાસૃષ્ટિમાં હું જોઉં છું મારા ઉપર અને મારા કુટુંબ પર અને અન્ય અનેક ઉપર વર્ષતી—અને અલબત્ત એઓ તો બીજના વાવનારા અનેક ક્ષેત્રના સ્વામીઓ તરીકે મુખ્ય મોટા ભાગના ખરા અધિકારી હતા તેથી એઓના ઉપર પણ વર્ષતી—આશીર્વાદવર્ષા. અને હું જોઉં છું એમની આત્મ આદરની વૃત્તિ; નિજ સત્તાની અને ઉચ્ચતાની સભાન નિરીક્ષા; આસપાસનાં લઘુતસત્ત્વો ઉપર પ્રભુતા ભોગવવાના પોતાના **અધિકારની** સભાનતા, અને જો યુરોપના મહત્તમ મર્ત્યો આધ્યાત્મિક જ્ઞાનમાં પોતાથી ઉતરતા છે તો પછી પોતના નિકટતર જીવો તો, જે વિષયોમાં યુરોપીય લોકોની પોતાથી નિઃસંશય ચઢિયાતા

-છે એ વિષયોમાં પણ, પોતાથી ઘણા ઊતરતા છે એવી દષ્ટિ—અર્થાત પોતે સર્વને પોતામાં સમાવતી સર્વોચ્ચ વ્યક્તિ છે એવું સ્વપ્નદર્શન; અને હું જોઉં છું આ સર્વ તત્ત્વોથી સંપન્ન ભાવના જે એ માયા-સૃષ્ટિના મહાપ્રતિભાશાળી સર્જકને (કાકાને) એ સર્વ જગતના અંતરાત્મા તરીકે અને કેન્દ્ર પુરુષ તરીકે ઉન્નત મનોભાવમાં વિહરતા રાખે છે. મને એની ઇર્ષ્યા નથી; ઊલટું, મારા સંસારવ્યગ્ર હૃદયના જે રહ્યા સહ્યા અવશેષ છે તેને એથી આનંદ થાય છે મારા કાકા—એમના જ વચન પ્રમાણે-પોતે 'સુવર્ણ પ્રાસાદમાં, રહે છે એ વિચારમાં હર્ષમગ્ન હતા, ત્યારે પણ મને એવો આનંદ હતો: અને એઓ ખરેખર એ રીતે રહેતા હતા, અને હજી રહે છે; અને મારો આ મદ જીવનદીપ હોલવાય નહિ ત્યાં સુધી તો એ રીતે જ રહે એવું હું ઇચ્છું છું. એમની ભૌતિક સંપત્તિનો અને માનસિક હર્ષોન્નતિનો એક અલ્પતમ અંશ પણ ન્યૂન થાય તો મારું હૈયું ચિરાય પણ એ કુટુંબ વચ્ચે જે દષ્ટિવિરોધ છે તેનું સ્વરૂપ આ છે કે અમારા ઉત્કર્ષને ઉચ્ચતમ શિખરે અમે હતા ત્યારે પણ મારા, મારા પિતાના અને પિતામહના હૃદયને ભરથી અવનત કરનારી જે નમ્રતાની અને ભાગ્ય-વિધાતા પ્રત્યે કૃતજ્ઞતાની પ્રબળ વૃત્તિ હતી; અમારી સત્તા અને ઉચ્ચ સ્થિતિ મહા-ઇચ્છાના સૂત્રસંચાલનનું પરિણામ છે એવી જે અલોપ્ય ચિત્તપ્રતીતિ હતી; અધિકાર કે ફલની સ્પૃહા વિનાની કર્તવ્યની અને જવાબદારીની જે ભાવના હતી; હૃદયને મૃદુ બનાવનારી આસપાસના જગતની જે સમગ્રદર્શિની દષ્ટિ હતી-જેમાં જગતને અમે કરી શક્યા તેથી વધારે સારું ન કરી શકવાને પરિણામે, અથવા અમે આગળ વધ્યા ત્યારે જગતને પાછળ પડેલું જોવાને કરણે, અથવા અમે પાછળ પડી ગયા હોઈએ ત્યારે પણ જગત છે તેથી વધારે સારું નથી એવું જાણવાને પરિણામે, અમને ઊપજતી ગ્લાનિ હતી; અને આજુબાજુના જગતમાં અમારો વ્યય—અમારો બલિ-કરી નાખવાની જે ઉગ્ર, અવિરત સ્વયંભૂ પ્રેરણા હતી: અને બીજાઓ કનેથી, આધ્યાત્મિક -લાભ સિવાય, બીજું કંઈ અમારા લાભાર્થે આત્મસાત્ કરવાના વિચા-રની પણ અમને જે જુગુપ્સા હતી: તે સર્વ તત્ત્વો અમારા આત્માને તો-મારા, પિતાના અને પિતામહના આત્માને તો, ભલે ઓછા વધતા પ્રમાણમાં, અમારા અંતઃકરણમાં રહેલાં—અમારા તત્ત્વદર્શનમાં અને કાવ્યમાં રહેલાં—અમારી કલ્પનામાં બુદ્ધિમાં, અને મનોવૃત્તિઓમાં

રહેલાં–જીવંત સત્યો હતાં, માત્ર વાતચીતનાં કે વિચારનાં નહિ પણ અમારા જીવન જેવાં જીવંત સત્યો હતાં. આથી વિરુદ્ધ કક્ષામાં મને મારા કાકા રહેલા જણાય છે–એ કે તે છતાં તેઓ મહાન છે. એમના પ્રપિતામહ તે જ મારા પ્રપિતામહ હતા! એક જ વડની બે શાખાઓ! હું તો એવું ઇચ્છું છું કે, તેઓ જેમ બીજી ઉપર જણાવેલી બાબતોમાં છે તેમ, આ બાબતોમાં પણ અમારાથી ચડિયાતા હોય. કોઈ માણસ એમને આ કહી જણાવે તો એ ન ગમે, અને એઓ તો પોતાની આ વિલક્ષણ લાક્ષણિકતાઓનો અસ્વીકાર જ કરે.

મારે મતે આ સમગ્ર વસ્તુમાં મહાન બોધ સમાયો છે. આત્માની ખરી નમ્રતાની કવિતા વિનાનું તત્ત્વજ્ઞાન એ અર્વાચીન વેદાંતનું ખોટું પાસું છે; એ, મનુષ્યને એક જ સંપ્રદાયના, એક જ ગુરુના અને એક જ સર્વસાધારણ વિચારસરણિના બંધનમાં મૂકે છે, જે કર્તવ્યના ખરા તત્ત્વને નકારે છે, અને મનુષ્યને માત્ર પોતાના અધિકારનો વિચાર કરતો કરે છે, નિષેધાત્મક કર્તવ્ય સિવાયના કર્તવ્યનો નહિ: અને એથી એને સંસારના ચાલુ ચીલાઓમાં જ ફરતો રાખે છે; અને માયાના ઉચ્ચતર ઉદ્દેશોની સિદ્ધિ માટે પોતાની શક્તિને અર્પતો અટકાવે છે. માયાના વ્યવહારમાં આવો વેદાંતી માત્ર જે અનિવાર્ય કર્મ હોય તેની જ દરકાર કરે છે અને આ અનિવાર્ય કર્મો સંસારી જીવની અને એના કુટુંબની ક્ષુદ્ર જરૂરિયાતથી વિશેષ કંઈ હોતાં નથી, અને એમાં જ એનું વિધિ–આત્મક કર્તવ્ય સમાઈ જાય છે અને–જનકના પેલા શિષ્યે કહ્યું હતું કે, 'જે પ્રાપ્ત થયું છે તે તજવું નથી,' અને,' જે મળ્યું નથી તે શોધવું નથી;' એ શિષ્યની માફક —આ વેદાંતી, જીવનના આ અનિવાર્ય ક્ષુલ્લક કર્મોને તજી દેવા તૈયાર હોતો નથી. સંસારી અધિકારો પ્રથમ કોટિમાં—પ્રાપ્ત છે અને તેથી અત્યાજ્ય છે એ કોટિમાં–આવતા હોઈને એને વળગી રહેવાય છે, અને ઉચ્ચતર કર્તવ્યો–જે અપ્રાપ્ત તે શોધવાનું નહિ એ બીજી કોટિમાં મુકાઈને—અવગણાય છે. ઉચ્ચતર કર્તવ્યોને પારખવાં પડે, શોધવાં પડે, એ પોતાથી ફૂટી નીકળતાં નથી કે આવીને ઊભાં રહેતાં નથી. પણ આપણો વેદાંતી એની ઉપેક્ષા કરે છે. કારણ કે એણે વ્યાપક ઉપેક્ષા કેળવી હોય છે અને એ ઉપેક્ષા એના કર્તવ્યવર્તુલને એની પોતાની, પોતા ઉપર આક્રમણ કરીને

આવતી, સહજ અપેક્ષાઓની પૂર્તિ પૂરતું જ મર્યાદિત કરે છે, અથવા નિકટતમ સંજોગો પૂરતું નિયંત્રિત કરે છે, અને તે સિવાયનાં કર્મોને માયાના ઉપેક્ષિત પ્રદેશમાં પડયાં રહેવા દે છે. આ વ્યાપક ઉપેક્ષાવૃત્તિમાંથી ક્રિશ્ચાનિટી, ભક્તિમાર્ગ, બૌદ્ધદર્શન અને યુરોપ તથા અમેરિકાનું અર્વાચીન નીતિશાસ્ત્ર મુક્ત રહ્યાં છે. આ સંપ્રદાયોની આવી ઉપેક્ષાવૃત્તિમાંથી મુક્તતાએ એમના જગતને ઉચ્ચતર કર્તવ્યના અનુષ્ઠાનના ઉચ્ચતર જીવન પર્યંત ઉન્નત બતાવ્યું છે. આ ઉચ્ચતર કર્તવ્યની ઉપેક્ષા ન કરવાનું તત્ત્વ ગીતાના ગાયકની, અને શંકરાચાર્યની પણ, મનોદૃષ્ટિને પ્રત્યક્ષ હતું. પણ, જેઓએ માયાની આ પરની કે ઈશ્વરની પણ આ પારની, વસ્તુઓ પ્રત્યે નેત્રનિમીલન કરવાનો અભ્યાસ કેળવ્યો છે, આદર કેળવી છે, એવાઓની રંગ-અંધ દૃષ્ટિમાં આ તત્ત્વનો અભાવ આપણું લક્ષ ખેંચે છે. આ ઘટનામાં હું ઘણો બોધ રહેલો જોઉં છું, ઘણી ચેતવણી સમાયેલી જોઉં છું, **न मे कर्तव्यम्** અને **न मे स्पृहा**—મારે કાંઈ કર્તવ્ય નથી, કાંઈ સ્પૃહા નથી—એવો જે સાચા વેદાંતનો, સાંખ્યનો અને ગીતાના કર્મયોગનો બોધ છે તેનો અર્થ કરતાં, એમાં અહંવ્યક્તિઓને, એમની યોનિમાં ભળી જવા માટે, સૂક્ષ્મતર અને સંસિદ્ધ કરવાની ઇચ્છાનો સમાવેશ થતો ન ગણવામાં આવે તો તો એ બોધવચનના અર્થને મચડયો ગણાય એવું ન્યૂન કર્યું ગણાય; અને લક્ષ્ય અહં-વ્યક્તિઓમાં રહેલ અલક્ષ્ય બ્રહ્મનું નિષ્ક્રિયતામાં પતન કરવામાં આવે તો એ બોધવાક્યનો વિપર્યાસ જ—ઊલટો અર્થ જ—કર્યો ગણાય; કારણ કે પછી તો, એ અલક્ષ્ય બ્રહ્મના અન્ય લક્ષ્ય કલેવરને, લૌકિક અને આધ્યાત્મિક વ્યુત્ક્રમના અવાંતર કર્મો દ્વારા, અન્તિમ મોક્ષ અર્થે સંસિદ્ધિની ઉચ્ચતર કક્ષાએ લઈ જવાનું છે એવા માનવના કર્તવ્યનો આદેશ એમાં ન રહે. વ્યાસના તત્ત્વદર્શને, માનવની કર્તવ્યપ્રવૃત્તિઓના અને આદર્શ-ઉપાસનાના પ્રદેશમાં, પાંડવો અને કૌરવોનાં જીવનોનો એક જ જીવનવ્યવહારમાં સમાવેશ કર્યો છે, અને નીતિશાસ્ત્રનો તથા ધર્મપ્રધાન તત્ત્વજ્ઞાનનો એવો વ્યવહારુ, ક્રિયાત્મક, સંયોગ સાધ્યો છે કે એ બન્ને જાણે કે કદી છૂટાં ન કરી શકાય એવા લગ્નગ્રંથિથી બંધાઈ ગયાં છે, અને એના ઉપર કૌરવોનું નિયમન કરવાનું કર્તવ્ય નાખવામાં આવ્યું છે. મનુષ્યનો શિરચ્છેદ કરીને પછી, જેમાં નેત્ર, શ્રવણ, જીહ્વા અને મસ્તિષ્ક રહ્યાં છે એ મસ્તક વિના, મનુષ્યને

ચાલવાનું કહે એવી શ્રદ્ધા, અથવા તો મસ્તિકને, પોતાની એ સર્વ સાધનસામગ્રીથી મુક્ત રહીને પણ શરીરરૂપબધની કે એના અવયવોના જરા પણ દરકાર કર્યો વિના, સ્વાનુભૂતિથી અને બ્રહ્મથી પરિપૂર્ણ બનવાનો આદેશ આપે એવી શ્રદ્ધા, વ્યાસને અને એના ઉજ્જવલ યુગને સર્વથા અપરિચિત છે—અજાણી છે. મને વ્યાસની અને પ્રાચીન ઋષિઓની પદ્ધતિ ઘણી પ્રિય છે; અને એ પદ્ધતિ અનુસાર પરસ્પર તુલના કરું છું તો મને જણાય છે કે મને વંચવાદસામાં અને તત્ત્વજ્ઞાનમાં જે આધ્યાત્મિક તત્ત્વો સાંપડયાં છે તે, મારી અને બીજાઓની મુક્તિ માટે, મારા કાકા જે વિચારમાં પૂરાઈ બધાઈ રહ્યા છે તેના કરતાં ઘણું ચઢિયાતુ સાધન છે. આ લખ્યું તે કાકા વાંચે તો ચમકે, હું પણ ચમકું, એમનો મારા પ્રત્યેનો પ્રેમ અન્ય સાંસારિક પદાર્થો માફક હ્રાસ પામે અને અવસાન પણ પામે; મારો એમના પ્રત્યેનો પ્રેમ, એ સર્વ યાતના છતાં અને એથી એ ઉગ્રતર કસણી થાય તે છતાં અન્યૂન અને સદાદર રહે, કારણ કે એને હું મારું કર્તવ્ય માનું છું; બસ, આટલી છે એમના અને મારા માનસિક તેમ જ શારીરિક બધારણ વચ્ચેની ભિન્નતા. અમારા નિજ નિજ તત્ત્વજ્ઞાનનું અને એના વ્યાવહારિક મૂલ્યનું સ્થાન કર્યા, કેટલે અંતરે છે તે પણ આ ઉપરથી સમજી શકશે.

૯મી એપ્રિલ, ૧૯૦૧.

મારા કાકાનાં માનસિક વલણોને (સ્વભાવગત લક્ષણોને) મેં નિઃશેષ નોંધ્યાં છે; એમાંના કેટલાક જન્મજાત છે, અને ઘણુંખરાં એમનામાં જે અન્યથા સમૃદ્ધ, પ્રબળ અને મહાન ગણાય એવાં તત્ત્વોના વિકાસમાંથી તેમ જ એમણે જોયેલી નાની મોટી ઘટનાઓમાંથી તથા એમના યશસ્વી ઉજ્જવલ જીવનમાંથી પરિણમ્યાં છે.

એમનાં અન્ય વિશિષ્ટ લક્ષણો, એમની પોતાની જાણમાં કે લોકની સમજણમાં આવ્યાં હોય કે ન હોય તો પણ, ઉપર જણાવેલાં લક્ષણોમાંથી સ્વતઃ ફલિત થાય છે અને એ લક્ષણોથી એનું કારણદર્શન થાય છે અથવા એ લક્ષણોમાં એનો અંતર્ભાવ થાય છે. જે જીવનનાં લક્ષણતત્ત્વો આટલી નિઃશેષતાથી ગણાવી શકાય, જે જીવનની મર્યાદાઓ આટલી દૃશ્ય હોય, એ જીવન પોતે મહાઇચ્છાની ઉચ્ચતર કૃતિ પ્રવૃત્તિઓનો ધન્ય પરિપાક છે. એના જીવનના અવશિષ્ટ,

સ્વરૂપસાધક તત્ત્વોનું અનુદર્શન એટલે સુવર્ણમય ભૂમિનું દર્શન; અને એ આઠમા હેત્રીએ નિર્મેલી સુવર્ણમય ભૂમિથી શુદ્ધતર છે, ઉજ્જવલતર છે. હવે મારે જે અવશિષ્ટ સ્વભાવતત્ત્વોનું અવલોકન કરવું રહે છે એ એમની ક્ષતિઓની ઘેરી છાયાઓ નથી, પણ પ્રકાશની માત્રાઓ છે–અથવા સદ્ગુણોની પ્રભા છે. એનું વિસ્તીર્ણ વર્ણન કરીએ તો એક ગ્રંથ થાય. એનું વર્ગીકરણ કરવું શક્ય છે. એમનું હૃદય પ્રબળ છે, દઢ છે, સતત ઉદ્યમી છે, મહત્ત્વાકાંક્ષાના અતિરેક વિના ઉન્નતિવાંછુ છે, ઈર્ષ્યાથી પર છે, ક્ષમાશીલ છે, પ્રોત્સાહક છે, આશ્રયદાનનું ગૌરવ માણનારું છે, સમભાવમાં અને અભિપ્રાયોમાં વિશાળ તથા ઉદાર છે, અને મિથ્યા ગર્વ અને લઘુતાના લાંછનથી મુક્ત છે. એમને સંકોચ રહે છે માત્ર સાહસની ભીતિથી, જેને અલ્પઅંશે પણ નિમંત્રવા એઓ ઇચ્છતા નથી. અલ્પતમ ભયસંભવ એમને અત્યંત આકર્ષક પરાક્રમસાહસથી વિમુખ બનાવે છે: આ સંકોચવૃત્તિ કેટલાકને મતે ગુણ મનાય, અને ભારતમાં આર્થિક વિષયમાં એને ગુણ કેટલાક માને છે. પરંતુ અન્ય ક્ષેત્રોમાં આ સંકોચવૃત્તિ કર્તવ્યપ્રમાદમાં પરિણમે એવો સંભવ છે, પણ એ પ્રમાદ સલામતીથી સંગત હોય છે. એમનો બુદ્ધિવિભવ મહાન છે અને એમાં, પ્રસંગે પ્રસંગે અદ્ભુત ગ્રહણશક્તિ, સ્મૃતિ, ચતુરતા, દીર્ઘદર્શિની પ્રજ્ઞા, કાર્યસાધક ઔચિત્યદૃષ્ટિ, ધીમત્તા, મૌલિકતા, સૂક્ષ્મદર્શિતા, અનુભવપક્વતા, કલ્પના, તર્કશક્તિ, તરંગ, વિષયમાં અંતઃપ્રવેશ કરવાની વેધક દૃષ્ટિ અને વ્યવસ્થિત પદ્ધતિ–એ ગુણોનું દર્શન થાય છે. અને એ સર્વનું પરિણામ ભવ્ય છે. પરંતુ આ ગુણોને પરિમિત કરતી વર્તુળના પરિધિ જેવી મર્યાદારેખા પણ છે. ધીમત્તા છે, પણ માત્ર ધીમત્તા છે, કોઈ પ્રકારની પ્રતિભા–પ્રજ્ઞા નથી. વેધક દૃષ્ટિ ગીધની દૃષ્ટિ જેવી છે, સીધી લીટીમાં જનારી, સર્વતોગામી નહિ–આયામ માત્ર, વિસ્તાર નહિ. પદ્ધતિ પણ એકપક્ષી છે. આ છે એમની મર્યાદાની વાનગીઓ, જેની સંખ્યા અલ્પ છે અને જે નગ્ન ચક્ષુને અદૃશ્ય છે, જો કે જેમ આકાશ અવકાશમાં વ્યાપી રહે તેમ એ એમના સમસ્ત જીવનમાં વ્યાપી રહે છે. આધુનિક બ્રાહ્મણત્વની મૂલ્યવત્તા પારખવાને તથા એની અગાધ ગંભીરતા વ્યક્ત કરવાને વિલક્ષણ રીતે સમર્થ એમનું માનસ છે, પણ એ અગાધ ગંભીરતાનું

તલાવગાહન કરવાની એમની શક્તિ નથી; અને જે રૂઢિસંસ્થાઓનો લાભપ્રદ ઉપયોગ કરવો દુષ્કર છે એનું ધૃષ્ટ અને સંભવિત લાગતાં અનુમાનો વડે સમર્થન એઓ કરી શકે છે. એ સમર્થન સત્યાન્વેષકને પ્રતીતિ ન ઉપજાવી શકે પણ ઉતાવળા સુધારકોનાં મોં બંધ કરી શકે છે, અને કોઈ કોઈ વાર અસ્થિર-કંપાયમાન-દીપશિખા ધરીને અંધકારમય માર્ગને કંઈક પ્રકાશિત કરી શકે છે. પણ એ દરમ્યાન આખો વખત પોતાનાં અનુમાનો સંપૂર્ણ નથી, ખંડશઃ જ છે, એવું એઓ પોતાના મનમાં પૂરેપૂરું જાણતા હોય છે. એ અનુમાનોનો ઉપયોગ તેઓ માત્ર આછા સૂચન રૂપે, અથવા વિરોધીની યુક્તિના ખંડન અર્થે કરે છે કારણ જેમને એઓ માયાનાં વૈચિત્ર્યો કહે છે એમાં ઊંડે ઊતરવાની એમની વૃત્તિ કદી હોતી જ નથી.

૨૦મી જૂન, ૧૯૦૧.

હમણાં જ ટેનિસનકૃત કાવ્ય 'Dirge' વાંચ્યું. એ વાંચતાં ભિચારી લીલાવતીના જીવન વિશે આશંકાઓ થતાં મારી છાતી ભરાઈ આવી, અને અનિષ્ટ આશંકાઓના દબાણથી આંસુઓ આંખથી સરે તે પહેલાં મેં એ કાવ્યવાચન બંધ કર્યું. એ બાલિકાનું જીવન વિશેષ નહિ તો મારા જેટલું જ દુઃખમય રહ્યું છે, અને મારા અથવા મારા અન્ય કોઈ પણ કુટુંબજનના જીવનના કરતાં મધુરતર બન્યું છે. એના જીવનનાં જે થોડાં વર્ષો પર મારો અધિકાર હતો તે દરમ્યાન હું આપી શક્યો તેટલું શિક્ષણ, અને જ્ઞાનમય માધુર્ય એને મળ્યું હતું; હિંદુ ગૃહસંસારમાં પ્રત્યેક પુત્રવધૂના શિર પર પડવાને તોળાઈ રહ્યો હોય છે એવો કઠોર વર્તનનો અને કઠિન પરિશ્રમનો ભાર ઉઠાવવાને તત્પર રહેવાનું યથાશક્ય સામર્થ્ય એનામાં મેં વિકસાવ્યું હતું; અને એમ સંપન્ન અને સજ્જ થયેલી એ બાલિકાએ પુરુષનો આત્મા સહી શકે એથી અધિકતર આયાસ અને શ્રમ વેઠ્યો છે. પણ અરેરે! મૂર્ખ અવિચારી માનવોએ એ સહી શકે એથી અધિક ભાર એની ઉપર નાખ્યો અને અંતે એની શિરીષ-કોમલ કાયા તૂટી! એને બચાવવાનું, એને અમારે ભાગ્યે રહેવા દેવાનું, સામર્થ્ય આણુનું, કે મારાં ઔષધોનું, કે મારાં અલ્પધન ગર્જનાઓ ઉપર ગમે તેટલો બોજ નાખ્યું તેનું, કંઈ હોય એમ જણાતું,

નથી. પરમાં એ હરેહરે છે અને વાતચીત કરે છે–જીવતી છાયા જેવી, કૃષ્ણપક્ષના ચંદ્ર પ્રમાણે દેહપરિમાણમાં અને જીવનપ્રભામાં ક્ષીણ થતી જતી, હવે એ અલ્પસમયની અમારો અતિથિ છે એવી પ્રતિદિન અધિકતર પ્રતીતિ અમને કરાવનારાં રોગચિહ્નોમાં જ વૃદ્ધિ દાખવતી. એની જનનીના સતત કંપતા હૃદયની દશાની કલ્પના કરો અને જુઓ કે માતાના હૃદયને અને પુત્રીના દેહને ટકાવી રાખવાનું કેવું દુષ્કર કાર્ય મારે શિરે આવી પડ્યું છે! અને એ પુત્રી કેવી! પોતાના ભાવી વિશે સભાન–શાંત ગંભીર રીતે સભાન, અને છતાં, એના ભાવીનું અમને વિસ્મરણ કરાવવા માટે સદૈવ સ્મિત કરતી, વાતો કરતી. મહાઇચ્છાની યોજના જે હશે તે તો છે જ–એ મહેચ્છાનાં જ સ્વરૂપો અને અંગો હું અને મારી પુત્રી છીએ, એ નિજ સ્વરૂપોની અને અંગોની અંતિમ વ્યવસ્થા એ મહેચ્છા જે કરે તે ખરી, એના ગૂઢ અજ્ઞેય ક્રમ અને ઉદ્દેશને અનુકૂળ હોય તે પ્રકારે જે અંતવ્યવસ્થા કરે તે ખરી. મારી પુત્રી અને હું, સર્વે એ મહાઇચ્છામાં અમારી અલ્પ ઇચ્છાઓને નિમગ્ન કરવાને બંધાયેલાં છીએ—આજે અમારી પામર દૃષ્ટિને ભયાનક ભાવિદર્શનનું વાદળ આવરી રહ્યું છે તે છતાં એ મહેચ્છાના ઉદ્દેશમાં અમે શ્રદ્ધા રાખીશું. અમારા ભાવિ વિશે આશાન્વિત રહીશું.

આપણી સામાજિક હિંદુ સંસ્થાઓનું અને વ્યવસ્થાઓનું કંઈ પણ તત્ત્વ સમજવું હોય તો તે આપણા સંયુક્ત કુટુંબના, આર્યો તરીકે આપણી રાજકીય સ્થિતિના, આપણા પ્રાકૃતયુગીન કુલસંઘોના, અને આપણા ધર્મનાં તત્ત્વોના પ્રકાશમાં એનું પૃથક્કરણ કર્યા વિના ન સમજી શકાય એવું હું માનું છું. આપણી સંયુક્ત-કુટુંબ વ્યવસ્થા આપણી સમાજરચનાની આધારશિલા છે; આર્યો તરીકે આપણી રાજકીય સ્થિતિ એ હતી કે આપણે ચોપાસ અનાર્ય રાજ્યકર્તાઓથી અથવા પ્રજાઓથી અથવા આપણી જ પ્રજાની ભગિની જેવી આપણી અનાર્ય પ્રજાઓથી, અથવા આક્રમણકર્તાઓથી અથવા દસ્યુઓથી ઘેરાયેલા હતા; આપણું માનવકુલતંત્ર એ આર્યોનું તંત્ર હતું જેની આંતર રચનામાં સ્વરક્ષક અને પરથી અલગ રાખનારાં તત્ત્વો હતાં, જે તત્ત્વો–વિજ્ઞાનની પરિભાષામાં–કેવળ 'યાંત્રિક' (mechanical) સહસ્થિતિ યોજનારાં હોય કે રાસાયનિક સંયોજન સાધનારાં પણ હોય; આપણા ધર્મનાં તત્ત્વો બ્રાહ્મણધર્મ પામતા બ્રાહ્મણોની બુદ્ધિએ

વિકસાવેલાં હોય, અથવા જંતુસમૂહો વિકસે વધે તે પ્રમાણે આંતર-વિક્રિયાથી કે આત્મપોષક જીવનશક્તિથી સ્વયમેવ વિકસેલાં વધેલાં હોય, અથવા કાં તો અનુકરણ-શક્તિના પ્રભાવથી કે પછી સારાને ચૂંટીને અપનાવવાની માનવસહજ વૃત્તિથી આપણે આપણી આસપાસથી લઈ લીધાં હોય, અથવા દેશકાળના સંયોગ જોઈને મૌલિક સર્જનની પ્રેરણા પામેલા, વૈયક્તિક અને સમસ્ત, નવવિધાયકોએ પોતે શોધેલાં સર્જેલાં હોય; એ સર્વેનો પ્રચંડ પ્રકાશ આપણી સંસ્થાઓના પ્રત્યેક અણુ ઉપર સબળપણે નાખવામાં આવે, અને આ પ્રક્રિયાઓથી સૂચવાતી મંદ કે ઉગ્ર પૃથક્ક્રિયા થાય તેમાં એના, નિયમિત-વ્યવસ્થિત રીતે, અથવા અનિયમે-અવ્યવસ્થિત રીતે, જે પ્રવાહો ઉદ્ભવ્યા હોય તેનું નિરીક્ષણ કરવામાં આવે, તો જ આપણી સંસ્થાઓનું સાચું અને સંપૂર્ણ જ્ઞાન આપણને થઈ શકે.

૩૧મી જુલાઈ, ૧૯૦૧.

ઉપર જણાવેલી કસોટીઓમાંથી કોઈ એક જ વડે એક પણ તત્ત્વને અતિઅલ્પ ન્યાય પણ કરવો અશક્ય છે. સૂચનારૂપે, અને ચિંતનના આરંભબિંદુ તરીકે, અહીં તો હું અત્યંત ટૂંકી નોંધ જ આપી શકીશ : મોટી ઉમરે લગ્ન એટલે મોટી ઉંમરે સંતાનપ્રાપ્તિ. માતાપિતા યુવાન હોય તો જ બાળકોના વર્તન-નિયમનનું ધ્યાન, આવશ્યક પ્રમાણમાં સખ્તાઈ કરીને, રાખી શકે. વૃદ્ધ માતાપિતા તો માત્ર લાડ લડાવે, ક્ષમા જલદી કરી દે, અને બીજું કંઈ ન ગણીએ તો છેવટ, તેઓમાં હિતાવહ નિયમન અને સદાજાગ્રત કાળજી ધૈર્યપૂર્વક અને સતત ઉદ્યમપૂર્વક રાખવા જેટલી શારીરિક શક્તિ ન હોય. આપણે હિંદુઓ નાની વયે વૃદ્ધ થઈ જઈએ છીએ એથી આવી શક્તિની ન્યૂનતા અનુભવીએ છીએ, અને આપણા પુત્રોને તરુણ વયમાં જ પુત્રપ્રાપ્તિ થાય એ જોવાને લલચાઈએ છીએ. આ મનોવૃત્તિ વહેલાં લગ્નો કરવાને પ્રેરે-જો કે માતાપિતાઓના મનનું પૃથક્કરણ કરવું, અને આવો સજ્ઞાન હેતુ માતપિતાના મનમાં પ્રવેશતો હોય જ તો-કેટલા પ્રમાણમાં પ્રવેશે એ પારખવું, એ દુષ્કર છે. માતાપિતાની વૃદ્ધાવસ્થા જોઈને પોતાને વહેલી સંતાનપ્રાપ્તિની ઇચ્છા થાય એ એક સહજવૃત્તિ છે, અને એ સહજવૃત્તિ માતપિતાને વૃદ્ધવયે અવલંબન આપવાની હોય, તો એ આવી કર્તવ્યબુદ્ધિ અને

મે કહી તેવી આત્મહિતની વૃત્તિ એ ઉછેરના સંયોગોનું પરિણામ કેમ ન હોય?

૨૦મી ઑગસ્ટ, ૧૯૦૧.

ત્રિચારી લીલાવતી! દયાજનક સ્થિતિ છે એની, અને અમારી પણ ડૉ. રામસિંગ એકલા લીલાવતીના ઉપચાર કરે છે–ચિંતાથી, નિરાશામાં, પણ ઉપાયસૂઝથી અને પોતાની સર્વ શક્તિથી, પણ તે છતાં રોગ વધ્યા કરે છે માંસમાં અને વજનમાં ઘટાડો, હિસ્ટીરિયા, ઉધરસ, તાવ એવાં ક્ષય રોગની કહણાઈ વધારનારાં લક્ષણો છે બહેન એની પુત્રીનું ધ્યાન રાખવામાં રોકાઈ રહે છે કારણ કે એ પુત્રી સુવાવડમાં છે. અને માતુશ્રી એમના દેવમાં અને હિંડોળામાં નિમગ્ન છે– પૌત્રીને જોવા પણ હવે આવતાં નથી. પ્રભુની મૂર્તિ પાસે જ રહેતાં માતુશ્રીને મળવાને અમે જઈએ છીએ અમારા પ્રયત્નો અને ઉપચારો નિષ્ફળ થશે એની ખાતરી પૂરી છે. ઓછામાં પૂરું, મારું સ્વાસ્થ્ય ક્ષીણ થયું છે અને અશક્તિ, વ્યગ્રતા, થાક જણાય છે. રાહુની દશા આવી રહી છે એમ કહે છે પછી શું! મહાઈચ્છા જે ઈષ્ટતમ હશે તે કરશે–પછી ભલે અમારું અનિષ્ટ તે એનું ઇષ્ટ હોય. કંઈ ઉપાય નથી.

૨૨મી સપ્ટેંબર, ૧૯૦૧.

મારા મનની ઉદ્વિગ્ન સ્થિતિ મને આ નોંધ લખવાને પ્રેરે છે. લીલાવતી માટે ડૉક્ટરની દવાઓ નિષ્ફળ નીવડી એટલે પેટલાદના મછુભાઈ વૈદ્યને તેડાવ્યા એમણે ઉપચાર શરૂ કર્યો છે, એનું પરિણામ આશાજનક દેખાય છે, જો કે એના ભાવ મોંઘા છે, જેમે મારા વેપારી ગણતરીથી અને સાંસારિક વ્યવહારબુદ્ધિથી વિમુખ માનસને લીધે લેશ પણ ખેંચતાણ વિના જ સ્વીકારી લીધા છે. આ બાળાના એના પતિને ઘેર જેવા માણસો છે તેવાં માણસો સાથે રહીને સુખી થાય એવા સંભવ હું માની શકતો નથી, તેથી એનું જીવન બચે એ માટે એક પણ પ્રાર્થના હું કરી શક્યો નથી, અને જેને એના મરણનો વિચાર જ અસહ્ય છે એવા મારા પ્રેમને લીધે મે એટલું જ કર્યું છે કે મેં મહાઇચ્છાને પ્રાર્થના કરી છે કે જે મારી પુત્રીના હિતમાં હોય અને મહેચ્છાના અગમ્ય હેતુઓ પ્રમાણે ઉત્તમ હોય એ કરે, અથવા જીવતી

રહીને એ સુખી થવાની હોય તો જ એની જીવનદોરી વણતૂટી રાખે. અંબુભાઈના ઉપચારનું જે અલ્પ સારું પરિણામ આજે જોયું તેણે મારા હૃદયમાં આશાનો પ્રકાશ પ્રકટાવ્યો; પણ આ રોગમાંથી એને બચાવ્યા પછી એનું ભાવિજીવન નિઃસંદેહ દુઃખમય રહેશે એ વિચારથી, અને એવું જીવન એને અર્પવું– સર્વ દુઃખની પૂર્ણ નિવૃત્તિનો જે એક જ ઉપાય એ પોતે માને છે તે છીનવી લેવો–એ સત્કાર્ય થાય કે નહિ એવી શંકાના ઉદયથી, આશાના એ પ્રકાશ ઉપર શોકઘેરી છાયા ફરી વળી. પણ મેં નિર્ણય કર્યો–દુઃખમય નિર્ણય કર્યો–કે આ કષ્ટમય સંસારમાં જીવવાથી એના ભાગ્યમાં ગમે તે હોય પણ કોઈ પણ ખરચે અને કોઈ પણ પ્રયત્ને એનું જીવન બચાવવા માટે ઉત્તમોત્તમ ઉપાયો કરવાથી અલ્પતમ અંશે પણ અચકાવું એ અસત્કાર્ય છે. હું એના જીવનરક્ષણ માટે પ્રાર્થના ન કરું, કારણ કે મારા તત્ત્વદર્શનની યોજના પ્રમાણે એવી કોઈ પ્રાર્થના ન કરી શકાય જે, ઈસુખ્રિસ્તની, ' પ્રભો, તારી ઇચ્છા અનુસાર હો, મારી ઇચ્છા અનુસાર નહિ,' એ પ્રાર્થનાથી વિક્ષેપ, કંઈ પણ વિશિષ્ટ અર્થ કે પરિણામ માટે હોય. હું સોળ વર્ષનો હતો ત્યારે જેનો મારા પિતાએ વિરોધ કર્યો હતો તે મારી આ પ્રકારની પ્રાર્થના મેં હજી જાળવી રાખી છે, અને હું જીવું ત્યાં સુધી એ પ્રાર્થના અને એને અંગેની મારા અંતઃકરણની ઔચિત્યભાવના તજવી અશક્ય છે. આ ઘડી સુધી એ ભાવનાએ મને ધનવાન થતો અટકાવ્યો છે; અને એ ભાવના, વિશેષ નહિ તો છેવટે મને દરિદ્ર બનાવે એવી મોંઘી છતાં, અનિવાર્ય ભાવના નીવડે–અને કદાચ અધિકતર હાનિ પણ કરે એવી નીવડે પણ ખરી. આ નોંધ લખું છું ત્યાં ઉપર જણાવેલી મારી ચિંતા શમી જાય છે, અને એને સ્થાને દુઃખવેદનાથી રહિત ગંભીરતર વિચારો આવે છે. એ વિચારો મને ઉપદેશે છે કે મારે મારા સમયનો આ પ્રમાણે દુર્વ્યય ન કરવો પણ ભૂતકાળની ખોટ અને ભવિષ્યની જરૂરિયાતો પૂરી કરવા માટે શું કરવું એની યોજનામાં અને એ અર્થે મારા નિવૃત્ત કાળ પાસે શો ભોગ માગવો એના વિચારમાં સમયનો ઉપયોગ કરવો. પણ એ વિષયનું દબાણ એવું નથી કે આ પુસ્તકમાં મારે મારા મનને હાલવવું પડે. આજે તો નહિ જ. મારા મન સમક્ષ ઉપસ્થિત થતા, આ સંક્રમણકાળે આપદ્રૂપ અને ચિંતાકારણ બનતા, અનેક નાના અને મોટા પ્રશ્નો છે.

૨૯મી સપ્ટેંબર, ૧૯૦૧.

અહીંના કલેક્ટર મિ. કાબરાજી મને ઑનરરી ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટનું પદ સ્વીકારવાને કહેવા આવ્યા હતા. સ્થાનિક મામલતદારે મને પૂછ્યું કે હું મ્યુનિસિપલ બોર્ડનું સભ્યપદ સ્વીકારું કે નહિ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે મને ગુજરાતી બુકકમિટિમાં રહેવાનું નિમંત્રણ આપ્યું. મેં તો મારા સિદ્ધાંત અનુસાર, જેમ ફી આપનારા અસીલોને ના કહું છું તેમ, આ કૃપાઓનો અસ્વીકાર કર્યો. એમાં નોંધવા જેવું બીજું નથી, પણ એ જ છે કે સાભાર અસ્વીકારની કલામય સુભગ રીતનો મને મારામાં અભાવ જણાય છે. નિવૃત્તિને પરિણામે મારું માનસ રીતભાતમાં અવ્યવહારુ થતું જણાય છે, અને એ પરિવર્તનને ખેદકર માનવું કે સત્કાર્ય ગણવું એ મને સમજાતું નથી.

૨૦મી ઑક્ટોબર, ૧૯૦૧.

તા. ૨૩મી અને ૨૪માએ લીલાવતીની સ્થિતિ અત્યંત ગંભીર હતી. + છેવટ મારે એના ઉપચારો હોમિયોપથીથી કરવાનું મારા હાથમાં લેવું પડ્યું. ખેડાના સિવિલ સર્જ્યન ડૉ. મણિલાલે કહ્યું કે રોગ તૃતીય કક્ષામાં છે અને અસાધ્ય છે, અને હોમિયોપથીથી સુધારો થયો છે તો તે જ દવા ચાલુ રાખવી. હોમિયોપથ ડૉ. જમનાદાસ પ્રેમચંદે પણ એ જ નિદાન કર્યું અને હું ક્રૉસેરા અને આર્પિટઝિયા આપું છું તેમાં ફૉસ્ફરસ અને ઑક્સિજન વાયુનું શ્વસન ઉમેરવાનો સુધારો સૂચવ્યો. ઑક્સિજનશ્વસનનો વિચાર મને સૂઝ્યો હતો, પણ સાધન લભ્ય નહોતું. તે ડૉ. જમનાદાસ આણી આપશે. ક્રૉસેરા અને આર્પિટઝિયાથી તાવ અને ઉધરસમાં મને આશા હતી તેથી વિશેષ ઘટાડો થયો છે અને જુલાઈમાં મેં ચાર્ટ (નોંધ) રાખવાની શરૂઆત કરી ત્યાર પછી કદાપિ નહિ થયેલો એવો સુધારો દેખાય છે. અવશ્ય, સંપૂર્ણ મૂલ રોગથી મુક્તિની આશા નથી, પણ લીલાવતીનું કષ્ટ ઓછું થયું તેથી અમારી ચિંતા ઘણી ઓછી થઈ.

૧૦મી નવેંબર, ૧૯૦૧.

હોમિયોપથીથી લીલાવતીને સારો સુધારો જણાય છે. સુધારો ચાલુ રહેશે કે નહિ, એ સારી થશે કે નહિ તે તો પ્રભુ જાણે. મારી ચિંતાઓમાં અને મારા ખર્ચમાં ઉમેરો કરનારું બીજું કારણ છે પ્લેગ. પ્રભુ જાણે આ બધાંનો અંત ક્યાં આવશે. માનવના આધિ-

વ્યાધિ-ઉપાધિનું કાર્ય માનવને ઉચ્ચતર ઉદ્દેશો માટે સંસિદ્ધ કરવાનું છે, પણ અવિરત આપત્તિઓ માનવની પ્રકૃતિને પરાહત કરે છે, અને એમાં પણ પ્રભુનો અનિષ્ટમાંથી શુભ સાધવાનો હેતુ હોય તો તે પણ પ્રભુ જાણે.

\+ + +

૧૨મી નવેમ્બર, ૧૯૦૧.

બિચારી લીલાવતીનાં ફેફસાંઓનો લગભગ ક્ષય થઈ ગયો છે, એ કારણે એ બેહાલ બની છે. આ પરિણામ માટે દોષ છે મારા જમાઇનો અને એનાં કુટુંબજનોનો, અને એવું અયોગ્ય કુટુંબ પસંદ કરવાનું અક્ષમ્ય પાપ કરવા માટે મારો. એ મારા આશીર્વાદ વાચ્છે એ ન્યાય્ય છે અને એ આશીર્વાદ હું એને આપું છું; પણ– સમયે સમયે મારી પુત્રીને પ્રભુ જે સ્થિતિમાં મૂકે એ સ્થિતિમાં– એ પુત્રીના ક્ષેમ અને કલ્યાણને પ્રતિકૂળ બને એ સર્વનો એને–મારા જમાઈને–નિષેધ કરવો એ મારે ભાગ્યે આવી પડે છે. યુરોપમાં હોય છે એવી સ્વયંવરા પુત્રીની વાત જુદી હોઈ શકે; પણ જે પિતા પુત્રીને પોતાની જવાબદારીએ પરણાવે એને જુદી દૃષ્ટિનું અને જુદી રીતનું કર્તવ્ય પ્રાપ્ત થાય છે.

૨૭મી ડિસેમ્બર, ૧૯૦૧.

ઑક્ટોબર ૧૮૯૮માં નિવૃત્તિ લીધા પછી મેં આજ સુધીમાં શું કર્યું ? ૧૮૯૮થી ૧૮૯૯ : કાઠિયાવાડમાં પ્રવાસ; અમદાવાદ, પાટડી, વીરમગામ, સુરત અને નડિયાદમાં વકીલાતના ધંધાનું અવશિષ્ટ કાર્ય; જયંતીનાં લગ્નની તૈયારીઓ; રમણીકનું અધ્યાપન; લાંબી બીમારી અને મૃત્યુથી બચ્યા પછી આરોગ્યની પુનઃપ્રાપ્તિના પ્રયત્નો તથા અશક્તિનો સમય; કૌટુંબિક પ્રકીર્ણ વ્યવસ્થાઓ અને ડાકોરજીના ટ્રસ્ટની યોજના; અને આરામ અને નિવૃત્તિસમયના કાર્યક્રમની અને સમયપત્રકની રચના; મારી નવલકથાના ચોથા ભાગનો આરંભ; અને એક માસ મુંબઈમા અને અન્યત્ર; અમદાવાદમાં ભાષણ.

૧૯૦૦ : રમણીકનું અધ્યાપન; બહેનને ત્યાં લગ્નમાં હાજરી; મુંબઈ, સિદ્ધપુર, વડનગર અને વીરનગરનું પર્યટન; મારી નવલકથાના ભાગ ચોથાનું સમાપન, અને મારા કાર્યક્રમનો પ્રાયોગિક

આરંભ; સાક્ષરજીવનનું લેખન; અમદાવાદમાં ભાષણ; મારી નવલકથાના બીજા ભાગનાં અને 'સ્નેહમુદ્રા'નાં પ્રૂફોનું શોધન.

૧૯૦૧ : પ્રમાણ–સામગ્રી એકત્ર કરીને ખેડા સેન્સસ કમિટીને (વસતિગણના સમિતિને) મોકલેલા માનવવંશશાસ્ત્રીય વિષયોને લગતા અહેવાલો; મારી નવલકથાના ચોથા ભાગનાં કટાળો આપતાં લાંબાલચ પ્રૂફશીટોનું શોધન; 'સાક્ષરજીવન'ના મોટા ભાગનું લેખન; 'Marriage Forms under Ancient Hindu Law' (પ્રાચીન ધર્મશાસ્ત્રો પ્રમાણે વિવાહના પ્રકારો) વિશેના વ્યાખ્યાન–પત્રનું લખાણ; અને એના ૨/૩ નું (મલબારીના East and West ના ડિસેંબર અંકમાં પ્રકટ થયેલ ભાગનું) પુનર્નિર્માણ; Giles ના અને સરકારના પ્રહારનો ભોગ બનેલી મલબારી કૃત 'સંસારિકા' વિશે મારા અભિપ્રાયપત્રનું અને નોંધપત્રનું લેખન; ઋગ્વેદનાં સૂક્તોનું, અંશતઃ વાચન, અને શંકરકૃત 'શારીરક,' મેક્સમૂલરરચિત 'Home of the Aryans' શોપનહાઉર રચિત 'World as Will, and Idea,' Story of the Nations Seriesમાંનો 'Mediaeval and Vedic India' એ ગ્રંથ, પ્રાચીન ઇતિહાસ (ઇજિપ્ત વગેરેનો), Zend-Avesta વિષયક Sacred Books of the East, રામાયણ (બાલકાંડ), ઇત્યાદિ ગ્રંથોનું વાચન; ભારતીય પ્રશ્નોના રાજકીય અને સામાજિક અધ્યયનો, કાયદો અને વકીલાતનું થોડુંક કાર્ય; માર્ચ માસથી લીલાવતીની માવજત અને એને માટે હોમિયોપથીનો અભ્યાસ; આબુ અને પાલણપુરનો પ્રવાસ; એમ.એ.ની પરીક્ષા માટે ગુજરાતીના અભ્યાસક્રમોની રચના તથા કમિટી જોડે એની ચર્ચા; છોટાલાલ મૂલચંદની નાટકમંડળી માટે એક નાટકનું નિષ્ફળ લેખન; યુનિવર્સિટી માટે નારાયણ મહાદેવ પરમાનન્દ પારિતોષિકપત્રોના નિબંધોનું પરીક્ષણ; અને જુલાઈ–ઓગસ્ટથી નડિયાદમાં પ્લેગ છે તે દરમ્યાન નિજની, કુટુંબની અને લીલાવતીની રક્ષાચિંતા; આવકજાવકના અંદાજમાં પડેલી ખોટ પૂરી કરવાના પ્રયત્ન; મોતીશંકરને, બલવંતરામને અને રમણીકશંકરને એમની પ્રગતિદિશા અને જીવનપ્રવૃત્તિ પરત્વે માર્ગસૂચન.

પણ સમગ્ર વર્ષ દરમ્યાન મારા મનને સતત અને સર્વથા ઉદ્યુક્ત રાખતું કાર્ય હતું લીલાવતીની માવજત, અને એણે મને

એવી માનસિક, આર્થિક, સામાજિક અને બૌદ્ધિક તન્મયતામાં રાખ્યો કે જૂન માસથી મારું સમયપત્રક પૂર્ણતઃ નષ્ટ થયું અને મારા વાર્ષિક, દિવાળીના, મુંબઈગમન માટે પણ મને અનુકૂળતા ન રહી. મહેચ્છા! મારા વ્યવહારવિષયો અને વિચારો હું તને સોંપી દઉં છું! મૃત્યુ માટે હું તત્પર છું, પણ મારું કર્તવ્ય મને મૃત્યુ-વાંચ્છાથી રોકે છે! + + લીલાવતી જેવી ક્ષયરોગીને તેં મારી દ્વારા મેળવી આપેલા ભાઈ જેવા, સ્નેહલ અને સદા જાગરૂક ડૉકટરો કનેથી વધારે સારી ચર્યા મળવી જોઈતી હતી. એમાં મને હસ્તક્ષેપનો અવકાશ ન મળવો જોઈએ. છતાં, ડૉકટરોના હાથમાં એનો રોગ વધ્યા કર્યો, રોગના પ્રથમ ક્રમમાંથી બીજામાં, અને બીજામાંથી ત્રીજામાં એ ગયો, કારણ કે એમએ એના રોગનિવારણાર્થે અને લાભાર્થે જે કર્યું તે હાનિકારક નીવડ્યું; અને એ સહ્ય દુઃખમાંથી અસહ્ય વેદના વેઠતી ચાલી; સુધારો થવાને બદલે રોગના ઉથલાઓ થયા! હું સામાન્ય અશાસ્ત્રજ્ઞ, ઔષધોથી અજાણ, માનવ; મને સ્વપ્નમાં પણ એનો ઉપચાર કરવાની ઇચ્છા નહોતી, અને સારો ફાયદો કરીશ એવી આશા નહોતી. પણ મારી અનિચ્છા છતાં તેં મને એવી ફરજ પાડી, અને કેવળ કર્તવ્યદૃષ્ટિથી મેં કરેલા ઉપચારથી, મને નિમિત્ત બનાવીને, તેં એને દુઃખમાંથી શાંતિ આપી અને કદાચ રોગમુક્ત પણ કરે! + + અને છતાં, હું ઉપચાર કરું છું એનું સુપરિણામ આવશે એવી અપેક્ષા સેવવાનો કે ન સેવવાનો મને શો અધિકાર છે? કાચનાં પાત્રો પડ્યાં તેનાં જે વિભિન્ન, અનપેક્ષિત, આશ્ચર્યજનક પરિણામો આવ્યાં એ આગળથી કલ્પવાનું જેમ મારું સામર્થ્ય નહોતું, તે જ પ્રમાણે પરિણામની અપેક્ષા સેવવાનો મને અધિકાર નથી. દવા આપવાની પ્યાલી એના સ્થાનથી ચાર ફૂટ નીચે પછડાઈ, ત્રણ શીશીઓ હમણાં જ ઊપલીને નીચે પડી, અને એ પાત્રોને લેશ પણ ઈજા ન થઈ! વર્ષો પહેલાં મુંબઈમાં એક કલાકને અંતરે બે આશ્ચર્યજનક ઘટનાઓ બની: કાચનો એક પ્યાલો મારા ઘરના ત્રીજા માળથી છેક નીચે, ગટરમાં પડ્યો અને એમાં જરા જેટલી તડ પણ ન પડી, જ્યારે એક મજબૂત કાચની બાટલી જરાક હળવો હાથ લાગતાં પા ઇંચની પેડલી ઉપરથી નીચે ગબડી પડી અને તૂટી અને સો જેટલા ટૂકડા થયા! આવી છે ભાગ્યવિધાતાની અને મનુષ્યની, મનુષ્યના જીવનપ્રસંગો પરત્વે અને જીવન પરત્વે પણ

ગણતરીઓ! અને છતાં, આવી નિશ્ચિત બુદ્ધિ છતાં, કર્તવ્ય મનુષ્યનો કેડો મૂકતું નથી અને મનુષ્યને કુદરતના આ દ્યૂતગૃહનો વેપારી અને સટ્ટાખોર જુગારી બનાવીને સંસારમાં ધકેલે છે! ખ્રિસ્તે કહ્યું તે જ યોગ્ય છે, 'પ્રભો, તારી ઇચ્છા હો, મારી નહિ' મારે તો, આપણા લોકોએ કહ્યું છે તે પ્રમાણે, કર્તવ્ય આચરતાં નિરાશામયિ આશા રાખવી પડે:

**अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत्।**

આ છે મારો અર્થ અને એ માટેનું મારું કર્તવ્ય આચરવામાં મારે માત્ર અજર અને અમર નહિ પણ, ખરા પ્રાજ્ઞો નિષ્ફળ બનતાં મારે એમનો અંચળો ઓઢવો પડ્યો તેથી, પ્રાજ્ઞ પણ બનવું જોઈએ. દુર્યોધન જોડે શાંતિની વિષ્ટિ કરવા ગયા ત્યારે કૃષ્ણે પણ વિદુરને આવું કહ્યું હતું.

૨૮મી ડિસેંબર, ૧૯૦૧

ડૉ. શિવનાથે અમને કહ્યું તેમ લીલાવતીનો વ્યાધિ આશા અને ભય વચ્ચે ગતાગત કર્યા કરે છે. આજે એ અત્યંત અસ્વસ્થ છે.

\+ \+ \+

ઓક્સિજન આપ્યો તેથી લીલાવતીને સંવેદનતંતુઓનો અત્યંત પીડાકર દુખાવો નવો શરૂ થયો છે, અને હોમિયોપથીથી મળેલી થોડી શાંતિ નષ્ટ થઈ છે. આ સ્થિતિ શાથી થઈ! ડોક્ટરોનું પુસ્તક વાંચીને હું એ અજમાવવાને લલચાયો તેથી, અને આકરો તાવ અને સંવેદનતંતુનું દર્દ થયું તે છતાં ડોક્ટરોએ મને એ અજમાવવાનો આગ્રહ કર્યો તેથી. આ વ્યાધિનો એમની પાસે ઉપાય નથી, અને એથી જે હાનિ થઈ તેનું મુખ્ય રોગમાં સુધારારૂપ કંઈ જ વળતર નથી.

\+ \+ \+

અને અરે દૈવ! અમારી પાછળ જ પ્લેગના કેસ બન્યા છે તે છતાં અમે શહેર છોડીને જઈ શકીએ તેમ નથી કારણ કે લીલાવતીને ખસેડવામાં એની જિંદગીનું જોખમ છે અને મારું તથા મારી પત્નીનું મુલાયમ શરીર હેરફેરથી વિશેષ આપત્તિ ઉપજાવે, અને છે તેથી અનિષ્ટતર સ્થિતિ આણે એવો ભય છે. અમારી જંગમતા શૂન્ય છે; બળતી છાપરીમાં બાંધેલા ઢોરથી અમારી દશા સારી નથી. જીવન-વ્યવહારમાં ધ્રુવની સંભાવ્યથી પ્રથમ, અને સંભાવ્યની શક્યથી પ્રથમ,

પસંદગી કરવી એ અમારું કર્તવ્ય સમજાય છે. અત્યાર સુધી એ સમજણે ખરી દિશા દર્શાવી છે, અત્યારે પણ એ જ ખરી દિશા દર્શાવશે. અલ્પતમ આટલું તો આશ્વાસનકારણ છે જ કે મારી પુત્રીનું ભાવિ જે હોય તે, અમારું પણ જે ભાગ્ય હોય તે, પણ —મારુ પ્રવૃત્તિમય જીવન ચાલુ રહ્યુ હોય તો મારી અંગત કાળજીનો જે અભાવ નીપજ્યો હોત તેવી કોઈ ઉપેક્ષાનો ભોગ મારી પુત્રી નથી બની એવી મને પ્રતીતિ રહેશે. એ પણ મારે મન અલ્પ નથી.

૯મી જાન્યુઆરી, ૧૯૦૨.

ગઈ કાલે સાંજે ૫–૩૦ વાગ્યે બિચારી લીલાવતી મૃત્યુ પામી. એનું દુઃખમય, વિમલ નિષ્કલંક જીવન સમાપ્ત થયું. એણે પોતાની આહુતિ આપી–હિંદુસમાજ–વ્યવસ્થાને કંઈક સુધારાને અનુલક્ષવા છતાં એનું બાલલગ્નમાં કન્યાદાન કરનારા એના પિતાના અધિકારના પ્રભાવને, અને પતિની, સાસુની અને સસરાની એણે જે સેવા કરી એ સેવાની ભાવનાને. આ ક્ષણે મારી મનોવેદના તાજી અને મને અભિભૂત કરનારી છે તેથી તત્કાળ હું વિશેષ લખી શકું તેમ નથી, માત્ર એટલું જ લખું છું કે આ લોકોથી એને છોડાવવા માટે હું સર્વહિતદર્શી પ્રભુને દોષ આપી શકતો નથી. મને તો તત્ત્વજ્ઞાને અને અભ્યાસે–પડેલી ટેવે-સંપૂર્ણતઃ કઠિન નહિ પણ પ્રમાણમાં કઠિન બનાવ્યો છે; અને મારી પત્નીના હૃદયને આશ્વાસન દુર્લભ છે. એ બીજી આપત્તિ દૂર કરવાનો મને માર્ગ સૂઝતો નથી. એના જીવનને આટલું કષ્ટમય બનાવનાર અને એની શક્તિઓને આટલી અવિશેષ કસનાર એના હૃદયદ્રાવક દુઃખનો હજી આરો દેખાતો નથી.

૧૧મી જાન્યુઆરી, ૧૯૦૨.

મારા આ બધા તત્ત્વજ્ઞાન છતાં લીલાવતીને કારણે થતી મારી અંતર્વ્યથાને ખંખેરી નાખવાનું, અશ્રુના પ્રવાહને રોકવાનું પણ, સર્વથા શક્ય નથી. એની ચિંતા કરતું હૃદયમાર્દવ અને સહાનુભૂતિ કરતો સમાજ બંને એ મધુર મૃતબાલાની સ્મૃતિઓને જાગ્રત કરે છે અને માનવસહજ પ્રકૃતિ—સ્નેહની મર્મદારક વ્યથા–પોતાનો સર્વવિજયી પ્રભાવ વિસ્તારે છે.— લીલાવતીએ એક અઠવાડિયું અસહ્ય કષ્ટમાં વીતાવ્યું—એ કષ્ટમાં એ અમળાતી તરફડતી રહી. પ્રમાદથી સૂચવાયેલા ઓકિસજને સંવેદનતંતુઓનો ઉગ્રતમ વ્યાધિ ઉપજાવ્યો; રટનની વેફર મિત માત્રામાં આપવાથી એ વ્યાધિ લગભગ

મટયો. મુંબઈથી અને અમદાવાદથી સર્વ ડૉક્ટરોએ મને, એ વ્યાધિ છતાં, ઑકિસજન ફરી ચાલુ કરવાનો આગ્રહ કર્યો. દુર્ભાગ્યે એની અલ્પ અજમાયશ કરવી એને મેં મારું કર્તવ્ય માન્યું, જેને પરિણામે અતિ-દારુણ તંતુવ્યાધિ ચાલુ થયોઃ સ્ટર્નની વેફારો રોજ બે વાર આપવાથી દુઃખ કંઈક ઓછું થયું, જ્વર અને માથાનો દુઃખાવો બંને ચાર દિવસ સુધી અટકયા, અને પછી તો એકાએક એ મૃત્યુને ઉંબરે જઈ પહોંચી. ૩૧મી ડિસેંબરે અમે ભ્રમમાં પડયા કે એને ડિસ્ટીરિયાની અસર છે, પણ લીલાવતીની અધિકતર બુદ્ધિમત્તાએ અમારો એ ભ્રમ દૂર કર્યો. એણે એમને કહ્યું,' આ હિસ્ટીરિયા નથી—હું પૂરેપૂરી ભાનમાં છું, પણ મારી દૃષ્ટિ માત્ર આકાશને જ દેખે છે, અને જુઓ મારા હાથ પગ ઠંડા થઈ ગયા છે, અને મારે માથે અને છાતીમાં પરસેવો છે! મને ગરમી આપો!' અમે ચેતી ગયા, ઉત્તેજક ઔષધો આપ્યાં, શેક કર્યો; એ બાલા પોતાનો અંત નજીક છે એ જાણી ગઈ અને વારંવાર બોલ્યા કરી :

'ઓ દાદાજીના પ્રભુ–મોટાકાકાના પરમાત્મા–લહેરીબાના વહેમી પરમેશ્વર! પ્રભુ! પરમાત્મા!'

અને ત્યારે એને લાગ્યું કે પોતે બચી ગઈ છે; એ જીવતી રહી. અને સાંજે તો એટલી સારી હતી કે એણે એની માને નમ્ર ઠપકો આપ્યો કે મોટાકાકા રાખે છે એવું ધૈર્ય કેમ નથી રાખવી. ત્યારે એ ચૈતન્યપૂર્ણ હતી અને એને જીવનાશા પાછી પ્રાપ્ત થઈ હતી. પણ સવાર પડવા સાથે સંવેદનતંતુનો એનો દુઃખાવો ફરી શરૂ થયો અને એ દારુણ દુઃખમાંથી એને બચાવવાની લાલચમાં મેં એને, એની માતાનો વિરોધ છતાં, ફરીફરીને વેફરો આપી. તંતુઓનો દુઃખાવો મટયો પણ હૃદયની શક્તિ પણ ઘટી. બીજે દિવસે હૃદય અને નાડીની ગતિ ધીમી પડી. ડૉ. રામસિંગે હોમિયોપથી ઉપરાંત ડિજિટેલિસ, એમોનિયા મિક્ષ્ચર અને બ્રાંડી આપીને એને ટકાવી રાખી—પણ ધીમે ધીમે એ ઊંડી ઊતરવા લાગી. દિવસો સુધી એ પડી રહી,—ઔષધિ પછી ઔષધિ લેતી,' મોટાકાકા, આ નથી સહેવાતું ' એમ રટતી, પોતાને બોલાવી લેવા માટે પ્રભુને પ્રાર્થતી અને કંઈ બોલે ત્યારે પ્રભુનું રમરણ કરતી પડી રહી; પણ એક દિવસ એણે અમને ચકિત કર્યા; એ આહાર માગવા લાગી,

વધારે ને વધારે, વારંવાર; ડૉક્ટરે આવીને કહ્યું કે એની નાડી અટકી ગઈ હતી, એ ત્વરાથી જતી હતી! થોડોક ભારે શ્વાસ થયો; અંતિમ ક્રિયા માટે એને સોંપ લીધી; એ એના હાથમાંની બંગડી, એ એની મધુર તેજસ્વી મુખમુદ્રા અને એની શ્વસનક્રિયાની વિરતિ જોઈ રહેલો, બેઉ હાથ જોડીને એના પવિત્ર આત્માને— પરમાત્માનું તાદ્રૂપ્ય સાધીને પવિત્રતર બનેલા આત્માને—પ્રાર્થના કરતો હું ચોકની કિનાર નજીક ઊભો રહ્યો.—અને એની શબવાહિનીને લોકો ઊંચકી ગયા, દૂર અને દૂર, મારા અવનત મસ્તક અને હૃદયની નજીક થઈને, મારા નમ્ર આત્માથી દૂર અને દૂર. એની જનનીનાં રુદન અને ચીત્કારો ગગનને ચીરી રહ્યાં! હજી દશેક દિવસો અગાઉ મેં દક્ષિણામૂર્તિસ્તોત્રનો શ્લોક એને બોલી સંભળાવ્યો હતો, સમજાવ્યો હતો :

'विश्वं दर्पणदृश्यमाननगरी' ઇત્યાદિ.

એ શ્લોક તો એના જિહ્વાગ્રે હતો, પણ એને મારે મુખેથી સાંભળીને સ્મરણ–સંસ્કાર તાજા કરવા હતા. અને ત્યારે મેં દક્ષિણામૂર્તિની કથા પણ કહી હતી. એની માતાએ કે કોઈ બીજીએ વિનોદમાં લીલાવતીને કહ્યું હતું, 'લીલાવતી મને તો લાગે છે કે તને મઠમનો અવતાર આવે તો ગમે ખરું!' અને એ સાંભળીને એણે કંઈક ક્રોધથી એકદમ ઉત્તર વાળ્યો હતો :

'તે એ લોકો શું ખોટા છે? હજાર વહેમોમાં ભળી આપણા લોકો કેટલાં જૂઠાં બોલે છે અને કહે છે કે અમે ધર્મ કરીએ છીએ! એના કરતાં જે જૂઠું બોલતા નથી એ લોકો શું ખોટા છે?'

આવી હતી એની સત્યશ્રદ્ધા! આવું હતું એની કેળવણીનું અને કસોટીનું ઉજ્જવલ પરિણામ! એનું પ્રયાણ થાય છે એવા પતિ કનેથી, એવા સસરા કનેથી, એવી સાસુ કનેથી, જેઓ આવી વધૂને યોગ્ય નહોતાં, જેઓને આ અમૂલ્ય ધનની કિંમત નહોતી, જેઓએ મારી પુત્રીના ભાગ્યવિનાશની સાથે પોતાનો પણ ભાગ્યવિનાશ કરવામાં કંઈ બાકી ન રાખ્યું!

૧૩મી જાન્યુઆરી, ૧૯૦૨.

તો, લીલાવતીને આવા વરને અને આવા કુટુંબમાં કેમ પરણાવી? એમાં દોષ મારો નથી! આ પ્રશ્નો મારા હૃદયને વિદારે છે...

બીજા કેટલાક કુમારો લભ્ય હતા, એક નડિયાદમાં, બીજા અન્યત્ર.

હિંમતભાઈ—લીલાવતીનો વર—ત્યારે મુંબઈમાં એલ્ફિંસ્ટન હાઈસ્કૂલમાં વિદ્યાર્થી હતો, વર્ગમાં સાધારણ રીતે ઉચ્ચ સ્થાન રાખતો, સુશીલ, આશાપ્રદ હતો, અને લીલાવતીથી દશ વરસે મોટો હતો. ચોવીસ વર્ષનો એ યુવાન મારી ચૌદ વર્ષના પુત્રીની સદ્‌બુદ્ધિપૂર્વક જાળવણ રાખે એવી અપેક્ષા હતી. + + એના પિતા ત્યારે કુલીન અને ઉદાર-હૃદય સ્નેહલ સજ્જન હતા અને હજી એક વર્ષ અગાઉ પણ એવા જ હતા. + + મારી એમનામાં સેવેલી આશાઓની ગણતરી સાચી હતી એમ હુ માનુ છુ. હુ પોતે ત્યારે માત્ર ૨૮ વર્ષનો હતો અને એ યુવકથી લગભગ અપરિચિત હતો પણ સર્વત્ર એના વિશે સારા અભિપ્રાય સાંભળતો. મારી ગણતરીમૂલ એ હતી કે, એ વખતે દુર્દશાએ પહોચેલા મારા કુટુમ્બે કર્યુ હતુ તેમ, એ કુટુંબ પણ સમય વીતતાં અને પુત્રો મોટા થતાં પોતાની આર્થિક વિષમતાઓને દૂર કરશે એવું મે માન્યું હતું હિંમતભાઈનો ભત્રીજો લગભગ લીલાવતીના વયનો હતો, અને મારી પુત્રી માટે વર પસદ કરવામાં વરનું જે વય મેં નક્કી કર્યું હતું એટલુ વય એનુ નહોતુ. આ વય નક્કી કરવામાં મારો સિદ્ધાંત એ હતો કે વહુ એને ઘેર આવે ત્યારે એની જાળવણુ રાખવાની શક્તિ વરની હોય. એ સિદ્ધાંતે આજ સુધી, છેવટ મારા કુટુંબના ઘણા કિસ્સાઓમાં, અને અન્ય કુટુંબોના થોડા કિસ્સાઓમાં, મારી અપેક્ષાઓ પૂર્ણ કરી છે. + + લીલાવતીના કિસ્સામાં, અપવાદરૂપે, એમાં નિષ્ફળતા મળી, પણ મારી પુત્રીએ એમની સાથે, અલબત્ત એમના ઉપર નિયમન રાખીને, સારું નભાવ્યું હતું, જો કે એમાં મુશ્કેલી નહોતી પડતી એમ નહિ

આ પરિસ્થિતિમાં મારું અંતઃકરણ પુત્રીના દુર્ભાગ્ય માટે મને ડંખતું નથી. છતાં વર પસંદ કરવાની જવાબદારી અને પરિણામ માટે તૈયારી પિતાને શિરે નહિ પણ કન્યાઓને શિરે રહેવા દીધી હોય તો એ વિશેષ ડહાપણનો અને નીતિનો માર્ગ થાય એવું મને લાગે છે.

૧૫મી જાન્યુઆરી, ૧૯૦૨.

લીલાવતીને હું અને એની માતા હમેશાં શીખવતાં કે શી રીતે પતિની અને પતિનાં કુટુંબજનોની સેવા કરવી, અને કર્તવ્ય કર્યું

એ વિચારમાં જ આશ્વાસન અને ફલ માનવું. એ કાર્ય બજાવવાને એ સમર્થ હતી; અને એના સાખપાડોશી છગનલાલે દ્રાવક રીતે સાક્ષ્ય પૂર્યું હતું તે પ્રમાણે એના દેહે એનું મૂલ્ય ચૂકવ્યું. ગયા શિયાળામાં લીલાવતી અને એનું શ્વશુરકુટુંબ જૂનાગઢમાં હતાં અને સૌને વારંવાર તાવ આવતો હતો ત્યારે લીલાવતી સૌમાં નાની હોઈને સેવામાં તત્પર રહેતી અને એમાં એટલું લક્ષ આપતી કે બીજી કોઈ સામાન્ય પુત્રવધૂ શરીરે નરવી હોય તો પણ ન આપે. સૌ એણે કરેલી શુશ્રૂષા, એમાં એને એ.છો પરિશ્રમ પડે એવો અલ્પતમ પણ પ્રયત્ન કર્યો વિના, પૂરેપૂરી સ્વીકારતાં; એટલું જ નહિ, પણ પોત અસહ્ય અવસ્થાએ પહોંચી ન હોય તો લીલાવતી કદી ન કરે એવા, ઉંહકારા કે થોડી ફરિયાદ એ કરે તો તે કારણે તેઓ એને મહેણાં મારતાં. એની ફરિયાદોને અવગણવામાં આવતી; શિયાળાની સખત ટાઢમાં એ ટાઢે ભોયતળિયે, ઉષ્ણતાના ઉપાયો વિનાની, લેશ પણ આરામ વિના એમની અપેક્ષાથી અધિક સેવામાં મોડી રાત સુધી બેસી રહેતી તે ચલાવી લેવાતું. + + અને જ્યારે એને તાવ આવ્યો હતો, ટાઢની ધ્રુજારી ચડી હતી, ઓઢવા માટે કામળાઓની જરૂર હતી, ત્યારે કોઈએ એ બાબતોનું ધ્યાન નહોતું ગણ્યું. એ એમની એમ પડી રહેતી અને પોતે પોતાના શરીરનાં ઘણાં લાડ કરે છે એવાં કઠોર વચનો સાંભળ્યા કરતી. + +

મને એની આ દશાની ગંધ આવી એટલે મેં પત્રો લખીને એમને સૌને લીલાવતી સાથે નડિયાદ હવાફેર માટે આવવાનું નિમંત્રણ આપ્યું. એમણે મને છેતર્યો કર્યો—આ સથવારે કે પેલે સથવારે લીલાવતીને મોકલવાના વાયદાઓ ર્ક્યા, અને ઉત્તમ સથવારો મળતો હોય ત્યારે પણ એને મોકલી નહિ. મારી ખાતરી થઈ કે એ લોકો મને બનાવે છે, એટલે મે એમના જ ડૉક્ટરને લખ્યું કે લીલાવતીને તપાસો અને એના આરોગ્ય માટે એને પિયર મોકલવાની જરૂર છે કે નહિ તે જણાવો. એ પ્રમાણે એને ડૉક્ટરે તપાસી અને પૂર્ણ આરામ ફરમાવ્યો. છતાં તેઓ એમને ત્યાં જ રોકી રાખવા ઇચ્છતાં હતાં, અને જ્યારે લીલાવતી સ્વેચ્છાએ રોકાય એ શક્ય ન રહ્યું—ત્યારે એ બધાં એની સાથે આવ્યાં—અને અહીંના ડૉક્ટરે લીલાવતીને ક્ષયગ્રસ્ત જાહેર કરી.

મારી પુત્રીને, મારે ઘેર, ડૉ. રામસિંગના ઉપચાર શરૂ ર્ક્યા.

એનું શરીર ક્ષીણ હતું. એના સાસરિયાં મારે ઘેર ૭ મહિના રહ્યા. મારી બુદ્ધિશાળી, સમજુ, ડાહી પુત્રીએ મીઠાશથી એના પતિને ઉપદેશ આપ્યો કે એ જૂનાગઢ જાય અને કમાણી તથા બચત વધારે, જેથી પોતે જૂનાગઢ પાછી આવે ત્યારે આપત્તિનું પુનરાવર્તન ન થાય + + એ ગયા, મારી પુત્રી પ્રત્યે સદ્ભાવ સાથે; પણ આગળ ઉપર એના રોગની ઉગ્રતાના સમાચાર મળ્યા ત્યારે અંતિમ મિલાપ માટે આવ્યા નહિ કે આવી શક્યા નહિ.

અમે આબુ ગયાં ત્યારે મારી મધુરી, શાણી, સદ્ગુણી પણ અભાગિણી પુત્રી સો વાર જેટલું અંતર પણ ચાલી શકતી નહિ, તે ત્યાં ગયા પછી પંદર દિવસમાં ત્રણ માઈલ ચાલતી થઈ. ઋતુ પલટાતાં અમારે નડિયાદ આવવું પડ્યું; એને આબુનો વિશેષ લાભ ન આપી શકાયો. અમે પાછાં આવ્યાં ત્યાર પછી અસાધારણ તાવને લીધે એની તબિયત લથડી; ડૉક્ટરોએ એની તબિયત આબુ ગયાં તે સમયે હતી તેથી વધારે બગડેલી જાહેર કરી.

ડૉક્ટરો હતાશ બન્યા ત્યારે એમની સંમતિથી વૈદ્ય મંછુભાઈના ઉપચાર આદર્યા. એમનાં ઔષધોએ આરંભમાં ગુણ કર્યો, પણ પછી એ નિષ્ફળ નીવડ્યાં. એને ગુણ ન કરે એવી–ડૉક્ટરની અને વૈદ્યની–દવા આપવાનો અર્થ ન રહ્યો. મારે માટે એક જ માર્ગ રહ્યો: પુત્રીને નિસર્ગને આશ્રયે રહેવા દેવી અથવા જે મારું ક્ષેત્ર નહિ તેમાં મારી બુદ્ધિના પ્રકાશનો ઉપયોગ કરવો–અર્થાત હોમિયોપથી અજમાવવી. નિસર્ગને આશ્રયે પુત્રીને મૂકું તો રોગ અસાધ્ય છે છે તેથી કંઈ કરવામાં આવતું નથી એ વિચાર એને આઘાતજનક નીવડે. હોમિયોપથીથી હાનિ કંઈ ન થાય, તેથી એની અજમાયશ કરવી એ મારું કર્તવ્ય બન્યું. એ અજમાયશ કરી, એથી તાવ કમતી રહેવા લાગ્યો અને એ છૂટથી શ્વાસ લેવા લાગી, ખોરાક લઈ શકી અને એને ઊંઘ આવવા લાગી. એના મરણને આગલે અઠવાડિયે એની છાતી તપાસીને ડૉ. રામસીંગે કહ્યું કે બે મહિના વીત્યા છતાં સ્થિતિ પૂર્વવત્ ટકી રહી હતી, વિશેષ હાનિ કંઈ નહોતી થઈ. આ લાભ ઓછો નહોતો એમ જણાવીને એણે હોમિયોપથી ચાલુ રાખવાની સલાહ આપી; કારણ કે એમને મતે આટલો સારો સુધારો એ ઉપચારથી જ થયો હતો, પોતાની એલોપથિક દવાઓ આપી હોત તો ઘણા સમય પહેલાં એના જીવનનો અંત આવ્યો હોત.

એટલે મારી ભૂલ એ થઈ કે મેં હોમિયોપથી વડે ઉપચારે ચાર કર્યો ત્યારપછી આત્મવિશ્વાસ ન જાળવ્યો અને ડૉ. જમનાદાસની એમને હોમિયોપથીના નિષ્ણાત માનીને સલાહ લીધી. એણે ઑક્સિજન ઉપચાર ઉમેરવાની સલાહ આપી અને એ વિશેનું પુસ્તક મને આપ્યું. એણે બ્રાયોનિયાની સૂચના કરી તે બરાબર હતી. પણ એ સિવાયની એમની બીજી સૂચના ઉપયોગી ન નીવડી. એથી તો મારી બુદ્ધિ વિશેષ ચાલતી હતી. + + બધી ઍલોપથિક દવાઓ એક પ્રકારે લાભ કરે તો અન્ય પ્રકારે હાનિકારક નીવડે તે પ્રમાણે ઑક્સિજનથી દારુણ વેદના માથાના જમણા ભાગમા અને કાનમાં એને ઊપડી વૈદકીય પરિભાષાના મારા અજ્ઞાનને કારણે મને એ વેદનાનો હોમિયોપથિક ઉપચાર સૂઝ્યો નહિ, અને સૂઝ્યો તથા મગાવ્યો ત્યારે લીલાવતીના મૃત્યુ પછી મળ્યો!

મે લીલાવતીની અંતિમ મૃત્યુક્ષણ જોઈ. મૃત્યુમાં પણ એની મધુર મુખમુદ્રા, નયનોનું અને ઓષ્ઠોનું અંતિમ ઉદ્‌ઘાટન, ફિક્કા પડતા ઓષ્ઠ, એનુ અંતિમ શ્વસન—મંદ અને અવિરત, અસ્વસ્થ હૃદય, અને અંતિમ વિરામ! એ બધું જોવાને મારું હૈયું ચાલ્યું;–મારો શ્વાસ રુંધાયો, અશ્રુ રુંધાયાં અને મે મારું છેલ્લુ કર્તવ્ય બજાવ્યુ, એના પ્રત્યે અંતિમ દૃષ્ટિપાત કર્યો! મારી પત્ની એનું અંતિમ મુખદર્શન કરવાને ધસી, બીજી સ્ત્રીઓ એને રોકવા મથી, મે એમને કહ્યું કે એને રોકો નહિ, એને છેલ્લુ દર્શન કરવા દો, અને મારી પત્નીએ પણ મારી માફક એનુ મુખ છેલ્લુ જોયું; એના કપાળમાં કંકુની પિયળ કરી તે જોઈ, એની કોમળ, હૃદયંગમ અને પવિત્ર કાયાને લઈ ગયા તે જોયુ. મારું હૃદય નમ્યુ, મસ્તક નમ્યુ, હાથ પ્રાર્થનામાં જોડાયા—એની પ્રાર્થનામાં, એ અંતિમ આશ્લેષની પ્રાર્થનામાં; હું જન્મ્યો ત્યારથી આજ સુધીમાં જે મધુરતમ, પ્રાજ્ઞતમ, ઉન્નતતમ, પવિત્રતમ, દુઃખિતમ આત્માએ આવીને મારા ઘરને પાવન કર્યું હતુ અને લેશતમ દોષ વિના મારા કુટુંબમાં કષ્ટ વેઠ્યુ હતું એ આત્માના તિરોભૂત દેહની પ્રાર્થનામાં! હું આ લખુ છુ તેમા મારાં અશ્રુઓ અવરોધ કરે છે—અને મે અહીં પત્ર ઉપર રેડ્યું છે મારું હૃદય, એ પુત્રીનું સૌજન્ય, એનું કષ્ટ અને એના જીવનને કચડી નાખનારું મેં અને બીજાએ કરેલું-મૂર્ખતાથી અને અવિચારે કરેલું—ભૂલભરેલું

વર્તન. એવી હતી ઈશ્વરની ઈચ્છા—મહેચ્છાની ઈચ્છા. મારું એક માત્ર આશ્વાસન એ છે કે એના સાસરિયાથી, પતિથી પણ, એને ઉગારવનો અને છોડાવવાનો આ એક જ માર્ગ હતો અને તે પ્રભુએ પસંદ કર્યો, આ નિંદ્ય, પાપમય, મૂર્ખ સંસારમાંથી એનું પ્રયાણ એ જ એક એનો ઉદ્ધારમાર્ગ હતો અને એ પ્રભુને ગમ્યો. એ લોકોમાં આવા પવિત્ર આત્માના સહચારની લેશ પણ યોગ્યતા નહોતી, મારે માટે પણ, મારા દોષોનું, મારી નિર્બળતાનું, એના જીવન અને ગુણરાશિ પ્રત્યેનાં મારાં પાપનું, પ્રાયશ્ચિત્ત આ એક જ છે કે મને મારી એ ક્ષતિઓનું પૂર્ણ ભાન થાય, હું એનો એકરાર કરું એની આ મપ ત્તિ એની પવિત્રતા મારાથી ઉચ્ચતર હતી, મારી નિકટની અન્ય કોઈ પણ વ્યક્તિથી ઉચ્ચતર હતી, અને મારા કાકાના સર્વ વેદાંતજ્ઞાન છતાં, વિદ્વત્તા છતાં, હૃદયની મહત્તા છતાં, મારા કાકાથી પણ ઉચ્ચતર હતી જીવનની નિષ્કલંકતામાં, હૃદયની વિશાળતા, શક્તિ અને શુચિતામાં, એની કેળવણીના પ્રમાણમાં એની દિવ્ય તત્ત્વની નિકટતામાં એનું સ્થાન અમો સૌથી ઉચ્ચતર હતું મારી સંસારયાત્રામાં મને આવી પુત્રી સાંપડી તેનું મને અભિમાન છે, હું જે અલ્પ અવસર સાધી શક્યો તેટલા અલ્પ અવસરમાં પણ આવા ઊર્ધ્વારોહી આત્માના શિક્ષણનો અને ઉન્નતીકરણનો મને અધિકાર મળ્યો તેમાં મને મારી ધન્યતા લાગે છે, અને મારા અધન્ય કુટુંબમાં આવીને એને મળવું સંભવિત હતુ તેથી શુભતર અને ઉચ્ચતર દિવ્ય તત્ત્વનું સાંનિધ્ય, સાયુજ્ય અને સૌખ્ય એને એની જીવનતપસ્યાના ફળ રૂપે સાંપડશે એવી મને શ્રદ્ધા છે

૧૫મી જાન્યુઆરી, ૧૯૦૨.
રાતના દશ વાગે.

મારી આ મધુર નાનકડી બાલિકા આરંભથી જ મધુર હતી, મેધાવિની હતી અને મારી લાડકી હતી ભાવનગરના મારા નિવાસદિનો દરમ્યાન એનો જન્મ થયો હતો, એને ખોળામાં સુવાડીને સ્નેહમુદ્રાનાં ગીતોનાં હાલરડાં ગાયાં હતાં, મારી નાની બહેનનું એ પ્રેમપાત્ર હતી, મારી આ પત્નીથી થયેલું મારું પ્રથમ બાળક એ હતી જીવરામ શાસ્ત્રીના માયાળુ શિક્ષણથી એના સંસ્કૃતના અભ્યાસનો તર્કકૌમુદીમાં, ગીતામાં, એક બે નાનાં ઉપનિષદોમાં, નીતિશતકમાં, શાકુંતલના

ચોથા અંકમાં અને ઉત્તરરામચરિતના અમુક ભાગોમાં સારો પાયો નખાયો હતો. એણે અંગ્રેજી શીખવાનો આરંભ કર્યો હતો, જે એને ગમતું નહિ. ૧૦થી ૧૩-૧૪ વર્ષના વય સુધી સવારે એ બારથી અધિક માણસોની રસોઈ બનાવતી, અને મધ્યાહ્નથી રાતના નવ સુધીમાં એને ગ્રંથોનો તથા શાસ્ત્રીનો જ્ઞાનસહવાસ લેવાની અને અલ્પ મુદત સુધી અંગ્રેજીના શિક્ષક પાસેથી અંગ્રેજી શીખવાની અનુકૂળતા મળતી.

એને પોતાને સાસુનો કટુતમ અનુભવ થયો હતો ને છતાં સાસુની નિંદા કોઈ કરે તે સાંભળવી એને ગમતી નહી. મે એના પતિને સૉલિસિટર મોતીલાલ દેસાઈને ત્યાં માસિક રૂ. ૨૦ના પગારની નોકરી અપાવી જેમાં એના ઉપરીઓનો એને માટેનો અભિપ્રાય સારો નહોતો, એ કારણે એનો પતિ અને એની સાસુ એને કૃતઘ્નતાભર્યાં મહેણાં સંભળાવતાં એ લીલાવતીથી સાંભળ્યાં જતાં નહિ, તેથી બનેએ એને સખત રીતે ધમકાવી હતી-એ હતો એનો એ પતિ અને સાસુ તરફનો પહેલો અનુભવ. એ વાત લીલાવતીએ એની માતાને કહી નહોતી, પણ એક વખત એ બાલિકા પોતાના દુર્ભાગ્યને પ્રકટ કરીને હીબકાં ખાતી મારાં માતુશ્રીને-એનાં દાદીને-કંઠે વળગી પડી હતી ત્યારે એ વાત મારાં માતુશ્રીના જાણવામાં આવી હતી. પછી મારી પત્નીએ એને સાધો પ્રશ્ન કર્યો ત્યારે એણે સાચી વાત કહી હતી, પણ ઉમેર્યું હતું કે એ કારણે ચિંતા ન કરશો. દુ:ખ આમ વહેલું પડે એટલે જીવનમાં આગળ ઉપર ફરીથી પડવું બાકી ન રહે. પોરબંદરથી મે એની તબિયત વિશે પુછાવેલ એ અરસામાં લખેલા પત્રના ઉત્તરમાં એણે મને કાલિદાસના अर्थो हि कन्या परकीय एव એ શ્લોકનું અને મારી જ સ્નેહમુદ્રાના ‘ તજી કોપ દ્વિજ અવનિમાં ધરે નવો અવતાર ’ એમ શરૂ થતા કાવ્યનું સ્મરણ કરાવ્યું હતું, અને પ્રથમ શ્લોકમાં વ્યક્ત થતી શકુંતલાના પાલકપિતાની સ્વસ્થતા જેવી સ્વસ્થતા રાખવાને સૂચવ્યું હતું તથા પોતાની સ્થિતિને બીજી કવિતામાં વર્ણવેલી, માતાપિતાએ નિજ કર્તવ્ય કર્યા પછીના, ઉડ્ડયન જેવી જણાવી હતી ! અને એ યથાર્થ હતું. મારી મધુર પુત્રીએ મને મારાં જ વચનો વડે ઉપદેશ આપ્યો હતો અને સુખશાંતિનો માર્ગ બતાવ્યો હતો. પોતાના સમગ્ર જીવનમાં એણે મને પોતાના દુઃખથી અજાણ્યો રાખવાની કાળજી રાખી હતી, અને પોતાની સભાળ ન રાખી શકનાર પિતાની એણે સભાળ રાખી હતી. આ બધું હું લખું છું ત્યારે અશ્રુઓ પોતાની પ્રવૃત્તિ કરી રહ્યાં છે, એટલે મારે મારી લેખનીની પ્રવૃત્તિને રોકવી પડે છે.-

૨૬મી જાન્યુઆરી, ૧૯૦૨.

પ્લેગને કારણે મારે મારાં બાળકોને મારા ભાઈ સાથે કાલે મુંબઈ મોકલી દેવાં પડયાં. એમને સૂચના આપી છે કે મુંબઈમાં પણ પ્લેગ વધ્યે જાય છે તેથી એમણે મુંબઈના એકાદ રોગમુક્ત ઉપનગરમાં રહેવું. + + હું, પત્ની, માતા, બહેન અને મોતીશંકર અહીં રહ્યાં છીએ-ખસવું શક્ય નથી માતુશ્રી સિવાયનાં બીજા બધાં પ્લેગ-નિવારક ઔષધ લઈએ છીએ. માતુશ્રી મંદિરને અને દેરને સંભાળે છે તેથી મુંબઈ ન જઈ શકે એમને ખાતર મારાં પત્ની અને બહેનને રોકાવું પડે. જીવન અને મરણના પ્રશ્નનો વિચાર જ ઉવેખવો પડે. એ મારું કર્તવ્ય છે એ કર્તવ્યમાં, લીલાવતીને જે મહાન ભોગ આપવો પડયો તેવો ભોગ આપવો પડે. જ્યાં અલ્પ કે મહાન કર્તવ્ય પ્રાપ્ત થતું હોય ત્યાં એનો ભય રાખ્યો ન ચાલે. જેવી મહેચ્છાની ઇચ્છા.

મલબારીના East and West માં મારા લેખો ડિસેંબરથી પ્રકટ થવા લાગ્યા છે. બાળકો મુંબઈમાં રહે તેથી અલબત્ત ખર્ચ વધે છે.

૧૯મી મે, ૧૯૦૨.

'Conflict of Laws between Converts and Non-Converts in India એ વિષય ઉપર એક લેખ (૧૪૦ ચોથિયાં), (૨) યુનિવર્સિટી કમિશન સમક્ષ માર્ચમાં હું ગયો હતો ત્યારે કરેલું નિવેદન, જે એટલાં જ પૃષ્ઠનું છે, (૩) 'Chuni the Sati'નું એક પ્રકરણ, (૪) 'The Gulf between Englishmen and Natives એ વિષયનો એક લઘુ લેખ, (૫) લીલાવતીની સ્મૃતિમાં રચેલું ૧૬ ખંડોનું એક કાવ્ય, (૬) 'Key-stone to the Economics of Hinduism એ વિષય પરનો એક લેખ : આટલાં લખાણો જાન્યુઆરીથી મારા ટેબલ પર લખેલાં તૈયાર પડયાં છે. (૭) મારો 'સાક્ષરજીવન' એ ગ્રંથ ક્રમશ: લખાયા કરે છે, જે હમણાં ત્વરાથી આગળ વધે છે. આમાંના ૩, ૪ અને ૬ એ લખો East and West માટે છે.

'સરસ્વતીચંદ્ર'ના પ્રથમ ભાગની ચોથી આવૃત્તિ પ્રકટ થઈ છે.

મારા સ્વાસ્થ્ય વિશે કંઈ વિશેષ નથી સાધારણ અશક્તિ, સતત ઔષધઉપચારથી કાબુમાં રાખેલી, મારો નિત્ય સાથી છે. ૧૮૯૯ની મારી માંદગીની અસરથી હું સર્વથા મુક્ત થયો નથી. + +

મારી પત્નીને ખાસ કંઈ અસ્વાસ્થ્ય નથી, પણ લીલાવતીની શોકમય સ્મૃતિ એના જાગ્રત, કાર્યવ્યય, સમયને તથા સ્વપ્નોને આવરી રહે છે, એની નિદ્રાને હરી લે છે, અને કોઈવાર નિદ્રામાં એ પ્રલાપ અને રુદન કરે છે. એની અશક્તિ તો સ્પષ્ટ છે, છુપાવી છૂપે તેમ નથી. રમણીક મુબઈથી મેમાં આવ્યો; એ કૃશ છે, અન્તરુચિ ખોઈ બેઠો છે, જો કે એણે ગણિતમાં, અગ્રેજીમાં અને સસ્કૃતમાં થોડી પ્રગતિ કરી છે. આજે એને આતપના આઘાતથી તાવ આવ્યો છે જસુને મહિના છે, એની શરીરપ્રકૃતિ બરાબર નથી, અને મુબઈમાં રહી એ લીલાવતીને કારણે રડ્યા કરે છે. બિચારા હિમતભાઈની દશા દયનીયર્છે; અઠવાડિયામાં એ બાણુ માટે અહી આવવાના છે. ત્યારે અમારી સાથે રહેવાને એ ખુશી નથી.

લીલાવતીની સાંસારિક ભાગ્યદશા સુધારવાના મારા સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. અમે એને રોગમુક્ત પણ કરી શક્યા નહિ. રમણીકનો અભ્યાસ સુધારવાના મારા સર્વ પ્રયત્નો, એની મહેનત તથા ઇચ્છા છતાં, નિષ્ફળ થયા. લીલાવતીને અમારી કનેથી એક જ વસ્તુ મળી —એના તત્ત્વજ્ઞાનનું પ્રથમ સોપાન. રમણીકને અગ્યારબાર વર્ષની થોડાં વર્ષો શિક્ષણ બોજરૂપ ન બને એવી સૂચના સાથે ઘેર જ એક શિક્ષક પાસે ભણાવ્યો અને પછી એની દશ વર્ષની વયે મુબઈમાં ન્યુ હાઈસ્કૂલમાં બેસાડ્યો. પ્લેગના પ્રથમ વર્ષમાં એનો અભ્યાસ અટક્યો, બીજે વર્ષે મે એને નડિયાદમાં મારા ભાણેજ કાંતિલાલ અને ભાનુના જ વર્ગમાં બેસાડ્યો, મુબઈમાં એ એઓથી એક વર્ગ ઉપર હતો છતાં. હું નિવૃત્ત થયો ત્યારે એને નિશાળમાંથી ઉઠાડી લીધો, એનો અભ્યાસ પાકો થાય અને એ મૅટ્રિક બે વર્ષ વહેલો થાય એ હેતુથી મે પોતે એનું શિક્ષણ હાથમાં લીધુ. મારી માંદગીએ એમાં વિઘ્ન નાખ્યું. + + હું શીખવતો પણ એના અભ્યાસ ઉપ. દેખરેખ રાખી શકતો નહિ, એને પુનરાવર્તન કરાવી શકતો નહિ, એની પરીક્ષા લઈ શકતો નહિ. છેવટે એક યુવકને મારે બદલે એનો શિક્ષક નીમ્યો પણ જે હાનિ થઈ ચૂકી હતી તેનો ઉપાય ન થઈ શક્યો. છેવટે મે એને જૂનમાં નિશાળે બેસાડ્યો, અને પછીના ડેસ્કાઅ.રીમાં મુ બઈ મોકલ્યો. આજે એ મારા ભાણેજોથી પાછળ છે અને, એના પ્રયાસ અને અલ્પ સુધારણા છતાં, લથડતો ચાલે છે અને લથડતો ચાલશે. મારી એવી ભ્રાન્તિ

સંભાવના નહોતી કે હું બીમાર પડીશ, બીમારીની અસર આટલી લાંબી ચાલશે, અને એથી રમણીક આવા ભારે દુર્ભાગ્યનો ભોગ બનશે. આ વિચાર મારા હૃદયને ડંખે છે.

મારા ભાઈને વિચિત્ર તાવ અને કાનના દર્દને લીધે અભ્યાસ છોડવો પડયો. મારા ભાણેજ મોતીચંદ્રને વ્યાયામશાળામાં જાળવણુને અભાવે હૃદયરોગ થયો અને નિશાળ છોડવી પડી. મારા ભાણેજ અક્ષરશંકરને પત્નીના નિભાવ ખાતર નોકરી લેવી પડી. મારો જ્યેષ્ઠ જમાતા હિંમતભાઈ એલિફિન્સ્ટન હાઈસ્કૂલમાં પહેલો આવતો, આગળ વધે તેવો અને મહેનતુ મનાતો, પણ અભ્યાસમાં તેમ જ વ્યવહારમાં નિષ્ફળ નીવડયો. મારો બીજો જમાઈ બલવતરામ આરંભથી જ બુદ્ધિશક્તિમાં સાધારણ હતો અને એ પાસ થવાની આશા વિના વર્ષો વિતાવે એ ઈષ્ટ નહોતું. મારા કનિષ્ઠ જમાઈ રમણીકશંકર, એવો બુદ્ધિશાળી જમાઈ પસંદ કરવા માટે મને અભિનંદનો મળ્યા હતા છતાં, અનેક વિઘ્નોને લીધે મૅટ્રિક થવાને પણ અયોગ્ય બની ગયો. મારી પુત્રી જમુ કલાપ્રિય છે, સારી સરલ છોકરી છે, ઠીક ઠીક લખી શકે છે, પણ બુદ્ધિમાં ખાસ વખાણવા જેવી નથી. મારી કનિષ્ઠ પુત્રી જયંતીના શિક્ષણની મારા સંયોગો અને એની પોતાની વૃત્તિને કારણે પૂર્ણ ઉપેક્ષા થઈ છે રમણીયને, મારા દિક્ષણે આપેલા અયોગ્ય વારસા સિવાય, કંઈ પ્રતિકૂળતાઓ નથી. પણ સ્કૂલમાં કે કોલેજમાં એની કને પ્રગતિની આશા રાખવી વ્યર્થ છે. એની આ દશા મારે હાથે થઈ છે, એને મારે કુદરતની કૃપાને આધારે રહેવા દેવો પડયો છે અને કુદરત એ દશામાં કેટલો સુધારો કરશે એ જોવું રહે છે. મારા કુટુંબ-ઉદ્યાનમાં આશાપ્રદ રોપ માત્ર બે છેઃ મારા ભાણેજો કાંતિલાલ અને ભાનુ. અને આ સમસ્ત અંધકારમાં છેવટ આ બે દીપકો પ્રકાશશે એવી હું આશા રાખું છું. એવી છે મહેચ્છાની ઈચ્છા.

૧ લી આગસ્ટ, ૧૯૦૨.

જૂન ૭મી તારીખે મે સુરતમાં, 'The Aptitudes and Duties of the Leading Communities of Surat એ વિષય ઉપર ભાષણ આપ્યું. + + લોકોનું એમની લલિતકલાઓ માટેની આવડત પ્રત્યે લક્ષ ખેંચ્યું. પછી હું મુંબઈ ગયો. ત્યાં રાત શ્રી ગુજ્જરને ત્યાં દરિયામહેલમાં ગાળનો. વળતાં વડોદરે ઊતર્યો. + +

૧ જૂનની ૨૫મી અને ૨૬મી તારીખોએ અમદાવાદમાં 'The Practical Aspects of Our Ideals of Life.' એ વિષય ઉપર મેં વ્યાખ્યાન આપ્યું, જેમાં અંબાલાલ સાકરલાલ પ્રમુખપદે હતા. ત્યાંથી નીલકંઠેશ્વર મઠના સ્વામી સ્વયંપ્રકાશાનંદના નિમંત્રણથી સિદ્ધપુર ગયો અને ત્યાં 'The Four Ashramas—ચાર આશ્રમો' વિશે વ્યાખ્યાન આપ્યું. + +

મુંબઈ હતો તે દરમ્યાન મારો ''Conflict of Laws on Converts and Nonconverts' એ વિષયનો લેખ બોમ્બે લૉ રિપોર્ટર માટે સ્વીકારવામાં આવ્યો હતો. + + મલબારીને 'Gulf between Europeans and natives' એના કરતાં મારી વાર્તા 'Chuni' વધારે પસંદ પડી અને એ ચાલુ રાખવાની એમણે મને સૂચના કરી. પ્રથમ પ્રકરણ એમણે પ્રકટ કર્યું. મેં બાકીનો ભાગ લખીને વાર્તા પૂરી કરી—૧૬૨ પાનાં થયાં, અતિશય લખી બની! મેં મલબારીને કહ્યું જોઈએ તો 'East and West' માં પ્રકટ કરો અથવા કયાં પ્રકરણ કાઢી નાખવાં કે ટૂંકાવવાં એ જણાવો. એમણે લખી જણાવ્યું કે તેમણે છેલ્લું પ્રકરણ વાંચ્યું તે હૃદયસ્પર્શી લાગ્યું છે, અને પોતાના મદદનીશને વ્યવસ્થા માટે સોંપશે.

'Economics of Hinduism' એ મારો લેખ મેં ઘણો ફેરવી નાખ્યો છે. એને 'Indian Review' માં મોકલીશ. એના તંત્રીએ મારી પાસે એક લેખ માગ્યો છે. લખાણની ફરીથી સાફ નકલ કરવાની છે.

'ઈશાવાસ્ય' અને 'કેન' ઉપનિષદો અને એના જીવરામ શાસ્ત્રીએ કરેલા અનુવાદો હું વાંચી ગયો; એ મારે લીલાવતીની સ્મૃતિમાં પ્રકટ કરવા છે—શાસ્ત્રી એને એ શીખવતા. શાસ્ત્રીએ કાર્ય પ્રેમથી અને કાળજીથી કર્યું છે. सर्वदर्शनसंग्रहनु વાચન આરંભ્યું છે.

મારી નવલકથાના ભાગ ત્રીજાની બીજી આવૃત્તિ છાપવા આપી છે.

સામયિકોમાં લેખો પ્રકટ કરવાનું કાર્ય મેં પૂરતું કર્યું છે એમ હું માનું છું. એમાં મારો હેતુ, મારા સ્વતંત્ર અંગ્રેજી ગ્રંથો માટે, વાચકવર્ગ ઉપજાવવાનો હતો. હજી લેખ મોકલીશ, પણ ૨૫૯

કે સુચિત નિમંત્રણ મળશે તો જ, અથવા મારા વિષયની આવશ્યકતા પ્રેરશે તો; અન્યથા નહિ.

હવે મારે મારાં બે નિયત જીવનકાર્યોમાં પ્રવૃત્ત થવું પડશે: (૧) મહાભારતના અધ્યયનનો આરંભ કરીને અને એનાં પરિણામોને પ્રકટ કરીને, અને (૨) મારા અમર આત્માના કલ્યાણ માટે–મોક્ષ માટે—અને અનિવાર્ય એવા અધ્યયનનો આરંભ કરીને. આમાંનું આ બીજું કાર્ય સમય અને બુદ્ધિ ખૂબ માગશે. પ્રથમ કાર્યમાં પ્રકાશનનું ખર્ચ થશે, જે માટે મારું ગજવું તૈયારી બતાવતું નથી. હું લખ્યે જઈશ, ભલે મારા હસ્તલેખો મને પ્રભુ દ્રવ્ય અને શક્તિ આપે, અને એ રીતે પોતાની ઇચ્છા વ્યકત કરે, ત્યારે પ્રકટ થાય, કે પછી અપ્રકટ રહે

બીજો દુકાળ તાકી રહ્યો છે. + + ટ્રાન્સવાલ યુદ્ધ પુરું થયું છે ઇંગ્લેંડની શહેનશાહતની પ્રતિષ્ઠા વધારવાને રાજ્યાભિષેકના દબદબાની યોજના થાય છે.

ઈશાવાસ્યનો અને કેનનો ગંભીર ધ્વનિ–શાંકરભાષ્યે બોધેલો ધ્વનિ—મારા હૃદયને પુલકિત કરે છે—અને મારા ઉત્સર્ગસિદ્ધિના તત્ત્વદર્શન પ્રતિ મારું પ્રબોધન કરે છે. મારા એ તત્ત્વદર્શને પોતાના ઢાળામાં મારો આત્માનો આકાર ઢાળ્યો તે પછી જાણે કે મારી અણુપગાયણુ બુદ્ધિનો એનો ઉપયોગ જ નથી રહ્યો ! + + +

૨૭ ઓગસ્ટ, ૧૯૦૨

આજે જન્માષ્ટમી છે—મારા પિતાને અતિપ્રિય એવો કૃષ્ણનો જન્મદિવસ. અંગ્રેજીમાં કહે છે તેમ Sweet to the sweet —મધુરમૂર્તિને મધુરનું અર્પણ, મારા પિતાને જે પ્રિય હતું તે હું એમની સ્મૃતિને સમર્પું છું—જેને એ પવિત્ર ગણતા અને જેનું હું એમના જેવા ભાવથી પાલન કરું એમ ઇચ્છતા એ વ્રતના પાલનમાં મારા આત્માની આજ્ઞાવશતા. અરે રે ! એમની અને મારી વચ્ચે મતભેદ એવા મોટા હતા કે આ વિષયમાં હું એમના મતને અને હૃદયભાવને અપનાવી શક્યો નહિ. પણ, મારા સત્તર વર્ષના વયે મેં એમને મારા મતભેદ સંપૂર્ણત: જણાવ્યા હતા ત્યારે એમણે મને આજ્ઞા કરી હતી કે મારો મત ગમે તે હોય તો પણ, એ વ્રતમાં મને પાપ નહોતું જણાતું તેટલા પૂરતું, મારે એ વ્રતનું પાલન કરવું-

એમને આશા હતી કે એ વ્રતો પ્રત્યે હું દુર્લક્ષ નહિ કરું તો વયના વધવા સાથે કોઈક દિવસ હું એને વિશે મારો મત સુધારીશ. જે દૃષ્ટિસમક્ષ હશે તે એક દિવસ મન પ્રત્યક્ષ થશે એવી એમને આશા હતી. અને એ મન-પ્રત્યક્ષ થયેલ છે, જો કે અમુક વિશિષ્ટ પ્રકારે જ. બ્રાહ્મણધર્મ આપણને, ન સમજાય તો પણ, અનેક વ્રતો આચરવાનું કહે છે તેમાં આજ કારણ છે.

પિતાના જીવન દરમ્યાન હુ સ ધ્યોપાસના કરતો અને જન્માષ્ટમીએ તથા શિવરાત્રિએ ઉપવાસ-ફલહાર લઈને-કરતો, અને બ્રાહ્મણે-નાગર બ્રાહ્મણે—કરવાં જ જોઈએ એ સર્વ કર્મો કરતો. એ હુ એમના જીવન દરમ્યાન, પિતા પ્રત્યેનું કર્તવ્ય સમજીને, તથા એમાં પાપ કંઈ નથી અને એ મારા દેશજનના નિર્દોષ રિવાજો છે એમ માનીને કરતો હવે, એમના મૃત્યુ પછી, મારા ઉપર કોઈ જીવન આદેશનુ બધન નથી. પણ એમના મૃત્યુએ મારામા એમના માટે અને એમના ધાર્મિક હૃદય માટે ભાવ વધાર્યો છે, એમનો પ્રેમ મને એ સર્વ વિધિ કરવા માટે ફરજ પાડે છે, એમાં વિશેષ એટલો છે ખરો કે હુ એ બધું **એમની સ્મૃતિમાં**, એમની અતિમ પ્રિયતમ ઇચ્છાનુ અનુવર્તન કરતો હોઉં તેમ, કરું છું. અને એ વિધિઓ દૃષ્ટિસમક્ષ હોવાથી વિચારાર્હ વસ્તુ રૂપે મારા મનમાં ઊગે-વધે છે, અને એ વિધિ મારા બ્રાહ્મણ પૂર્વજોએ કંઈ ઉન્નત હાર્દપણભર્યો ઉદ્દેશથી શરૂ કર્યો હશે એમ મને લાગે છે, તથા એ ઉદ્દેશોને, અધશ્રદ્ધાથી કે વિવેકબુદ્ધિની પરાધીનતાથી નહિ, પણ સર્વારિતકતાથી શોધી કાઢવા એ મારું કર્તવ્ય સમજાય છે.

× × ×

૨૮મી ઑગસ્ટ, ૧૯૬૨.

ગઈ કાલ સાંજથી પ્રબળ વૃષ્ટિ ચાલુ છે. લોકોની દુષ્કાળભીતિ દૂર થઈ છે. કૃષ્ણની જન્મતિથિએ વૃષ્ટિ થાય અને અનાવૃષ્ટિનો અત આવે એમ લોકો માને છે વૈદિક ઇન્દ્રનો લઘુબધુ ઉપેન્દ્ર, શેષ વર્ષાઋતુ દરમ્યાન મેઘધેનુઓને બોલાવીને એકત્ર કરનાર કૃષ્ણ-વૃત્રના વૃષ્ટિહીન મેઘાસુરોને આ મેઘધેનુઓ જે દિને પરાસ્ત કરે તેની પછીને દિને જન્મ્યો હશે એવુ લાગે છે. વસુદેવ અર્થાત્ વસુઓનો દેવ, સૌની દેવકીને પરણ્યો, એનાં એ પ્રથમ સાત

સંતાનોને—વૃષ્ટિપ્રયત્નોને —દેવકીના જ સહોદર કંસાસુરે અર્થાત્ દુષ્કાળ-ઉત્પાદકે સંહાર્યાં ત્યાર પછી વસુદેવ, કંસને વીજળીની પાછળ દોડતો મૂકીને ખરા વૃષ્ટિ-દેવને યમુનાપારના પ્રદેશમાં લઈ જાય છે, અને ત્યાં નંદ અને નંદના લોકો એનું રક્ષણ કરે તથા એના પ્રભાવે સમૃદ્ધ બને : આવું છે કદાચ આજની પુરાણકથાનું પ્રાચીન મૂળ.

૧૪મી ઑગસ્ટ, ૧૯૦૨.

ગયે શનિવારે દશેરા હતા—મારો જન્મદિન. મેં ૪૭મું વર્ષ પૂર્ણ કરીને ૪૮માંમાં પ્રવેશ કર્યો. નિવૃત્ત થયે પૂરાં ચાર વર્ષ થયાં.

૧લી ઑગસ્ટ ૧૯૦૨ને દિવસે મેં ત્યારસુધીમાં કરેલું કાર્ય નોંધ્યું હતું. ત્યારપછી હું આ કાર્યમાં પ્રવૃત્ત રહ્યો છું: (૧) હું એમ.એ માં પરીક્ષક નીમાયો છું તેથી એમ.એ ના ગુજરાતી અભ્યાસક્રમનું વાચન અને આગામી પરીક્ષા માટે પ્રશ્નપત્રો, (૨) લીલાવતીના સ્મારક ગ્રંથ માટે મારા 'The Key to the Interpretition of the Upanishads' એ લેખનું લેખન—ગ્રંથનો અન્ય ભાગ શાસ્ત્રી જીવરામે તૈયાર કર્યો છે; (૩) સુરતના મારા ભાષણનું, અને અમદાવાદના ભાષણના શ્રી આનંદશંકર ધ્રુવે, 'વસંત' માટે કરેલા અનુવાદનું સંસ્કરણ, (૪) ગુજરાતી ક્રિયાપદો વિશે ભાષાશાસ્ત્રીય નોંધ (મારા કાકાના ઉપયોગ માટે) આ અંગ્રેજીમાં છે-અને અનુવાદ કરવા તથા 'વસંત' માં પ્રગટ કરવા માટે ધ્રુવને મોકલેલ છે (કાકાએ પાછી આપ્યા પછી), (૫) ઇન્ડિયન પોલિસ કમિશન માટે જુબાની-નિવેદનો—વગેરે તૈયાર કરવાને નીમાયેલી મુંબઈ માટેની પોલિસ કમીટીને મોકલવાની મારી નોંધ—જે મોકલી આપી છે—આ કાર્ય મલબારીના આગ્રહથી કર્યું છે; (૬) 'The Hindu Sovereign as Parent of the People' એ વિષયનો, Indian Review માટે એના તંત્રીની માગણીથી લખેલો લેખ—જે મારી આ અગાઉની એક નોંધમાં જણાવેલા મારા Indian Economics વિશેના લેખ ઉપરથી ટૂંકાવ્યો છે; (૭) વૈદિક અને ઉપનિષદ-સંબંધી, ભારતીય તેમ જ પાશ્ચાત્ય, સાહિત્યનું વાચન મારા ઉપનિષદોના અભ્યાસમાં, પાશ્ચાત્ય માનસશાસ્ત્ર અને વિજ્ઞાનમાંથી

લભ્ય થતા પાર્શ્વપ્રકાશ (Sidelights) થી એ વિષય ઉપર નવન નૂતન અને વિવિધ પ્રકાશ પડ્યો છે.

• મારી પોતાની તબિયત મહિનાઓથી એક પ્રકારે અસ્વસ્થ રહી છે; આરંભ થયો સળેખમથી અને પછી બધ્ધકોશ, આંખની ઉપાધિ, મંદાગ્નિ, સંધિવાત એમ એક પછી એક વ્યાધિઓ આવ્યા—એક જાય ત્યાં બીજો આવે.

× × ×

દુકાળનો ભય ગયો છે. પ્લેગ ૧૦ માઈલ છેટે ઘૂમી રહ્યો છે. આર્થિક પરિસ્થિતિ પણ જરાક સુધરતી જણાય છે. બિચારી લીલાવતી! એની, એના જીવનની, એની યાતનાઓની તથા એના મનોબળની અલોપ્ય સ્મૃતિ મને ઉચ્ચતર અને પવિત્ર વિચારોની પ્રેરણા આપે છે, દિવ્ય શક્તિ આપે છે, અને વારંવાર હું મારા અભ્યાસગૃહમાં રહેલી એની છબીને—એક ઉન્નતતર આત્માને પ્રણમું તેમ—પ્રણમું છું.

અને એ દુર્ભાગી ક્ષણોનું, એ શોચનીય ભૂલોનું, એ પાપી લોકોનું, એ પ્રતિકૂળ દૈવનું મને સ્મરણ થઈ આવે છે જેણે એ બિચારીનો અકાળે અંત આણ્યો, પણ પરિણામે એને વિશેષ પ્રકાશમય બનાવી, અને અમારી ઉપર પાવન શોકતિમિર આણ્યું. અમારી ઉપર!—અમારે પ્રથમ જવાનું હોય, એ અમારી પાછળ જીવતી હોવી જોઈએ; અમને એની ઉચ્ચતર સંગતિનો લાભ દીર્ઘતર સમય સુધી, એક પ્રભુકૃપા રૂપે મળવો જોઈતો હતો. એ પ્રભુકૃપા જ હોઈ શકે, કારણ કે એવી કેવળ ઈશ્વરી કૃપા ન હોય તો અમારી એને માટે યોગ્યતા નહોતી.

૨૨મી ઑક્ટોબર, ૧૯૦૨.
*સાંજે ૪ વાગ્યે—*

નિવૃત્ત થયા પછી આજે પહેલી જ વાર મને કાંઈક માનસિક મૂંઝવણીનો, ચીડનો અનુભવ થતો લાગે છે, જેથી હું નિયત કાર્ય પણ કરી શકતો નથી અને, એ કારણે, આ નોંધપોથી લખવા બેસું છું. આમ થવાનું કારણ શું? + + + બાળલગ્ન મને શાપરૂપ નીવડ્યું હતું, એટલે મારા પુત્રને એથી બચાવવાને મેં મારા પિતાના

અને કાકાના– માતા અને પત્નીના પણ–મતની અવગણના કરી છે. મારા મતની વિરુદ્ધ કાકાની મુખ્ય અને હાથવગી દલીલ એ છે કે પુત્રો, વહેલા પરણાવ્યા ન હોય તો, અનિષ્ટ માર્ગે અને કુછંદે ચડે છે. એમણે મને મારા મતની વિરુદ્ધ વારવાર ચેતવણી આપી છે. એમને સ્થાનિક લૌકિક રૂઢિની સામાન્ય સમજનો ટેકો છે. મેં હમેશાં એમને જવાબ આપ્યો છે કે, ' હા, આપની વાત ખરી છે, પણ, વહેલાં પરણાવીને કિશોરવર અને કિશોરી–પત્ની ઉભયને જોખમમાં મૂકીએ તેના કરતાં, ન પરણાવવાનું સાહસ કરીને, એકલા છોકરાને જોખમમાં મૂકીએ એમાં અનિષ્ટ ઓછું છે. વળી, પરણેલા છોકરા પણ વિમાર્ગે ન જાય એવું નથી, અને એવું બને તો રૂઢિને વળગી રહેવામાં લાભ કંઈ નથી. આપણા સમાજમાં, અનેક કુટુંબોમાં, આવા દાખલા ભરપૂર બને છે.' અને જોખમથી બચવાનો ઉપાય એ છે કે છોકરાઓને કુસંગતિથી દૂર રાખવા. + +

કમમાં કમ, મને લેશ શંકા નથી કે કુંવારાનું જોખમ એ તો એક સંભાવ્ય જોખમ છે, પણ વહેલા પરણેલા છોકરાને જે જોખમ છે તે ધીમું અને અદૃશ્ય છતાં નિશ્ચિત જોખમ છે.

\+ + +

૧૩મી ડિસેંબર, ૧૯૦૨–

\+ + + એમ. એ. ગુજરાતીનાં પરિણામો સોંપીને હું મુંબઈથી પાછો આવ્યો છું. ઉમેદવારો ત્રણ હતા. એમણે પોતાનાં પાઠ્યપુસ્તકો બરાબર વાંચ્યાં નહોતાં, એ સ્પષ્ટ હતું. એમને પ્રત્યેક પત્રમાં ૨૫ ટકા માર્ક જેમ તેમ કરીને આપ્યા; પણ તેઓ અંગ્રેજીમાં અને કુલ માર્કમાં નપાસ થયા. એમ. એ. માં માતૃભાષાની પરીક્ષાનું આ પ્રથમ વર્ષ હતું, તેમાં બધીએ માતૃભાષામાં બધા ઉમેદવારો આમ નપાસ થયા.

શિયાળાની ઠંડી, આરામ અને વ્યાયામ–એથી મારી તબિયત સુધરી છે. મજ્જર સાથે મારો પરિચય નિકટતર બન્યો છે. અમો બંનેના હૃદયમાં અને ચિત્તમાં કેટલાંક સમાન તત્ત્વો છે.

મારા સમયપત્રકમાં અને વાર્ષિક કાર્યક્રમમાં ફેરફાર કરવો જ પડશે. સાહિત્યવિષયક સામયિકોમાં લેખો મોકલવાનું ઓછું કરવું

પડશે. મને વાચકો મળે એ માટે જે કરવાનું હતું તે મારા લેખોએ કર્યું છે; વાચકો હવે મારાં લખાણોથી પરિચિત બન્યા છે. હવે મારા ચિરોપયોગી અંગ્રેજી ગ્રંથો, જો પ્રકટ થાય તો, વાચકવિહીન નહિ રહે; હવે એનું પ્રકાશન અને પ્રકાશનઅર્થે લેખન નકામું કે અયોગ્ય નહિ નીવડે.

સાહિત્યનાં સામયિકોનું લક્ષ્ય વાચકોને અનુકૂળ, રુચિકર બનાવવાનું છે. આ સ્વાભાવિક છે અને યથાર્થ છે. પણ લોકરુચિ મારા અંતિમ લક્ષ્યથી બહાર છે, અને હવે એનો ત્યાગ પ્રાપ્તકાળ છે હવે મારે આવા જરૂરથી મુક્ત બનીને મારા સ્વતંત્ર વિચારનું અર્પણ આરંભવું જોઈએ. એનો અર્થ એ કે તત્કાલરસિક વિષયોને મારે વર્જવા–પછી ભલે એ મહત્ત્વના હોય, દા.ત. રાજકીય, સામાજિક અને અન્ય અદ્યતન ઉપયોગના વિષયો.

આમાં અપવાદ કરવાને યોગ્ય છે માત્ર કાયદાના વિષયો, કારણ કે એ મને રુચિકર છે અને એથી મારા કાયદાકામેલ વાચકોને પણ રુચિકર નીવડશે, એટલે મારે એમાં કોઈની રુચિને અનુકૂળ બનવાનો ખાસ પ્રયત્ન કરવો નહિ પડે.

પછી આવે છે મારા ૧૮૯૯ના સમયપત્રક પ્રમાણે આરંભેના અનેક વિષયોના વાચનનો પ્રશ્ન. વાચન ખાતર વાચન કરવું એ છે તો આકર્ષક. પણ આકર્પણનો અનુરાગ તો મે—એ કર્તવ્યરૂપ ન હોય તો–વર્જ્યો છે. આપણા ભારતીય ધર્મોનો અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ મારે મારા પોતાના શાશ્વત કલ્યાણની ખાતર આરંભવો, અથવા વસ્તુતઃ ચાલુ રાખવો, આવશ્યક છે બીજા કોઈ ધર્મનો ઉદ્દેશ આ લોકના માનવની, સમાજની, પ્રજાઓની માનવતાની પ્રગતિથી અધિકતર હોતો નથી. માત્ર ભારતીય ધર્મો જ આપણી પારલૌકિક યાત્રાદિશાનો બુદ્ધિસંગત નિર્ણય સૂચવે છે, અને પોતાની તર્કમય યોજનાને વિજ્ઞાનની અને તત્ત્વજ્ઞાનની ભૂમિકાએ સ્થાપવાનો આશય સેવે છે. મારા દેશજનો આ સત્ય પ્રત્યે સભાન ભાગ્યે જ હશે, આથી મારા આત્મશ્રેયની ખાતર અને મારા દેશજનોની અને માનવજાતિની બુદ્ધિના નવસરકરણ અર્થે આ ક્ષેત્રમાં હું જે સંશોધન કરું તે શ્રેયતર ફળ અર્પે એવો સંભવ છે. મારા દેશજનોના નીતિતંત્ર ઉપર

અશ્વત્થામાનું શાસન પ્રવર્તે છે, અને આવા સંશોધન દ્વારા એ અશ્વત્થામાના મસ્તિષ્કમાં એના મણિને સ્થાપવાથી એના ઉન્મત્ત મસ્તિષ્કને ઉન્માદમુક્ત કરવાનું પરિણામ આણી શકાશે. મારો આ પ્રયત્ન મારી શક્તિની કે પ્રજ્ઞાની ન્યૂનતાને કારણે સફળ થાય કે ન થાય, પણ મારા પારલૌકિક પાથેયનો સંગ્રહ અને નવરાશનો સદુપયોગ એ બે પરિણામો તો અવશિષ્ટ રહેશે. પણ એ વિષયમાં 'અધ્યાત્મ-લીલા' વતી થી વિશેષ લેખપ્રવૃત્તિ, ચિંતન કરવાની જ નહિ પણ શિક્ષણ પ્રદાનની પણ મારી યોગ્યતા મને ન જણાય ત્યાં સુધી, મુલતવી રાખવી જોઈશે.'

આ વિષયમાં જે સિદ્ધિ મને ઘણા સમયે મળે તે મહાભારત, અને રામાયણ ઇત્યાદિ વિરોના લેખનકાર્યથી ત્વરિત મળે એ સંભવ છે, કારણ કે આ ગ્રંથો આપણી સંસ્થાઓની અને પ્રચલિત ધર્મભાવનાની માત્ર આધારશિલાઓ જ નહિ પણ રહસ્યઉદ્ઘાટક ચાવીઓ પણ છે. આ લેખનકાર્ય મારે આરંભવું જ પડશે.

૧૪મી ડિસેમ્બર, ૧૯૦૨.

આપણા ઉત્તમ અને પ્રાચીનતમ યુગના આપણા ધર્મોનો ઇતિહાસ અને સ્વરૂપસંદોહ ઉપનિષદોની તત્ત્વપર્યેષણામાંથી લભ્ય છે, પણ આ ભવ્ય ગ્રંથોના રહસ્યદર્શન માટે અન્ય અનેકાનેક સામગ્રીનું અધ્યયન આવશ્યક છે. પાશ્ચાત્ય વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન, એમના અર્વાચીનતમ વિનિયોગમાં, આ ગ્રંથોની વિચારસરણિ ઉપર સારો પ્રકાશ પાડે એવું મારો હમણાંનો અનુભવ કહે છે, એટલે એ અભ્યાસ પણ કરવો જોઇએ. ઉપનિષદોમાં વૈદિક દિવ્ય કલ્પનાઓનું સંસ્કરણ છે તેથી ઉપનિષદો તત્ત્વપર્યેષણામાં જે ભાષા પ્રયોજે છે તેના યથાર્થ જ્ઞાન માટે વેદનો અર્થબોધ આવશ્યક છે. આપણાં પોતાનાં તત્ત્વપર્યેષક અને અર્ધ-વૈજ્ઞાનિક દર્શનો આ ઉપનિષદની ભૂમિકા ઉપર રચાયાં છે તેથી એ દર્શનના પ્રાચીનતમ ગ્રંથો ઉપનિષદ ઉપર પ્રકાશ નાખે, અને ઉપનિષદોના પ્રકાશથી વિશેષ સમજાય, એમાં શંકા નથી. વેદાંતવિષયક પરંપરાપ્રાપ્ત ભાષ્યોને અને શાખાવિસ્તારને મારા અધ્યયનક્રમમાં સ્થાન મળવું જ જોઇએ. મારા ઉપનિષદના અધ્યયનની પૂર્ણતાએ પહોંચવા માટે આ અધ્યયનસોપાન મહત્ત્વનાં છે, એટલે મારા અભ્યાસપ્રવાસમાં એનો સમાવેશ કરવો જોઈશે.

મારા પૌરાણિક સાંપ્રદાયિક, ઐતિહાસિક, આર્થિક, રાજકીય અને સામાજિક વિષયોના અધ્યયનના અને લેખનના શ્રીગણેશ મહાભારતથી માંડવા પડશે; મારી નવલકથાના ચોથા ભાગમાં આ વાતનું સૂચન છે

હિંદુ સંસ્કૃતિની બહુવિધતા અને સંકુલતાનાં મૂળ આ અને એવા અન્ય ગ્રંથોના દર્શાં છે; અને આપણી વર્તમાન સમાજસંસ્થાઓ, એમના મૂ ગ એમની ક્ષમતાઓ અને ક્ષતિઓનો આધુનિક યુગની અપેક્ષાએ અભ્યાસ, ઉક્ત ગ્રંથના ઐતિહાસિક અને તત્ત્વવિમર્શક અધ્યયન ના, પર્યાપ્ત ન બને. આપણા લોકની બુદ્ધિનું જે નવઘડતર અપેક્ષત છે તે આ ગ્રંથનો જ્ઞાનપ્રકાશ હિંદુ જીવનના એ વિચારના પ્રત્યેક ખૂણાખાચરાને ઉદ્‌ભાસિત કરે ત્યાર પછી જ, અને આપણી રાષ્ટ્રિય જીવનશક્તિના ચિરપોષક જીવાણુઓને નષ્ટ કર્યા વિના પુષ્ટ કરે એ આગંતુક જંતુઓના પોષણ અર્થે પાશ્ચાત્ય તેજ—અંધારનો સ્વીકાર કરીએ તે પહેલાં જ, કરવું યોગ્ય છે. કારણ કે એ ચિરંતન જીવાણુઓએ આપણને અનેક યુગો સુધી જીવંત રાખ્યા છે; અને, આપણા વિશિષ્ટ વ્યક્તિત્વનાં સાધક જે તત્ત્વો છે તે સર્વે તત્ત્વોના વિપ્લવમાં વિદેશીય શાસનમાં અને સ્પર્ધામાં, આપણી પ્રજાના ભાવિ જીવન અથવા મરણનો આધાર એ જીવાણુઓની કાર્યક્ષમતા ઉપર જ છે.

૧૮૯૯ ના સમયપત્રકમાં, અને ચાર (નવલકથાના) ગ્રંથોમાં –વિશેષતઃ ચોથામાં–જે કાર્ય મારા વ્યક્તિવિકાસ અર્થે કરવું ધાર્યું હતું તે પૂર્ણ થયું છે: એણે મને પર્યાપ્ત પ્રકાશ આપ્યો છે અને વિચાર-દિશાઓ વિશદ કરી છે. હવે એ પ્રકાશનો લાભ લઈને જ, અને એ વિચારદિશામાર્ગોમાંથી પસંદગી કરીને જ, મારા નિવૃત્તિકાળના દ્વિતીય ક્રમમાં પ્રવેશી શકું. એથી પસંદગી ઉપર જણાવ્યા પ્રમાણે કરું છું આ ક્રમે મારે નવું સમયપત્રક ઘડવું જોઈશે.

પાશ્ચાત્ય ઇતિહાસ, રાજનીતિ, અર્થતંત્ર, સમાજશાસ્ત્ર અને કલાઓ ઇત્યાદિનો હવે મારે ઉપર જણાવેલા વિષયોના જેવો ઊંડો અને ઘનિષ્ઠ અભ્યાસ કરવો આવશ્યક નથી; આ વિષયોમાં જેઓ સૌથી આગળ વધ્યા છે તેમના વિચારોનાં મુખ્ય તત્ત્વોનો અને

મહત્ત્વના નિર્ણયોનો નિકટ પરિચય પર્યાપ્ત થશે, કારણ કે મારા દેશજનોને અને એમની વૃત્તિઓને—આગળ ઉપર જણાવેલી ભારતીય સરકારસામર્થ્યે કરેલા એમના ઘડતરને—આજની અવસ્થા અને પરિસ્થિતિમાં શો વળાંક આપવો એ જ પાશ્ચાત્ય વિષયોના જ્ઞાનનો ઉપયોગ છે. પાશ્ચાત્ય જ્ઞાનનાં આ તત્ત્વો આપણી પ્રકૃતિને વિરોધી હોય, કે આપણી ચોપાસની પરતન્ત્રતાને લીધે ફલવન્ધ્ય હોય, તો પણ એ વિદેશીય સંસ્કૃતિનાં અતિવિરોધી–શત્રુ–તત્ત્વોની છાવણીમાં એવી જાસૂસી રાખીએ અને દૂતસંચાર કરીએ તો જ આપણે, આપણા દેશની પરિસ્થિતિ અને અપેક્ષાઓ જે પ્રકારની આત્મરક્ષણની લડત જરૂરી મનાવે છે તે લડત, ચાતુર્યથી અને પરાક્રમથી અને સફળતાપૂર્વક આદરી શકીએ. આ જાસૂસી અને શાણપણભર્યું નિરીક્ષણ, ન એથી ન્યૂન, ન એથી અધિક.

આ માર્ગોએ હું જેમ જેમ પ્રગતિ કરતો જાઉં તેમ તેમ મારે લેખન શું અને ક્યારે કરવું એનો આધાર મારા જ્ઞાનવિસ્તાર, મારી આર્થિક સ્થિતિ, મારા શરીરનું સામર્થ્ય, મારા કૌટુંબિક સંજોગ અને અન્ય અદષ્ટ ઘટનાઓ ઉપર રહેશે. આજ સુધીના મારા જીવને મને બોધ આપ્યો છે કે આ બાબતોમાં પ્રભુનો જે કૃપાવર મને સાંપડે એથી વિશેષ આશા હું ન રાખી શકું; મારા અદૃષ્ટપત્રને અનુસાર, તથા મારું ક્ષીણ સ્વાસ્થ્ય અને મારું દીન કુટુંમ્બ સમયે સમયે મને જે અવકાશ અને શાંતિ આપી શકે તેને અનુસાર, મારે વર્તવું પડશે મારા આત્મા પ્રત્યે અને દેશ પ્રત્યે જે કંઈ કર્તવ્ય હું કરી શકું તે આ બે તત્ત્વો ઉપર જ અવલંબશે—એની ઉપેક્ષા થાય તો અશક્ય થશે.

૧૭મી ડિસેમ્બર, ૧૯૦૨.

ઉપર જણાવેલી બાબતોનો વિચાર કરીને મારા અધ્યયન અને લેખનની વ્યવસ્થાની હું આ પ્રમાણે क, ख આદિ વર્ગમાં વિભાજના કરું છું :

સૂચના : * એટલે એક માસ પર્યંત સવારે, કે મધ્યાહ્ને, કે બપોરે.

क. કાયદો :

રોજ સવારે—અલ્પવાચન (૧) સામયિકો, ગેઝેટમાં પ્રકટ થતા કાયદા
બે માસ, બપોરે અને લૉ રિપૉર્ટ.

(૨) કાયદાના ખરડા, કાઉન્સિલની કાર્યવહી, ગ્રંથો અને કાયદાના ખાસ વિષયો તથા ઓમ્બે લૉ રિપોર્ટમાં આપવાના લેખો, જેમાં દેશ દેશ વચ્ચેના વ્યવહારના કાયદાનો, દેશી રાજ્યોના કાયદાનો અને કાયદાના વિષયોની અનુક્રમણીનો સમાવેશ થશે.

| | |
|---|---|
| ૮ મહિના સવારે * * * * (ઘ) માટે * * * * અને ઘઘ (૪), (૫) માટે | ઘ. બ્રાહ્મણોનો-આર્યોનો-ઈશ્વર સિદ્ધાંત. આરંભ ઉપનિષદોથી કરવો; પછી, બ્રહ્મસૂત્ર, ગીતા, યોગવાસિષ્ઠ, પુરાણો, મૂર્તિપૂજા એ અનુક્રમે. |
| | ઘઘ: ઘ માટે સામગ્રી. |
| ૨ મહિના, સવારે * * | (૧) વેદો અને બ્રાહ્મણો, આરણ્યકો વગેરે. |
| ૮ મહિના, મધ્યાહ્નને, (૨) અને (૩) વારાફરતી * * * * | (૨) પાશ્ચાત્ય વિજ્ઞાન, પૂર્વના સમીકરણ સાથે-દા. ત. વૈદ્યકમાં કર્યું છે તેમ. |
| (૨) પ્રમાણે * * * * | (૩) પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન, માર્ટિનો, સ્પેન્સર, હક્સલી વગેરે સમેત. |
| ઘ પ્રમાણે | (૪) બ્રાહ્મણ (આર્ય) અને બ્રાહ્મણેતર-તત્ત્વજ્ઞાન દર્શનો; પ્રાચીનતમ દર્શનથી આરંભ, અથવા સર્વદર્શન-સંગ્રહને ક્રમે, વ્યાકરણ અને યોગ સમેત. |
| ઘ પ્રમાણે | (૫) આપણું અર્ધ-વિજ્ઞાન, શક્ય હોય તો પ્રાચીનતમ ગ્રંથથી શરૂ કરીને (૧) થિયોસોફી હિપ્નોટિઝમ, મેસ્મેરિઝમ વગેરે-પાશ્ચાત્યોએ શીખવેલી માનસતંત્રીય બાબતો, અને (૨) તંત્રશાસ્ત્ર, (૩) જ્યોતિષ શાસ્ત્ર, (૪) હઠયોગ વગેરે-વર્તમાન ગુજરાતી લેખકોના-નથુરામાદિના-નિરૂપણ પર્યંત. |

| | |
|---|---|
| ૨ મહિના<br>સવારે<br>* * | (૬) ચ્યામાં નોંધેલા વિષયો પરત્વે ભાષ્યો —ટીકાઓ, પરિભાષા-ગંથો, અને શાખાવિસ્તાર (વિવિધ દર્શનો અનુસાર.) |
| ૮ મહિના<br>બપોરે વારા ફરતી<br>ગગ (૬) સાથે—<br>* * * *<br>ગ અનુસાર<br>* * * * | ગ મહાભારત, રામાયણ, પુરાણો-એક સમાપ્ત થયા પછી બીજું એ ક્રમે; પછી ઐતિહાસિક લેખો; રાજતરંગિણી, પુરાતત્ત્વસશોધન વગેરે.<br>ગગ ગ માટે સામગ્રી.<br>(૧) મારી નવલકથાના ચાર ભાગમાંથી તદ્દવિષયક મુદ્દાઓ.<br>(૨) સ્મૃતિઓ, ગૃહ્યસૂત્રો, બ્રહ્મ-કર્મ વગેરે-માંથી ભારતીય સમાજવ્યવસ્થા-ધર્મસંસ્થાનો સર્વપક્ષીય ઇતિહાસ તથા વ્રતગાજ આદિ ગ્રંથોમાં છે તે પ્રમાણે પ્રચલિત વિધિઓ, વ્રતો વગેરે<br>(૩) પુરાણોનું દિગ્દર્શન<br>(૪) યુરોપીય સંશોધન, સાલવારી વગેરે વિગતે.<br>(૫) વેદોત્તર સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ, આપણા ઇતિહાસ તથા સમાજ-સંસ્થા ઉપર એમાંથી મળતી માહિતીની દૃષ્ટિએ.<br>(૬) પ્રાચીન ભારતની ભૂગોળ, ભારતનો ઇતિહાસ, એના મુખ્ય વિભાગો અને લોકો અને યુગો—આર્ય, આર્યેતર, સમયવિભાગો<br>(૭) સંસ્કૃત, પ્રાકૃત અને અર્વાચીન ભારતીય ભાષામાં લભ્ય પ્રાચીન અને મધ્યકાલીન વિજ્ઞાન, કલાઓ, વેપાર, ઉદ્યોગો વગેરે. |

| | |
|---|---|
| ૪ મહિના, અપ્યાહ્નને, પ્રત્યેક ૧૫ દિવસમાં– * * * * | ઘ પાશ્ચાત્ય વિષયો અને અર્વાચીન ભારતીય વિષયો. |
| | (૧) ઇતિહાસ અને જીવનચરિત. |
| | (૨) રાજ્યનીતિ–શાસ્ત્ર. |
| | (૩) અર્થશાસ્ત્ર. |
| | (૪) સમાજશાસ્ત્ર. |
| | (૫) કલા, વેપાર, ઉદ્યોગો. |
| | (૬) ઘ માં નોંધેલા વિષયો પરત્વે પાશ્ચાત્ય દૃષ્ટિનું ત્વરિત અવલોકન, એ વિષયોમાં પ્રતિબિંબિત થતી ઐતિહાસિક સામાજિક અને અન્ય બાબતો જેમાંથી આર્યયુગની સ્થિતિનું સૂચન મળે અને પાશ્ચાત્ય આર્યોની અને અર્વાચીન ભારતની (સામાજિક, રાજકીય) સંસ્થાનાઓ ઉદ્‌ગમનું દર્શન સાંપડે. |
| | (૭) પ્રકીર્ણ વિષયો. દા. ત. યુદ્ધની અને નૌયાનની કલાઓ વગેરે. અનુક્રમણિકામાં લેખનકાર્ય માટેની નોંધમાં 'thinking' 'thesis' એની નીચે પણ વિષયો નોંધ્યા છે તે જોવા. |
| એક મહિનો બપોરે | (ઙ) વિદેશીય સાહિત્ય. |
| | (અ) ગ્રીસ અને અન્ય પ્રાચીન દેશોથી આરંભ કરવો. |
| * | (આ) અંગ્રેજી અને આધુનિક વિદેશીય સાહિત્ય. |
| ૬ અઠવાડિયાં અપ્યાહ્નને તથા બપોરે * * * | (ચ) ગુજરાતી સાહિત્ય, પ્રાચીન અને અર્વાચીન–નૃસિંહાચાર્ય વગેરેના ગ્રંથો, અને સાક્ષરજીવન * અને મારા પોતાના ભાવિ ગુજરાતીગ્રંથપ્રકાશનોની યોજના ઉપરાંત ગુજરાતીમાં લેખન-વિષયો અનુક્રમણિકામાં નોંધ્યા પ્રમાણે, |
| (*આ ગ્રંથોમાં આ પ્રથમ લેવાનું) | |

(છ) સામાજિક અને રાજકીય સહ-જન્નલણો તથા વ્યવસ્થાત ત્રોનાં સાક્ષાત્ માનવજીવનમાંથી અવલોકનો, મારી નવલકથાના ચાર ભાગોમાં આવે છે તેવાં અને મારી બાળલગ્ન વિશેની નોંધોમાં છે તેવાં.

સમાજશાસ્ત્ર અને એનો ઉદ્ભવ, હિંદુઓના-સ્ત્રી, પુરુષ, બાળકના, વ્યક્તિ અને સમષ્ટિના -દૈનિક જીવનને વિશેષતઃ અનુ-લક્ષીને; એમનું આરોગ્ય, ગૃહ વગેરેની શુદ્ધિ, શરીરસ્વાસ્થ્ય, આર્થિક ઉન્નતિ નીતિ ઇત્યાદિની મીમાંસા સાથે. પ્રકીર્ણ વિષયાનુક્રમણીમાં 'Thesis' અને 'thinking' શબ્દોની નીચે નોંધેલ વિષયો જોવા.

૧ મહિનો બપોરે *

(ज) મનનનોંધો (સ્ક્રેપબુક્સ), આત્મ-જીવનવૃત્ત અને અંતર્મુખ દૃષ્ટિનાં ચિંતનો, મારાં પૂર્વ પ્રકાશનો અને હસ્તલિખિત લેખો.

આ કાર્ય સુદીર્ઘ જીવનકાળ માટે પૂરતું છે. પણ મારું સ્વાસ્થ્ય નબળું છે અને જીવન હવે ટૂંકું છે, જેમાં કાર્ય માટે સમય થોડો છે અને એ વાચન, ચિંતન, સંચયન અને લેખનમાં વહેંચાઈ જાય છે.

जलविन्दुनिपातेन क्रमशः पूर्यते घटः।

એ ન્યાયે મારું સાંપ્રત કર્તવ્ય 'जलविन्दुनिपात' પૂરતું છે. આ ન્યાયે મારી વિષયાનુક્રમણીની પોથીમાં સમયપત્રક નોંધી લઉં છું, અને 'घटपूर्त्ति' મહા-ઇચ્છાને આધારે રહેતો હઉં છું.

૨૭ મી ડિસેંબર, ૧૯૦૨.

અમદાવાદ કોંગ્રેસ પૂરી થઈ. ગઈ કાલે સાંજે ૭ વાગ્યે એનું વિસર્જન થયું, અને કંઈક બોધ પામીને, ખર્ચ કરીને, આજે પાછો આવ્યો.

ખર્ચની વાત કરું તો, આ મહિનો ખર્ચનો જ છે. કોંગ્રેસ-અંગેનું, સભ્ય-લવાજમ વગેરેનું ખર્ચ તો કર્તવ્ય હતું. મકાનના છેલ્લા ઓરડાની ઉપર મેડી અને પાછળ દાદર કરાવવાનું કાર્ય આ મહિને પત્યું. + + દુકાળને પરિણામે લાકડાં સોંઘાં થયાં છે. પણ દુકાળના આવા અણધાર્યા પરિણામનો લાભ લીધો એ મારા મનને ડંખે છે. મારી પુત્રીના મૃત્યુની પ્રથમ સંવત્સરીએ બાળકોને જમાડ્યાં, શાસ્ત્રીને દક્ષિણા-ભેટ આપી, એ પણ ખર્ચનું કારણ બન્યું. + + ખર્ચ કરાવનાર આ મહિનો એવો છે જે ફરીથી આવવાનો નથી:-અમદાવાદની કોંગ્રેસ અને મારી પુત્રીની પ્રથમ મૃત્યુસંવત્સરી ફરીથી નહિ આવે. આ પ્રસંગે, એક વર્ષના ધૈર્ય પછી, હું રડી પડ્યો હતો. + + એ દિવસ અગાઉ સામાજિક પરિષદમાં પણ વિદ્યાએ પોતાના પ્રસ્તાવના સમર્થનમાં ભાષણ કર્યું ત્યારે પણ મારી આંખમાં આંસુ આવ્યાં હતાં, એમાં એ વચનો આવ્યાં હતાં: 'क्रोऽदात् कामोऽदात्,' અને એમાં મારી નવલકથામાંથી મોહિનીએ કરેલી દલીલો ટાંકી હતી. એથી મને મારી પુત્રીએ બાલ્યકાળમાં પૂછેલો પ્રશ્ન યાદ આવ્યો, 'મોટાકાકા, આ પરણવાનું શું કારણ હશે?'

+ + +

બિચારા પ્રો૦ આનંદશંકરની પત્ની ક્ષયની આખર ભદશામાં છે એ વર્ષ પહેલાં મારી પુત્રીને થયો હતો તે જ વ્યાધિ. આવતી કાલે લીલાવતીની મૃત્યુતિથિ છે. ગયે વર્ષે આ તિથિએ થયેલ એનું અવસાન, એની સ્મશાનયાત્રા, એનો અગ્નિસંસ્કાર,—એ બધાંનાં સ્મરણને હું સહી શકીશ? આજે બતાવેલી નિર્બળતા કાલે નહિ બતાવું એવી આશા રાખું છું—પણ ખાતરી નથી.

૨૮ મી ડિસેંબર, ૧૯૦૨.

આજે માર્ગશીર્ષ વદિ ચૌદશ, મારી મધુરી માનનીય લીલાવતીની મૃત્યુસંવત્સરી. હું જાગ્યો-ઊઠ્યો, એના આત્માને નમ્યો, મારા ટેબલ નજીકની એની છબીને નમ્યો-એ પવિત્ર શક્તિને નમ્રભાવે પ્રણમ્યો જે એનામાં જીવંત હતી, જે-મારા દેશજનોની જીવ તથા સૂક્ષ્મદેહની માન્યતા ખરી હોય તો-આજે પણ એનામાં જીવંત છે. એનો આત્મા આદર્શોમાં-ભાવનાઓમાં-પવિત્ર હતો, તપમાં દૃઢ હતો, એ આત્મા અદૃષ્ટ લોકમાં આરોહણ જ કરતો હોય; એનો એ પુણ્યપ્રભાવ-

એને, એની મતિ અને ઇચ્છાની દિવ્ય શુચિતાને પરિણામે, પૂર્ણ સુખ અને શાંતિના અચલ જીવનમાં જ લઈ જાય; અને દેહવાદીઓ જેને જીવન કહે છે, જ્ઞાનીઓ-મરણ પ્રકૃતિ છે અને જીવન એની વિકૃતિ છે એમ માનનારા જ્ઞાનીઓ-જેને ઉચ્ચતર કોઈ જીવનની વિકૃતિ કહે છે, એવા આ મૃત્યુલોકના, આપણને અવરોધી રહેલા અને લીલાવતીને અવરોધતા હતા એવા આ કારાવાસથી-આ પાર્થિવ બળોથી-પર, ઊર્ધ્વ, એની ગતિ છે.

+ + +

હજી પરમ દહાડે મેં જોઈ તે કોંગ્રેસ પણ પાર્થિવ પરિસ્થિતિમાં પૂરાયેલી મારી પુત્રી હોય એવું મને લાગે છે-મારા દેશની વચ્ચે મુકાયેલી સુંદર કાયા-તારી કાયા જેવી જ ભંગુર, કોમલ, પોષણહીન, અતિશ્રમિત, કષ્ટપીડિત અને નષ્ટ થવા નિર્માયેલી! મારી આ જન્મભૂમિ પણ એવા કુટુંબને પનારે પડી છે જે સતત માગ્યા જ કરે છે-આપણાં માંસ-રુધિર પાસે, આપણા જીવન પાસે, માગ્યા જ કરે છે. કોંગ્રેસના ઠરાવો આપણને એ સતત માગનું ભાન કરાવે છે! અને, જે રીતે પેલા અંધ, મૂર્ખ, સ્વાર્થમગ્ન અને વૃથાગર્વિત લોકોએ, જાણે કે અજાણે, તારી જે થઈ તે અવદશા કરી, અને છતાં એમની સેવા કરવાને તું જીવતી રહે એવી ઇચ્છા રાખી, તે જ રીતે આ આપણા અંધ, સ્વાર્થમગ્ન, ગર્વિષ્ઠ શ્વેતવર્ણ ભારતવાસીઓ, આપણા શાસકો, આપણે જીવતા રહીને એમની સેવા કરીએ એવું ઇચ્છે છે છતાં આપણા ભીતરમાં રહેલા ક્ષયરોગની ચેતવણી આપતા તપાસનળીના ધ્વનિને સાંભળતા નથી. તારો પતિ તથા સસરો તારું ભલું ઇચ્છતા હતા, છતાં તારી આવદશાને અવગણતા હતા, એ બતાવે છે કે જેને ક્ષયના ઉપદ્રવથી બચાવવા માટે સારી કાળજી અને માવજતની જરૂર હોય તેના તરફ હૃદયના શુભ આશયો સેવવાથી કંઈ વળતું નથી. કોંગ્રેસ મારી જન્મભૂમિના શ્વસુરને કાને રોગસૂચક નળી મૂકી રહી છે, પણ એનો ધ્વનિ તારા જેવો મંદ અને નીચો છે અને, પોતાના પ્રયત્ને કે ઇંગ્લાંડમાં બ્રિટિશ રાજ્યબંધારણ દ્વારા શાસકોના અંતરાત્મા પર્યંત પહોંચવાની એની શક્તિ મંદ છે-જે પ્રમાણે તારા, તારા પતિને જાગ્રત કરવાના, પ્રયત્નો એ પતિના વલણને લીધે વ્યર્થ થકિતબ્યથ નીવડ્યા તે પ્રમાણે. અને છતાં, તું આશા સેવતી હતી તેમ અમે

ભારતીયજનો આશા સેવીએ છીએ. તું ઠગી નહિ તેમ અમે પણ ઠગીશું નહિ. તું સ્નેહભરી રહી તેમ અમે પણ સ્નેહભર્યા રહીશું–વસ્તુતઃ પેલા દક્ષિણ આફ્રિકાના સજ્જને કોંગ્રેસસમક્ષ ભાષણમાં એ જ કહ્યું હતું, અને કોંગ્રેસ એ જ રીત રાખશે–પછી ભલે અંગ્રેજોના પરદેશી અશ્રદ્ધાળુ માનસને ન સમજાય કે ભારત એમના શાસન સામે વિરોધવચનો ઉચ્ચારશે છતાં એ શાસન તરફ સ્નેહ રાખશે. ભારતજનનીને પણ, એની આ પુત્રી માફક, મુખમાં વિરોધવચનો છતાં, હૃદયમાં સ્નેહ સદ્‌ભાવ જાગવવાની અસંગત લાગતી કળા આવડે છે. સ્નેહ જેટલો સાચો અને સઘન છે તેટલો જ વિરોધ સાચો અને સઘન છે–અને સ્નેહ છે તેથી જ વિરોધ છે. + + +

લીલાવતી! તને પરણાવીને જેને પનારે તજી એ લોકો જેવા જડ છે તેટલા જ, આ બાબતમાં, અંગ્રેજ લોકો જડ છે. અને છતાં કોંગ્રેસનેતાઓના આત્માઓ તારા આત્મા જેવા છે એમની શક્તિઓ, દુન્યવી રીતે, તારી શક્તિઓના કરતાં વિશેષ પરિણામસાધક બનો! ——કારણ કે તને બલ્ય હતાં તેથી એમનાં સાધનો ભિન્ન પ્રકારનાં છે.

૮મી જાન્યુઆરી, ૧૯૦૩.

નડિયાદની આજુબાજુના પ્રદેશમાં પ્લેગ ફેલાયેલ છે. લોકોમાં ગયા વર્ષના અનુભવથી લેશ પણ ડહાપણ આવ્યું હોય એમ દેખાતું નથી, કારણ કે પોણા રૂપિયાની દક્ષિણા ખાતર જ્ઞાતિના બણખરા પુરુષો જિંદગીનું જોખમ વેઠીને પ્લેગે ઘેરેલા પેટલાદમાં ભોજન માટે ગયા હતા. સાજાસારા પાછા ફર્યા એ એમનું સદ્‌ભાગ્ય ગણાય. પચતંત્રમાં કહ્યું છે તે ખરું છે કેઃ–

'जिह्वालौल्यप्रसक्तानां जडमध्यनिवासिनाम्
क्षयो भावी...।'

આપણા દેશજનોનો મોટો ભાગ અજ્ઞાન છે, અને છતાં આપણે એમની વચ્ચે જ રહેવાનું છે, થઈ શકે તે મંદતમ ઉપાયોથી એમને સુધારવાના છે, અને દરમ્યાન આપણી એ અવિનાશ્ય પરિસ્થિતિના અનિવાર્ય પરિણામ રૂપે જે જોખમ આવે તે સહી લેવાનાં છે. આપણાથી યુરોપ અને અમેરિકા જઈને રહેવાય નહિ; સુરામત્ત યાદવોની વચમાં કૃષ્ણ હતા તેમ, જો આપણા બંધુઓને

આપણે શાણા ન બનાવી શકીએ તો એમની વચ્ચે જ આપણું સ્થાન છે, ત્યાં જ રહેવાનું છે, અને સર્વસમાન ભયને ભેટવાનું છે.

૧૧મી જાન્યુઆરી, ૧૯૦૩.

મારા ઉપર સંકટ પડે તે મારી લીલાવતીને વેઠવાં પડેલાં સંકટથી ગુરુતર કે અસહ્યતર નહિ જ હોય, અને જે સંકટ પડે તે વેઠવામાં એ નમ્ર છતા દૃઢ, અવિચલ, સદ્‌ગુણી અને પરાક્રમમય બાલિકાને પગલે ચાલવું એથી બીજો, એની પવિત્ર સ્મૃતિના માનમાં આપવાનો, પવિત્રતર અર્ઘ્ય પણ નથી હવેથી મારા સાંસારિક કલેશોમાં એની મધુર અને ઉત્કૃષ્ટ ગુણસંપત્તિ મારી પથદર્શક દિવ્ય દીપિકા બની રહો! એનું દૃષ્ટાંત મારા આત્માને પ્રેરણારૂપ હજો અને એ જ્યાં અને જે સ્વરૂપે હોય ત્યાં મને એની નિકટતર લઈ જજો!

૧૭મી જાન્યુઆરી, ૧૯૦૩.

લોકો દિલ્હી કૅારોનેશન દરબારમાંથી પાછા ફરે છે; નથી એ યુરોપીયોને રુચ્યો, નથી ભારતના દેશજનોને રુચ્યો. યુરોપીય અધિકારીઓને એમ લાગ્યું કે ઇંગ્લાંડના વિદેશીય લોકોએ અમારી ઉપેક્ષા અને અવગણના કરી, અને માત્ર સાહ્દી હોદ્દેદારોનું અને અંગ્રેજ મહેમાનોનું અતિગૌરવ કર્યું. એઓ એને 'કર્ઝોનેશન દરબાર' કહે છે. દેશી-રાજવીઓએ શહેનશાહી—વાઈસરોયના ગુલામનો ભાગ ભજવ્યો—સશ્રમ બતાવ્યો, અણગમો સેવ્યો, નીચા ઝૂકીને નમ્યા, રાજભક્તિનો અને અનુમતિનો દંભ કર્યો, ઉપચારવિધિમાં અપમાન જોયું અને કાલ સુધી ભોગવતા હતા તે રાજવીપદવી અને અધિકારો હરાઈ જતાં હીનતા અનુભવી. જનતાને એક સમ્રાટની નીચે પોતાને એકતાનો અનુભવ થયો એવું બતાવવામાં આવે છે, પણ જનતા તો આ વિચિત્ર વિપરીત-છલ પારખીને એ હેતુપૂર્વકની વચનાના ઉપહાસનું સ્મિત કરે છે.

\+ \+ \+

અને અમે સુશિક્ષિત દેશજનો આ મજાકને સ્વસ્થચિત્તે સહી લઈએ છીએ; કારણ કે અમને અમારા આંતરતમ હૃદયમાં ખાતરી છે કે અમારે પક્ષે ન્યાયના અને સત્યના વિજયનો દિવસ વેગ વધારીને દોડતો આવે છે, અને આવી વિડંબનાના વિધાયકો અતિશયની અંતિમ કોટિએ ધસી રહ્યા છે તે એ કારણે કે વિશેષદ્રષ્ટા અને ગહન—

ચરિત પરમાત્મા એમને અસંભાવ્ય અનિર્વાહ્ય સ્થિતિએ પહોચાડવાનો છે, અને પોતાના સ્વચ્છંદના દિવાસ્વપ્નોમા રાચનારા એઓ કલ્પી શકે તેથી વિષમતર અવસ્થા તેઓ જાગીને જોવાના છે

અમો, સુશિક્ષિત દેશજનો, જાણીએ છીએ કે આનો અર્થ છે દારુણ કસણી, ધૈર્યના અને હૃદયમગના અનેક પ્રયોગ; અને અમારી બુદ્ધિની, સહનશક્તિની, ગુણસંપત્તિની, તેમ જ વિદેશી શાસકોને જેની સમજ નથી કે કદર નથી એવી એમના પ્રત્યેની અમારી સચી રાજભક્તિની, અને સ્વશિક્ષણ અર્થે તથા સામાને સુધારવા અને પોતે શીખીને સુધરવા માટે—એ લક્ષ્ય સાધીએ ત્યાં સુધી જનની જન્મભૂમિના અંકમાં રહ્યા રહ્યા સહેવું અને શમી રહેવું એવી અમારી અશસ્ત્ર શાંતિમય લડતના અંતિમ વિજયમાં અમને જે શ્રદ્ધા છે તેની આકરામાં આકરી કસોટી અમે સુશિક્ષિત દેશજનો જાણીએ છીએ કે દેશનો પૃથગ્જન સમૂહ પોતાની આસપાસ જાગતી દુનિયા શુ યુક્તિઓ અને યોજનાઓ રચી રહી છે તેના અભાનમાં ગાઢ નિદ્રા સેવે છે અને નિદ્રાભ્રમણ કરે છે, તે દરમ્યાન અમારે માટે ઉઘડ્યો છે તે જ માર્ગ છે, તેમાં જ કર્તવ્યનું અને શ્રદ્ધાનું શ્રેયસ્કર ભાવિ છે.

૧૮મી જાન્યુઆરી, ૧૯૦૯.

મારા મિત્ર, રેવરંડ મિટફર્ડના મુસ્લિમ બનેલા પુત્ર, મુરાદઅલીએ મને ભાવનગરમાં કહ્યું હતુ તેમ, વિજેતા શાસકોને પોતાનું રાજતંત્ર વિજિત પ્રજાના હિતની દૃષ્ટિએ, એ પ્રકારનું જ કેળવવું, કે જે વિજેતાઓના કુટુંબસમાજના મનોભાવોને અને કૌટુંબિક સંબંધોને લઘુતમ મર્યાદારેખામાં રાખે અને એમ કરીને વિજિત પ્રજાના પ્રતિસ્પર્ધીઓની અલ્પતમ સંખ્યાને પોતાના હૃદયમાં અવકાશ આપે. ઈંગ્લાંડનું રાજતંત્ર એવું છે કે એના પ્રધાનોએ મેન્ચેસ્ટર તથા લિવરપૂલને અને ઈંગ્લાંડની ભૂમિના પુત્રોને, કૌટુંબિક વાત્સલ્યથી રક્ષણ આપવું પડે છે, અને ભારતનું ધન માત્ર ભારત માટે જ ખરચાય એવા ભારતના વાઈસરોય અને ગવર્નરોના પ્રયત્નો પાછા પડે છે, વ્યર્થ નીવડે છે, કારણ કે એઓને પ્રજાસત્તાક રાજ્યના—પ્રજાએ ચૂંટેલા—પ્રધાનોની આજ્ઞા ઉઠાવવી પડે છે અને એ પ્રધાનોને સ્વદેશમાં પોતાના મતદાતાઓનાં મોં જોવાનાં રહે છે હું માનું છું કે આંગ્લ-ભારતીય અધિકારી વિલાયતના દોરી સંચારથી મુક્ત હોય તો

પોતાનો ધર્મ વધારે સારો બજાવી શકે અને બજાવે. બીજી બાજુ, આ અધિકારી અહીં પ્રજાથી વિખૂટો ઉમરાવ બનીને રહે છે, અને ભારતમાં એ કદી ન આવ્યો હોય તો બતાવે એથી અધિકતર અતડાઈ અને ઉદ્ધતતા બતાવીને પોતાની પદવી ઉચ્ચતર હોવાનો ડોળ કરે છે. એ જાણે છે કે ભારતના દેશજનોએ જીતેલો એકેક તસુ એટલે પોતાના દેશજનોને એંગ્લી હાનિ; અને સ્વાભાવિક રીતે એ પોતાની પદવી અને પ્રતિષ્ઠા બને જાળવવા ઇચ્છે છે એની અંતર પ્રકૃતિના હીનતર સ્વરૂપની આ નિર્બળતા જ ભારતને ભયરૂપ બનીને ઊભી છે. ઇંગ્લાંડમાં વધારે ન્યાયી વૃત્તિનો વિકાસ થાય તો જ આ અધિકારી કાબૂમાં રહે.

૨૭ી માર્ચ, ૧૯૦૩.

મારી નવલકથાના ત્રીજા ભાગની આવૃત્તિ છપાય છે, એ પૈસા માગશે મારાં હમણાંનાં લખાણોમાં કમાણી નથી, એમાં જે પૈસો. અસ્તુ તે ઉત્પાદક રોકાણ નહિ નીવડે, એ તો ચોખ્ખું ખર્ચ જ રહેશે આજ સુધી લભ્ય હતી તે સર્વ આવક ક્યારની ખરચાઈ ચૂકી છે.

ગયા ડિસેમ્બરની ૧૭મી તારીખનો મારો કાર્યક્રમ હજી હાથ ધરી શકાયો નથ, માત્ર રોજ સવારે ઉપનિષદો અને ગર્ઝરનાં પુસ્તકો વાંચું છુ બપોરે બપોરે લીલાવતીનો સ્મૃતિગ્રંથ લખું છુ, અને રાતે ઇન્ડિયન રિવ્યુ માટે પ્રકીર્ણ લેખ લખું છુ, જેમાં વિચ્છેદ અને વિઘ્ન આવે તે સમય બાદ થાય

લીલાવતીના સ્મરણમાં હું લખું છું તે ઇંગ્લિશ જીવનચરિતના રૂપનું જીવનચરિત નથી, માત્ર એના વિચારોના અને ચિંતનોના પ્રજાને સામાન્યત: ઉપયોગી થાય તેવા અવશેષોની નોંધ છે એમાં એના પતિ કે સાસરિયાં ઉપર આક્ષેપ કરવો ટાળુ છું, કારણ કે એઓના દોષો જે હોય તે, પણ એઓ લીલાવતીને પ્રિય હતાં, પૂજ્ય હતાં; અને જે બાબતો એ જીવતી હોય તો મને ન લખવા દે એ બાબતો વિશે એના મરણ પછી કંઈ ન લખવું એ મારો આદર્શ છે. જેને એ ચાહતી હતી તેને હું ચાહું શ.

૧૨મી એપ્રિલ, ૧૯૦૩–

આજે મને જરા ગમગીની રહે છે—કારણ જાણતો નથી. પ્લેગને લીધે હાલ હું નડિયાદના બહારના ભાગમાં પાટિયા—

વાડીના માનસાહેબના ભાગમાં તબૂમાં રહું છું. તબૂ આમાઓની નીચે છે. સ્ત્રીઓ અને બાળકોને સૂવા બેસવાની એક રાવટી, એક રસોડા માટે અને બીજી હરિશંકર વગેરે માટે એમ બે કપડાંની છાપરી, એ પણ વૃક્ષોની નીચે છે.

\+ + +

પાંટિયામાં મારો સાહિત્યકાર્યક્રમ વિઘ્નિત થયો છે. અને, હજી મારે પહેલાં ૧૦ ઉપનિષદોની સારતારવણી—મુખ્યત: ઉપનિષદોના ઉપક્રમ અને અંતમાંથી-કરવાની બાકી છે. એ સારસંક્ષેપ કરતાં વધારે તો વિષયસૂચિ જેવી બનશે, અને ઉપયોગી થાય એવો એમાં હેતુ છે. લીલાવતીના જીવનચરિતમાં થોડીક પ્રગતિ કરી છે, અને કુબર્ટિંનકૃત 'Evolution of French Republic', મૅકોલેકૃત 'Life and Letters' વર્ડ્ઝવર્થ-રચિત 'Prelude', એડ્રિલનું 'East and West' એ પુસ્તકોનાં પાનાંઓ ઉપર કે પંક્તિઓ ઉપર નજર નાખવા માંડી છે. અહીં આવ્યા પહેલાં અને પછી, યુનિવર્સિટીના સ્કૂલ ફાઈનલ અને એમ. એ. ની પરીક્ષાઓ માટે અભ્યાસક્રમ ઘડવા માટે મારે પુસ્તકોમાં, પત્રવ્યવહારમાં અને ચિંતનમાં રોકાવું પડ્યું છે, કારણ કે એ કાર્ય માટે હું, કમલાશંકર પ્રા૰ ત્રિવેદી અને કેશવલાલ હ. ધ્રુવ એ ત્રણની સમિતિ સિંડિકેટે નીમી છે. મહત્ત્વની બાબતોમાં આ બે પંડિતો જોડે મારે મતભેદ થવાથી, એમને મારી રીતે માર્ગદર્શન કરાવવું એ મને મારું કર્તવ્ય જણાવાથી, અને પૂર્ણ ચર્ચા વિના વૈમત્ય નોંધવું એમાં યુનિવર્સિટી પ્રત્યે અનુચિત રીત અને આ મિત્રોને અન્યાય થાય એવું મને લાગવાથી, મારે ગઈકાલે કમલાશંકર ત્રિવેદીને તથા કેશવલાલ ધ્રુવને મળવા અમદાવાદ જવું પડ્યું, મેં લાંબી નોંધો લખી હતી અને લાંબા પત્રો લખ્યા હતા તેમાં ચારપાંચ કલાકની ચર્ચા ઉમેરવી પડી. પરિણામે સંતોષજનક એકમતિ થઈ ક્યાંક મેં તો ક્યાંક એઓએ નમતું આપ્યું, અને એથી યુનિવર્સિટીને લાભ થશે એમ હું માનું છું, જો કે એ સંસ્થા એમ માનશે કે નહિ તે હું જાણતો નથી. જે મુદ્દાઓમાં ઘણા સમયનો અને શક્તિનો વ્યય કરવો પડયો એ મુદ્દાઓ હતા ભાષાશાસ્ત્ર, લોકપ્રિય કાવ્યો, વ્યાકરણ વગેરે.

\+ + +

૨૨મી એપ્રિલ, ૧૯૦૨.

હિંદુ શાસ્ત્ર પ્રમાણે પ્રારબ્ધના સિદ્ધાંતમાં નૈતિક જવાબદારી -મનુષ્યનાં કર્મોના વિકાસ ઉપર-ઉત્કર્ષ ઉપર- રહે છે. શુભતમ હેતુથી કરેલાં કર્મોનાં પરિણામોની ઉપેક્ષા અથવા એનું અજ્ઞાનજન્ય અભાન, અને પરિણામનું જ્ઞાન હોવા છતાં એ જ્ઞાનના આદેશની સ્વેચ્છાપૂર્વક અવગણના-એ બંને દિવ્યકૃપા પામવાને, એક સરખાં, અસમર્થ છે. આ સિદ્ધાંત કંઈ તારતમ્ય સ્વીકારતું હોય તો તે આ છે : પરિણામોનું અજ્ઞાનજનિત અભાન કર્તાના હૃદયમાં નૈતિક સડો ઉપજાવતું નથી, પરિણામોની ઉપેક્ષા પ્રમાદનો જંતુ જન્માવે છે જે સંખ્યાવૃદ્ધિ સાધીને આત્મઘાતક આદતમાં- દ્વિતીય પ્રકૃતિમાં-પરિણમે છે; અને જ્ઞાનના આદેશની ચાહીચાલીને કરેલી અવગણના કર્તાને એવી આજ્ઞા-અવગણનાની અંતિમ કષ્ટતમ દશામાં ધસડી જાય છે જે જીવનભર ટકી રહે છે જેથી, મનુષ્ય કાં તો ધૃતરાષ્ટ્રની માફક અવગણનાજનિત યાતનાઓને સ્વીકારતો અને વેઠતો લાંબું જીવન ગાળે છે; અથવા દુર્યોધન અને રાવણની માફક જીવનને અંતે પોતાનાં સ્વેચ્છાકૃત પાપોએ ઉપજાવેલી અનિર્વાહ્ય અને અપ્રતીકાર્ય અવદશાની પ્રતીતિ પામે છે; અથવા મારી નવલકથાના ત્રીજા ભાગમાંના મૂળ સામંતની માફક જીવન દરમ્યાન જ પશ્ચાત્તાપ કરીને સુધરે છે; અથવા દેખીતી રીતે સજા ભોગવ્યા વિના, પણ પોતાની સંતતિને અને પાછળ રહેલી વ્યક્તિઓને પાપમય અનિષ્ટ વારસો આપીને, પ્રાણ તજે છે. નૈતિક કારણકાર્યસરણિની વિકાસયાત્રા યુરોપીય લોકોની સમજણ પ્રમાણે આ ક્રમે અટકી જાય છે, પણ આપણે, જેને આપણે ભાવિજીવન-પુનર્જન્મ-કહીએ છીએ, એ સર્વે જન્મોમાં એનો વિસ્તાર સ્વીકારીએ છીએ.

ક્રિશ્ચાનિટી અને ભક્તિમાર્ગ, જેમણે ઈશ્વરની કૃપા માગી મેળવી હોય તેવાને અપવાદરૂપે આ નિયમની પ્રવૃત્તિમાંથી બચાવી લે છે. એ 'દયા' એટલે તો દેખીતા નૈતિક સડાની નીચે નિગૂઢ રહેલા કલ્યાણકર જ્વાલામુખીનો ઉત્સ્ફોટ, બીજું કંઈ નહિ; અને અલક્ષિત શ્રમથી પર્વતસપાટીનું તાડન અને ઉદ્ઘાટન એ જ પ્રભુની દયા. 'પ્રારબ્ધ' સિદ્ધાંત એ તાડન-ઉદ્ઘાટનનું કારણ પૂર્વજન્મનાં પુણ્યોની માન્યતા સ્વીકારીને દર્શાવે છે; અને વિજ્ઞાન એનો ખુલાસો પરિસ્થિતિની, -સંયોગાવરણની, અને જ્ઞાનના કે જ્ઞાનશક્તિના ગોચરમાં નહિ એવા,

કર્તાના પિંડવિશ્વમાં રહેલા, આંતર પ્રવાહોની માન્યતા દ્વારા કરે છે. આ (જ્વાલામુખીનું) ભૂમિ ઉદ્ઘાટન-પરિસ્થિતિ વગેરે તેમ જ પૂર્વજન્મનો પુણ્યસંચય-એ સર્વને કૃપા કહીએ તો તે કૃપા-માનવ-જીવનને ઉન્નત કરનારી અન્ય કૃપાઓ જેવી જ છે; અને કૃપાઓના ઉદ્ગમ નિયમ પ્રમાણે જ થાય છે, અપવાદરૂપે નહિ. જ્ઞાની પુરુષ, ભીષ્મ અને દ્રોણની માફક, પોતાની ભૂલોનાં અપરિહાર્ય પરિણામોને ઉપાર્જિત ફલ ગણીને સ્વીકારે છે; અથવા, અન્ય શબ્દોમાં, જીવનના સ્વાભાવિક ઘટનાક્રમે બનતી અપેક્ષિત ઘટના તરીકે સ્વીકારે છે; અને એ એક હુંકાર વિના, ફરિયાદ વિના, મનોવેદના વિના, તેમ જ સત્વરતાથી અને શુભનિષ્ઠાથી સ્વીકારી લે છે.

૨૩મી એપ્રિલ, ૧૯૦૪.

માણસ નિજકાર્ય માટે જવાબદાર છે એમ આપણે કહીએ ત્યારે એનો અર્થ એ છે કે એને કોઈક વસ્તુની કે કાર્યોની સોંપરત કરવામાં આવી છે અને એ એની જાળવણી-બજાવણી કરવા બંધાયેલો છે, અને એ એમ ન કરે તો એને એનાં અનિષ્ટ પરિણામો ભોગવવાં પડે; જ્યારે આવી જવાબદારી માનુષઆજ્ઞામાંથી નહિ પણ અંતઃકરણની (અમે તે અર્થમાં અંતઃકરણની) પ્રવૃત્તિમાંથી ઉદ્ભવી હોય છે ત્યારે એ જવાબદારી 'નૈતિક' છે, અને આમ 'નૈતિક' જવાબદારી કાયદેસરની કે ધાર્મિક જવાબદારીથી જુદા પ્રકારની છે. માનવવિકાસમાં પ્રયુક્ત થતી શક્તિઓના વ્યાપારમાંથી જવાબદારી ઉદ્ભવે છે એવું જે મેં ઉપર કહ્યું તેમાંની 'નૈતિક' જવાબદારીમાં હું આપણા સર્વ ધર્મોની જવાબદારીનો સમાવેશ કરું છું-એમાં માત્ર અતીન્દ્રિય દિવ્ય તત્ત્વનો કે સ્વર્ગ-નરકાદિ પરિણામનો આશ્રય લેનારા ધર્મો અપવાદ લેખાય. જવાબદારીના ભાનવાળા માનવે જે પરિણામોનો ભય રાખવો જોઈએ એ પરિણામો પાર્થિવ પ્રકારનાં વૈયક્તિક સુખદુઃખથી નિરપેક્ષ છે; અને ઉચ્ચતર ભૂમિકાનો જે કર્તવ્યક્રમ પોતે વિકસાવે એથી જે સુખદુઃખ સંગત હોય તેનો પરિણામની ગણનામાં સ્વીકાર થાય અને જે અસંગત હોય તેનો ગણનામાંથી બહિષ્કાર થાય.

૨૭ મી એપ્રિલ, ૧૯૦૩.

પ્લેગ ઓછો થવા લાગ્યો છે. આ સુધારો ચાલુ રહે તો હું

શહેરમાં રહેવા જવા ધારું છું, અને તે પછી ગજ્જરનું આગ્રહભર્યું નિમંત્રણ છે તેથી સકુટુંબ કુમસ જવા ઇચ્છું છું.

+ + +

તંબૂમાં રહેવું, અને બીજી અગવડો અને રોકાણો પણ આવે, તેથી મારું સાહિત્યકાર્ય માત્ર અગાઉ દોરેલી ક્રમયોજના પ્રમાણે જ ચાલુ રહી શકે. આજ સુધીમાં મેં ૧૦૮ ઉપનિષદોમાંથી ૭૫ નો સાર તારવ્યો છે. આ કાર્યનાં ઉત્તમ ફળો આવશે એવો સંભવ છે. લીલાવતીની જીવનકથા મંદવેગે ચાલે છે. એના દુઃખી જીવનનું અને પ્રસગોનું આલેખન કરતાં મને શોકમય સ્મરણો જાગે છે, સકળ સંવેદનતંત્ર ક્ષુબ્ધ થાય છે, અને મારું તત્ત્વજ્ઞાન ભલે રહ્યું તો પણ હું શોકમગ્ન અને અસ્વસ્થ બનુ છુ. એનુ જીવન એ કરુણ કથની છે. તેજોમય વિભાવના છે—એ વ્હાલી પુત્રી માટે મારો આદર વધારે તેથી તેજોમય, એના વીરધીર ઊર્ધ્વગામી પ્રયત્નોની તથા વિધિવિહિત અવસાનની કરુણતાને ગહનતર બનાવે તે કારણે તેજોમય. એ લખાણ હું નથી અવિરત લખી શકતો, નથી થોડું હમણાં થોડુંક પછી એમ ખંડશઃ હાથમાં લઈ શકતો. એ લેખન જેમ આગળ વધે છે તેમ મારો હૃદયભાર વધે છે પણ એ કાર્ય પૂર્ણ કરું તે પહેલાં બીજું કામ હાથ ન ધરવું એ જ મારો આ ફરજ અદા કરવાનો માર્ગ છે.

૧૧ મી મે, ૧૯૦૭.

૨૩-૪-૦૭ની મારી નોંધ આજે મને બરાબર સમજાતી નથી. આવું મારે મારાં બીજાં લખાણોની બાબતમાં પણ બન્યું છે. એનો અર્થ એવો નથી કે સમજાતું નથી તે ખોટું છે. જ ક્ષણે લખાણ કર્યું ત્યારે જે મનોભાવ હોય અને જે વિચારસાહચર્ય હોય તે જ તે ક્ષણે, પુનર્વાચનની ક્ષણે, હોય તેટલું જ જરૂરનું છે. અને આવી સ્થિતિ માત્ર મનોભાવ અને વિચારસાહચર્યના ભેદથી જ ઊપજે, કે એ માણસની શક્તિના હ્રાસને લીધે જ ઊપજે, એવું નથી; એ સ્થિતિ એના મનના વિકાસમાંથી પણ ઊપજે, કારણ કે બાલ્યકાળની અનેક એવી બાબતો હોય છે જેની પ્રૌઢ માણસને સ્મૃતિ ન હોય, સમજણ ન હોય અને ખરી મૂલવણી પણ ન હોય. મારી આજની વયોવસ્થાએ મને મારી 'સ્નેહમુદ્રા' કે મારી નવલકથાનો પહેલો

આગ ફરીથી લખવાનું કહેવામાં આવે તો હું નિષ્ફળ થઉં. વસ્તુતઃ, યુવાવસ્થાની દિશામાં આપણો જે વિકાસ થાય છે તે શૈશવનો, અને શૈશવની શક્તિઓનો, ક્ષય થઈને થાય છે. અને આ પ્રકારે, એક દિશામાં વિકાસ એ અન્ય દિશામાં ક્ષય અને હ્રાસ છે. માણસ પ્રગતિ અને વિકાસનો ગર્વ કરે તે એવું મિથ્યા અભિમાન છે.

\+ + +

૨૦મી જૂન ૧૯૦૩.

મેં ડુમસમાં, પ્રૉ. ગજ્જર અને એમના કુટુંબ જોડે, ૧૫ દિવસ સકુટુંબ ગાળ્યા. હું નિવૃત્ત થયો ત્યારે એમની મારી સાથે પ્રથમ મુલાકાત. પછી એમની પ્રયોગશાળા જોવાનો–અસિદ્ધ રહેલો–મનોરથ, મારી નવલકથાના ચોથા ભાગમાંની કલ્યાણગ્રામની મારી પ્રયોગસંસ્થા તરફ એમના લક્ષનું આકર્ષણ, અને એમનો આદર્શ તે જ મારો આદર્શ છે એ જાણીને એમનું આશ્ચર્ય; આ બાબતોએ અમને નિકટતર મૈત્રીમાં અને સંસર્ગમાં આણ્યા–બંનેની પ્રવૃત્તિસરણિ અને અભ્યાસ-દિશા ભિન્ન હોવા છતાં એકને અન્ય પ્રત્યે આદર ઊપજ્યો. + + એનો પ્રભુએ મને સસર્ગ કરાવ્યો એમાં પ્રભુનો શો સંકેત હશે તે હું જાણતો નથી; જાણવા ઇચ્છતો પણ નથી.

મારા ડુમસનિવાસનું પરિણામ દ્વિવિધ છે; (૧) મારા કાર્યક્રમમાં વિક્ષેપ અને મારા તથા મારા કુટુંબના સ્વાસ્થ્યને લાભ; (૨) ગજ્જરના ચિત્ત સાથે મારા ચિત્તનો, પરસ્પરનો, વિનિમય અને સંવાદ, અને કોઈ ગહન અજ્ઞેય પ્રકારે અમારા સહકારની નરી શકયતાનું પ્રકટીકરણ. તથાસ્તુ. પણ મને શંકા છે કે એ મને મારા કાર્યમાં પોતાના પૈસાથી મદદ કરવા ઇચ્છે છે, અને મને એટલી જ ભીતિ છે–રખે મારા વિચારોની અને દેશસેવાના યોજનાક્રમની વ્યાવહારિક શકયતાને જ સંદિગ્ધ બનાવે એવું લથડતું મારું અંદાજપત્ર છે તે છતાં પણ મને ભીતિ છે–કે હું એ મદદ સ્વીકારી શકીશ નહિ. પ્રભુ જાણે આ બધું કઈ દિશામાં આપમેળે જશે; એને એની પોતાની અચિંત્ય ગહન–રીત પર છોડવું એ સારું છે.

૧૮મી જુલાઈ, ૧૯૦૩.

રાતના ૯થ.

\+ + +

જૂનની ૭મી થી હમીએ વસોમાં ત્યાંના યુવકોએ કોંગ્રેસના અનુકરણરૂપે ઉત્સાહ, ત્યાગ અને બુદ્ધિબળથી સફળ રીતે યોજેલા 'મિત્ર મંડળ'માં પ્રમુખ થયો હતો. ત્યારપછી મેં 'ઉપનિષદનું કાર્ય, મારા જૂના લેખોની હસ્તપ્રતિઓની અનુક્રમણી રચવા સાથે, શરૂ કર્યું છે. તે સાથેસાથ સુશ્રુતના, વ્યાખ્યાસમેત, અમુક અંશોનું વાચન અને પૃથક્કરણ; માનુષ શરીરરચના અને શારીરતંત્રનું વાચન; વિજ્ઞાન, યોગ, ભૌતિકવિદ્યાનું સંશોધન-કાર્ય ઇત્યાદિના પ્રકાશમાં 'નાડી' અને 'હિતાનાડી' વગેરેની સમજણ માટે ગ્રંથોની અને ગ્રંથભાગોની પસંદગી; એ કાર્ય પણ શરૂ કર્યું છે. મહાભારતનો અભ્યાસ પણ આરંભ્યો છે, અને બિચારી લીલાવતીની જીવનકથા ચાલુ રાખી છે. East and West માં મારો 'Hindu Ideal of Poverty' એ લેખ પ્રકટ થયો છે અને પ્રશંસા પામ્યો છે! 'Conflict of Laws between Indian Converts and non-Converts' એ વિષયનો Bombay Law Reporter માં મોકલેલો મારો લેખ રતનલાલે મારી ખાતર પોતાને ખરચે અલગ છાપ્યો છે અને મને ભેટ તરીકે આપ્યો છે.

૧લી ઓગસ્ટ, ૧૯૦૩.

ઓગસ્ટ ૧૯૦૩ ની પહેલી તારીખ! હું નિવૃત્ત થયો તેને ચાર વર્ષો અને દશ મહિના થયા. આ બધો સમય મારું સાહિત્ય-જીવન જેવું ઇચ્છતો હતો તેવું રહ્યું છે. પણ લીલાવતીના મૃત્યુને દોઢ વર્ષ થયું—અને એ હું ઇચ્છતો ન હતો.

\+ + +

આટલા સમય દરમ્યાન, મારી છેલ્લી (૧૮ જુલાઈની) નોંધ પ્રમાણે આરંભેલા વિષયોને સમાપ્ત કરવા ઉપરાંત કે એમાં પ્રગતિ કરવા ઉપરાંત, એ ટીપમાં શતપથબ્રાહ્મણ, યજુર્વેદ અને અથર્વવેદનો ઉમેરો વિષયસંગત લાગ્યો છે. આ ગ્રંથો મારા વિચારના મુદ્દાઓ ઉપર અલબત્ત પ્રકાશ નાખે છે.

૧ લી ઓક્ટોબર, ૧૯૦૩

\+ + +

આનંદશંકર માફક મને 'કલ્યાણમય પરમાત્મા'માં, એમને છે તેવી શ્રદ્ધા નથી, કારણ કે શ્રદ્ધા એટલે દ્વૈતસ્વીકાર. અને, સર્વજ્ઞ

અને સર્વનિયામક આત્માનું ગીતાકથ્યા નિસ્ત્રૈગુણ્યથી સંગત બનતું, જે ગહનતમ પ્રયોજન હોઈ શકે એ કઠોર પ્રયોજન ઉપરાંત બીજા કશાની અપેક્ષા રાખવાનો અધિકાર દ્વૈતવાદીને પણ નથી. આ પ્રયોજનને કલ્યાણ, ન્યાય, કૃપા આદિ વિશેના માનવમાન્ય ખ્યાલોથી સીમિત ન કરાય. એ પ્રયોજન ગહનતમ છે અને મહા ઇચ્છાનાં પ્રયોજનોના નીતિતંત્ર પ્રમાણે જ એને તાગવાનો યત્ન કરવો રહે.

ચેમ્બરલેન અને એની મંડળીએ અઠવાડિયા અગાઉ મંત્રણાસમિતિમાંથી (Cabinet માંથી) રાજીનામાં આપ્યાં; અને જૂનાગઢમાં પુરુષોત્તમરાય ઝાલાએ પણ રાજીનામું આપ્યું. પુરુષોત્તમરાયને હું કંઈ મદદ કરી શકું કે નહિ એનો મેં મારા મનથી તોલ કર્યો છે—જો મારી મદદ પરિણામસાધક બને તેમ હોય તો એમ કરવું એ મારું કર્તવ્ય છે—અને મારો નિર્ણય એ થયો કે આ 'જો' વાળા પ્રશ્નનો ઉત્તર નકારાત્મક છે, એટલે મને કર્તવ્ય પ્રાપ્ત થતું નથી. જો પુરુષોત્તમરાય મને કોઈ પ્રકારે ઉપયોગી ગણતા હોય તો ઉપયોગી થવાય, એવી સેવા એમને અર્પવી એ જ કર્તવ્ય છે. એમની અવનતિ જૂનાગઢના લોકોની ભાગ્યવિપત્તિ છે—નાગરજ્ઞાતિની અને એ રાજ્યની, સમસ્ત પ્રજાની. મને શંકા છે કે કાઠિયાવાડમાંની અંગ્રેજ વ્યક્તિઓના ક્ષુદ્ર પ્રપંચનું આ પરિણામ છે, કારણ કે એ લોકો એમના મુખી—કાઠિયાવાડના એજન્ટ ટુ ધ ગવર્નર—મિ૰ ક્વિનની પ્રેરણાથી નાગરદ્વેષી બન્યા છે. આ ક્વિને અજમેરમાંથી નાગરોને ઉખેડ્યા અને જામનગરમાં તથા જૂનાગઢમાં એ એ જ કરી રહ્યો છે.

સંન્યાસ લેવાનો વિચાર મારા આન્તર ક્ષિતિજ ઉપર અવારનવાર તરતો દેખાય છે. પણ એમાં મારી પત્ની સંમત ન થાય, મારી તબિયત અનુકૂળ ન બને, મારાં લક્ષ્યો પ્રતિ થવી જોઈએ તેવી પ્રગતિ ન થાય. + + પત્ની નીરતિ આત્મસંતોષના ભાવથી કહે છે કે હું ઘરમાં રહ્યો સંન્યાસી જ છું. હું એને બૃહદંશે ખરી માનું છું, પણ મને સંન્યાસની સર્વ સગવડો લભ્ય છે એવું મને દેખાતું નથી. આ વિચાર અન્ય પ્રભુપ્રેરિત અવસર પર્યંત મોકૂફ રાખવો પડશે.

\+ + +

૭મી નવેમ્બર, ૧૯૦૩.

\+ + +

મે સંન્યાસ લીધો નથી, પણ હું ઈચ્છું છું કે લોકો એમ

માની લે કે મેં ગૃહત્યાગ કર્યો છે કે હું મરી ગયો છું, અને એઓ મારા ઉપર કે મારાં કુટુંબીઓ ઉપર ઉપકાર કરવા ખાતર કંઈ જ ન કરે. મારા વિષ્ણુદાસની વ્યવહારનીતિની પરિભાષા પ્રમાણે હું કોઈ પણ પ્રકારે એમનો 'અતિથિ' ન રહું, પણ માત્ર યજમાન જ રહું અને એમની અપેક્ષાઓની અને ઈચ્છાઓની પરિચર્યા કરું—અલબત્ત, શંકરાચાર્યે જેને ખરી દૃષ્ટિ કહી છે તે અનુસાર:

'शत्रौ मित्रे पुत्रे वन्धौ मा कुरु यत्नं विग्रहसन्धौ।'

અર્થાત્ એમને મારી દોરવણી નીચે રાખવાના મારા કોઈ પણ પ્રકારના પ્રયત્નથી હું એમના વ્યવહારમાં હસ્તક્ષેપ ન કરું. આ રીતે ભાઈ, પત્ની, પુત્ર અને ભાણેજોને હવે પ્રૌઢ માનીને એમના પ્રત્યે વર્તવું, અને પુત્રીઓ પોતપોતાના પતિના રક્ષણમાં રહે તે જ એમને માટે ક્ષેમ માનવું.

યજમાનની કલા અને નિપુણતા, આતિથેયનો અસ્વીકાર અને 'અતિથિ' વર્ગમાં ગણાતા સર્વની ખાતર સર્વસ્વનો—કેવળ ભાવમય નહિ પણ વાસ્તવિક ત્યાગ, એ મારી સદ્‌ગત લીલાવતીની સર્વોત્તમ સિદ્ધિ હતી, અને મને એની અમો સૌમાં—મારાં સર્વ કુટુમ્બજનોમાં—શ્રેષ્ઠતાનું સ્મરણ થાય છે. એનાં દુઃખો પ્રત્યે સમભાવભર્યાં સ્નેહભર્યાં થોડાંક વર્ષો અને અમારા કુટુમ્બની આ દેવીતુલ્ય પુત્રીને વિશેષ સહાયના આપવાનો પ્રભુએ મને અવસર આપ્યો હતો તેમાં હુ ઓછો ઊતર્યો એ માટે પશ્ચાત્તાપનાં થોડાંક વર્ષો મળ્યાં—તે પછી હું મારા મેજની સામે મૂકી રાખેલી એની છબી ઉપર નજર નાખું છું ત્યારે આંસુભરી આંખ સામે મારા મનમાં માનવૃત્તિ ઊપજે છે, પવિત્રતાના વિચાર આવે છે, અને જે પુત્રી એના મૃત્યુ પછી પણ મને આવી ઉદાત્તતા શીખવે છે, આવું આશ્વાસન આપે છે, આવી સહાયતા કરે છે એના પ્રત્યે કૃતજ્ઞતા—ઉપકારદર્શતા—અનુભવાય છે. એ સહાયતા, મારાં અશ્રુઓને દૂર કરનારી હોઈને શારીરિક સહાયતા છે, તેમ જ નૈતિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક સર્વ પ્રકારની સહાયતા છે. પાવન અને સુખમય હો એનું સ્મરણ અને એનું નામ; જે મન્દિરમાં દુઃખમાં મહાન, જીવનમાં મહાન અને મૃત્યુમાં મહાન એવા એ આત્માનો નિવાસ હતો એ દેહમન્દિરનો અવશેષ એવી આ છબીને હું હાથ જોડીને, મસ્તક નમાવીને વંદન કરું છું.

+ + +

૧૬મી નવેંબર, ૧૯૦૩.

હું સ્વસ્થચિત્તે જૂનાગઢ પ્રકરણ નીરખું છું. પુરુષોત્તમરાય ઝાલા, એકંદર સફળતાથી અને ગુણવત્તાથી ભોગવેલી એકહથ્થુ સત્તાના લાંબા ગાળા પછી, જૂનાગઢના નાયબદીવાન પદથી, પેન્શન વિના, નવાબના સ્નેહ અને સદ્‌ભાવ વિના, નિવૃત્ત થયા છે. પણ એના રાજીનામાની પાછળ તો બીજા અનેકનાં રાજીનામાં આવ્યાં—દીવાન ચુનીલાલ સારાભાઈએ, ન્યાયમંત્રી ગોકુલદાસે અને સરન્યાયાધીશ હરસુખરામ પંડ્યાએ રાજીનામાં આપ્યાં છે—એ સૌ એના સુખદુઃખના સમયના ગાઢ મિત્રો છે. નડિયાદના દેસાઈઓ, માનસાહેબ અને નાનાસાહેબ હવે દીવાન અને નાયબદીવાન બન્યા છે; એઓ કદાચ જખ્મો રુઝાવી શકે અથવા એ પ્રયત્નમાં પોતે જ પાછા પડે. રાયજી (પુરુષોત્તમરાયજી) ની મને દયા આવે છે, પણ આ સ્થિતિ આણનારી એમની ભૂલોને પણ હું ભૂલી શકું નહિ જૂનાગઢનો પાટવી શાહજાદો મનસ્વી—સ્વચ્છંદી—છે, પણ કેમ જાણે એ કોઈ દિવસ ગાદીનો હાકેમ બનવાનો નથી એ રીતે એની તરફ વર્તવામાં અને એના જન્મલબ્ધ સ્થાનમહત્ત્વની ઉપેક્ષા કરવામાં રાયજીએ જે ભૂલ કરી તે જ ભૂલ આજના જર્મનીના ચ્હેનસલર પ્રત્યે, એ ગાદીએ આવ્યો તે પહેલાં પણ અને પછી પણ, મહાન બિસ્માર્કે કરી હતી. પોતાના વર્તમાન અને ભાવિ સ્વામીઓથી મંત્રીઓની બૌદ્ધિક સરસાઈ, અને રાજ્યમાં થોડા સમય માટેની ઉચ્ચતર સત્તા અને પદવી, મંત્રીઓના ચિત્તમાં ધીમે ધીમે ગર્વ આણે છે, રાજ્યની સત્તામાં જે તત્ત્વ કાયમનું છે તે ભણી અને એ સત્તાની કોઈ પણ સમયે ધાર્યું કરવાની અંતર્ગત શક્તિ પ્રત્યે મંત્રીઓને અંધ બનાવે છે. અને પરિણામે જે પરિપક્વ તથા સાવધાનીભરી નિરીક્ષણશક્તિને લીધે અને સ્વભાવની મધુરતાને લીધે પોતે ઉચ્ચ પદવીએ પહોંચ્યા અને જે શક્તિ તથા મધુરતા હજી પણ એમનું આસન નભાવવા માટે આવશ્યક છે, તેને મંત્રીઓ ગુમાવી બેસે છે. આવી અવલિપ્તતા એમનામાં નહોતી એ જ મણિભાઈ જસભાઈની તથા ભાવનગરના શામલદાસ પરમાનંદદાસની મહત્તાનું પ્રબળ કારણ હતું; એમનો પરાજય થયો એ પરિસ્થિતિનું પરિણામ હતું, એમના બુદ્ધિપ્રમાદનું નહિ

માનસાહેબે મને કહ્યું એથી જણાય છે કે કાઠિયાવાડ

એજન્સીમાં જૂની સરકારી સૂચના છે કે જ્યાં તક મળે ત્યાં નાગરમંડળને ભાંગવાં. આજ સુધી અંગ્રેજ અમલદારોએ જણાવ્યું અને સાબિત કર્યું હતું કે નાગરો પોતાની પદવીઓ માટે લાયક છે અને એમને ખસેડવાની સૂચના ખોટી છે, પણ હાલના પોલિટિકલ એજન્ટ કિન્નનનું માનવું જુદું છે. આ કિન્નનને શાહજાદાનાં ચરિત્રોની જાણ છે, એટલે એણે જૂનાગઢના નાગરોને સ્થાને બ્રિટિશ તંત્રશાહીના માણસો મૂકવાની સૂચના કરી હતી, કારણ કે એ જાણતો હતો કે મુરિદ્દને તો અવ્યવસ્થા સિવાય બીજું કંઈ કરી શકે તેમ નથી. સરકારે કિન્નનને એટલે સુધી જતો અટકાવ્યો, અને શાહજાદાને અને નવાબને એવો માગે ત્યારે સલાહ અને મદદ આપવા ફરમાવ્યું.

+ + +

નાગરોની બાબતમાં એ વાતમાં તો લેશ શંકા નથી કે એમનામાંના ઘણાખરા કાઠિયાવાડમાં સત્તાધેલા છે. પણ સાથોસાથ એ પણ કહેવું ખરું છે કે એમના અગ્રણીઓ ઉચ્ચ સામર્થ્ય અને અનુપમ ઉન્નત સદ્‌ગુણોથી યુક્ત પુરુષો છે; એવા પુરુષો બીજી જ્ઞાતિઓમાં અલભ્ય છે. સરકારની ફરજ એ છે કે આ બીજી જ્ઞાતિઓના પુરુષોને ટેકો આપવો અને એમને નાગરોથી ધીમે ધીમે મુક્ત થવાની કલા શીખવવી. એ સિવાયનો બીજો કોઈ પણ માર્ગ પાપમય નહિ તો હાનિકારક છે અને વિશેષ નહિ તો નૈતિક વિકૃતિ ઉપજાવનારો છે.

૨૯મી નવેંબર, ૧૯૦૩.

એમ. એ. ગુજરાતીની પરીક્ષાનું સંચાલન કરીને મુંબઈથી હું તા.૨૭મીએ પાછો અહીં આવ્યો. + + કેટલાંક ઉપનિષદોમાં જે દેહવર્ણન છે તેની સમજણ અર્થે હું શારીરશાસ્ત્ર અને શરીરરચનાશાસ્ત્ર (physiology and anatomy) વાંચું છું. મને લાગે છે. કે એમાંથી મને ૭૨૦૦૦ નાડીઓની, યોગ સનોની અથવા દૈહિક યોગની તથા માનસિક યોગની સમજણ મળી છે. અને ઉપનિષદના તત્ત્વદર્શનની વૈજ્ઞાનિક ભૂમિકામાં પ્રવેશ થાય તેવું કૈંક મળ્યું છે. પાશ્ચાત્ય વિજ્ઞાનનું શારીરશાસ્ત્ર વાંચી રહીશ, અને એની આપણા ઋષિઓનાં વિધાનો સાથે તુલના કરીને એ સમગ્ર વિષયનું મનન કરવાનો મને સમય મળશે, ત્યારે એ જ વસ્તુમાંથી એ તત્ત્વદર્શનના અભ્યાસમાં સહાયક બને એવું કંઈક વધારે નિશ્ચિત, વધારે નક્કર

અને વધારે કીમતી તત્ત્વ મને સાંપડશે એવી મને આશા છે. પણ એ ઘડી આવે ત્યાંસુધીમાં કેવળ શારીરશાસ્ત્ર, રસપ્રદ અને જ્ઞાનપ્રદ હોવા છતાં, મારી માનસિક ન્યૂનતાઓના નિવારણ માટે પૂરતું ભાગ્યે જ થાય. એ જ છે સાક્ષરજીવનનું ભયસ્થાન અને એનું મેં મારા એ વિષયના નિબંધમાં વર્ણન કર્યું છે અને કરવું ધાર્યું છે. વર્તમાન, વધારાની, સાહિત્યવિષયક પ્રવૃત્તિ પછી, પ્રથમ લીલાવતી-જીવન અને પછી સાક્ષર-જીવન એ બંને કાર્યો તરત જ કરવાનાં મારા કાર્યક્રમમાં છે. પણ આ વધારાની પ્રવૃત્તિઓનો પસારો અને ગર્દી થવાથી આ બંને કાર્ય આજ સુધી બાજુએ રહ્યાં છે; આ પ્રકારનાં વિઘ્નો હજી પણ દૂર થશે કે નહિ તે હું જાણી શકતો નથી. મારી નિવૃત્તિને પણ આવાં વિઘ્નો અને આક્રમણો નડે છે એ જોતાં મને આપણા ઋષિએ યોજેલી વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમની વ્યવસ્થામાં રહેલી દીર્ઘ-દૃષ્ટિ અને ઉપયોગિતા સમજાય છે; અને મારે આ બેમાંથી એક આશ્રમનો એના સાચા સ્વરૂપમાં સ્વીકાર શા માટે ન કરવો એ વિચાર આવે છે. પણ આ પ્રશ્નનું નિરાકરણ સહેલું નથી : જે કાર્ય-સિદ્ધિઓ મારું હૃદય વાંછે છે એ સિદ્ધ કરવાનો મારો ધર્મ પૂર્ણ થવાની ખાતરી ઊપજે એવી સ્થિતિ પ્રાપ્ત કરવાનો માર્ગ સૂઝતો નથી. અર્વાચીન સંસ્કૃતિ, વિદેશીય શાસન, મારી પોતાની તાબેયત —આ બધાં મને ઉપર કહી તેવી ખાતરીની કલ્પના કરવાનો પણ અવકાશ આપતાં નથી, એટલે—છેવટે તત્કાળ તો—મારી આ અતિશય વિઘ્નભરી નિવૃત્તિને જ મારાં અંગીકૃત કર્તવ્યોની પૂર્તિ માટેના શક્ય શ્રેષ્ઠ જીવનપ્રકાર માનીને એમાં જ મારે મારું જીવન ખેલ્યા કરવું પડશે. પણ આ વિષય ભવિષ્યમાં વિશેષ વિચારણાને યોગ્ય છે એ નિઃસંદેહ છે.

૧૨મી ડિસેંબર, ૧૯૦૪.

શ્રી ડી. એ. વાચ્છાનો પત્ર મને કાલે મળ્યો : 'મુંબઈ સમાચાર' માટે લેખ માગે છે. કમનસીબી એ છે કે નિવૃત્ત થયા પછી મેં એવો નિયમ કર્યો છે કે દૈનિક તથા સાપ્તાહિક પત્રો માટે કંઈ લખવું નહિ, કારણ કે એમાં શક્તિ અને સમય વેડફાય અને એનો મારી પાસે પૂરતો પુરવઠો નથી.

લગભગ દશ વર્ષો પહેલાં મુંબઈ અને થાણા વચ્ચે ટ્રેનમાં

સહયાત્રિક હતા તે એક અંગ્રેજ ડૉક્ટરે મને કહ્યું હતું કે વહેલાં લગ્ન, વહેલો શિક્ષણ-આરંભ અને વહેલી શરીરીક કેળવણી બાળકોને એકસરખાં હાનિકારક નીવડે છે. શિક્ષણનો સાત વર્ષ પૂરાં થયે અને શરીરતાલીમનો બાર વર્ષ પૂરાં થયે આરંભ કરવો જોઈએ. આ ઉંમર થવા પહેલાં રીતસર શિક્ષણનું સ્થાન કલ્પના અને બુદ્ધિ માટે પથ્ય-પોષક ' આહાર ' બને એવી વાર્તાકથાઓએ, અને શારીરિક તાલીમનું સ્થાન મુક્ત ખેલકૂદે લેવું જોઈએ. આ સૂત્રનો વ્યવહારમાં સ્વીકાર અને ઉપયોગ કરવાથી જે સારાં પરિણામો આવે તે આ છે: એક, ભાવિ વર્ષોમાં બુદ્ધિનો ક્રમિક પણ લાંબા સમયનો અને કાયમનો વિકાસ; બીજું, યોગ્ય સમયે શરીરનો પૂર્ણ વિકાસ.

હમણાં સુધી, છેલ્લાં બે કે ત્રણ વર્ષ દરમ્યાન, એક આખી પેઢીના લાંબા અંતરા પછી, નડિયાદે યુનિવર્સિટીમાં ગુણમાં તેમ જ સંખ્યામાં ઉજ્જવલ પરિણામો બતાવ્યાં છે. આ શહેરને આ ક્ષેત્રમાં સ્પર્ધામાં વિજય મળ્યો છે તે સ્વસ્થ નિયમિત આદતોનું ફળ છે, અને એમાંથી ચ્યુતિ થઈ હતી તે એ આદતોથી સ્ખલન થવાથી થઈ હતી પણ હાનિનું કારણ એ એક જ નહોતું. સ્થળોની અને જ્ઞાતિઓની (સમાજોની) ઉન્નતિમાં અને એના ભાગ્યમાં ભરતી ઓટના તરંગો આવતા જણાય છે, જેનો ઇચ્છાજન્ય કાર્યકારણના નિયમોથી અંદાજ કે ખુલાસો કરી શકતો નથી. જેનો દોષ કોઈ પણ માનવને શિરે નાખી શકાય એવા કોઈ બુદ્ધિગમ્ય કારણ વિના, એવા ગાળા આવતા દેખાય છે. જેમાં મૂર્ખોનો અને શઠોનો અને અભાગીઓનો પણ, એકાએક સામટો ફાલ ઊતરે છે. મૂર્ખોના અને શઠોના ફાલ માટે વંશવારસો, માબાપનું દુર્લક્ષ, ખરાબ પરિસ્થતિ ઇત્યાદિને દોષ-પાત્ર અને જવાબદાર ગણો; પણ એ જ પરિસ્થિતિમાં પ્રજ્ઞાવાન અને સદ્ગુણી બાળકો પણ નીવડે છે. અને ભાગ્યહીન બાળકોના ઉદ્ભવ માટે તો અકસ્માતને જ કારણ માની શકાય. પ્રથમ પ્રકારના દાખલાઓમાં પિતાની એક જ અભિન્ન ઇચ્છા અને પ્રયત્ન છતાં પરિણામ અસમાન અને વિરુદ્ધ આવે છે, અને બીજા પ્રકારમાં ઇચ્છાપૂર્વકના પ્રયત્નો અણઇચ્છ્યા અકસ્માતોથી માત બને છે. સંતાનોના ફાલના આ પ્રકારોમાંથી એકકેયનો ખુલાસો ઇચ્છાજન્ય કાર્યકારણથી, અર્થાત્ માનવનો ઇચ્છાસંકલ્પ જેમાં મુખ્ય કાર્યસાધક

તત્ત્વ હોય એવા કાર્ય અને કારણના સંબંધથી, લેશ પણ થઈ શકતો નથી; એ કાલનો વિકાસ જેટલો આશ્ચર્યકારક છે તેટલો જ રહસ્યમય છે.

૧૭મી ડિસેંબર, ૧૯૦૩.

સવારના ૮-૧૫.

આજે વિક્રમ સંવત પ્રમાણે, માર્ગશીર્ષ કૃષ્ણ૧૪, લીલાવતીની બીજી મૃત્યુસંવત્સરી છે; ઈસવી સન પ્રમાણે એ ૮મી જાન્યુઆરીએ આવે. એ ૮-૧-૧૯૦૧ને દિવસે મરણ પામી, અને ૯-૧-૧૯૦૧ આદિ દિવસોએ એ વિશેની નોધ કરી છે. પ્રથમ મૃત્યુસંવત્સરી ૨૮મી ડિસેંબર ૧૯૦૨ને દિવસે હતી. એ તારીખે, અને ૧૧-૧-૧૯૦૨ના રોજ, લખેલી નોધ મેં વાંચી, અને અર્ધો કલાક પહેલાં અશ્રુપાત અને રુદનને રોકી શક્યો ન હતો તે એ નોધો વાંચીને શાંત અને સ્વસ્થ બન્યો.

આજે હવે મારે લીલાવતીના જીવનવૃત્તનું લેખન હાથમાં લેવું, કે એની પાર્થિવ પવિત્રતા અને જીવનકલાથી સંબંધ નહિ પણ—એના સાંપ્રત ઉચ્ચતર આધ્યાત્મિક ભાવિથી સંબંધ એવા પવિત્ર સાહિત્યમાં અને વિચારોમાં નિમગ્ન થવું, એ વિચારવાનું છે.

આજે હાથ ધરવો યોગ્ય થાય એવો બીજો પણ એક વિષય છે. એ છે મન અને ઇન્દ્રિયોના નિરોધની પદ્ધતિ; એ પદ્ધતિ જે પરિણામો આણે તે પરિણામો તો લીલાવતીની સેવામાં જન્મથી જ, વિના પ્રયત્ને હાજર થયાં હતાં—લવને અને કુશને પિતા રામનાં અદ્ભુત અસ્ત્રો જન્મથી જ ઉપસ્થિત થયેલાં વર્ણવ્યાં છે તે પ્રમાણે. સામાન્ય માનવે પોતાના આંતરશત્રુના ઉત્પાતની સામે સદૈવ જાગ્રત રહેવું જોઈએ, એટલે એ વિષયના ચિંતનમાં હું આજનો અમુક સમય ગાળું એ ઉચિત છે. અલ્પતમ પ્રમાદ જાગ્રત-તમ મુનિને પણ અણધાર્યા આવેગોને વશ બનાવે છે, અને નાની તથા મોટી બાબતોમાં અસાવધ બનાવે છે. આવી ક્ષણોએ એણે આત્મરક્ષા શી રીતે કરવી તે જ, સર્વ સમસ્યામાં મુખ્ય સમસ્યા છે;—આરંભથી જ જાગ્રત શી રીતે રહેવું એ પ્રારંભિક સમસ્યા તો, વગર કહ્યે, છે જ. પ્રથમથી જ નિરોધ અને અનંતર ઉપચાર વિધિ, ઉભય આવશ્યક છે.

\+ \+ \+

૧૧મી જાન્યુઆરી, ૧૯૦૪.

\+ + +

સ્વામી વિવેકાનંદે હિમાલયમાં માયાવતીમાં આશ્રમ સ્થાપ્યો છે તેની નિવેદનપત્રિકા મારી કને છે—જો મારે, પત્ની અને પુત્રને સાથે લઈને પણ, ત્યાં જવું હોય તો. એમાં વિઘ્ન એક જ નડે છે; મારુ અનારોગ્ય હિમાલયની ઠંડી સહેવાનું સાહસ ન કરી શકે અને (જો મારી પત્ની મને એકલો ન જવા દે તો) એ સદન કરવા જતાં એ દૂર દેશમાં મારી પત્નીને અસહાય વૈધવ્ય સહવાનો અવસર આવે. આ સંજોગોમાં મારી આશા એક જ છે, મારા હાથમાં ઉપાય એક જ છેઃ મારા તત્ત્વજ્ઞાનનો વ્યવહારમાં—સાંસારિક જીવનમાં વિનિયોગ અને એ સાધવા માટે મારે સત્વર સાધ્ય બનવું જોઈશે, કારણ કે એક વાર એની વિસ્મૃતિ થશે તો પછી સ્મૃતિની કેડી સર્વથા વિલુપ્ત થશે. આ હેતુથી મારે આ નોંધપોથીઓમાંની અનેક નોંધો વાંચવી પડશે.

૨૪મી જાન્યુઆરી. ૧૯૦૪.

\- પૂરા ૭ માસ પછી શરીરરચના અને શારીરતંત્ર વિશેનો મારો અભ્યાસ અને એની નોંધો મે સમાપ્ત કરી એથી મનને મોટી નિરાંત થઈ છે. આ કાર્યનો ઉપનિષદોના સંબંધમાં ઉપયોગ કરવાને હું જીવતો રહીશ તો, એમાંથી પર્યાપ્ત પરિણામો ફળશે એમ હું માનું છુ મારે સમયપત્રક અનુસાર કાર્ય ફરીથી જલદી શરૂ કરવું જ જોઈએ—પણ બિચારી લીલાવતીનો જીવનવૃત્તાંત પૂરો કરવાનો એ. એ કાર્યમાં જન્મનિયતાએ અનેકાનેક વિઘ્નો નાખ્યાં છે—એ ઘટના લીલાવતીના પોતાના વિઘ્નબહુલ જીવનસંગ્રામને અનુવાદી જ છે.

\+ + +

જીવરામ શાસ્ત્રીએ કરેલા ઈશ અને કેનના અનુવાદો લગભગ છપાઈ ગયા છે. શાસ્ત્રી મને વારંવાર પૂછ્યા કરે છે કે આ ઉંમરે પરણું? કે કાશી જઈને સંન્યસ્ત લઉં? કે અવિવાહિત રહીને મુંબઈનો કાર્યરત, કમાતો અગ્રણી શાસ્ત્રી છુ તે જ રહું? પ્રત્યેક મહિને, પ્રત્યેક કેમપલટાએ, શાસ્ત્રી પોતાનો વિચાર બદલે છે એ જોતાં મે એને મારી સલાહ ન પૂછવા કહી દીધું છે.

\+ + +

ભારત માટે કંઈક આંતરભાષીય યોજના કરવાની ડૉ. બસુને

મેં કરેલી સૂચના ફળવતી થઈ છે: જેની ઠમણાં જાહેરાત થાય છે તે 'ચતુશ્રોથી' તે એનું ફળ.

હવે મારે ફરીથી લીલાવતીનું જીવનચરિત અને પછી 'સાક્ષરજીવન' હાથમાં લેવું જોઈએ; પણ મારું અનારોગ્ય મારી સર્વ યોજનાઓમાં અનિશ્ચિતતાનું તત્ત્વ પ્રવેશાવે છે. મારી નવલકથાના ત્રીજા ભાગની બીજી આવૃત્તિ છપાઈ રહેવા આવી છે.

૨૯મી જાન્યુઆરી, ૧૯૦૪.

મારી બીમારી પછી હું હજી એવો અશક્ત છું કે પાંચ મિનિટ પણ થાક્યા વિના ચાલી શકતો નથી. અને પ્રવાહી ખોરાક—Benger's food—અને ફળો ઉપરાંત કંઈ જ પચાવી શકતો નથી. તો પણ ૧૦૮ ઉપનિષદોની મારી વિષયસૂચિ—ગયે વર્ષે તંબુમાં રહેતો હતો ત્યારે અરધી કરેલી તે-ફરી શરૂ કરી છે; લીલાવતીજીવનચરિત ફરી હાથ ધરવા ધારું છું; અને હવે સમાપ્ત કરેલ પાશ્ચાત્ય શારીરતંત્રના પ્રકાશમાં સમજવા માટે 'ષટ્ચક્રનિરૂપણ' અને 'ગોરક્ષપદ્ધતિ'નું વાચન આરંભવા ઈચ્છું છું. પણ મને મારા શરીરસ્વાસ્થ્યમાં, શ્રદ્ધા જરા પણ નથી.

આ નોંધો હું એ હેતુથી લખું છું કે સમયનો વૃથા વ્યય નથી કરતો એવો, અવારનવાર અંતર્નિરીક્ષણથી અને અતીતના અવલોકનથી' મને સંતોષ થાય. ૧૮૭૫ અને ૧૮૭૮ દરમ્યાન મારા તરુણ વયના દિવસોમાં મેં 'ફ્રેન્ડલી સોસાયટી આફ ગ્રેજ્યુએટ્સ' સમક્ષ 'Practical Asceticism (વ્યાવહારિક સંન્યાસ) વિશે નિબંધ વાંચ્યો હતો તેનું મારો આદર્શ જણાવતી આ પંક્તિઓથી સમાપન કર્યું હતું:

'I know not me and care not how I fare;
I live to work, and work for other's good.'

(પ્રીછ નિજની ના મને
ભાવિની ચિંતા મને
જીવવું કર્માર્થ છે
ને પરહિતાર્થે કર્મ છે.)

વિશાળ કુટુંબ પ્રત્યેની મારી ફરજો મને એમના હિતાર્થે મારી પોતાની ચિંતા-જાળવણુ-રાખવાની ફરજ પાડે છે, જો કે મને મરણનો ભય નથી અને જીવનનો મોહ નથી, સિવાય કે સાધ્યના સાધન ,

રૂપે. પણ જીવનનું એ સાધ્ય મને, આ પંક્તિઓમાં કહ્યું છે તે પ્રમાણે, કર્મપરાયણ રાખે છે, અને ક્યારેક, આલસ્યના પર્યાપ્ત કારણ વિના, એ પ્રમાણે હું કર્મપરાયણ નથી રહી શક્યો એવું મને લાગે, તો આ કર્મયોગના આદર્શો ઉપજાવેલો અંતઃકરણનો પશ્ચાત્તાપ હું અનુભવું છુ. મારા કર્મના અને આરામના હિસાબનું અને મારા સાહિત્યધનના ઉપાર્જનનું તથા સમયના વ્યયનું સમય સમયનું સરવૈયું કઢતી આ નોંધો મને, મારા સ્વામી અને પ્રધાનાધિકારી અંતઃકરણ અથવા આદર્શ સમક્ષ શુદ્ધ સરવૈયું રજૂ કરું ત્યારે, અંતઃકરણના એ પશ્ચાત્તાપથી બચાવે છે. હું એ સ્વામીનો નમ્ર સેવક છુ, એ પ્રધાનાધિકારીનો નમ્ર પ્રતિનિધિ છું, એવું સતત ભાન મારી નમ્રતા મને કરાવે છે

+ + +

લગભગ દશેક દિવસથી, રોજ પરોઢિયે ૪ થી ૬ ની વચમાં, હું માનસિક ધ્યાનના પ્રયોગ કરુ છું. મારી પૃષ્ઠરજ્જૂ ઉપર, જ્ઞાનેન્દ્રિયો ઉપર, મસ્તિષ્ક અને તેના આયત (બ્રહ્મ) રન્ધ્ર ઉપર પૃથ્વીની ઘૂર્ણન અને પ્રદક્ષિણા સાથે તથા સૂર્યના અને બ્રહ્માંડશક્તિના કાર્ય સાથે મારા હૃદ્યથપકારના સંવાદ ઉપર, અને એટલે 'વસ્તુ 'માં મને સ્થિર કરે તે માટે વિશ્વના ' અધ્યાસ 'મય સ્વરૂપ ઉપર હું આ ધ્યાન પ્રયોગો કરું છુ. આ આરંભ અતિ–અલ્પ છે, પણ એથી મારા આરોગ્યને તથા મારા મનને લાભ થયો જણાય છે. કંઈ ઉચ્ચતર સિદ્ધિ વિકસાવી શકાય કે નહિ એ જોવા માટે મારો આ પ્રયત્ન છે. સિદ્ધિ મળશે કે કેમ તે હું જાણતો નથી.

+ + +

૨૭ ફેબ્રુઆરી, ૧૯૦૪.

મારી પુત્રી લીલાવતીને એના ઉચ્ચ સદ્‌ગુણોને લીધે દુઃખ વેઠવું પડયું; એ સદ્‌ગુણો એનામાં ન હોત તો એની દશા સારી હોત ! તો પછી આપણી પુત્રીઓને આ સદ્‌ગુણો શીખવવા એ યોગ્ય છે ! અનેક લોકો મારી પત્નીને કહે છે એણે લીલાવતીને સદ્‌ગુણી બનાવીને મૃત્યુના મુખમાં મૂકી. એ દોષને પાત્ર હું વધારે છું. બાળકોને એમના સુખને ભોગે, આવી કેળવણી આપનાર માતા કે પિતા યોગ્ય માર્ગે છે ! મને લાગે છે કે, મારા જેવા લોક પરત્વે, આ પ્રશ્નો ઉત્તર

એક જ હોય : હા. મારાં બાળકોને, એમનાં માતપિતાને મળ્યું હતું તેમ. ચિંતા સદ્દગુણનું શિક્ષણ પરિણામની ચિંતા વિના આપવામાં આવ્યું છે. શેષ પ્રશ્ન પ્રભુના હાથમાં જ હું છોડું છું-બાળકોને, અને મને, હુ પ્રભુને અને એની યોજનાને આશ્રયે રહેવા દઉં છું. આ છે ઉપનિષદુક્ત શ્રદ્ધા, અને લીલાવતીને અતિપુષ્કળ શ્રદ્ધા હતી. આવી છે મહાઇચ્છાની ઇચ્છા.

૨૫મી ફેબ્રુઆરી, ૧૯૦૪.

અર્શ અને અન્ય વ્યાધિઓને લીધે અનેક દિવસોથી મારે ૨૯-૨-૧૯૦૪ને દિવસે નોંધેલો 'ધ્યાન'નો પ્રયોગ પડતો મૂકવો પડયો. પણ હું આશાવાન છુ.

\+ \+ \+

ઈશ્વરની વ્યવસ્થાએ, મહાન-શક્તિના ચક્રની અસાધારણ દંતપક્તિને, લોકોએ આવર્તની સમયચક્રોનું રૂપ આપ્યુ છે. એ અનુસાર ૧૮૩૫થી ૧૮૫૫ સુધી પ્રવર્તી હતી તેવી, 'રુદતી વીશી' ઈ. સ. ૧૮૯૪–૯૫થી પ્રવર્તે છે અત્યારની એ વીશીમાં પ્લેગ, દુષ્કાળ, ભૂકંપ, રાજદ્રોહ, યુદ્ધ, આગ, ઝંઝાવાત એવા અનેક ઉપદ્રવો થયા કરે છે. એમાં સજ્જનો અને દુર્જનો એક સરખા પીસાય છે, અને એ દિવસોમાં પ્રત્યક્ષ થતી ઘટનાઓને 'પુણ્ય-પાપ' નો નિયમ લાગુ પડતો નથી માણસે કરવાની વાત એક જ રહે છેઃ મથવું અને રક્ષણાર્થે ઝૂઝવું; માર્કસ ઓરેલિયસ માફક અને મારી લીલાવતીની માફક, બધાને 'અધ્યાસ' માનીને, અને છતાં એ અધ્યાસ અને એની સંતતિ વાસ્તવિક હોય એ રીતે, ઝૂઝવું અને એ પ્રકારે 'પારમાર્થિક સત્તા' અને 'વ્યાવહારિક સત્તા' એ સત્તાદ્વયનો સમાયોગ કરીને એ એનું અદ્વૈત રચવુ.

૨૨મી માર્ચ, ૧૯૦૪.

હુ થોડુંક સાહિત્યકાર્ય કરી શકયો છુ. પિયર્સન કૃત 'Grammar of Science.' (વિજ્ઞાનનું વ્યાકરણ) આવશ્યક ભાગો પૂરતું, વાંચી ગયો છુ અને એમાંથી નોંધો કરી છે. 'પાતંજલ યોગસૂત્ર'ના અને 'સાંખ્યસૂત્ર'ના કેટલાક ક્લિષ્ટ અંશો ઉકેલવાનો મેં પ્રયત્ન કર્યો છે. આ ગ્રંથોના વિષયોનો ખ્યાલ આવે તેવો નિર્ણય મેં નથી કર્યું, પણ

ઉપનિષદોમાં એના કેટલાક ઉલ્લેખો શોધી કાઢ્યા છે જેનું સ્પષ્ટીકરણ આ બે ગ્રંથોના અમુક ભાગોમાંથી મળી રહે એવો સંભવ છે. ગુજરાતી જોડણી વિશે ગુજરાતી પાઠ્ય-પુસ્તક સમિતિ સાથે લખો પત્રવ્યવહાર, ડાહીલક્ષ્મી પુસ્તકાલય વિશે તનસુખભાઈને સૂચનો, અને મુંબઈની એક કન્યા જોડારને એના કાવ્યો વિશે સૂચનાઓ ઈત્યાદિ કાર્યોએ મારો કેટલોક સમય લીધો છે.

૨૮મી માર્ચ, ૧૯૦૪.

મારા મગજને ક્ષુબ્ધ કરે અને મારો સમય લઈ લે એવી કેટલીક સમસ્યાઓ છે. પ્રત્યેક અઠવાડિયું ક્ષણ અમને કંઈ તાજા દુઃખકર સમાચારથી ચમકાવે છે. મારા અજ્ઞાન અને વહેમી દેશજનો, નિશ્ચિત ભવિતવ્યતાના સ્વીકારથી ઊપજતી નિષ્ક્રિયતામાં, વસ્તુસ્થિતિને જોવાને, ચિંતા કરવાને, કાર્યશીલ બનવાને, ઔષધ લેવાને, વ્યાધિ અને મૃત્યુને નિવારવાને, પ્રયત્નશીલ નથી; અને પોતે જીવે કે મરે પણ આ નિષ્ક્રિયતામાં પોતાને સુખી માને છે—સંતુષ્ટ માને છે. આવી એમની મનોદશા છે. પણ મને મારી કેળવણી એથી ઊલટી મનોદશા સ્વીકારવાની અને શોધવાની ફરજ પાડે છે. જો જગત મૃગજળસમાન છે, કર્તવ્ય એ માયાજનિત અને એના રજોગુણે ઉપજાવેલ ભ્રમમય સ્વ-પીડન છે, તો મારા દેશજનોને, નિષ્ક્રિય રહેવામાં, ખરા ગણવા ન પડે? નીતિશાસ્ત્ર અને ભગવદ્‌ગીતા પણ આ પ્રશ્નનો વિશદ છતાં અપૂર્ણ ઉત્તર આપે છે, અને એ જ કારણે દુઃખની શતાબ્દીઓ જેના ભાગ્યમાં જડાયેલી છે એવી આ પ્રજાએ ભગવદ્‌ગીતાને, એમાંના અત્રસ્યંભાવિતાના કર્મસિદ્ધાંતની તથા વિશ્વતંત્રની દુર્નિવાર નિયતિના પ્રતિપાદનને ખાતર, આદરણીય માની છે, અને એમાંના અર્જુનને પ્રબોધેલા કર્મયોગના અંતિમ ઉપદેશસારની ઉપેક્ષા કરી છે.

૭ મી એપ્રિલ, ૧૯૦૪

મારી માતાએ પોતાના આંગણામાં પ્લેગના ઉંદર મરવા લાગ્યા તેની દરકાર ન કરી. તારીખ બીજી કે ત્રીજીથી એ પ્લેગમાં સપડાઈ છે. તા. ૪ થીએ એને બેભાન અવસ્થામાં પાટિયા લાગ્યા અને મગજજ્વરનાં ઔષધો વગેરે ઉપચાર શરૂ કર્યો. હું એને બે વર્ષથી પ્લેગઃક્ષક ગોળીઓ આપતો હતો; પોતે એ લે છે એમ એ મને હમેશ કહેતી;

આજે મારા ભાઈ પાસે એણે કબૂલાત કરી છે કે એણે ગોળીઓ કદી લીધી જ નહોતી. એના ભાવિ વિશે અમને આશા લગભગ નથી. દિવસ રાત એની સારવાર કરતાં નાનેરાંઓ જોખમ ઉઠાવી રહ્યાં છે એમની મને બહુ ચિંતા થાય છે. તેઓ વારંવાર ગજ્જરની જંતુ-નાશક દવા અને પ્લેગનિરોધક ઓષધ લે છે, પણ મારી આ ઉમરે મારે આટલાં આટલાં જીવનોને જોખમમાં રહેલાં જોવાં એ અસહ્ય છે.

\+ \+ \+

૧૦મી એપ્રિલ, ૧૯૦૪

આખરે તા. ૮મીએ બપોરે અઢી વાગ્યે માતુશ્રીએ દેહ તજ્યો. એની આગલી રાતે મારાં સાસુ પ્લેગમાં ઝડપાયાં. પરિણામે, અમે પાંટિયામાં રહીએ છીએ તો પણ, તે દિવસે મારે મારી પત્નીને એની માતાની સારવાર માટે શહેરમાં એને ઘેર મોકલવી પડી, અને ત્યારથી એ ત્યાં જ રહે છે અને જંતુનાશક દવાઓથી સ્નાન કરે છે, યુકે-લિપ્ટસ સૂંઘ્યા કરે છે. + + હું દિવસમાં એક વાર ત્યાં જઈ ને જોઈ આવું છું કે કોઈનો કંઈ પ્રમાદ તો થતો નથી ને.

મારી માતાના દેહાંતથી મને મારા કુટુંબની એક સમર્થ સન્નારી-ની ખોટ પડી છે. નિરભ્ર નિર્મળ મેધા, વ્યાવહારિક પ્રજ્ઞા, ત્વરિત અને સર્વધારક સ્મૃતિ, વિશદ પ્રબળ કલ્પનાશક્તિ, આકરામાં આકરી કસોટીમાં પણ કદી ન હારતી કે લોપાતી દીર્ઘદૃષ્ટિ અને ઔચિત્ય બુદ્ધિ, જીવનવ્યવહારની સમસ્યાઓને વેપારી નજરે અને પ્રસંગાનુકૂળ થઈને ઉકેલવાની શક્તિ અને વૃત્તિ, જેવી પરિસ્થિતિ અને જેવી વ્યક્તિ તે પ્રમાણે વર્તન રાખવાની તત્ત્વશોધક અને ઉદાર છતાં સાવચેતીભરી આવડત અને ફલદ્રૂપ તથા ઉપાયનિપુણ ચિત્ત: આવાં હતાં એના સમર્થ માનસનાં અનેકમાંનાં કેટલાંક સુતત્ત્વો. આવી મહાન માતાનો પુત્ર હું જન્મ્યો તેનું અનેક ક્ષણોએ મને અભિમાન થયું છે. એને કેળવણી મળી હોત તો એ શું ન થઈ હોત?

સંકટની ક્ષણોમાં સિંહ જેવું હૃદય: પોતાની ઉત્તમ, દઢનમ અને જૂનામાં જૂની રીતોને પણ તજે અને પોતાની બુદ્ધિએ કરેલા નવા નિર્ણયોને તથા હૃદયે કરેલાં નવાં સૂચનોને સ્વીકારે એવી પ્રબળ અને ધીંગી નિશ્ચયશક્તિ; સંપત્તિ કે વિપત્તિમાં, નિર્ધન જેવી કરકસર

કરવી પડે તો તેમાં, અને લક્ષાધિપતિ જેવી ઉદાર બક્ષીસો આપવામાં, સમય પ્રમાણે વર્તવાની આવડત; સાપને પકડવાને, કે ચોરને ગિરફતાર કરવાને કે નદી તરીને પાર કરવાને પ્રેરે તેવી હિંમત; ધાર્મિકતામાં વહેવારની અને વહેવારમાં ધાર્મિકતાનો દૃષ્ટિથી જોઈ શકે એવી સહજસંજ્ઞા: આવા અને એવા અન્ય અનેક હતા એના વિશાળ તથા મક્કમ હૃદયના સદ્‌ગુણો.

ભારતીય નારીની હોઈ શકે તેવી ઉત્તમ એની કાયા હતી. એનું આરોગ્ય સદા ઉત્તમ હતું—૨૨મા વર્ષ પછી, અને મરણશય્યાએ અમે એને દવા આપી તે પહેલાં, કદાપિ દવા એણે લીધી નહોતી. આપણી સ્ત્રીજાતિની, આપણા દેશજનોની આપણી પ્રજાની અને આપણા જમાનાની જે ઊણપો અને ક્ષતિઓ છે તેવી, સર્વસામાન્ય ઊણપો અને ક્ષતિઓ એની હતી. પરંતુ એમાં પણ કંઈ જ શિક્ષણ મળ્યું નહોતું તે છતાં એની આજુબાજુના સ્ત્રીપુરુષમું'થી એ ચડી જાય તેવી હતી, અને એની ભૂલો અને નિર્બળતાઓ પણ એવી હતી કે સાધારણ માનવીઓ એ સ્ખલનો કરવામાં ગૌરવ માને.

એવી હતી મારી માતા. એટલી ઉંમર સુધી મારી લીલાવતી જીવી હોત, તો એના જેવી—અને એથી પણ અધિકતર—શક્તિઓથી સંપન્ન એના આત્માનો વિકાસ થયો હોત. માત્ર એટલું ખરું કે દેહમાં એ મારી માતા સામે વામનજી લાગત પણ માનસિક સંપત્તિમાં અતિમાતુથી હોત—આપણા જમાનામાં સર્વ સ્ત્રીપુરુષોની આખી પેઢીને એકત્ર કરીએ તેથી પણ અધિકતર.

૨૧મી એપ્રિલ, ૧૯૦૪.

આવી મારી માતા હતી. મારાં સાસુ—એ પણ મરણ પામ્યાં છે—બુદ્ધિમાં બાળક જેવાં હતાં; એમની મગજની પ્રવૃત્તિમાં બાળક જેવી સરળતા હતી, બાળક જેવી એમની શ્રદ્ધાળુતા હતી એમની ધર્મશ્રદ્ધા પૂર્ણતઃ વહેમભરી હતી, પણ એ વહેમનો ઉપયોગ એમના જેવી અસહાય નારીને—વિધવાને—સૂઝે તેવા ઉદાત્ત ઉદ્દેશો માટે જ થતો. શરીરે જીવનભર નીરોગી, શ્રદ્ધામાં અડગ, નજીકનાં સગાં પ્રત્યે અનુરાગ અને સાચો સ્નેહ તથા દૂરનાં પ્રત્યે સદ્‌ભાવ સેવનારાં, અંતરથી જ ઉદ્યોગી અને પરગજુ, અહમથી અજાણ, જે પોતાને ખરી

કે ખોટી રીતે કર્તવ્ય જણાય તેમાં ધર્મબુદ્ધિથી ધ્યાન આપનારાં, જેમને મક્કમપણે પોતાનાં કે પોતાનાં સ્વજનોના વેરી માનતાં હોય તેમની પણ, અને તેવી અને તેટલી જ પોતાનો દ્રોહ કરનારાંની પણ સેવા કરનારાં; આવાં મારાં સાસુ સાક્ષાત્ સ્નેહ અને સદ્ભાવનો મૂર્તિ હતાં. અને એમણે પોતાની પુત્રીને–મારી પત્નીને–એવું શિક્ષણ અને એવી કેળવણી આપી હતી કે મારાં માતાપિતા, મારાં ભાઈબહેન અને એમનાં બાળકો સૌ પ્રત્યે કર્તવ્યપરાયણ રહેવું—સાચા સ્નેહથી અને સેવામય કાળજીથી, દિલચોરી વિના, સંકોચ વિના, સ્વાર્થદૃષ્ટિ વિના. આવાં સાસુ પ્રત્યે મારા હૃદયમાં ઊંડો કૃતજ્ઞતાભાવ છે, કારણ કે મારી પત્નીના ઉચ્ચતમ અને ઉત્તમ સદ્ગુણો માટે હું એમના આભારી છું.

એમના દોષ નૈતિક નહિ, બૌદ્ધિક હતા, એમની દુઃખી અનાથ દશાને કારણે હતા, એમના ક્લેશભર્યા જીવનમાંથી અને આસપાસનાં માણસો એમની નિર્દય પજવણી કર્યા કરતાં હતા એમાંથી આવ્યા હતા.

મારી માતા એમના જીવનના બહુતર ભાગમાં સુખી હતી; મારાં સાસુનો કિસ્સો એથી ઊલટો હતો. માતા પોતાની બુદ્ધિ અને ઈચ્છા-શક્તિને બળે બધા ઉપર સત્તા સ્થાપતી; સાસુ સ્નેહ, પરોપકારિતા અને ઇચ્છાશક્તિને બળે બધાની સેવા કરતાં. માતા ખૂબ મહાન હતી; સાસુ ખૂબ ભલાં હતાં. મારી લીલાવતીમાં ઉભયનો સંયોગ હતો, પણ એકેયના દોષ નહોતા.

લીલાવતીની જીવનકથા લખવી એમાં તો મોંઘું ગૌરવ છે, કારણ કે એ લખવામાં હું પ્રામાણિકપણે પ્રત્યેક વેણ એના ગુણપક્ષે લખી શકું, એની વિરુદ્ધનો એક પણ અક્ષર છુપવવો ન પડે, કારણ કે એના જીવનમાંથી, લેખક ભલે એનો કટ્ટર શત્રુ હોય તો પણ, જો એ પ્રામાણિક, સત્યવક્તા અને અન્વેષક હોય તો, એક પણ અક્ષર એની વિરુદ્ધ લખવાનો ન સાંપડે.

લીલાવતી માટે મને દુઃખ થયું અને મેં આંસુ સાર્યાં, કારણ કે એને તો જેમના હાથમાં એનું ભાગ્ય સોંપાયું તેમણે દુઃખી કરી હતી. મારાં સાસુના મરણથી આંસુ ન પાડ્યાં, કારણ કે એ પોતાના

ભાગ્યથી જ દુઃખી હતાં અને એમાંથી મૃત્યુએ છૂટકારો કર્યો. મારી માતાના મરણનાં પણ મેં આંસુ નથી પાડ્યાં, કારણ કે એ સુખી હતી અને પોતાને સુખી માનતી હતી, કારણ કે મેં, મારા ભાઈએ અને મારી પત્નીએ એના માટે જેટલું થાય તેટલું કર્યું એનો એને સંતોષ હતો, કારણ કે એ પણ મારાં સાસુ માફક પ્લેગની ચેતવણીને અને મારી સૂચના તથા સાવચેતી ખાતરની સહાયતાને અવગણીને મૃત્યુને નિમંત્રી રહી હતી, અને કારણ કે મારાં સાસુની માફક એણે પણ પોતાની શ્રદ્ધાને પોતાનું બલિદાન દીધું હતું તથા કાયર માફક મૃત્યુથી ડરીને પોતાનું સ્થાન તજવું નહિ એવી ઇચ્છા સેવી હતી અને દૃઢ નિશ્ચય પાળ્યો હતો.

મહાઇચ્છાએ એમ ઇચ્છ્યું અને આટલાં બધાં વર્ષો સુધી મારા ઘર ઉપર રક્ષણદાત્રી દેવીઓ બનીને પાંખ પસારી રહેલી બે મહાન મૂર્તિઓને અદૃશ્ય કરી.

૩૦મી એપ્રિલ, ૧૯૦૪.

બે દિવસ પહેલાં મે જે. મેક્કાર્થીકૃત ‘History of the Times,’નું વાચન અને મ રી લીલાવતીની જીવનકથાનું લેખન શરૂ કર્યું. ગયે વર્ષે પાટિયાનાં મે ડુર્બટિનકૃત Evolaution of French Republic’ એ ગ્રંથ વાંચ્યો હતો, એ ગ્રંથ, હમણાં વાંચું છું તે મેક્કાર્થીના ગ્રંથથી, ઉચ્ચતર કોટિનો છે. પણ આ બીજા ગ્રંથનું વિશેષ વાચન કરું ત્યાં સુધી ગુણનિર્ણય મોકૂફ રાખવો જોઈએ ભારતીય દેશભક્તને અને રાજકીય પુરુષને બન્ને પુસ્તકો બોધક નીવડે તેવાં છે.

+ + +

૪થી મે, ૧૯૦૪.

મારો જ્ઞાતિબંધુ સદાશંકર, જે મારા અનેક ઉપકારની નીચે આવ્યો છે તે, મારી માતાની મરણોત્તરક્રિયાને અંગે મારી સામે જ્ઞાતિપ્રશ્ન ઉઠાવવાનું ધારે છે મારી સૂર્યની ‘અંતર્દશા’ હજી પરચો બતાવતી લાગે છે.

મને શેઠ પુરુષોત્તમ વિશ્રામ મહાબળેશ્વર આવવાનું અને મંછાશંકર જીવણરામ કુમક્ષ આવવાનું નિમંત્રણ આપે છે. ગજ્જર મૌન સેવે છે, કારણ કે, સંભવતઃ, એને કૌટુંબિક ચિંતાઓ છે—

હુ કંઈ નક્કી કરતો નથી કારણ કે, પ્લેગજન્ય અનિશ્ચિતતા ઉપરાંત, વર્નાક્યુલર પાઠ્યપુસ્તકોનુ કામ અને કચ્છનુ કામ અહીથી નીકળ્યા પહેલાં પૂરુ થાય કે નહિ તે મારે જોવુ છે

૧૨મી મે ૧૯૦૪.

તા ૧૬મીએ અમે પાટિયાથી નીકળીને ઘેર આવ્યા. હજી હુ રાત્રે સુતાને ત્યાં જઈશ

\+ \+ \+

મારા હસ્તાક્ષર હમણાં હમણાં બગડવા લાગ્યા છે એ મારી આંખની અને હ થતી વધતી જતી નબળાઈનુ, કે સમગ્ર શરીરના અશક્તિનુ, કે જ્ઞાનતંતુઓની નિર્બળતાનુ પરિણામ છે તે હુ જાણતો નથી મારો આંતરડાનો વ્યાધિ હજી મટયો નથી એટલી હુ ચાતુરીપૂર્વક ખોરાક લઈ શકતો નથી

\+ \+ \+

૧૮મી જુનાઈ ૧૯૦૪ સવારે ૬

૨૨–૫–૦૪ થી ૩૦–૬–૦૪ ના દિવસો કચ્છ દરબાર સામેની અપીલના જવાબનો બીજો મુસદ્દો ઘડવામાં ગાળ્યા, અને ૧૩–૫–૦૪ થી ૨૨–૫–૦૪ ની વચમાંના ગાળાઓ પરચૂરણ કાર્યોમાં ગાળ્યા. + + ૩૦–૬–૦૪થી આજે ૧૮ દિવસો થયા ત્યારથી સવારને સમયે થોડોક વખત ૧૦૮ ઉપનિષદ્‌ની મારી નોંધો વાચુ છુ અને પછી મારા મૂળ કાર્યક્રમના ભાગ તરીકે લઘુયોગવાસિષ્ઠને ત્વરિત વાચન માટે હાથમાં લઉ છુ બપોરના કોવન્ટ્રને (ગુજરાતી વાચનમાળાની ૭મી ચોપડી માટે) માગેલા આઠ પાઠો લખુ છુ મારી તબિયત હોમિયોપથીથી સુધરતી જણાઈ હતી અને હુ ૭–૮ દિવસો સુધી પાંચ મિનિટથી શરૂ કરીને પચીસ મિનિટ પર્યંત ફરતા જઈ શકતો

મારી પોતાની સૂર્યની મહાદશા વિષમ નીવડી છે મારી સામે પ્રતિસ્પર્ધીઓ ઊભા કરવાની એ મહાદશાની નેમ છે જૂનમાં મને ત્રાસ આપનારા હરીફો મારા જ્ઞાતિજનો હતા એમણે મને પોતાને ખરચે જ્ઞાતિના કલહમાં સંડોવ્યો અને એક જણે મારી માતાના મૃત્યુ પછી મારા શિર પર તલવાર લટકતી રાખી પણ એ ફાવ્યો નહિ. હમણાંનો છેલ્લો હરીફ ત્રણ જણોની ટોળકી છે, જેમાંના બે–

એક એલએલ.બી. સમેત બે-વાઘિયા છે; એઓ એક ત્રીજા-નિર્બન્ધ-જણે લખેલી મારી નવલકથાની પૂર્તિ પ્રકટ કરવાની જાહેરાત આપ્યા કરે છે. આ ત્રીજા જણને એ પૂર્તિ પ્રકટ કરવાની મંજૂરી આપી નહોતી, કારણ કે મારા એ ગ્રંથની પૂર્ણાહુતિ થઈ જ ગઈ છે, અને મારા ગ્રંથનો ક્ષુદ્ર ઉત્તરવિસ્તાર કરીને એ દુનિયાને માથે લાદે એમાં હું સામેલ થઈ શકું જ નહિ, કારણ કે, મારે મતે, એના અંતને સુધારવો એ કોઈની–મારી પણ–શક્તિની બહાર છે; બગાડો જ થાય. મારા ભાઈ મને ગ્રંથસ્વામિત્વના અધિકારનો ભંગ કરવા માટે એમના પર દાવો માંડવાની પ્રેરણા કરે છે. મારી નિવૃત્તિ આવાં વિઘ્નો વચ્ચે ટકતી નથી. ઘટનાઓ અને મારી કર્તવ્ય બુદ્ધિ મને છેવટ કઈ દિશામાં દોરી જશે તે હું જાણી શકતો નથી. આ જણ તો એવા બીજા ચારપાંચ જણાઓમાંનો એક છે જેઓ, આની માફક, એ કરવા ઇચ્છે છે તેવું જ કરવા ઇચ્છતા હતા, અને મેં સમજાવ્યા એટલે પોતાની ઇચ્છાને તજી શકયા હતા. પણ હવે આ ટુકડી જુદા વિચારની છે. આ ટૂંકી નોંધ કરીને હવે રેકેપણુક મૂકી દઈશ અને મારા કાર્યનો વિચાર કરીશ એ કાર્ય મહિનાઓથી વિઘ્નિત થયેલું મારું સાહિત્યકાર્ય જ હશે—ઇશ્વરેચ્છા હશે તો.

૨૦મી જુલાઈ, ૧૯૦૪.

રેકેપણુક કમિટીનું મારું કામ પૂરું કરીને હવે સાહિત્યકાર્ય માટે મુક્ત બન્યો છું. પણ મારો અર્શનો વ્યાધિ સાધારણ રીતે ચાલે છે તેથી લાબો ચાલ્યો છે, એટલે મારે આ લખાણ ઊભા ઊભા લખવું પડે છે. હવે કામનો પુનરારંભ શી રીતે કરવો એ જોવાને હું મારા કાર્યક્રમો અને સમયપત્રકો હાથમાં લઉં છું. ગઈ નાતાલથી તો આ પત્રકો મારું ઉપહાસનાટક બની રહ્યાં છે, કારણ કે કાર્યમાં નડતાં વિઘ્નો ત્યારે શરૂ થયાં હતાં તે હમણાં જ પૂરાં થયાં છે, અને એ પત્રકોની યોજના પ્રમાણે મારાં કાર્યો હું ક્યારે ફરી શરૂ કરી શકીશ તે હું જાણતો નથી. આ માસમાં હોમિયોપથીના અભ્યાસમાં, અને મારા વ્યાધિઓને અંગે ઔષધો પસંદ કરીને મગાવવામાં, મારા ધનનો અને સમયનો વ્યય થયો છે. પણ તે છતાં મારાં અધ્યયનો હું ફરી શરૂ કરવાને પ્રયત્નશીલ રહીશ; અને નિષ્ફળ થઈશ તો વેદાંતે ઉપદેશેલી અમનસ્કતા જાળવીશ.

૧૨મી ઑગસ્ટ, ૧૯૦૪.

ગયા શુક્રવારે અને શનિવારે પ્રો૦ આનંદશંકર ધ્રુવ અહીં હતા; અમે બે દિવસ આનંદમાં ગાળ્યા. ગજ્જરના એના ભત્રીજા સાથેના વિવાદમાં મારે કમલાશંકર સાથે લવાદ થવું પડ્યું છે; એ એક નવી પ્રવૃત્તિ શરૂ થશે!

રશિયા-જાપાનનું યુદ્ધ રોજનો એક કલાક લઈ જાય છે. ભાઈ માગ્યા કરે છે તેથી 'સમાલોચક' માટે કાવ્યની ત્રણ કડીઓ લખી છે. સાહિત્યસભાવાળાઓને હું સારો થાઉં ત્યારે દયારામ વિશે વ્યાખ્યાનનું વચન આપ્યું છે. આ પોથી હવે પૂરી થાય છે અને એ પૂરી થાય છે એથી મને હર્ષ થાય છે.

ગોવર્ધનરામ મનન નોંધ

પુસ્તક૭ મું

૨૩મી સપ્ટેંબર, ૧૯૦૪.

આગલી નોંધપોથી એનાં અંતિમ પૃષ્ઠોમાં નોંધ્યું છે તે પ્રકારે સમાપ્ત થઈ. કુટુંબના કોઈ પણ જણ વિરુદ્ધ ન્યાય નિર્ણય કરવો પડે એવું હોય તેવી કૌટુંબિક બાબતોને આ પોથીમાં કે બીજીમાં સ્થાન ન જ અપાવું જોઈએ. આવી સામગ્રી અતિસંક્ષેપમાં. માત્ર મારી રોજનીશીમાં નોંધી શકાય, પણ અહીં નહિ; અને ત્યાં (રોજનીશીમાં) પણ અલ્પતમ પ્રસંગોએ જ. આ નોંધપોથીમાં માત્ર એવી બાબતો નોંધાશે જેમાં મારે મારી પોતાની વિરુદ્ધ નિર્ણય આપવાનો હોય, અથવા જે અંગત કે કુટુંબના ઇતિહાસને લગતી બાબતો હોય; અને આવી બાબતો પણ ઓછામાં ઓછી નોંધવી અને -શક્ય હોય ત્યારે તદ્દન ટાળવી

કુટુંબની બહારની અને સર્જનોને રસ પડે તેવી ઘટનાઓ, મારી પોતાની સાહિત્યને લગતી બાબતો, દૂર દૂરના ભૂતકાળની કૌટુંબિક કે અંગત બાબતો ઈત્યાદિથી ભલે આ પેથી ભરાઈ જાય

**મને નિવૃત્ત થયાને ૭ વર્ષો વીત્યાં. હું ૪૯ વર્ષનો થયો. મારું સ્વાસ્થ્ય વળતાં પાણી બતાવે છે, અને હવે હું માતા વિહોણો છું. ભાઈ, પુત્રીઓ અને પુત્ર ઠીક ઠીક ઉંમરે પહોંચ્યા છે, એટલે હું અને મારો ઈશ્વર, અને મારાં પુસ્તકો અને મારી કલમ એ સૃષ્ટિ સ્વયમેવ અખિલતાએ પહોંચવા માટે પૂરતી છે. અને દીવાલો અને ચણતર આંતર કે બાહ્ય કારણોએ પડી ભાંગે અને આવતી કાલે મૃત્યુ આવે તો કંઈ જ હરકત નથી.**

૧૧મી ઑગસ્ટ અને આજ—એ બેની વચ્ચે દોઢ મહિનો વીતી -ગયો. એ આગલી તારીખ પછી મારું પ્રાતઃકાળનું કાર્ય આ રહ્યું છેઃ

ગ્રંથોની વિષયસૂચિઓ તૈયાર કરવી–(૧) બ્રહ્મયોગ વાસિષ્ઠ, (૨)-ઈશ્વરકૃષ્ણકૃત સાંખ્યકારિકાનો ડેવીઝ (Davies)કૃત અનુવાદ, (૩) કપિલનું સાંખ્યદર્શન, અને (૪) પતંજલિનાં યોગસૂત્રો અને એનું ભાષ્ય. હેકેલકૃત 'Riddle of the Universe' વંચાઈ ગયેલ છે. અને એમાંથી નોંધો લેવાઈ ગઈ છે–આ કાર્ય બપોરે બપોરે કરતો. એમ. એ. નો ગુજરાતીનો પ્રશ્નપત્ર, લીલાવતીની જીવનકથાનું પુનર્દર્શન અને એનાં પરિશિષ્ટો (જે હજી અપૂર્ણ છે), અને બે લેખો–એક 'East and West' માટે અને બીજો 'Indian Review' માટે–આ છે મારું ઉપરના દોઢ માસના ગાળાનું કાર્ય. જીવરામ શાસ્ત્રી અનૂદિત 'ઈશ અને કેન ઉપનિષદો' છપાઈ ને બંધાઈ ગયાં છે, અને તરતમાં મુંબઈ તરફ રવાના કરવામાં આવશે. એ લીલાવતીના સ્મરણાર્થે છે.

નવા યુનિવર્સિટી ફેલોઝ બધા નિમાઈ કે ચૂંટાઈ ગયા છે. હું ફેલો મટી ગયો તે બરાબર જ છે. સરકારે મોકલેલી ટિબેટની ચઢાઈ ખતમ થઈ છે. રશિયા અને જાપાન વચ્ચેના યુદ્ધમાં બંને દેશોના મળીને લગભગ એક લાખ માણસોનો સંહાર થઈ ચૂક્યો છે પણ હજી યુદ્ધ ઠીક લાંબુ ચાલશે એવું લાગે છે. ભારતમાં આપણા ઉપર દુકાળનો ભય ઝઝૂમી રહ્યો હતો, પણ એકાએક વૃષ્ટિ થવાથી એ ભય ટળ્યો છે. આ શહેરમાં પ્લેગના મહત્ત્વ આપવા યોગ્ય કેસો બન્યા છે અને આસપાસનાં ગામડાંઓમાં પ્લેગનો ઓછો વત્તો ફેલાવ છે.

મારી પત્ની ફરિયાદ કરે છે કે મારી જ્ઞાનદષ્ટિ અને કુટુંબના પ્રશ્નોને જે શાંતગાંભીર્યથી જોવાની શક્તિ આપે છે એ એને પોતાને દુર્લભ છે અને એ કહે છે કે એ પોતે તો, પોતાના પરહિતના પ્રયત્નોની ગેરસમજ કરવામાં આવે અને ઊલટી સો સો પ્રકારે પોતાની નિંદા કરવામાં આવે ત્યારે, ક્ષુબ્ધ બની જાય છે. હું એના આ કિસ્સાને આંગ્લ–ભારતીય રાજપ્રતિનિધિ (વાઈસરોય)ના કિસ્સાની સમાન કોટિએ મૂકું છું, કારણ કે એમના હેતુઓનુ પણ અન્યથા-ગ્રહણ કરવામાં આવે છે પણ એટલો તફાવત ખરો કે વાઈસરોયોની પરહિતસાધક વૃત્તિ મિશ્ર અને સંદિગ્ધ પ્રકારની છે જ્યારે મારી પત્નીની હિતરિવતા નિર્ભય અને અસંદિગ્ધ છે. ફળની ઝંખના ન રહે અને પોતે પોતાનું કર્તવ્ય કર્યું છે એનો સંતોષ રહે એ આ બંને

ફેરસામાં સંભાવ્ય નથી કારણ કે બંનેના હૃદયમાં તત્ત્વજ્ઞાન હર્યું નથી. આ પ્રકારની નારી અને આ પ્રકારનો અધિકારી બને, પ્રત્યેકનું એ માટે કારણ ભિન્ન હોવા છતાં, એ ઉભયી બાબતમાં એક જ કક્ષામાં છે. પણ મારી પત્નીને શ્રદ્ધા છે કે એનો ઈશ્વર એની પડખે છે, અને એનાં સત્કર્મોનું કર્મસિદ્ધાંત અનુસાર સારું પરિણામ છેવટ કોઈ અંત દિવસે આવશે. વાઈસરોયોને પરિણામનિયમની આવી નિશ્ચિતતાની પ્રતીતિ નથી, પણ એમને અધિકારવર્ગની સ્તુતિરૂપે, આ કાર્યની આત્મતૃપ્તિજનક અમુક સિદ્ધાંતકલ્પના દ્વારા, ફળ મળી રહે છે, અને પોતાનાં કૃત્યોથી આ દેશના લોકોને લાભ કદાચ થાય પણ પોતાના દેશના લોકોને તો લાભ થશે જ એ વિચાર જ અલબત્ત એમની ફ્રોઈચ્છાને સફળ કરે એવો છે. રાજ્યકારણીય અંતઃકરણોવાળાની દૃષ્ટિએ દુન્યવી અને રાષ્ટ્રીય લાભના કરતાં નૈતિક લાભ ગૌણ છે.

ઘણાંખરાં નીતિવિષયક તત્ત્વશાસ્ત્રોની વ્યવસ્થામાં રહેલો ન્યાયનો સિદ્ધાંત કાવ્યમત ન્યાયના ભ્રમથી વિશેષ કંઈ નથી એવું વિજ્ઞાન માને છે. નીતિતત્ત્વરીતે તેમ જ યુરોપના વૈજ્ઞાનિકો ને મન આપણો કર્મસિદ્ધાંત કેવળ ભૂતવેતાલની વાર્તા જેવો છે. મારા તત્ત્વજ્ઞાન પ્રમાણે, વિજ્ઞાન પોતે જ કર્મ અને ન્યાય જેવી કવિકલ્પના છે, અને ઉચ્ચતર કર્મની ભૂમિકા પ્રાપ્ત કરવા માટે ઉચ્ચતર દૃષ્ટિ સિવાય બીજો માર્ગ નથી.

૨૮મી સપ્ટેમ્બર, ૧૯૦૪.

કૌટુંબિક બાબતો વિશે આ પોથીમાં કંઈ જણાવવું મેં બંધ કર્યું છે. પણ મારે એ મિત્રો સાથેની વાતચીતમાં યે બંધ કરવું જોઈએ. મારા નિવૃત્ત જીવન જોડે અને એ જીવનની શાંતિ જોડે એ અસંગત છે. વ્યાવહારિક દૃષ્ટિએ એ વ્યર્થ છે અને કોઈક વાર હાનિકારક બને છે. ઉપરાંત, હું સ્વભાવે શબ્દાળુ છું, મિતભાષિતાનો ઉપયોગી ગુણ મારામાં નથી, મારી શબ્દાળુતા—શબ્દપ્રચુરતા—અન્યને ત્રાસરૂપ બને અને મારી શક્તિનો અતિવ્યય બને. પણ એ દોષનું નિવારણ હું એ બાજુ અવારનવાર લક્ષ આપું તો જ થાય, અને સાહિત્યપ્રવૃત્તિમાં મારું મન એવું નિમગ્ન રહે છે કે હું અન્ય બાબતોમાં શૂન્યચિત્ત બનું છું જેથી આ પ્રકારનું લક્ષ આપી શકતો નથી. પણ કૌટુંબિક બાબતોમાં હું મૌન સેવી શકું, કારણ

કે નિવૃત્તિએ મારા પોતાના જીવનનું તો વિસ્મરણ મને કરાવ્યું છે; અને એ વિસ્મરણનો આ દિશામાં વિસ્તાર કરવો સુકર થશે.

મારો ભાઈ કયારનો ફરિયાદ કરે છે કે હમણાં હમણાં હું ખાનગી વાત ખાનગી રાખી શકતો નથી. એની ફરિયાદ ખરી છે, કારણ કે મારા અત્યારના જીવનમાં ખાનગી કંઈ ન હોય એવો આશય છે, અને એ જીવનનું અજાણતાં જ એવું ઘડતર થઈ ગયું છે કે કંઈ વાત ખાનગી ન હોય કે ખાનગી રાખવાની ન હોય એવી રીત પડી ગઈ છે. પણ જેઓ મારા વાલીપણામાં છે પણ મારા જેવું જીવન જીવતાં નથી, જેમને ખાનગી રાખવા જેવી વાત હોય અને મારી સલાહ લેવી પડી હોય, એમને મારી આ કંઈ જ ખાનગી ન રાખવાની રીતથી અન્યાય થાય છે. એમને ન્યાય એક જ રીતે થઈ શકે: સાંભળવું બધું પણ કહેવું કંઈ નહિ હું ખાનગી વાત કહેવાનું શરૂ કરું અને એ બદલીને કહું કે ઓછું કહું એ મારા માટે શકય નથી. આ કારણે આવી બાબતોમાં મૌન જ ધર્મ બને છે.

જે વાત અંગત રૂપે મારા હોઠથી સરકી પડે તેનો બીજાઓ સ્વાભાવિક પણે એવો અર્થ કરે કે હું એ દ્વારા મારા પોતાના વૈયક્તિક વિચાર જાણે કે વ્યકત કરતો હોઉં; અને મારા એ સાંભળનારાઓ મારા વ્યક્તિત્વને સામાન્ય સંસારી લોકથી ભિન્ન જોઈ શકતા નથી; દાખલા તરીકે, નોકરો વિશે ફરિયાદ કરતી મારી પત્નીને શાંત પાડવાનો હું પ્રયત્ન કરું ત્યારે એ થોડાક સમય એમ જ માની લે છે અને ફરિયાદ કરે છે કે હું એના કરતાં નોકરોને સારા ગણું છું; જો કે, અલબત્ત, એ શાંત થાય ત્યારે એવું માનતી અટકે છે. હું જો કુટુંબના શ્રેષ્ઠ મિત્ર કને મારી પત્ની વિશે સંતોષવચનો ઉચ્ચારું તો એની નજરમાં મારી નિષ્પક્ષપાત વૃત્તિની પ્રતિષ્ઠા નીચી પડે છે. અને જો હું મારી માતા અને મારા ભાઈની પત્ની વચ્ચેની કોઈ બાબત વિશે વાત કરું તો તેથી, મારી પત્નીનો અને ભાઈની પત્નીનો એક સાથે મે ઉલ્લેખ સરખો ન કર્યો હોય તો પણ, હું મારી પત્નીને એની દેરાણીની સરખામણીમાં વધારે સારી માનું છું એવો ભ્રમ ઉપજે છે. વસ્તુતઃ માનવસ્વભાવ જ એવો છે કે મારામાં સામાન્ય માનવસ્વભાવથી કંઈ વિશેષ છે એ એને દેખાતું નથી; અને મારી દૃષ્ટિ બદલનારી જીવનરીતમાં હું એવો નિમગ્ન રહું

સ્યું કે માનવસ્વભાવ મને પોતાનાં બાપોથી આપશે એ મણુનરી હું કરી શકતો નથી. કેવળ અંગત બાબતો સિવાયની અન્ય બાબતોમાં મારી જીભ પર સંયમ રાખવાનું આ એક વધારાનું કારણ છે.

મારી આદતને દબાવી દેતાં કદાચ મને ઘણો વધારે સમય લાગશે, પણ એ તો નિવૃત્તિ લીધા પછી પડેલી નવી આદત છે એથી વારંવાર નિષ્ફળ થયા પછી અંતે હું સફળ થઈશ એવી મને આશા છે.

૨૯મી સપ્ટેંબર, ૧૯૦૪.

એટલું જ નહિ, કોઈક વાર હું એને દબાવી દેવામાં સફળ થયો પણ છું. મેં ઉપર જણાવ્યો તે ન્યાયનિર્ણય કર્યો તેનું કારણ એ નથી કે હું વાત કહેવા ખાતર વાત કહેવાનો દોષ કરતો હતો. એનું ખરું કારણ એ છે કે યોગ્ય ઉદ્દેશ ખાતર વાત શરૂ કર્યા પછી હું પદ્ધતિહીન અનાવશ્યક શબ્દાળુતામાં સરી જતો, એમાં સાધારણતઃ શબ્દાળુતાનો દોષ હું કરતો, અને પદ્ધતિહીનતા તો કેટલાક મહિનાઓ સુધી અંતરને વ્યક્ત કરવાના અનભ્યાસમાંથી પરિણમી હતી. કારણ કે મારી વાણીના એવી વાતચીતમાં અનુપયોગને પરિણામે હું એ કલા ખોઈ બેઠો, અને પદ્ધતિહીન વાતો કરવાના પ્રસંગો વધ્યે જતાં હું જરૂરથી વધારે વાતો કરવા લાગ્યો.

ખરી વાત એ છે કે પોતાનાં દુઃખને ગુપ્ત રાખવાનો જે ગુણ મારી લીલાવતીમાં હતો તેનો મારામાં સદા અભાવ રહ્યો છે. એ ગુણ લીલાવતીના હૃદયનું જન્મથી જ શાસન કરતો હતો, અને એ ગુણ મેં આ કાવ્ય પંક્તિમાં વર્ણવ્યો છે:

"તે તું રહેતી ભાર અતુલ નિજ, કહેતી ન કોઈને વાત.'

આ ગુણ મારામાં હતો—લીલાવતી જન્મી ત્યારના મને મૂંઝી-રહેલી આપત્તિઓના એ દિવસો દરમ્યાન. પણ આપત્તિઓએ શીખવેલા-રણુત્ય આત્મસંયમને સંપત્તિએ શિથિલ કર્યો ત્યારે એ ગુણ જવા લાગ્યો, અને હું સત્ય, પણ અનાવશ્યક, વાતો બોલી જવા લાગ્યો.

મારી પત્ની કહેતી કે મારા જેવી 'જ્ઞાનદૃષ્ટિ' મેળવવાના એના પ્રયત્નો નિષ્ફળ થયા છે. મેં એ જ્ઞાનદૃષ્ટિ એને નીચે મુજબ સમજાવી હતી: 'ધારો કે આપણી જણુ કે જયતી ખરાબ હોય તો આપણે એના પ્રત્યેના સ્નેહને કારણે એનો ત્યાગ નહિ કરીએ. આ બાબતમાં 'વિષ્ણુલક્ષ્મીને હું એક ચોથી પુત્રી જ ગણું.' આ નિયમનું

અનેક વર્ષો સુધી મારા અને અંશતઃ મારી પત્નીના હૃદય પર પણ શાસન રહ્યું છે, પણ દુનિયાને એ શી રીતે દેખાય? અમારા બે વચ્ચે તફાવત આ છેઃ મારી પત્નીએ, જેને એ પોતાનો ભાઈ ગણે છે તેની વહુ ઉપર ગાઢ સ્નેહ રાખવાથી શરૂઆત કરી, પણ નારીહૃદયનો એ સ્નેહ અનુકૂળ નહોતો અને એના બદલામાં એટલો ભાવભર્યો સ્નેહ એને મળ્યો નહિ તેથી મારી પત્ની માત્ર જ્ઞાનદૃષ્ટિજન્ય સ્નેહ, તટસ્થભાવે, રાખવા લાગી–મારો પોતાનો સ્નેહ તો આરંભથી જ અમુક પ્રમાણમાં બધા તરફ જ્ઞાનદૃષ્ટિમય જ રહ્યો છે, અને એ કાવ્યમય, તથા જ્ઞાનદૃષ્ટિના વિકાસથી ભાવનામય, આવરણ કે વેષ્ટનથી મુક્ત બન્યો છે, જેથી દશ વર્ષથી અધિક સમયથી માતા પત્ની અને સતાનો માટેનો મારો સ્નેહ કેવળ જ્ઞાનદૃષ્ટિથી સંગત સ્નેહ બની રહ્યો છે.

જેમના પ્રત્યેના મારા સ્નેહમાં જ્ઞાનદૃષ્ટિ અને કાવ્યમયતાનું મિશ્રણ હોય એવા છે માત્ર મારા કાકા અને મારા ભાઈ. ઉપરાંત પિતા અને મારી લીલાવતીની પણ એમાં ગણના હતી. મારી, આ નોંધપોથીમાં કે બહાર, જે તે બોલી નાખવાની આદતના, એ આરંભ શરૂ થઈ, વધી અને બદલી ત્યારથી, જે વિવિધ પ્રકારો ઊપજ્યા તેનો ખુલાસો મારા માનસના આ ઇતિહાસથી થશે. હવેથી પાછો હું એ મૌન અને મિતભાષિતા જાળવવા ધારું છું જે મારા વીસથી ત્રીસના વય દરમ્યાનની આપત્તિઓએ મને શીખવ્યાં હતાં; જે લીલાવતીએ આટલા સામર્થ્યથી એની વીશ વર્ષ પહેલાંની ઉમરથી મૃત્યુ પર્યંત આચર્યાં હતાં, અને જે મારા આજના વયને, મારા તત્ત્વજ્ઞાનને અને મારા વર્તમાન સંયોગોને તથા જીવનલક્ષ્યને અનુરૂપ છે. આ મૌનની સવિશેષ આવશ્યકતા એ કારણે છે કે જો હું આરી બાબતમાં જરા પણ મોં ખોલું તો ફરી મારી શબ્દજાળના જાગ્રત થાય અને પરિણામે મારાથી ઉચ્ચ જીવન અને ઉચ્ચ વાણીવ્યવહારના આ સુવર્ણ-સૂત્રનો ભંગ થઈ જાયઃ

आत्मोत्कर्षं तथा निन्दां परेषां परिवर्जयेत्।

અને આ સૂત્ર માત્ર વાણી માટે નથી, આંતર વિચાર માટે પણ છે.

૧લી ઑક્ટોબર, ૧૯૦૪.

ગઈ રાતનું સ્વપ્નઃ ચર્ઝનસાહેબ ભારતને નવું રાજ્ય બંધારણ

આપ્યું: તે આ–કાર્યકારી અધિકારીઓની રાજ્ય સમિતિ (cabinet) જેમાં અધો સભ્યો હિંદી અને અધો અંગ્રેજ, ઇંગ્લાંડની સરકારથી અનિયંત્રિત; દેશીઓમાં કમિશ્નરો પણ ખરા. દેશી રાજાઓને પણ, શહેનશાહી રાજ્યકાર્યો માટે, મુખ્ય રાજવીઓની સભા (A House of Principal Chiefs) રચવાની છૂટ મળી. વ્યક્તિગત રાજ્યો પર દેખરેખ પણ, પોલિટિકલ એજન્ટોને બદલે, આ રાજવી સભા રાખે. રાજ્યબંધારણના સમાચાર અને એનો હિંદે કરેલો સ્વીકાર ભારત અને ઇંગ્લાંડ વચ્ચે સાગરપાર મોટા ધ્વનિવાળા ટેલિફોન જેવી નવી યોજનાથી જણાવાયા હતા, અને બંને દેશોમાં ગર્જના માફક સાંભળી શકાયા હતા.

૮મી ઑક્ટોબર, ૧૯૦૪.

ગઈકાલે રાતે વધારે સ્વપ્નો જોયાં. એકમાં મેં મારા હાઈકોર્ટના મિત્ર ચીમનને મુંબઈના રસ્તા ઉપર જોયા. બીજામાં એવું જોયું કે હું તૂટેલા બારણાંવાળા ઘરમાં રહેતો હતો, અને મારી બાજુમાં રહેલા મારાં બાળકો સાથે રસ્તા ઉપર જોતો હતો. જબરું ફૂલકડ ફાટી નીકળ્યું હતું અને ફૂલકાખોરો આવી ચડશે એવો ભય હતો—તેઓ મુસલમાન નહોતા. આજ સ્વપ્નમાં. હાલ હું વાંચું છું તે 'વાગ્ભટ'માંના એક દુર્બોધ શ્લોકનો મેં ઉકેલ કર્યો.

૯મી ઑક્ટોબર, ૧૯૦૪.

ગઈ કાલનું સ્વપ્ન: મારા કુટુંબના (હવે નરહરના) ઘરની પડસાળના મધ્યની અને દીવાનખાનાની ઓરડાની વચ્ચે, ચોકમાં થઈને અને મંદિરની આગળના ઓરડામાં થઈને એક બહુ લાંબો પાનગો સાપ લંબાઈને પડ્યા હતો. મારી માતા આ બીજા ભાગમાં હતી તેણે મારના મોઢા ઉપર કર્મક જેવી વસ્તુ મૂકી અને પછી એ પડસાળમાં દોડી આવી, અને અમે બેએ મળીને ત્યાં રહેલી સાપની પૂંછડીને કાપીને કટકા કર્યા, અને એ પ્રવૃત્તિની અધવચમાં સ્વપ્ન સમાપ્ત થયું.

મારી સ્વર્ગસ્થ બહેન એક આત્મજીવનકથા, વ્યક્તિઓનાં નામોનું આખું ગોપન કરીને, લખીને મૂકી ગઈ છે. પણ એમાં, પોતાની જ બુદ્ધિથી અને હૃદયશક્તિથી—એમ પ્રતિબિંબિત થયેલ નિપુણ બુદ્ધિ અને ભલા હૃદયથી—બધી વીગતને ચોકસાઈથી અને સાહિત્યસામર્થ્યથી નિરૂપી છે. એ અપૂર્ણ ખંડ છે અને એની તથા એના પતિની

વચ્ચેના એક પ્રસંગ આગળ એકાએક પૂર્ણ થાય છે. એણે કરેલું સ્વભાવ-આલેખન ઘણું સ્તુતિપાત્ર છે. શ્રી ગણપતરામ અનુપરામ ત્રિવેદી, જેની પત્ની જૂનાગઢના મારી બહેનની પડોશણ અને બહેનપણી હતી, એમણે 'લીનાની જીવનકલા'માં પોતાનો એક પત્ર સામેલ કરવાની મને રજા આપી ત્યારે એમની પત્નીએ એમના દ્વારા મને આ આત્મકથા વિષે જણાવ્યું હતું અને એથી મને શ્રી ગણપતરામ કનેથી વિશેષ માહિતી મળતાં મેં તપાસ કરી તો મારી બહેનની જ્યેષ્ઠ પુત્રી અને એના વર પાસેથી એની હસ્તપ્રતિ જડી.

મારી 'નિવૃત્તિ' મારી પત્નીને 'પ્રવૃત્તિ'ની અતિશયતા નીવડે છે. એ સાધારણ રીતે સવારે ૪ા વાગ્યે, કોઈક વાર ૩ા વાગ્યે ઊઠે છે. આને લીધે તથા મારી માતાના મૃત્યુ નિમિત્તે શ્રાદ્ધભોજનો ઈત્યાદિને લીધે એના શક્ત ઉપર ભારે બોજ પડ્યા છે, અને પોતાને સાસરે રહેતી પુત્રીઓ એની મદદમાં આવી શકે તેમ નથી. મેં એને નોકરો રાખી આપ્યા, પણ રસોઈઆ મેળવી શકતા નથી, એટલે એને આરામ શી રીતે આપવો એ ચાપનો અને છતાં મુશ્કેલ કોયડો બન્યો છે.

૧૮મી ઑક્ટોબર, ૧૯૦૪.

આજે દશેરા. હિંદુ પંચાંગ પ્રમાણે હું ૫૦મા વર્ષમાં પ્રવેશ્યો.

\+ + +

૨૩મી સપ્ટેમ્બરની નોંધ પછી મેં (૧) મન્મથકૃત 'Problem of Existence'ની સમીક્ષા પૂરી કરી અને (૨) 'The Keystone to the Economics of Hinduism' લેખ પૂર્ણ કર્યો; સમીક્ષા 'ઇંડિયન રિવ્યૂ'ને મોકલી છે અને લેખ 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ' માટે (રાગમખૂર ડૉ. કુરેશ પાદિન) 'અષ્ટાંગહૃદય'માંથી લેવાની મારી નોંધ લખાવી પૂરી થઈ છે, એમાં એક બે દિવસનું જ કામ કરવું રહે છે. આત્રેયમુનિકૃત 'હારીત સંહિતા', અને 'ચરક સંહિતા' મારા ટેબલ પર પડી છે, એના ઉપર ઉપરથી નજર જ મેં નાખી છે, પણ એ બન્નેની રચના ઉપયોગી નથી કારણ કે અષ્ટાંગના જેવી શરીરરચનાશાસ્ત્ર નથી, ચરકમાં ઔષધ અને શસ્ત્રોપચાર વિષે વાત છે જ્યારે 'હારીત' એ પ્રદેશો અનુક્રમે, વનસ્પતિઓ ચક્ર અને નાસ આદિ આહારપ્રકારો વગેરેની

વૈદકીય પ્રકૃતિ વર્ણવતો અત્યંત રસપ્રદ ગ્રંથ છે. 'સુશ્રુત' પોતાને ધન્વંતરિનો શિષ્ય કહે છે ત્રણે ગ્રંથો અતિપ્રાચીન છે. 'નાડીપરીક્ષા' તાજેતરની કૃતિ છે.

મારી તબિયત પ્રમાણમાં સુધરી છે, પણ આ વર્ષમાં મારું શરીર જે અવસ્થાએ પહોંચ્યું એને આધારે જોઈએ તો હું કહી શકું છું કે જન્મપત્રિકામાં આપેલું ૭૨ વર્ષનું આયુષ્ય અર્થહીન અને અશક્ય મજાક જેવું છે. સહજ ક્રમે હું હવે ૧૦ વર્ષથી વધારે આયુષ નહિ ભોગવું, કદાચ એથી અર્ધાં વર્ષો પૂરતી જ મારી આયુર્મર્યાદા હોય, ઉપરાંત ક્ષુબ્ધ પરિસ્થિતિવાળા આ દિવસોમાં કંઈ પણ પ્રતિકૂળ ઘટના કે અકસ્માત થતાં મારા પ્રાણ સરી જાય— જેના માટે મારી પૂર્ણ તૈયારી છે. એમ ન બને કદાચ, પણ સુધારાની તો લેશ આશા નથી.

રમણીયની તબિયત સારી છે, પણ એનો અભ્યાસ કથળી ગયો છે, અને એને રસ્તે આણવાને એ 'પુરુષાર્થ' કરે છે—ડૂબતો માણસ તરણું પકડે તે પ્રમાણે. + + મારી પોતાની શારીરિક અશક્તિએ મને અપંગ જેવો બનાવ્યો છે એથી નિશાળમાં કે જીવનમાં એ પ્રગતિ કરે એ માટે હું કંઈ ઉપયોગી થઈ શકતો નથી. + +

આજે સમાપ્ત થતા મારા વર્ષનું મારું જીવન-સરવૈયું આ છે. એવી છે મહાઈશ્વરની ઇચ્છા. ૪૯ વર્ષ પહેલાંના મારા જન્મ-દિવસની સ્મૃતિમાં આજે મે પવિત્ર ધર્મભક્તિમય કાર્ય આટલું કર્યું:- 'તત્ત્વાવબોધ' અને 'હરિમીડે સ્તોત્ર' એ લઘુકૃતિઓનું વાચન, મારી નવલકથાના ત્રીજા અને ચોથા ભાગોમાંથી વિષ્ણુદાસના તત્ત્વજ્ઞાનનું તથા મારા કથાનાયકને ચંદ્રાવલીએ આટલી મધુરતાથી અને નિર્ભયતાથી ઉપદેશેલા જીવનકર્તવ્યનું વાચન. મારા કથાનાયક અને કુમુદ વચ્ચેનાં છેલ્લાં દશ્યો વાંચતાં કંઈક અશ્રુપાત જેવો ક્ષોભ મને થયો. આ આજની મારી કવિતા. આજે સવારે મારી માતા જેમાં સેવા કરતી એ મંદિરે ગયો, મારાં માતાપિતા ઉપાસને પ્રિય હતા તે શ્રીજીનાં દર્શન કર્યાં; મારી બહેન જોડે અને રમણીકની મા જોડે વાતો કરી—આ વાતોમાં ખાસ વિષય ન હોવાથી અમે તત્ત્વજ્ઞાનની જેરાં થઈ રહ્યાં. + + મારી પત્ની ઉચ્ચતર આધ્યાત્મિક

જીવનને ઝંખી રહી છે એની પ્રાપ્તિ હું એને ક્યારે કરાવી શકીશ તે હું જાણતો નથી—જીવનમાં આજે હું છું તે છું તેથી એ દુર્લભ છે. એ શક્યે એને પહોંચાડવાની મારી પ્રતિજ્ઞા અપૂર્ણ રહી છે,-નિવૃત્ત ન થયો હોત તો પૂર્ણ થાત. પણ હવે તો એ 'લઘુકૌમુદી' અને "વિચારસાગર' બનેને ભૂલી ગઈ છે, કારણ કે મારી નિવૃત્તિએ એને આખા દિવસની વૈતરી બનાવી દીધી છે.

૧૯મી ઓક્ટોબર, ૧૯૦૪.

ગગનમાં સરતા અને પ્રબળ વાયુપ્રવાહોથી અવરોધ પામતા મેઘ જેવા સન્યાસના વિચારો મારા મગજમાં ચાલ્યા કરે છે. માણસ સન્યાસ લે ત્યારે સ્વાસ્થ્યને અંગે શરીરની સ્થિતિ એમાં પ્રતિરોધક ન થવી જોઈએ, કારણ કે જે આશ્રમને ઊંબરે એ આવ્યો છે તેમાં આવી શારીરિક બાબતોની ઉપેક્ષા કરવાની હોય છે. હું તો સન્યાસ અને મારો પ્રાપ્તધર્મ જણાય તો જ એનો વિચાર કરું, કારણ કે મારો આજનો જીવનપ્રકાર અંગત બાબતોમાં સંન્યાસ જેવો જ છે. મેં નિવૃત્તિ લીધી એ એ કારણે નહોતી લીધી કે વકીલાતમાં બેહૂદા અનુભવો થયા હતા, કે મને નિવૃત્તિજીવનના આરામ અને અકર્મણ્યતાનો મોહ હતો; પણ એ કારણે, કે, પ્રભુએ ધંધાકમાણી વગર નિર્વાહ કરવાનું સાધન આપ્યું હતું અને મને સાદ કહી રહેલાં ઈશ્વરદત્ત કર્તવ્યો નિવૃત્તિ લીધા વિના શક્ય નહોતા એ મજેગોમાં, અને ધંધામાં અને કમાણીમાં સમય અને શક્તિનો વ્યર્થ વ્યય થતો દેખાતો હતો અને એનો મારા જીવનના કાર્યને અંગે કંઈ અર્થ ના જણાતો નહોતો એ કર્તવ્યો હજુ સાદ કરી રહ્યાં છે અને એ પૂર્ણ કરવામાં સંન્યાસથી અનુકૂળતા વધતી હોય તો સન્યાસ મારો પ્રાપ્તધર્મ બને. પરંતુ આજે મારાં કર્તવ્યો હું યથાશક્ત કરી શકું છું તે કરવાને, મારી આવી તબિયત અને વર્તમાન સમયની આ પરિસ્થિતિમાં, સન્યાસ મને અશક્ત બનાવે એમ છે, અને એથી તો આજના જીવનપ્રકારને વળગી રહેવું એ ધર્મ મને પ્રાપ્ત થાય છે. આ ચાલુ પ્રકારે મારાં કર્તવ્યો પૂર્ણ કરવાનો મારો આ ધર્મ, જે સમરે હું મારા ઘરમાં આ યજમાનોનો અણગમતો અતિથિ છું એવું મને લાગશે તે જ ક્ષણે, વિરત થશે. એ અણગમતાપણાનો અભાવ છે એટલું જ નહિ પણ મારો સન્યાસ આ યજમાનોને અણગમતો થશે, એટલે એમના

તરફ એવા નિર્દય બનવું પડે એવું ઉચ્ચતર કર્તવ્યધર્મનું આહ્વાન ન આવે ત્યાં સુધી એમને અણગમતા એવા સન્યાસથી એમને દુ:ખી કરવાનો મને અધિકાર નથી. વિશેષતઃ મારી પત્નીની પડખે એના મરણ પર્યંત રહેવાને હું મારા વિવાહની ગભીર પ્રતિજ્ઞાથી બંધાયેલો છું અને સન્યાસસંબદ્ધ કોઈ પણ કર્તવ્ય મને એ પ્રતિજ્ઞામાંથી મુક્ત કરી શકે નહિ મને એ એને છોડીને જવા ન જ દે, પોતાને સાથે લઈ જવા કહે—અને એ પણ એમુક પ્રમાણમાં મારા જેવી સંન્યાસી જેવી છે, કદાચ અમુક બાબતામાં વધારે પણ હોય; અને એ રીતે સપત્નીક સન્યાસી ન જ બની શકાય; એવો વાનપ્રસ્થ બનુ તો હું મરણ પામુ કે મંદો પડું કે તરત મારી પત્નીને સકટમા એકલી અસહાય બનાવુ. આ કારણે ઈશ્વરે ગૃહસ્થ બનાવીને જે ઘરમા મૂક્યો છે ત્યાં જ મારે રહેવુ પડે. માત્ર હુ મારી પત્નીના જીવનભ ૨માં ઉમેરો ન કરુ એ ધ્યાન હું યથાશક્ય રાખું છું. અને મારી જરૂરિયાતો જાણવામા અને પૂરી પાડવામા એ તો સ્નેહાળ કર્તવ્યપરાયણ કોઈ પણ પત્ની માને તેવો આનંદ માને છે, તો પણ મારી ફરજ એ છે કે મારે સંન્યાસીની રીતે રહેવુ, રોજના ભોજનની ભિક્ષા થી વિશેષ જરૂરિયાતો મારી પત્નીએ જાણવી પૂરવી ન પડે એ જોવુ-ભોજન આપવામાં મારી પત્ની ખૂબ કાળજી રાખે છે કારણ કે એ સમજે છે કે મારુ ચાલે તો હુ એને એ તસદી પણ ન આપુ. હું કરી શકું તેથી ઘણું વધારે એ ભાગ માટે કરે છે પોતાની પત્નીઓ ઉપર પોતે કેટલો ભાર નાખી રહ્યા છે એ ન જોઈ શકે એવા પતિઓની દુષ્ટતા નહિ તો ઉપેક્ષા મારાથી દેખી જતી નથી + + હું હિમાલયમાં ચાલ્યો ગયો હોઉં તો એને જેટલી મળે તેટલી ઇચ્છા-સંકલ્પની તથા વ્યવહાર-કાર્યની સ્વતંત્રતા હું મારી પત્નીને આપુ છુ એ મારો ગૃહ-સ્થનો સંન્યાસ છે. ઘરે રહેવાથી એના ઉપર જે ભાર નાખુ છુ તેનુ વળતર આ બીજા પ્રકારે વળવાને હુ મથુ છુ.

\+ + +

ગૃહસ્થ રહીને સંન્યાસજીવન જીવવુ એ જ વર્તમાન સમસ્યાઓનો એક જ ઉકેલ છે-અલબત્ત, ઉપર જણાવેલી મર્યાદાઓ સાથે-

૧૫મી નવેંબર, ૧૯૦૪.

ગઈ કાલ સવારના મારા સ્વપ્નમાં હું ઠાકોરમાં હતો, અને મેં એક ભજન રચ્યું તેની એક જ, છેલ્લી, પંક્તિ મને યાદ છે :

"તું બની જા કૃષ્ણસુખરસ પ્યાસી."

બે દિવસ પહેલાં કેવકલાલને બંગલે પોલીસ ઇન્સ્પેક્ટર પ્રાણશંકરે ભજનમંડળી રાખી હતી ત્યાં હું મારા જૂના મિત્ર શ્રી કૃષ્ણસુખરામ આત્મારામને મળ્યો હતો એ મુલાકાતે આ સ્વપ્ન સૂચવ્યું, એમાં શંકા નથી

મારી તબિયત નબળી રહે છે + + મારું દેહયંત્ર સદાને માટે અટકી પડે તે પહેલાં મારાં જીવનનાં કર્તવ્યોને હું પૂર્ણ કરું તો કૃતકૃત્ય થઈશ. પણ-એની મને ચિંતા નથી- હું બનતું કરીશ. મહાઇચ્છા પોતાનું ઇચ્છ્યું કરે એ એનો – મહાઇચ્છાનો-ધર્મ છે.

દરમ્યાન મારો નવીન સંશોધનો માટેનો અભ્યાસ હું 'અમરવત્' કર્યો કરું છું. પાશ્ચાત્ય અને સંસ્કૃત શારીરતંત્રનો મારો અભ્યાસ સમાપ્ત થયો છે, અને હવે હું અવિશદ વિચારોને વિશદ કરી રહ્યો છું અને એ રીતે આ નવા પ્રકાશની મદદથી ઉપનિષદોના અગમ્ય પ્રદેશોમાં પ્રવેશ કરવા માટે માર્ગ રચી રહ્યો છું શારીરશાસ્ત્ર વિશેના આપણા ખ્યાલોનું અર્થીકરણ કરીને એક સ્વતઃ સ્વાધીન પ્રકરણ રચી શકાય, અને પછી મારા ગ્રંથના પ્રથમ ક્રમિક સ્કન્ધ રૂપે પ્રકટ કરી શકાય. એ, આપણા ડૉક્ટરોને હાલ જે વિષયના મૂળ સિદ્ધાંતોનું પણ જ્ઞાન નથી એ વિષયમાં પ્રવેશ કરાવે; અને એ રીતે તેઓને આપણા વૈદ્યકીય ગ્રંથોને સમજવામાં મદદ મળે, આપણાં એ શાસ્ત્રનો પણ પક્ષ પ્રચાર થાય અને ડૉક્ટરો પણ એમાં પ્રગતિ કરી શકે. આથી વિશેષ કરવાને હું જીવતો ન રહું તો પણ આ કાર્યને હું લોકને લાભકારક ગણું.

\+ + +

'લીલાવતી જીવનકલા' અને કાબરાજીની કૃતિની ગુજરાતી સમીક્ષા મેં મુંબઈ મોકલી છે; મારું ૧૮૦૭થી પડતું મૂકેલું 'તત્ત્વાનંદ અને રસસુંદરી' કાવ્ય પણ હાથમાં લીધું છે; પણ, મારા સમય ઉપર અન્ય તાકીદના આક્રમણને લીધે અને વિશેષ કાર્ય માટે પૂરતા

સ્વાસ્થ્યના અભાવે, પાછું એ કાવ્ય પડતું મૂક્યું છે. શ્રી આનંદશંકર અને શ્રી ઉત્તમલાલ મને મળવાને અહીં આવ્યા હતા ત્યારે મેં એ કાવ્ય એમને બતાવ્યું હતું, અને તેઓએ એ કાવ્ય હું ધારતો હતો તેટલું દુર્બોધ નહિ થાય એમ કહ્યું હતું તથા એને પ્રકટ કરવાનો આગ્રહ કર્યો હતો, તેથી મેં ફરી હાથમાં લીધું હતું.

\+ \+ \+

ઈશ્વર વિશે હું કરતો આવ્યો છું તેથી નિકટતર–વધારે સાક્ષાત્–ચિંતન કરવાની મારી પોતાની ઇચ્છા છે, પણ હજી પ્રારંભિક તૈયારી ન થઈ હોવાને કારણે એ ઇચ્છા પૂર્ણ થઈ શકે તેમ નથી. એનું–તત્‌નું તથા અહમનું (સોઽહમનું) ચિંતન આંતરપ્રેરણાની અને સહાયતાની અપેક્ષા રાખે છે, અને આ બે બાબતો જે અનુકૂળ સંયોગો ઉપર અવલંબે છે તેવા સંયોગો ઊભા કરવામાં વર્તમાન પરિસ્થિતિ વિલંબ કરનારી નીવડે છે એટલે હાલ તુરત તો Laborare est orare (Work is Worship કર્મ તે જ પૂજન) એ જ મારો ક્રમ રહેશે. નાજુક અને ક્ષીણ થતી તબિયતને હું હોમિયોપથીથી ટકાવું છું, બિચારા ડૉક્ટરો મારા રોગોનાં કારણો બતાવી શકતા નથી અને એના ઉપાયો સૂચવી શકતા નથી. પરિણામે હોમિયોપથીથી મારો થોડોક સમય લઈ જાય છે. પરંતુ મારું મન પરાત્પર જોડે, જ્ઞાન, ચિંતન અને ઉપાસનાવિધિ દ્વારા સાક્ષાત્ મિલનસધાવાને ઝંખે છે. પણ એ મારું કાર્ય પર્વતારોહણ જેવું દુષ્કર છે.

૨૯મી નવેમ્બર, ૧૯૦૪.

Psychic Research Society (માનસિક સંશોધન મંડળ) ની Zoism (જીવન-ધર્મ) વિશેની પત્રિકામાં દર્શાવ્યા પ્રમાણે શ્વસન અને ઉચ્છ્વસનનો આરંભ ૧૭મીથી કર્યો છે–આ પહેલું બને નાનું પગલું છે.

ગઈ રાતે મેં સ્વપ્નોમાં મારા માતપિતાને દીઠાં. એક સ્વપ્નમાં મારી માતાનો અગ્નિસંસ્કાર કર્યા પછી હું સ્મશાનથી પાછો ફર્યો અને ઘેર મારા પિતાને મારા પાછા ફરવાની રાહ જોતા મેં જોયા. હું મારા જૂના ઘરની મંદિરવાળી બાજુએ ઓરડા ઉપર બેઠો અને મારી

માતાના મૃત્યુને કારણે ખૂબ રડ્યો. વસ્તુત: પિતા પહેલા મર્યા હતા અને માતા પછી એ, તથા હું પિતા માટે ખૂબ રડ્યો હતો પણ માતા માટે નહોતો રડ્યો એ હકીક્ત આ પ્રમાણે સ્વપ્નામાં ગોઠવાઈ ગઈ. માતાને મેં સ્વપ્નમાં તરત દીઠી—પગનાં આંગળા ઉપર ચપળતાથી કૂદતી, અને કૂદતી કૂદતી ઊંબરાથી મંદિર તરફ જતી, અને કલ્યાણમય ભૂત છે એવી જાણ થતાં અદશ્ય બનતી. બીજા સ્વપ્નમાં એક નવીન જગ્યામાં અમે બને બેઠાં હતાં અને કદાચ વાત કરતાં હતાં અને એ મારી ચિંતા કરતી હતી—વિશેષ વીગત ભૂલાઈ ગઈ છે. આ સ્વપ્નોને ઉત્તેજનારું દિવસમાં બનેલું કારણ એક જ હતું, તે એ કે મેં શ્રી આનંદશંકરને કાર્ડ લખ્યું હતું કે તથા એમનાં ભલાં માતા મણિબાને એમ કહેવા સૂચવ્યું હતું કે આ દુનિયાને ઉતાવળે છોડી જવાની એમની ઈચ્છામાં મારી સંમતિ નહોતી, કારણ કે એ મારી પોતાની માતાને સ્થાને મારી માતા બની રહે એવું હું ઇચ્છતો હતો. માત-પિતાના જીવનકાળ દરમ્યાન પુત્રો ભલે ગમે તે ફરિયાદો કરે પણ એમના મૃત્યુ પછી, ત્રાજવું એમના ગુણો તરફ નમતું હોય છે—જેમાં એમનો સ્નેહ કેન્દ્રગત અને અવિસ્મરણીય ગુણ હોય છે—તેથી એમની ખોટ કદી પુરાતી નથી. તેઓ અજ્ઞ કે જ્ઞાની જે હોય તે, પણ તેમનો સ્નેહ એવો હોય છે જે બહુ વિચાર કરતો નથી. મારા જેવાના ઉરમાંથી તત્ત્વજ્ઞાન આવા સ્નેહને સુકવી નાખે છે, અને છતાં આપણે હૃદયહીન પથ્થરો બનીએ એટલો પૂર્ણ એને સુકવી શકતું નથી.

૨૬મી નવેંબર, ૧૯૦૪.

સર્વ દિવ્ય સંગીત—સર્વ દિવ્ય (ઈશ્વરપ્રેરિત) કાર્ય—વસ્તુત: મધુર હોય છે? રશિયા જાપાનને આત્મરક્ષણ થેં યુદ્ધ આદરવાની ફરજ પાડે છે—એ રશિયાના ઉરમાં ભયાનક ક્રૂરતા અને અંધ-મત્ત અહંકાર નથી? આવું વલણ ભૂત અને વર્તમાન વ્યક્તિઓનું, અન્ય રાજ્યોનું અને વિજેતાઓનું નથી હોતું? પાપ—અનેકના હૃદય ઉપર શાસન કરતુ અને એમને અને બીજાઓના વિનિપાત કરતું પાપ—મધુર છે? મારા પોતાના, અનારોગ્ય અને અન્ય આપત્તિ ઓથી પૂર્ણ, સાંસરિક જીવનમાં મધુરતા છે? મંદભાગ્ય લીલાવતીના જીવનમાં માધુર્ય હતું? તો પછી મેં

'વિશ્વસિતાર વિચિત્ર રાગ ધરી નિશદિન વાગી રહ્યું તે'
'તાર તાર સઉ કંપી રહ્યા તે મધુરું ગાયન થાયે'

એમ શા માટે કહ્યું ? આ ગીત મેં મારા યૌવનકાળમાં અનલ્પ આપત્તિ હોવા છતાં ગાયું હતું—તે શા માટે ગાયું ?

એ મધુરતા કંઈ પણ માનવઅનુભવમાં શાશ્વત હોતી નથી. વ્યક્તિને અને રાષ્ટ્રને મધુરતા અને કટુતા વારાફરતી અનુભવાય છે, અને વ્યક્તિની સ્વતામાં આ મધુરતા અને કટુતા આવશ્યકપણે અનુસ્યૂત હોય છે પરંતુ સંસારને ઉત્ક્રાંતિની કે અદ્વૈતની દૃષ્ટિથી અવલોકીએ તો જે કટુ છે તે કટુ નથી, અને જે મધુર છે તે મધુર નથી તેજતિમિરની સર્વ છાયાઓમાંથી પસાર થતું, માનવઅણુના મધુરતા અને કટુતાના, પાપ અને પુણ્યના, અનુભવોને એ તેજતિમિરમાં સમાવતું, આ વિશ્વનું વિરાટ નાટક ભજવાઈ રહ્યું છે, તેને જે અવૈયક્તિક દૃષ્ટિથી અવલોકે તે જ આ બ્રહ્માંડતત્ત્વનો સાક્ષાત્કાર કરી શકે આ તેજતિમિરની છાયાઓનું અનંત દિક્કાલમાં અન્યોન્યમાં થતું સંક્રમણ ચિત્તને એવી ઉચ્ચ ભૂમિકાએ પહોંચાડે છે જ્યાંથી એ મધુરતાના—અથવા મિથ્યાત્વના—એકરૂપ અને અખંડ સમષ્ટિસ્વરૂપનું દર્શન કરી શકે છે પરમ સત્-તત્ત્વની લક્ષ્ય સપાટી ઉપર દેખાતા એ આભાસદૃશ્યમાં ચિત્રવિચિત્ર સૌંદર્ય જોનારને મધુરતા, અને એમાં મિથ્યાત્વ જોનારને મિથ્યાત્વ દેખાય છે નિરુપાધિક પરમ તત્ત્વ, તથા સોપાધિક સાપેક્ષ લક્ષ્ય પદાર્થ, એ એનો સ્વરૂપભેદ સ્પષ્ટ કરવા માટે 'સપાટી' શબ્દનો પ્રયોગ એ અપર્યાપ્ત હોવા છતાં, કરવો પડ્યો છે જે આ મધુતામાં લીન સ્વપ્ન બને છે તે સ્વપ્નમાં જીવે છે અને ફરે છે પણ સ્વપ્નદ્રષ્ટા તો આ સ્વપ્ન જ છે એમ સમજે છે આ પ્રમાણે સર્વ જગત સદૈવ મધુર છે અને છતાં સર્વ જગત સર્વદા 'અભ્યાસ' છે

મારા જીવનનું આ વ્યક્તિ-સ્વરૂપ આયુષની થોડીક અવશિષ્ટ ક્ષણો સુધી ટકે—દિવસ, માસ અને વર્ષ આદિ ચંચળ કાળ-લવો મારા ચિત્તને ક્ષણો જ લાગે છે—એ દરમ્યાન મારી સમક્ષ આ સર્વ દર્શનોનું પરમ દૃશ્ય પ્રકટ થાય એ જ મારી એક અભિલાષા છે આ ઉંમરે મારી શરીરપ્રકૃતિનાં પાણી ઊતરતાં છે—૪૯ પૂરાં થવા. મારી જીવનયાત્રાનો આરંભ સુખમાં થયો, એનો પ્રસાર અપાર

ક્લેશમય થયો, અને હવે, લગભગ વીસ વર્ષને વયે ફરેલો મગુના અને ભાવિકલ્પનાથી ૯ વર્ષ વધારે ટકયા પછી, અંત આવવો સંભવે છે. બીજા અનેક ૬૦ અને ૭૦ને વયે સશક્ત અને આરોગ્યસમ્પન્ન છે—એક વર્ષ પહેલાં મારી માતા પણ એવી હતી. મે તો ૫૦મે વર્ષે જ મારા આરોગ્યનું દેવાળું કાઢ્યું છે અને હું, મારા તત્ત્વજ્ઞાન પ્રમાણે, જીવન કે મરણની ઢાંકય વાંછના ન જ સેવી શકું. હું ભવ્ય પરમદર્શનમાં નિમગ્ન રહું ત્યારે આરોગ્યની કે કુદુખતી કે અન્ય કશાની અપેક્ષા રાખતો નથી. મારા મિત્રોને મારાથી વધારે ધનવાન થયેલા અને થતા જોઉં છું અને એમને આશીર્વાદ આપું છું. મારી પુત્રીને મેં દુઃખના ગહન સાગરમાં ડૂબેલી જોઈ અને આશીર્વાદ આપ્યા હતા. મારા પુત્રને હું જોઉં છું: પણ નિશાળ છોડવાથી હાનિ પામેલો; અત્યારે પણ ચરણુ વિના ઊભા રહેવાના પ્રયત્નથી વિશેષ કરવાને અસમર્થ, મેટ્રિકની પણ જેને આશા નથી છતાં એ માટે મથી રહ્યો છે, એવા મારા પુત્રને હું રડતો નથી. અત્યારે મને નિજ આશ્લેષમાં લઈ રહેલું આ પરમદર્શન અવિરત રહે. જીવનપ્રવાહમાં વ્યાધિ અને વિકારથી અવરુદ્ધ બનેલું મારું શરીર કાલે, આજે, અત્યારે, આ ક્ષણે મૃત્યુની દંષ્ટ્રામાં પ્રવેશે ત્યારે આ પરમદર્શન અવિરત રહે, એ જ મારે પર્યાપ્ત છે.

૨૦મી ડિસેમ્બર, ૧૯૦૪.

\+ \+ \+

લૉર્ડ કર્ઝન ફરી વાઈસરોય થઈને આવેલ છે, અને એના સામ્રાજ્યવાદી ઇરાદાઓ અને તેની ભારતને હિતકારિતા વિશે સર્વ આશંક છે. ફિરોજશાહ મહેતા—હવે, કર્ઝનની જ ભલામણુથી નાઈટ બન્યા હોઈને, સર ફિરોઝશાહ મહેતા,—કર્ઝનના સ્વાગતપત્રની નીચે સહી કરવામાં સામિલ ન થયા; એ હવે વૃદ્ધ થયા છે અને ઈશ્વર એમને અંતિમ શાંતિમાં પોઢાડશે ત્યારે એઓનું રિક્ત સ્થાન વણપૂર્યું રહેશે. એઓ લાંબું જીવો !

\+ \+ \+

જાપાન અને રશિયા હજી અન્યોન્યના સંહારમાં મચ્યા રહે છે. હું લખતાં થાક્યો છું અને વિરમું છું—રાતના સાઢા દશ.

\+ \+ \+

૨૭મી ડિસેંબર, ૧૯૦૪.

મારી તબિયત અજાણ્યાઓને પ્રથમ દર્શને સારી લાગે છે. પણ એ એના આંતરતમ ભાગમાં વસ્તુતઃ જીર્ણશીર્ણ છે, અને ૫૦ વર્ષને વયે મને સુધરાની આશા નથી. મે ઈંડિયન મેડીકલ સર્વિસના લેફ્ટેનન્ટ કર્નલ કીર્તિકરને તબિયત બતાવી છે અને એમણે સૂચવેલા દવા—નડિયાદના ડા રામસિંગને મતે ઉત્તમ દવા-લેવી શરૂ કરી છે, પણ બે અઠવાડિયામાં એણે કંઈ ફાયદો નથી બતાવ્યો. ડૉ. કીર્તિકરની સલાહ પ્રમાણે હજી થોડાંક વધારે અઠવાડિયાં સુધી એ દવા લઈશ. એથી એથી ફાયદો નહિ થાય તો હું માનીશ કે મારું કર્તવ્ય પૂરું થયું. આ સર્વોત્તમ હિંદી ડૉક્ટરને પૂછ્યું. + + પછી હવે એક ડૉક્ટર પછી બીજાને પૂછવું અને ખર્ચ ઉપર ખર્ચ કરવું એવી મારી ઇચ્છા નથી.

+ + +

હું દવા લઉં છું તે એ કારણે નહિ કે મને રોગનો કે મૃત્યુનો ભય છે, કે ગમે તે ભોગે મારે જીવવું છે ને નીરોગી રહેવું છે, પણ એટલા ખાતર કે માંદો થાઉં ત્યારે ઉત્તમ ઔષધ લેવું એ મારું કર્તવ્ય છે, અને એ ઔષધ નિષ્ફળ નીવડે ત્યારે સ્વાસ્થ્ય અને જીવન વિષેની પંચાજણ ન કરવી એ પણ કર્તવ્ય છે. આવે સમયે મારી હોમિયોપથીથી કાર્ય સરશે, અને હોમિયોપથી પણ નિષ્ફળ બને તો જે પરિણામ આવે તે ભલે આવતું.

જેવા મારી તબિયતના તેવા રમણુંયની કેળવણીના હાલ છે, અને મને લાગે છે કે મારાં સર્વ સાંસારિક કામોના એ જ હાલ છે અને રહેશે.

मने लागे छे के मारो जीवनसूर्य हवे अस्ताभिमुख छे; अने निशाना आगमन पहेलां मारे मारां सर्व कार्यो समेटी लेवां जोईशे निवृत्ति लीधे छ वर्ष थयां. ए छ वर्षोमां, जे शांति माटे निवृत्ति लीधी हती ए शांतिने बदले अनेक भाग्यपरिवर्तनोनी गंगाजमनी अनुभवी, अने माटे पण हुं तैयार नहोतो पण नहोतु, अने हवे अंतिम दशापरिवर्तन माटे पण मारे तैयार रहेवु जोईए.

૨૧મી ડિસેંબર, ૧૯૦૪.

ડૉ. શિવનાથ રામનાથ, મારા ભાવનગરના દિનોથી આજ સુધીના મિત્ર, ગઈ કાલે અહીં મારા મહેમાન હતા. એ કહે છે કે મારા આંતરડાનું 'Mucous membrane' (શ્લેષ્મમય આંતરસ્તર) અંશતઃ, કાયમ માટે, ક્ષીણ થયું હોવું જોઈએ, એના ઉપાયની મારે આશા ન રાખવી, અને દવાઓ નવી હાનિ ઉપજાવશે. + + એમણે એમ પણ કહ્યું કે મારી પત્નીનાં ફેફસાં બહુ નબળાં છે, અને એ જો ઉપવાસ કરશે અને સારો પુષ્ટિકારક આહાર નહિ લે તો ક્ષય થવાનો સંભવ છે. આ જાણીને હું ચમકયો, પણ ઘણાં વર્ષો પહેલાં (આગળ એક નોંધમાં લખ્યા પ્રમાણે) ડૉ. ગોખલેએ મને એવી જ ચેતવણી મારી પત્ની વિશે આપી હતી ત્યારે મારું મન જે ભયથી વ્યાપ્ત થયું હતું એટલો ભય આજે હું અનુભવતો નથી. મારી પત્ની ૪૦ની થઈ અને હું ૫૦નો થયો—બંનેની તબિયત જોતાં મૃત્યુ કોઈ પણ દિવસે આવે, એથી અમે બંને પરસ્પર વિયોગ માટે તૈયાર થઈ રહ્યાં છીએ. પણ અમારાં બાળકોને અમારી જરૂર છે, એટલે અમારે, આશા કે ભય રાખ્યા વિના, સ્વાસ્થ્ય જાળવવું અને દવા લેવી એ અમારું કર્તવ્ય છે, અને અમે એમ કરીએ છીએ તથા પરિણામ મહાન ઇચ્છાને સોંપીએ છીએ.

૨૭મી ડિસેંબર, ૧૯૦૪. સવારના ૭.

આજે પ્રભાતે હું જુદો જ મનુષ્ય બનીને જાગ્યો. લલિતાની જિંદગી અનિશ્ચિતતાને દ્વારે ઊભી છે એ વિચાર, અથવા એ ખ્યાલ, એ માહિતી મને આપવામાં આવી ત્યારથી, હું નવરો પડું કે તરત મારા મનમાં અગ્રસ્થાને આવી રહે છે.

+ + +

સાંજના ૭

મારું કર્તવ્ય શું છે? લલિતાની આ બીમારી સામે શું કરવું! પંદર વર્ષ પહેલાં લલિતાનો પોતાનો રોગ મટયો હતો તે અપવાદ બાદ કરતાં ડૉકટરે એકેય રોગીને સારો કર્યો હું જોતો નથી. ગિરિ ઉપરનાં-ડુંગરી-સ્થળો અલ્પકાલિક ફાયદો કરે છે અને ભયંકર ઉથલાનો અવકાશ રહેવા દે છે. આ બાબતોનો મને લીલાવતીના

ક્રિયામાં પૂરતો અનુભવ થયો છે; + + ડૉ. શિવનાથ કહે છે તે મુજબ મહાબળેશ્વર જેવાં હવા પાણી આંતરડાંના મારા સોજાને પાછો આણશે; મારી મંડળીને આબુની હવા કેવી તબિયત બગાડનારી નીવડી હતી તેનો મને પૂરતો અનુભવ છે. લલિતાને હું એકલી ન મોકલી શકું અને તેની સાથે મોકલાવ એવું કોઈ છે નહિ. એટલે પર અને હોમિયોપથી એ બેનો જ આશરો મને અને મારી પત્નીને રહે છે. અને એથી મારે સંતોષ રાખવો રહ્યો—પહેલો હું જાઉં કે પહેલી એ જાય.

+ + +

૨૯મી ડિસેંબર, ૧૯૦૪.

લાંબા લાંબા મુસદ્દા ઘડવાની અને લાંબાં લાંબાં ભાષણો કરવાની મારી ટેવ જોઈને મારા વડીલ બધુઓ અને ન્યાયાધીશો મને 'long-winded' અને 'interminable' કહેતા. એ દોષ મારામાં છે એમાં શંકા નથી, અને હું જે કહું તેમાં નિઃશેષ પૂર્ણતા સાધવાની મારી આદતનું એ પરિણામ છે. પણ એ પૂર્ણતા પ્રેમે મારા ઉપર લાદેલી આ આદત ઘણી અગવડ કરનારી છે, અને નિવૃત્તિ લેવા સાથે એ વધી જણાય છે, કારણ કે નિવૃત્તિ મને પ્રત્યેક વિષયને નીરાંતે—લંબાણથી—ચર્ચવાનો અવકાશ આપે છે.

+ + +

આ વયે અને આ કાળે હું સંક્ષિપ્તતાની—લાઘવની—કળા શીખું અને પ્રાપ્ત કરું એ મને શક્ય નથી લાગતું, કારણ કે પરિણામનો કિંમત પ્રયત્નોના પ્રમાણમાં નથી. લોકો મારું લંબાણ જોઈને હસશે, અને એઓ હસે તેમાં મારે મજા માનવી જોઈએ.

૨૭ જાન્યુઆરી, ૧૯૦૫.

૧૯૦૫નું વર્ષ ઊગ્યું! એ ઊગ્યું, અને એની પાછળ લંબાયેલું છે મારાં કુટુંબ, આરોગ્ય ઈત્યાદિ ઉપર ઢળેલી શ્યામલ છાયાનું ગત વર્ષ. દેશને માટે કે મારા કુટુંબને માટે કંઈ પણ સત્ત્વસંપન્ન કાર્ય કરવાની મારી શક્તિ વિશે હવે મારી ખાતરી નથી, અને છતાં કામ કરી શકું છું ત્યાં સુધી કામ કર્યો કરીશ.

'East and Westના જાન્યુઆરીના અંકમાં મારો 'Key-stone to Hindu Economics' એ લેખ પ્રકટ થશે, અને 'સમાલોચક' માં 'કાબનજીનું જીવન'ની મારી સમીક્ષા આવશે. પણ મેં જે કાર્ય ઉપાડવા ઇચ્છ્યું હતું, અને-હવે તો વિશેષ પ્રગતિની આશા વિના—શરૂ કર્યું છે, તેના પ્રમાણમાં આ કાર્ય કંઈ નથી; કાળની રીતે અને ગતિએ:મારું એ ધારેલું કાર્ય અસિદ્ધ રહેશે મારા અહમ્-કેન્દ્રની મુક્તિ સાધવાની દિશામાં હું જે અપૂર્ણ પ્રાપ્તિ કરી શક્યો છું તેનાથી મારે આશ્વાસન મેળવવું રહે છે. મારા અહમ્-કેન્દ્રની ઇચ્છાશક્તિએ શાની ઇચ્છા કરવી તે મહાન-ઇચ્છાએ જોવાનું છે. 'લીલાવતી જીવનકલા' પણ છપાય છે. કોઈકે મારી નવલકથાનો પાંચમો ભાગ પ્રકટ કર્યો છે—નિઃસત્ત્વ પુસ્તક છે, જે મેં ઉદ્વેગ પામીને વાંચવું પડતું મૂક્યું. એની સામે કે એને અંગે મારા ગ્રંથાધિકાર માટે કંઈ જ કાયદેસર પગલું ન લેવાનો મેં નિશ્ચય કર્યો છે. આ નમાલા પ્રયત્નમાંથી લેખક જે થોડા રૂપિયા કમાય તે ભલે કમાતો.

\+ \+ \+

૪થી જાન્યુઆરી, ૧૯૦૫.

મારી લીલાવતીની ત્રીજી મૃત્યુ સંવત્સરી! ગયે વર્ષે હું રડી પડયો હતો—આજે એના વિચારો અને અશ્રુપાત દૂર રાખ્યા છે.

\+ \+ \+

આજે સવારે 'બૃહદ્ યોગવાસિષ્ઠ' વાંચવું શરૂ કર્યું. સંસારના મિથ્યાત્વ વિશે એમાં જે બોધ છે તેની સત્યતાની પરીક્ષા મારા કૌટુંબિક જીવનના પ્રસંગોમાં પ્રત્યક્ષ પ્રયોગથી થઈ જણાય છે.

\+ \+ \+

૭મી જાન્યુઆરી, ૧૯૦૫.

છેલ્લી મેટ્રિકની પરીક્ષામાં રમણીયને ગણિત સિવાયના (ગણિતમાં ૪.૫૦ ટકા જ છે તે સિવાયના) અન્ય વિષયોમાં ૪૦ ટકા માર્ક મળ્યા છે; અને એની માતાની તબિયતમાં નિશ્ચિત સુધારાનાં ચોક્કસ ચિહ્નો દેખાય છે: આ ઘટના બહુ આશાનું નહિ પણ આશ્વાસનનું કારણ ગણાય. + +

\+ \+ \+

રમણીકને હવે ધંધે ન લગાવી દેવા, પણ આમળ 'અભ્યાસ' કરવા દેવા એ હવે કંઈક અર્થભર્યું બને છે. + + +

મારા પોતાના અધ્યયનનો આરંભ અવ્યવસ્થિત છે. સવારે એક કે બે કલાક 'યોગવાસિષ્ઠ'નું વાચન મને થાક ઉપજાવે છે. હું મુંબઈ ગયો તે અગાઉની સુશ્રુત અને વાગ્ભટ ઉપરની મારી નોંધો મેં જ્યાં આગળ મૂકી હતી, ત્યાંથી એની કડી જોડવી એ મારા મગજને—મારી સ્મૃતિને—દુષ્કર જણાય છે. એ વખતે મેં જે સંસ્કૃત અને વિજ્ઞાનની નોંધો લખી હતી તેનાં વ્યાપક લક્ષણોનું સ્મરણ કરવામાં પણ મારી સ્મૃતિ તરત ઉપસ્થિત થતી નથી; શું કર્યા શરૂ કરવું અને શાનો કેવો ઉપયોગ કરવો એ શોધવામાં મારા મગજને અત્યંત કષ્ટ પડે છે મુંબઈથી આવ્યા પછી થોડોક પ્રાણાયામ મેં શરૂ કર્યો છે. થોડો વખત એનાથી પાચનમાં ફાયદો થતો જણાયો પણ એ ફાયદો હવે બધ પડ્યો છે, કારણ કે આ બધી નોંધોના વ્યવસ્થાકાર્યથી મારા મગજ ઉપર બોજો વધ્યો છે. હું ફરવા જાઉં, પણ ફરવું એટલે જે રસ્તે મળે તેની જોડે વાતચીત કરવી, અને મારા મુખના છેવટ અમુક ભાગને ખુલ્લો રાખવો. અને બહાર નીકળું ત્યારે માથે ખૂબ વીંટું અને પેટને ખૂબ ઢાંકું તો પણ તેથી આ ઋતુની ઠંડીથી રક્ષણ મળતું નથી. આથી ફરવા જવામાં શરદી, ઉધરસ અને આંતરડાના સોજાનો ભય છે. હમબેસો આંતરડાનો સોજો ઉપજાવે છે. આનો અર્થ એ, કે મારે કસરતના અભાવથી સંતુષ્ટ રહેવું; અને એનો અર્થ પાચનનો અભાવ! આ છે મારું ધર્મસંકટ, અને આવી છે હાલ મારા શરીરની કથની આ તો ઉકેલ માગતી સમસ્યા તરીકે અહીં નોંધું છું, જો કે ઉકેલ કંઈ દેખાતો નથી. પણ હું જાણતો નથી કે આવી નોંધો કરવી એ કેવળ સમયનો અને શક્તિનો અપવ્યય તો નથી ને! + +

આવાં માયાસ્વપ્નોમાં વિહરવામાં મજા છે—એ સ્વપ્નો 'યોગવાસિષ્ઠ' કહે છે તેમ સંકટનાં સ્વપ્નો હોય તો પણ; અથવા—પ્રભુએ મારી કલમથી એક વખત લખાવ્યું હતું તે પ્રમાણે—

इष्टं सुखं मे च तथैव दुःखम् ।

૯મી જાન્યુઆરી, ૧૯૦૫.

મારા મનમાં અત્યારે જ આ પ્રશ્ન ઉદ્ભવ્યો : આ નોંધપોથી—

ઓનો કોઈ ભાવી વાચક એમ તો નહિ માને ને કે મને અહંતા હતી અને આ નોંધો દ્વારા મારા જેવા મહાન આત્માના જીવનચરિત માટે સામગ્રી પૂરી પાડવાની મારી ઇચ્છા હતી! 'મહાન આત્મા'! મારો મહાન આત્મા તો દુરાત્મા છે, અને એનું દૌરાત્મ્ય એ છે કે એને નવરાશનો ઉપયોગ કરવાની અથવા કાગળ ઉપર હાસ્ય કરીને વિનોદ શોધવાની, માનસિક ખૂજલી ઊપડે છે. ઉપરાંત, જો અહંતાનો લેશ પણ સ્પર્શ, વેતાલ જેવો મારી દૃષ્ટિ સમક્ષ ખડો થઈ ને મારામાં આવેશ ઉપજાવીને, મારી પાસે કાગળ ઉપર કલમ અને શાહી વડે આવું નર્તન કરાવે, તો મારી પોતાની દૃષ્ટિએ મારું કંઈ જ મૂલ્ય ન રહે. મારા મરણ પછી પ્રકટ થાય અને એ વાંચવાને માણવાને હું જીવતો ન હોઉં એવા જીવનચરિત ખાતર કંઈ લખવું એ આ કારણે મારી દૃષ્ટિએ મૂર્ખતાની પરિસીમા છે, અને આટલા બધા સમયને વ્યયે હું એ અપરાધ ન કરું. દુનિયાને એથી કંઈ જ ન મળે—મળે માત્ર એક પુસ્તક જેમાં ખરચાયેલું નાણું પણ વસૂલ ન થાય.

૧૩મી જાન્યુઆરી, ૧૯૦૫.

ગઈ રાતે મને સ્વપ્નું આવ્યું કે હું દેશી સ્ત્રીપુરુષોની મોટી સભામાં, એક મોટા ખંડમાં, હાજર હતો અને એમની વચમાં પલાંઠી વાળીને બેઠો હતો. મારી પાછળથી એક તરુણ દક્ષિણી સન્નારી આવી અને મારા ખભા હાથથી દબાવીને ઊભી રહી. આખી મંડળી એના તરફ તાકી રહી. હું બળથી એને દૂર કરીને એનાથી છૂટીને નાઠો, અને એ ખંડમાં હસામાં ઊડ્યો, અને હવામાં મહાર રસ્તા પર પહોંચ્યો, અને રસ્તે જતા લોકોના માથાં ઉપર ઊંચે પંખી માફક ઊડતો રહ્યો. ઊડતો ઊડતો હું શહેરને છેડે પહોંચ્યો અને ત્યાં મેં ૫૦ વર્ષની કે એથી મોટી ઘરડી કૃશકાય સ્ત્રીને નાચતી નચતી ટોળામાંથી નીકળીને મારી તરફ આવતી દીઠી. એના હાથમાં બે ગદા હતી અને પ્રત્યેક ગદાને બંને છેડે ખાડા ગઠ્ઠા હતા, અને એ ગદાઓ એ બંને હાથોથી ઉગામતી હતી અને આખરે ફેરવતી પણ હતી. મેં લોકોને ગુસપુસ કરતા સાંભળ્યા કે એ મારો ભોગ લેવાને મને શોધતી જોગણી હતી, અને મને મારા મનમાં એવું ભાન થયું કે સભામાં જેણે મારા ખભા દબાવ્યા હતા તે જ આ સ્ત્રી હતી. હું

જંગલમાં નાઠો, હજુ પણ પંખીની માફક ઊડતો નાઠો, અને જંગલમાં તરુશિખરો ઉપર અને વચમાં આવતાં શહેરોનાં મકાનો તથા મિનારાઓ ઉપર વાંકાચૂકા માર્ગે ઊડતો રહ્યો અને અંતે એક મંગલમયી, માતા જેવી મુખાકૃતિવાળી, તરુણ સ્ત્રીએ કે દેવીએ મને આશ્રય આપ્યો અને શ્રમજનક ઉડ્ડયનોથી ઉગાર્યો

\+ + +

રમણીયને સ્થાનિક હાઈસ્કૂલમાં કાલે બેસાડયો.

મારી વૈદકની નોંધોનો ઉપાય સૂઝયો છે અને કયાં જ્ઞાનતંતુઓ આરોહિણી ધમનીઓ છે એ શોધવાનો પ્રયત્ન થોડા દિવસથી હું કરું છું. સાથેસાથ લઘુ યોગવાસિષ્ઠમાં 'સમાન વિષયનાં 'બૃહદ્ યોગવાસિષ્ઠ' માંના પૃષ્ઠો નોંધું છું મુંબઈથી આવ્યા પછી વિવેકાનંદના પુસ્તક અનુસાર અને Psychic Research Society (માનસિક સંશોધન મંડળ) ના 'B' કાર્યક્રમ અનુસાર પ્રાણાયામ શરૂ કર્યો છે. અને મારી નોંધપોથીમાં ૯મી નવેમ્બર ૧૮૯૯ના રોજ નોંધ્યા છે તે તત્ત્વજ્ઞાનના શ્લોકોનો પાઠ રાતે સૂતાં સમયે કે સવારે કરું છું.

૩૧મી જાન્યુઆરી, ૧૯૦૫.

મારી પત્નીનાં કેસમાં ઘણો સુધારો છે એમ ડૉક્ટર કહે છે અને અમને પણ મત્તુ દર્શને દેખાય છે કે ફરવા જઈ શકતો નથી ડંડી, ગયે વર્ષે જે ડંડી ની એપેન્ડિસાઈટિસ થયું હતું તેથી પણ વધારે છે, પણ હોમિયોપથીથી મારી પત્નીને આટલો લાભ થયો તેમ મારું પણ આ વર્ષે રક્ષણ થયું છે વહેલા પરોઢમાં, અને કોઈક વાર એથી પણ વહેલો પ્રાણાયામ નિયમિત રીતે કરું છું જેથી હાલ તો ચિત્ત સારું થાય છે. + + બૃહદ્ યોગવાસિષ્ઠ-માંથી નોંધ લેવાનું ચાલુ છે, અને એના ચોથા ભાગ સુધી હું આવ્યો છું સુષુપ્તે કહેલ જ્ઞાનતંતુઓમાંથી લગભગ અર્ધાનો, એનાં અંગ્રેજી નામો શોધીને, નિર્ણય થયો છે

૪થી ફેબ્રુઆરી, ૧૯૦૫.

લૉર્ડ કર્ઝનની નીતિની બાબતમાં એનું ખરું માનસ પ્રકટ થઈ ગયું છે—(અંગ્રેજી કહેવત પ્રમાણે 'બિલાડી કોથળામાંથી પ્રકટ થઈ છે'). બધી યુનિવર્સિટીઓના ચૅન્સેલરોએ, નવા યુનિવર્સિટી—

ધારાનો મનમાન્યો અર્થ કરીને, સિન્ડિકેટની વિવિધ શાખાઓ માટે વ્યકિતગત સેનેટરોનાં નામો નક્કી કરવાની સત્તા પોતાના હાથમાં રાખી છે, અને પોતાના જ મતદાતાઓ સિવાયના સભ્યોને સિન્ડિકેટ માટે ઉમેદવારોની ચૂંટણીમાં ભાગ લેવાથી બાતલ રાખ્યા છે. આ પરિણામ આણવા માટે ચૅન્સેલરોએ આડો અને છૂપો માર્ગ અજમાવ્યો છે, જેનો પુરાવો લૉર્ડ કર્ઝને કેન્દ્રીય સત્તાના બળે કરેલા સૂત્રસંચારથી મળી રહ્યો છે. સર ફિરોજશાહ મહેતા આદિ અનેક સભ્યોએ હાઈકોર્ટે જવાનું ઠરાવ્યું તેથી ગભરાઈને સરકારે ન્યાયના આ આધારસ્તંભની અવગણના કરવાની રીત સ્વીકારી છેઃ આજનાં વર્તમાનપત્રોમાં લૉર્ડ કર્ઝનની, જે ન્યાયભંગ થયો છે તેને પોતે ન્યાયની મ્હોર મારશે એવા, જાહેરાત પ્રકટ થઈ છે આજ સુધીનાં એનાં બધાં પગલાં સંદિગ્ધ સ્વરૂપનાં હતાં, પણ હવે ન્યાયની અદાલતનો સામનો કરવો પડે છે ત્યારે એણે મુખ ઢાંકતા બહેરાને ફગાવી દીધું છે અને પોતાના સ્વરૂપને અસંદિગ્ધ પ્રકાશમાં પ્રકટ કર્યું છે. + +

મુશ્કેલ કર્તવ્ય બજાવવાનું કેળવાયેલા વર્ગોને માથે આવે છે, અને જે સરકાર એમના અવાજને સાંભળતી નથી તેણે એક દિવસ અણધાર્યા ઊપજેલી, કર્મનું ફળ દેનારી, નિયતિનો અવાજ સાંભળવો પડશે. + + હજી ધૈર્ય બતાવવા માટે અવકાશ છે અને આપણે આપણી પોતાની સ્વતંત્ર યુનિવર્સિટી આપણાં બાળકો માટે સ્થાપીએ તો સ્વતંત્ર કાર્યને પણ અવકાશ છે. + + હજી પણ આ પણે આ ઉધાડી પડી ગયેલા ખિલાડીની તરફેણમાં ઉદાર દષ્ટિ રાખીએ અને એ પશુના આત્માની વધારે માનવતાવાળા માનવદેહમાં સંક્રાંતિ થયેલી જોવાની આશા સેવીએ, કારણ કે ઇંગ્લૅંડ ઉપર શાસન એની પ્રજાનું છે અને એ પ્રજાનું અંતઃકરણ લૉર્ડ કર્ઝનથી સારું છે. કર્ઝનો અનેક આવશે અને અનેક જશે પણ કર્ઝનો અને લિટનોને જન્માવનારી ભૂમિમાં રિપનોનો વર્ગ હજી મરી પરવાર્યો નથી.

૮મી ફેબ્રુઆરી, ૧૯૦૫.

\+ + +

નરહરને, 'સમાલોચક'માં મૂકવા માટે, 'પ્રભુત્ત–પુરુષ' વિષેનીઃ

થોડીક ગુજરાતી કડીઓ મોકલી છે: એ મદદ માગે છે તેથી આટલી મદદ તો મારે આપવી જ જોઈએ.

+ + +

કલકત્તાના પદવીદાનસમારંભમાં લોર્ડ કર્ઝને, ચૅન્સેલર તરીકે, વિદ્યાર્થીઓને લાંબું બોધમય પ્રવચન સંભળાવ્યું અને એમાં હિંદીઓની અતિશયોક્તિ (અત્યુક્તિ) કરવાની તથા કોંગ્રેસ, પરિષદો, આદિમાં અરણ્યરુદિત કરવાની નબળાઈની નિંદા કરી, અને સહજ વિશુદ્ધ સત્યની જન્મભૂમિ પશ્ચિમના દેશો જ છે એવો દાવો કર્યો. આ આત્મપ્રશંસાના અને ભારતનિંદાના ઉદ્ગારો ઔચિત્યહીન જણાયા; એની અસર હિન્દુસ્તાનમાં નહિવત્ થશે—હિન્દુસ્તાનની ફરિયાદોની કર્ઝન પર અસર નહિવત્ થાય છે તે જ પ્રમાણે; અને એના ભાષણના શેષભાગમાં એવું ઉપયોગી સત્યો કહ્યાં તે એનાં ઢંકાઈ-ડૂબી-જશે

+ + +

૨૧મી ફેબ્રુઆરી, ૧૯૦૫.

કલકત્તાના પદવીદાનસમારંભ (કૉન્વોકેશન) માં વાઈસરોયે ઉદ્ધત અને આત્મપ્રશંસક પ્રવચન કર્યું હતું તેની સામે આપણા સુશિક્ષિત પત્રકારે એ ઉચિત રોષ વ્યક્ત કર્યો છે અને ખંડનાત્મક ઉગ્ર પ્રહારો કર્યા છે. એણે ભારત વિશે કહ્યું તેથી જ ઊલટી જ ખરી હકીકત છે એવું એનણે પુરવાર કર્યું છે અને ભારતના સત્યપ્રિયતાના ઉચ્ચ આદર્શોને તથા યુરોપના અને ઇંગ્લેંડના જીવનની કનિષ્ઠ કૃત્રિમતાને પ્રકટ કરવાની હિંમત દર્શાવી છે. એટલું જ નહિ, કર્ઝન પોતે પણ ઉપર ઉપરનાં છેતરામણાં અર્ધસત્યોની સાથે કેવાં અસત્યો પસાર કરી દે છે તે બતાવ્યું છે. અને પોતાના નિર્ણયોના સમર્થનમાં સાહિત્યમાંથી અને ઈતિહાસમાંથી સામટાં પ્રમાણો આપ્યાં છે.

+ + +

૧ લી. માર્ચ, ૧૯૦૫.

(૧) 'બૃહદ્ યોગવાસિષ્ઠ'માંથી 'ઉપશમ પ્રકરણ'ના અંત સુધીની નોંધો અને (૨) ત્રિદોષ, રસ અને રક્ત માટેની ધમનીઓ સિવાયની સર્વે ધમનીઓનું 'nerves' જોડે તાદાત્મ્ય સૂચવતી

નોંધો પૂર્ણ કરી છે. 'ઇંડિયન રિવ્યૂ'ના તંત્રીને આપેલ વચન પ્રમાણે 'Hindu Ideal of State and Sovereignty' વિશેનો લાંબો લેખ ટપાલથી રવાના કર્યો છે. 'Keystone of Hindu Economics' એ મારો લેખ 'ઇસ્ટ એન્ડ વેસ્ટ'ના જાન્યુઆરી તથા ફેબ્રુઆરીના અંકોમાં પ્રકટ થયો છે. આજે હું આરામ લઉં છું, અને ગુજરાત સાહિત્યસભા માટે કવિ દયારામ વિશે નિબંધ લખવાનો વિચાર કરું છું:–એ સભાનું ગઈ દયારામ જયંતીમાં જવાનું નિમંત્રણ હું સ્વીકારી શકયો નહિ કારણ કે દશ દિવસથી શરદી અને તાવ જણાતાં મને અશક્તિ અને સ્વાસ્થ્યની અનિશ્ચિતતા જણાય છે. એપ્રિલમાં અમદાવાદમાં ભરાનારી સાહિત્ય પરિષદ મારી પ્રમુખ તરીકે વરણી કરે છે પણ મેં તેમને મારા અસ્વાસ્થ્યતા વિઘ્નસંભવ વિશે ચેતવણી આપી છે અને વરણીની પુનર્વિચારણા કરવા સૂચના કરી છે. 'લઘુ યોગવાસિષ્ઠ' તો 'બૃહદ્ યોગવાસિષ્ઠ'ના નિર્વાણ–પ્રકરણના પૂર્વાર્ધથી સમાપ્ત થાય છે અને, એ કારણે, ઉત્તરનિર્વાણ નવો પ્રક્ષિપ્ત વિસ્તાર તો નથી એવી મારા મનમાં શંકા ઉપજાવે છે.

\+ \+ \+

લીલાવતીની જીવનકલા છપાય છે. એમાંની એક કંડિકામાં સુધારો અને ફેરફાર શી રીતે કરવો એ જોવાનું છે, કારણ કે એ કંડિકામાં લીલાવતીની સાસુ સામે સ્પષ્ટ આક્ષેપ છે અને લીલાવતી જીવતી હોય તો જે પ્રકટ ન થવા દે, અથવા એના પતિનાં કુટુંબજનો પ્રત્યેના એના ઉદાત્ત સ્નેહથી તથા ઉચ્ચ આદર્શોથી જે અસંગત હોય, એવું કંઈ પણ ન લખવું એવો સિદ્ધાંત મેં સ્વીકાર્યો છે.

૫મી માર્ચ, ૧૯૦૫.

વિચિત્ર સ્વપ્ન—'શિવરાત્રી' નવા મંદિરની સ્થિતિ અને એમના ઠાકોરજીની વ્યવસ્થા જોઈ ને રાજી થયેલા મારા પિતાના આભાસને ઘરમાં ફરતો દીઠો. એટલામાં ડેલામાંથી કોઈકે દોડતા આવીને મને કહ્યું કે એક મરણ પામેલો નોકર ડેલાના ઓટલા ઉપર રહતો બેઠો છે. હું આ ભૂતને પણ જોવાને દોડયો, અને પૂછપાછ કરતાં એણે કહ્યું કે ઇચ્છા હોય તો તમને સૌને જીવતાં–

જ યમપુરીમાં લઈ જાઉં, પણ ત્યાં તો મારો કાનફૂટ દલસુખ ભૂતને જોઈને ડરી ગયો અને મૂર્છા પામીને પડી ગયો અને એનું મગજ શરીરથી છૂટું પડી ગયું. નોકરના ભૂતે દલસુખને શરીર આખું ફરીને જીવતો કર્યો. અમે સૌ યમપુરી ગયા ત્યાં અમારો અતિથિ-સત્કાર થયો અને અમારી નિવાસ-ભોજનની વ્યવસ્થા થઈ આ યમપુરીમાં અમે અમારા પૃથ્વી પરના અગાઉના સંબંધો જાળવી રાખ્યા—નોકર અને ધણી પતિ અને પત્ની વગેરે. મારી પત્ની પણ સાથે આવી હતી. પિતા અદૃશ્ય થયા હતા. નોકરનું ભૂત બન્ગાળી ને ઠાકરિયાના નોકરનું બન્યું હતું. અમારી પૃથ્વી પરની અને અહીંની સ્થિતિમાં તફાવત એટલો જ જણાતો કે અહીં અમારી મંડળના પ્રત્યેક માણસનું મન ગંભીર, અપાર્થિવ નિર્વિકાર અને કર્તવ્યપરાયણ હતું પરંતુ એવું બન્યું કે અમારી મંડળીમાંના જે માણસો પૃથ્વી પર મરણ પામેલા હતા તેઓએ આ યમપુરીમાં તેમનાં 'આધિવાહિક' શરીરો ધારણ કર્યાં હતાં જ્યારે બાકીનાઓએ અહીં એવાં શરીરો ધારણ કર્યાં હતાં પરંતુ પોતાનાં મૂળ પાર્થિવ શરીરોથી પૃથ્વી ઉપર પાર્થિવ પરિસ્થિતિમાં હજી સ્વતંત્ર જીવન જીવતા હતા, અને આ બે દેહોમાંથી એકને બીજા વિશે પૂર્ણ અજ્ઞાન હતું. એ પ્રમાણે મારું પાર્થિવ શરીર મૃત નોકરોથી વિયુક્ત, નડિયાદના મારા ઘરમાં રહેતું હતું જ્યારે મારું સૂક્ષ્મ શરીર યમપુરીમાં મારા પૃથ્વી પરના જીવતા અને મરેલા બધા સંબંધીઓ અને નોકરોનાં સૂક્ષ્મ શરીરોનો સહવાસ ભોગવતું હતું. યમપુરી એ તે અમારા પાર્થિવ નિવાસસ્થાનથી સો ફૂટ ઊંચે હવામાં અદૃશ્ય નહીં હતી આ સ્વપ્નનો અગાઉના દિવસનો કે રાતનો એક પણ એવો પ્રસંગ મને યાદ નથી જેમાં આ સ્વપ્નનો ખુલાસો કે ઉદ્ગમ જોઈ શકાય સાથે સાથ આ સ્વપ્નનો કોઈ પણ દિવ્ય-અતીન્દ્રિય કે ગૂઢતના માન્યતા જેવો સંબંધ હોય એવું માનવાનો હું સ્પષ્ટ પૂર્ણ વિરોધ કરું છું હું માનું છું એટલું જ કે આપણું સત્વેન્દ્રિય સર્વ પ્રકારના લૌકિક સંસ્કારો અને સ્મરણોથી ખચિત હોય છે, એ જ 'સુષુપ્તિનું પ્રજ્ઞાનઘન' અને છે, એ તૈજસ પ્રવૃત્તિઓના યોગે જાગ્રત થઈને સ્વપ્નસૃષ્ટિરૂપ વૈશ્વાનરથી અસંબદ્ધ એવા વિતથ રચનાત્મક ધર્મો નભે છે આવા સુષુપ્તિ-અંતર્ગત-સંસ્કારોદ્બોધનને આપણે સ્વપ્ન કહીએ છીએ

૧૪મી માર્ચ, ૧૯૦૫

\+ + +

તા. ૧–૩–૧૯૦૫ની નોંધોમાં જણાવેલી 'લીલાવતી જીવનકલા-'માંની કંડિકા મેં બદલી છે ફેરફાર એ કે સાચી હકીકત જેમાં વ્યંગ્ય હતી એ વાક્યોને મેં રદ કર્યાં છે—અને છતાં એ ફેરફાર સાચો (યોગ્ય) છે.

૧૯મી એપ્રિલ ૧૯૦૫.

પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર દસ દિવસ અહીં રહીને અઈ કાલે રાતે મુંબઈ જવા નીકળ્યા એમની અને એમના ભત્રીજા વચ્ચેની તકરારવડતનો અંત એ રીતે આવ્યો કે હું અને શ્રી કમલાશંકર પ્રા. ત્રિવેદી લવાદ નિમાયા, અને અમે ભત્રીજાને નિષેધ આદેશ આપ્યો અને એની આર્થિક માગણી નકારી, અને હાઈકોર્ટે અમારો એ નિર્ણય મંજૂર રાખ્યો. આ ઘટના પછી શ્રી ગજ્જરનું આગમન પૂર્ણતઃ અને વિશેષત સ્વાગપાત્ર હતું કારણ કે લવાદી દરમ્યાન બંધ પડેલી મિત્રતા, એમના સદ્‌ગુણોને અને નિપુણતાને અમે લવાદ તરીકે કસી જોયાં અને ઉત્તમ જાણ્યાં તે પછી, નવેસરથી બંધાય છે. 'મારા માનસના વિકાસ'નું અધ્યયન કરવા માટે એ મારી કેટલીક નોંધપોથીઓ (Scrap Books) અને હસ્તલિખિત લેખપ્રતિઓ લઈ ગયા છે, અને એના આ કાર્યમાં મને સાહિત્ય પ્રકારના જીવનચરતની રચના માટેની, એમના સર્વ પ્રશંસકોને સમાન લાગી, ઘેલછા દેખાય છે આવા પ્રયોજન માટે આ મ લઈ જવાના કાર્યમાં હું એને અટકાવી ન શક્યો તે એની પ્રતિભા પ્રત્યેના મારા આદરને લીધે એ જો આ વસ્તુઓ પ્રકટ કરશે તો એથી દુનિયાની દૃષ્ટિએ એવા પ્રકાશન માટે અનુમતિ આપવામાં મારું સ્વાભિમાન પ્રગટ થશે અને હું એ કાર્યમાં મળતિયો છું એવું માનવાને લોકો પ્રેરાશે. લોકો મને અહંતાવાળો માને તેનો મને ડર નથી—જો કે મારા હૃદયમાં અહંતાનો અણુ પણ ફરકતો નથી પણ આ મારી જાહેર પ્રતિષ્ઠાને ઝખવાને જનતાના હૃદયમાં પડેલા મારાં પુસ્તકોના પ્રભાવને ઝખવે એવા પરિણામ ન દૂ ધીરજથી અને સ્વાન્થ્યથી નિહાળી શકું નહિ.

આ સંજોગોમાં આ મૈત્રેય સ્નેહને આ મૈત્રેય લૂટ મેં કરવા દીધી તે એવા માન્યતાને જ પરિણામે કે મને પૂછ્યા વિના

કે પહેલા આ સામગ્રીઓનો પ્રકટ ઉપયોગ નહિ કરવામાં આવે. મારા જીવતા જ મારું જીવનચરિત લખાય એ વિચારથી હુ કંપું છું, કારણ કે એ સમગ્ર બાબત મારા આદર્શોને અણગમતી છે ! + લવાદ તરીકે મેં આપેલા ચુકાદા પછી ગજ્જરનો જીવનલેખનનો પ્રયત્ન એમના મારા માટેના વિશુદ્ધ પ્રામાણિક અભિપ્રાય રૂપે ભાગ્યે જ લેખાશે, એ કાં તો એ ચુકાદા માટે મને બદલો વાળવાની એમની ઇચ્છા મનાશે અથવા તો ચુકાદામાં મે મૈત્રીને નહિ પણ ન્યાયભાવનાને જ સમક્ષ રાખી એથી મારે માટેનો અહોભાવનો તથા પક્ષપાતનો આવેશ ગણાશે

૨૭મી એપ્રિલ, ૧૯૦૫

મને અને ગજ્જરને પરસ્પર-પ્રશસક-મડળ માની લઈને લોક મારાં લખાણોને અને આચરણને વિકારમય દૃષ્ટિથી જુએ એવુ લોકમાનસમા વિપસચન થશે એનો મને ભય છે જ, છતા એથી બલવત્તર તત્ત્વોએ મને અવશ બનાવ્યો એથી મે ગજ્જરને મારા લેખો પરત્વે, મારા માનસ પરત્વે અને મારા ઇતિહાસ પરત્વે આ છૂટ લેવા દીધી-જે રીતે પતિપરાયણા નારી પતિને પોતાના પવિત્ર દેહ સાથે, પોતાની લજ્જામય અનિચ્છા છતાં છૂટ લેવા દે તે રીતે એ નારીનાં મનોગત આ તત્ત્વો નવલ આક્રમણના અણધાર્યાપણાથી, અને ત્વરિત અસદિગ્ધ નિર્ણય કરવાની વૃત્તિ, મધુર સભ્રમથી, પરાજિત થવાથી, બીજા આવેગોનાં વશવર્તી બની જાય છે. મારા ઉરમાં કયાં તત્ત્વોએ આવા આવેગો જન્માવ્યા? મારે આ દુષ્કર પૃથક્કરણ કરવુ પડશે પછી તે ભલે મારા ગુણપક્ષે હોય કે દોષપક્ષે.

(૧) પ્રથમ તો એ સ્પષ્ટ છે કે પત્ની કે પતિ જેવા કંઈ વૃત્તિ-વેગ મારા હૃદયમાં નહોતા. (૨) મારા લખાણને સમજવામાં સહાયક નીવડે એવાં જ મારાં મનનો પ્રકટ કરવાની પોતાની ઇચ્છા ઉચિત છે એવી ગજ્જરની દૃષ્ટિ હતી એ હુ જોઈ શકયો હતો વાચકોએ આ બાબતમાં સુરુચી વ્યક્ત કરી છે એ જોતાં એની આ ઔચિત્યદૃષ્ટિનો અસ્વીકાર હું ન કરી શકયો-જો કે આ દરબારતમા કઈ વ્યાવહારિક શકયતા કે સભાવ્યતા ભાગ્યે જ હોય એવી મને આશકા છે. પણ આ દેહના મુદ્દાનો ન્યાય કરવાને

અધિકાર મારો નથી એમ મેં માન્યું; અને એથી ગજ્જરની ઇચ્છાનો અસ્વીકાર કરવામાં મને અયોગ્યતા અને નીતિમલિનતા દેખાઈ. (૩) એનો એવો મત છે કે મારા તર્કો એને વિચારો, વૈજ્ઞાનિક માર્ગે પ્રાપ્ત થયેલા ન હોવા છતાં, એને એના પોતાના કાર્ય માટે નવી ઉકેલચાવીઓ અને નવી સૂચનાઓ પૂરી પાડે છે. ગજ્જર આપણા દેશજનોમાં શ્રેષ્ઠ વૈજ્ઞાનિક સામર્થ્યવાળા માનવવિશેષ છે એથી આ વિષયમાં એ જ ઉત્તમ નિર્ણાયક છે અને એમની ઇચ્છા બાલકવત્ પાળવી એ મારો ધર્મ છે. (૪) એ કહે છે કે ચિત્તના ઉચ્ચતર સ્વરૂપાવિર્ભાવના વિષયમાં એના વિજ્ઞાનની જે લબ્ધિઓ છે તેમાં ઘણું અસંતોષનું કારણ રહે છે; અને એ કહે છે કે મારા લેખોમાં કેટલાક 'સંસ્કારો' સિદ્ધવત્ છે, તેની એને પોતાની ઝંખનાની તૃપ્તિ અર્થે જરૂર છે. આ પ્રશ્નમાં એની વાત હું સમજી શકું છું અને, મારા પોતાના મનની અવસ્થા એવી , જ હોવાથી, એમની ઇચ્છાને નકારવામાં મને સ્વૈર અસૌહાર્દથી અન્ય કંઈ દેખાતું નથી. (૫) જીવનચરિતની સામગ્રી પણ એના લક્ષમાં છે એમાં શંકા નથી. પણ પ્રથમ વાત એ છે કે એ સામગ્રી ઉપર જણાવેલી મનનસામગ્રી સાથે એવી ભળેલી-ગુંથાયેલી છે કે મનનસામગ્રી આપવાનો નિશ્ચય કર્યો પછી જીવનસામગ્રીને એ મિશ્રણમાંથી છૂટી શી રીતે કરવી અને અલગ શી રીતે રાખવી એ મને સૂઝયું નહિ; અને જેમાં હું હાર્યો એ ગજ્જર કરે એવી આશા હું ન રાખી શકું બીજી વાત એ છે કે મેં આ જીવનસામગ્રીનો રાશિ સંચિત કર્યો હોઇને, અને મારા અંગત ઉપયોગ માટે, અને નબળી ક્ષણોમાં પ્રકાશલાભ અર્થે, એક પ્રકારની આત્મકથા લખવાની યોજનો-ભલે ગમે તેટલી દૂરતમ યોજના–મારા મનમાં હોઇને, હું એ અશકય કે અસંભાવ્ય નથી માનતો કે કોઈક જણ કોઈક દિવસે મારા મરણ પછી મારું તથા-કથિત જીવનચરિત લખવાના કાર્યમાં પ્રવૃત્ત થાય અને મારા જીવનના સત્વસંપન્ન અને અલ્પસત્ત્વ આવિર્ભાવો પરત્વે મને વિકૃત કે અતિવર્ધિત કે અયથાર્થ રૂપે દર્શાવે. આ બાબતમાં હું તટસ્થ છું. પણ જ્યારે પ્રો. ગજ્જર જેવો મિત્ર મારી પોતાની અને તેની દૃષ્ટિ નીચે આ કાર્ય કરવા ઇચ્છે ત્યારે મારે એનાથી વિમુખ બનવું-કાં તો એ અથવા હું ગધેડો હોઉં, એક આગલા પગોથી કૂવામાં કૂદી પડવા ઇચ્છતો અને બીજે પાછલા પગથી લાત મારવા

મક્રમ બનેલો, એમ માનીને વિમુખ બનવુ-એ તો નરી નીતિધેલછા ન બને ? મને લાગે છે કે, આ પ્રશ્નના બધા સંયોગો લક્ષમાં લઇને, મે સકારણ બુદ્ધિયુક્ત મનુષ્ય જેવુ વર્તન કર્યું છે-પેલી નારી જેવુ નહિ, પેલાં પશુઓ જેવુ નહિ, અને બાળક જેવુ પણ નહિ.

૨૯મી એપ્રિલ, ૧૯૦૫

હમીએ પ્રો. ગજ્જર આવ્યા ત્યારથી, મહેમાન હોય ત્યારે કરુ છુ તેમ, મે લગભગ અનધ્યાય પાળ્યો હતે એ ગયા એટલે ઘરનુ કામકાજ અને હિસાબ હાથ ધર્યો, અને હવે સાહિત્યકાર્ય ફરી હાથમાં લેવા ધારુ છુ 'યોગવાસિષ્ઠ'ની મારી વિષયક્રમસૂચિ, જેને તો આ દિવસોમાં પણ તદ્દન પડતી નહોતી મૂકી તે, આજે સમાપ્ત થઈ છે, એમાં બાકી છે માત્ર 'ઉત્તર નિર્વાણ' જે આવતા વર્ષ માટે રાખ્યુ છે હવે હુ હાથમાં લઈશ સંસ્કૃત શારીરતંત્ર, અને, એ પૂર્ણ થાય ત્યાં સુધી માત્ર અતિમંદ ગતિએ, મારી સંસ્કૃત ધર્મ-તત્ત્વજ્ઞાનવિષયક અનુક્રમણીઓનુ અધ્યયન, અને જે ગુજરાતી વ્યાખ્યાન-લેખોનુ વચન આપ્યુ છે તે સમેત મારાં અપૂર્ણ ગુજરાતી લખાણો ભારતના પ્રાચીન ઇતિહાસનુ પણ મારી પોતાની દૃષ્ટિએ થોડુંક વાચન, આટલુ મારે કરવુ છે. + + +

૧૨મી જુલાઈ, ૧૯૦૫

(૧) ભારતીય શારીરતંત્ર વિશેની મારી નોંધોના મુશ્કેલ ભાગો પૂરા કરવામાં અને (૨) મારા કાકાને એમના પુસ્તકાલયનુ જનતાને અર્પણ કરવાના વિધિમાં મન્દદ કરવામાં મે મહિનો પસાર કર્યો મે 'વાત, પિત્ત અને કફ'ની સામાન્ય પ્રકૃતિમાં 'અન્વેષણ' (એ શબ્દ વાપરી ચકુ તો 'અન્વેષણ') કર્યું છે, અને મને જણાયુ છે કે આ ત્રણ દોષો, કંઇક વિશેષો સાથે, પાશ્ચાત્ય શારીરતંત્રમાંના અમુક મતવ્યોને મળતા આવે છે એની વીગતોમાં મારે હજી હવે ઊતરવાનુ છે + + +

જૂનમાં મે કાર્ય ચાલુ રાખ્યુ અને મારી ક્ષીણ થતી શક્તિની પુનઃપ્રાપ્તિ માટે એક અઠવાડિયુ આબુગિરિ ઉપર અને સિદ્ધપુરમાં ગાળ્યુ, અને એક અઠવાડિયુ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકેનુ ભાષણ લખવામાં અને પરિષદના પ્રમુખ બનવામાં ગાળ્યુ. અને ત્રણચાર દિવસો કાકાના મંદિર તથા પુસ્તકાલય માટે નિયમો ઘડવામાં ગાળ્યા, નિયમોનો એ મુસદ્દો આજે પૂરો થયો

મનને તાજગી મળે એ માટે હમણાં જ હું વિવેકાનંદનું સમષ્ટિ બ્રહ્માંડ, (macrocosm) વિશેનું વ્યાખ્યાન વાંચતો હતો. એમણે સમજાવ્યું છે કે 'સૂક્ષ્મ વિશ્વચૈતન્ય' છે—નો સંસ્કાર પામીને થયેલા સંપૂર્ણ પરિણામ રૂપે 'સ્થૂલ માનવચૈતન્ય' બને છે, અને બતાવ્યું છે કે એ સમષ્ટિમાં બ્રહ્માંડના ઈશ્વરનું સૂચન છે મારું દર્શન એ છે કે 'ચિત્' માનવમાં 'સંપ્રસાદ'ની ક્રમાવસ્થા પ્રાપ્ત કરે છે, અને વિવેકાનંદનું કથન મારા આ મતને મળતું નથી આવતું એમ તો હું નથી કહી શકતો પણ આ વિષય શ્રમસાધ્ય છે, તેની તત્ત્વમીમાંસા કરતા પહેલાં મેં પોતે આ વર્ષમાં જે સિદ્ધાંત કલ્પ્યો છે તે અહીં નોંધું છું.

સૌન્દર્ય અને કલા એ બ્રહ્માંડસૃષ્ટિકના (અથવા વિશ્વસૃષ્ટિકના) બે અલગ પણ અન્યોન્યને સ્પર્શતા દશાઓ છે સૌન્દર્યની જાજ્વલ્યમાન અનંત વિસ્તરતા પ્રકૃતિદૃશ્ય જેવી વિસ્તરે છે અને એનું વિભાવન (conception) તથા ગ્રહણ કરવાવાળાં ચક્ષુ ત્યાં તૈયાર હોય છે, અને એનું અનુકરણ તથા પ્રવચન કરવા માટે કલા પણ વિકસી રહી હોય છે. ચિત્ત અથવા મન તે આ ચક્ષુ કર્મ તે આ કલા, અને દૃશ્યવિષયોની 'વિષયતા' (objectivity) તે આ સૌન્દર્ય છે, અને આ ત્રિપુટી વિશ્વવ્યાપક છે વિજ્ઞાન, કવિતા અને તત્ત્વજ્ઞાન એ આ ત્રિપુટીનાં કાર્ય છે, અર્થાત્ એમાંના અણુનાં કાર્ય છે આપણે પ્રકૃતિદૃશ્યના સૌન્દર્યની વાત કરીએ છીએ ત્યારે પદાર્થોના અણુઓમાં થતાં વૈજ્ઞાનિક પરિવર્તનોની વાત નથી કરતા, પણ એ પરિવર્તનોમાંથી જે કલામય દૃશ્ય નીપજે છે તેની, અથવા કલાતત્ત્વની વાત કરીએ છીએ એ દૃશ્ય ક્રમે ક્રમે વિકસતું નથી, પણ અનેક વિજાતીય સ્થિતિઓમાંથી જે પરિણામો પ્રકટે—પ્રાદુર્ભાવ પામે—તેનો સરવાળો છે એ પ્રાદુર્ભાવ છે, વિકાર કે ઉત્ક્રાન્તિ (evolution) નથી. જૂના કાગળ ઉપર, જૂની શાહીથી, જૂની કલમ વડે આલેખેલા નવા વિચારો છે આખું વિશ્વ આવા પ્રાદુર્ભાવોની સમષ્ટિ છે, એ વિચારોનો એવો સંઘાત છે જેનું દેખીતી રીતે કોઈના પણ મસ્તિષ્કમાં (ચિત્તમાં) અસ્તિત્વ નથી, અને જેનું વાચન-દર્શન કોઈ કરતું નથી કારણ કે એને વાંચે-જુએ એવી ચેતનસૃષ્ટિનો હજી અભાવ છે આ ચૈતન્યસૃષ્ટિનો વિશ્વનાટકમાં પ્રવેશ મોડો થાય છે, અને આ

ચેતનનો અભાવ હોય એવો કોઈ સમયવિભાગ હતો, છે અને હશે એ તો દિક્કાળને માનનારાઓએ કબૂલ કરવું જ પડે. પણ ચેતનસૃષ્ટિનો અભાવ એટલે ચૈતન્ય-ઉત્તેજક સૃષ્ટિનો પણ અભાવ નહિ, ચેતન જેનું ગ્રહણ કરે એવી ગતિપ્રવૃત્તિની દુનિયાનો અભાવ નહિ. સમગ્ર વિશ્વ આ રીતે સૌંદર્ય અને વિચારનું પરિણામ છે, ચૈતન્યને ઉત્તેજવાને સમર્થ છે, અને ચૈતન્યથી ગ્રાહ્ય છે. હેકલ કહે છે તે પ્રમાણે પ્રત્યેક અણુ એક ચિત્ત છે જે સંવેદનોથી સંવેદનશીલ છે, ક્રિયાથી સક્રિય છે; પ્રત્યેક અણુસંઘાત પણ એ બાબતમાં અણુ જેવો છે; અને વિશ્વનો પ્રત્યેક અણુ અને પ્રત્યેક અંશ જે પ્રકારનો છે તે જ પ્રકારનું વિશ્વ છે એમાં સંદેહને સ્થાન નથી. અર્થાત્ વિશ્વને પણ એનું પોતાનું ચિત્ત છે, અને એ ચિત્તને સંવેદનો છે તથા ક્રિયા છે. એ સંવેદનો વડે અણુઓ, અણુસંઘાતો અને સમસ્ત વિશ્વ વાચક-દર્શક બને છે; વિશ્વગત વિચાર અને અણુગત વિચાર વગરવાંચ્યા નથી રહેતા. આ પ્રમાણે ચૈતન્ય-ઉત્તેજક (વિષયભૂત) સૃષ્ટિની હારોહાર અણુઓની, સંઘાતોની, સમસ્ત વિશ્વની, ચૈતન્યમયી વાચક (વિષયીભૂત) સૃષ્ટિ છે, જે ચૈતન્યઉત્તેજક સૃષ્ટિને વાંચે છે, અને વાચનપ્રભાવે વૃદ્ધિ અને વિકાસ (પ્રાદુર્ભાવ) સાધે છે. પૃષ્ઠવંશવાળા પ્રાણીનું મસ્તિષ્ક એ આ વાચકના વિકાસનો અંતિમ ક્રમ હોય અથવા છે, પણ એ મસ્તિષ્ક જ આપણને એની પહેલાંના—અણુઓના તથા વિશ્વના—પૃષ્ઠવંશરહિત મસ્તિષ્કની શોધમાં સહાયક બને છે. વાચકે કરેલું વાચન વાચકમાં ઇચ્છાનિરપેક્ષ સ્વયંભૂ (reflex) ક્રિયા ઉપજાવે છે, અણુના અને વિશ્વના ચિત્તંત્રની ક્રિયાપ્રેરક તંતુઓએ પ્રેરેલી ક્રિયાઓને ઉત્તેજે છે, અને એ ક્રિયાઓ અથવા ગતિઓ 'અન્-ઇચ્છાનિરપેક્ષ' (un-reflex) પણ છે અને અન્-ઉત્તેજિત પણ છે એવું તો ન કહી શકાય કારણ કે આપણે જાણીએ છીએ કે ક્રિયાઓનું ક્રિયાચક્રરૂપે પુનરાવર્તન થયા કરે છે. વિશ્વ જ્યારે આવી ક્રિયાઓ ઉત્પન્ન કરે છે ત્યારે વિશ્વ ક્રિયા કરે છે. અલબત્ત યદૃચ્છા (chance) એ સ્વેચ્છાકૃત ક્રિયાઓનું લક્ષણભૂત ચિહ્ન છે, પરંતુ વૈજ્ઞાનિકો સ્વીકારે છે કે વિશ્વમાં અકસ્માતોનું કાર્ય વિશાળ છે તો તે અકસ્માતના કાર્યના સ્વીકારમાં યદૃચ્છાનો સ્વીકાર થઈ જાય છે. આ પ્રમાણે વિશ્વવિચાર અને વિશ્વસૌંદર્ય જ છે એવું નથી, વિશ્વવાચક વિશ્વાકલાકાર પણ છે.

૧૭મી જુલાઈ, ૧૯૦૫.

વેદાંત જેને 'ચિત્' કહે છે તે આ વિશ્વ-વાચક, વિચાર અને કલા; એમાં વેદાંત 'આનંદ' ઉમેરે છે તે સૌંદર્ય અને કલાનું પરિણામ છે. અણુનો વિચાર, એણે કરેલું વાચન, અથવા એનું એની સમીપના અણુમાંના સાંદર્યનું સવેદન; તથા એને આકર્ષતી અનૈચ્છિક (reflex) ક્રિયા; આ બંને વચ્ચે એક આંતરાલિક અવસ્થા હોય છે, જે સૌદર્યવાચન(દર્શન)માંથી પરિણામે છે અને આકર્ષણ-ક્રિયામાં પરિણમે છે. આ અવસ્થા માનવની હોય ત્યારે સ્પૃહા (desire) કહેવાય છે, અને એમાંથી ક્રિયા ઉદ્ભવે છે જે માનવની બાબતમાં પ્રાપ્તિ કે સિદ્ધિ, ઉપભોગ અને ફલોદ્ગમનો સંયોગ હોય છે. માનવની બાબતમાં ફલોદ્ગમ સૌદર્યના વાચન તેમ જ સૌદર્યની પ્રાપ્તિની સાથે આવે છે, અને ઉપભોગ પછી પણ મધુર સ્મરણરૂપે ટકી રહે છે. એ સ્મૃતિ 'યોગવાસિષ્ઠ'માં કહેલા 'નવસંગરસાયન' જેવી છે. પહેલી જ સોહાગરાત માણ્યા પછી નવવધૂ આખો દિવસ મનની મસ્તીમાં રહે છે તે 'નવસંગરસાયન'નો પ્રભાવ છે, અને સૌંદર્યના ઉપયોગ પછી ટકી રહેતી સ્મૃતિ એવી હોય છે. આ પ્રકારે વેદાંતીનું ચિદ્, એટલે આ સૌંદર્યવાચન અને સૌદર્ય-આકર્ષણ, એ સતત 'આનંદ' અથવા સૌંદર્યફલોદ્ગમ પણ છે. અને વેદાંતી 'સત્' કહે છે એ 'સત્' શબ્દથી આ સમગ્રમાં સચવાઈ જતું અસ્તિત્વ-શાશ્વત સત્તા-સમજાય છે. વિશ્વ એટલે જેમ સૌદર્ય-સમષ્ટિ અથવા અશેષ એકીભૂત વિચાર-પ્રદેશ, તેમ વિશ્વ એ એ સૌદર્યને વાંચનાર, એ સૌદર્યનું પ્રેક્ષક, પણ છે; અર્થાત્ વિશ્વ એટલે વિશ્વકૃત વાચનનો અથવા સવેદનનો એકીભૂત સરવાળો, અને એકીભૂત સમસ્ત, વિશ્વગત, ક્રિયા અને ફલોદ્ગમ, એમ પણ સમજવાનું છે. આ ક્રિયા તે ચક્રપરિવર્તન જેવી છે એટલે કે અક્રિયા (નિષ્ક્રિયતા) અને ક્રિયા વારાફરતી આવ્યા કરે છે, અને એથી ક્રિયા એ શાશ્વત અવસ્થા નથી, પણ નિષ્ક્રિયતા અને ક્રિયા બને ફલોદ્ગમનાં સહવર્તી છે (નિષ્ક્રિયતા અને ક્રિયા બને ફળ ઉપજાવે છે) તેથી ફલોદ્ગમ શાશ્વત છે. આ વિશાળ અર્થમાં વિશ્વરૂપ સૌંદર્યવાચનને પ્રેરનારું અને નિષ્ક્રિયતા અને ક્રિયાના ચક્રને ચલાવનારું જે વિશ્વસૌદર્ય છે તે જ એ, વિશ્વવિચાર છે જેનું વિશ્વે વાચન અને સવેદન કર્યું છે, અને જેનો વિશ્વમાં, નિષ્ક્રિયતા

અને ક્રિયાને મળતી આવતી શમ (lull) અને ક્ષોભ (excitement) નામની બે અવસ્થાથી યુક્ત, ફુલોદ્‌ગમ થાય છે. આ પ્રમાણે, જેનું વિકસતું કે વિકસિત અસ્તિત્વ છે (જે સત્ છે) એવું જે વિશ્વ-ચિત્ અથવા વિશ્વ-મન છે, તેની ત્રણ અવસ્થાઓ છેઃ સ્પૃહા અવસ્થા (desire stage) સ્વત્વ અવસ્થા (personality stage) અને માનસ અવસ્થા (mind stage). માનવનું સ્વત્વ (personality) એટલે શરીરના સંવેદનતંત્રના કોશોનો અને અણુસંઘાતોનો એક સતત પ્રવાહ—અને વિશ્વની માનસઅવસ્થા એટલે અણુઓના 'વિકલ્પો'નું ગ્રહણ-જ્ઞાન-કરનારું, અને સૂક્ષ્મતમ શક્તિના એકમોમાં વિભક્ત થનારું તત્ત્વ, જે એના ઉચ્ચત્તમ સ્વરૂપોને માનવમાં વિકસિત કરે છે.

વિશ્વની આ 'માનસ-અવસ્થા'ને જ વિવેકાનન્દ સૂક્ષ્મ વિશ્વચૈતન્ય અથવા ઈશ્વર કહે છે; અને એનો જ, સંભવ છે ત્યાં સુધી 'યોગવાસિષ્ઠ'ની આ પંક્તિમાં ઉલ્લેખ થયો છેઃ

**पूर्वं मनः समुदितं परमात्मतत्त्वात् तेनाततं जगदिदं सविकल्पजालैः ।**

પ્રકૃતિથી પર અને માનવકલ્યાણકારી ઈશ્વરમાં માનનારા ઈશ્વરવાદીઓના ઈશ્વરને નિશ્ચિત પ્રમાણથી સિદ્ધ કરવો કે લક્ષણથી જ્ઞાત કરવો એ તો અશક્ય છે. છતાં એને ચૈતન્યમય અષ્ટા નહિ તો ચૈતન્યમય જગન્નિયતા રૂપે, અને એ સ્વતંત્ર વ્યક્તિભૂત ચિત્ નથી પણ એવું ચિત્ ધરાવનારો છે એ રૂપે, અને એ વિષયભૂત સૃષ્ટિથી ભિન્ન જીવન કે અસ્તિત્વ નથી પણ એવું જીવન કે અસ્તિત્વ ધરાવનારો છે એ રૂપે, ઇશ્વરને સમજવામાં આવે છે. આ રીતે સમજાતા આ ઈશ્વરવાદીના ઈશ્વરને ચૈતન્ય છે, જ્યારે અમારો ઈશ્વર પોતે ચૈતન્ય સ્વરૂપ અને એ સમષ્ટિના ચિત્‌નો અંશ છે અને એમાંથી વિકસે છે.

સાંખ્યદર્શન 'પ્રધાન' અને 'પુરુષ' એ બે ભિન્ન તત્ત્વો સ્વીકારે છે તે લગભગ (૧) અ-વાચિત (અ-પ્રેક્ષિત) સૌંદર્ય કે વિચાર તથા (૨) અણુ'તથા વિશ્વના સૌંદર્યને વાંચનાર, એ બે ભિન્ન તત્ત્વો જેવાં છે, કારણ કે આ બેને પણ દ્વિ-રૂપ અથવા બે

અણુઓ જેવાં દ્વિધાભૂત માની શકાય સાંખ્યનું 'મહત્' અથવા 'બુદ્ધિ' એ છે આપણે કહેલ સૌંદર્ય-સંવેદન તથા એમાંની નીપજતી અનૈચ્છિક (reflex) ક્રિયા (જે માનવમાં 'સ્પૃહા' કહેવાય) એનું 'અધ્યવસાય' એવું સ્વરૂપલક્ષણ છે, જે સૂક્ષ્મબીજનો વિકાસ અને અણુનું આકર્ષણ નિશ્ચિત કરે છે, પરંતુ એટલો ફરક છે કે આપણે એને-આ નિશ્ચયજનક મહત્તને-સૌંદર્યને, વાંચનારનો અર્થાત્ પુરુષનો ધર્મ માન્યો છે. જ્યારે સાંખ્ય એને સૌન્દર્યનો અર્થાત્ પ્રકૃતિનો ધર્મ માને છે અને પ્રકૃતિ એ તત્ત્વ છે જે 'પુરુષ'ના એટલે કે કેવળ વાચક (વાચનાર)-વિશ્વસૃષ્ટિરૂપ કે અણુરૂપ-તત્ત્વના વીર્યાણુની દૃષ્ટિ પડવાથી ગર્ભપિંડની માફક વિકસે છે આ સ્પૃહામાંથી અમુક નિશ્ચિત દિશામાં વિકાસનો આરંભ થાય, એમાં રહેલી શક્તિ પરિધિથી છૂટી થઈને જતી (tangent) ગતિની દિશાનો અંગીકાર કરે, તે છે સાંખ્યનો 'અહંકાર' 'અહંકાર' એટલે વર્તુલના એક બિન્દુની પરિધિથી અલગ પડીને થતી ગતિ (flight at a tangent) બિંદુનું વર્તુલપરિધિથી પૃથગ્ગમન આ 'અહંકાર' બહાર ફેંકાતી શક્તિરેખા છે અને એમાં એ જ મૂળમાંથી વિકસતી જ્ઞાનની તથા કર્મની કુલ દશ ઇન્દ્રિયની ઉત્પત્તિ સમાયેલી છે પ્રકૃતિ પોતે વિકસવાનો જે પ્રથમ નિશ્ચય કરે તે છે અધ્યવસાય રૂપ મહત્,' અને એમાંથી દશ ઇન્દ્રિયો, વર્તુલના પરિધિથી છૂટાં થઈને જતાં બિંદુની માફક, ઉદ્ભવે છે પણ ઇન્દ્રિયોના વિષયોનું (પદાર્થોનું) ગ્રહણ કરવાનો જે ધર્મ છે તે આ નિશ્ચયમથી (અહંકાર'માંથી) ઉદ્ભવતો નથી જેમ અહંકારની ઉત્ક્ષેપરેખાને સમાંતર રહીને ઇન્દ્રિયો વિકસે છે, તેમ આ અહંકાર અને ઇન્દ્રિયો એ બે સમાંતર થઝમાંથી તન્માત્રા' (perception) અને 'મહાભૂતાનિ' (the perceived) ઉદ્ભવે છે, અને એને જોનાર-જાણનાર (percipient) મન પણ એ જ સમાંતરે રહેલા બે થડમાંથી ઉદ્ભવે છે, અને દ્રષ્ટા, દર્શન અને દશ્યનો (percpicent, perception અને perceivedનો) આ ત્રિવેણીસંગમ એક જ પુરુષમાં થતા સૌંદર્ય, સૌરભ અને સ્વાદના ત્રિવેણીસંગમ જેવો બની રહે છે અન્ય સ્થળે નોંધેલ સાંખ્ય વિકાસસિદ્ધાંતનો અર્થ મને આવો જણાય છે

૯મી ઑગસ્ટ, ૧૯૦૫.

લગભગ એક મહિનો વીતી ગયો એમાં કોણ જાણે મેં શું કાર્ય કર્યું શારીરતંત્રના અધ્યયનમાં 'રસ' અને 'રક્ત' થઈ ગયાં.

મારા પ્રાણાયામ દાર્દુરી અવસ્થા પર્યંત, અને પગના અંગુઠા–આંગળાં પર ચાલવા સુધી પહોંચ્યો છે–આ આકરી કસોટી છે આ મહિને શ્રી આનંદશંકર અને શાસ્ત્રી જીવરામ મારા અતિથિ થઈ ગયા, અને શ્રી નરસિંહરાવ મળવાને આવી ગયા + +

સાહિત્ય પરિષદમાં મારું પ્રમુખ તરીકે કાર્ય પ્રશંસા પામ્યું છે. મારા એ કાર્યને લોકોએ બહુ ઊજળા રંગે રંગ્યું હશે એવી મને આશંકા છે. આ નોંધપોથી (સ્ક્રેપ બુક) માં મારું રોકાણ એટલું થોડું થયું છે કે હું એ માટે મને અભિનંદનપાત્ર માનું છું. મારા વર્તમાન માનસિક પ્રયોગો દરમ્યાન મૌન, સર્વતઃ અને અંદર મારા આત્માને અપૂર્વ મધુરતાનો અનુભવ કરાવે છે.

૭મી ઓકટોબર, ૧૯૦૫.

આજે દશેરા છે, એટલે હું પરમા વર્ષમાં પ્રવેશું છું—અને પ્રો. ગજ્જરે ભેટ આપેલી ફ્રાંક્લિન પેનથી આ લખું છું ગયે વર્ષે દશેરા ૧૮મી ઑકટોબરે હતા. + +

યોગાભ્યાસમાં મારી પ્રગતિ એ આ વર્ષની મારી ઉત્તમ પ્રાપ્તિ છે. એ પ્રગતિ હમણાં થોડા સમયથી મારી રોજનીશીમાં રોજ રોજ નોંધું છું આ અભ્યાસ અણધાર રીતે મેં ગયા ડિસેંબરમાં શરૂ કર્યો હતો, કારણ કે મારે શારીરિક વ્યાયામનું સ્થાન લે એવું કંઈક સારું શોધ્યા વગર છૂટકો નહોતો. + + એપેન્ડિસાઈટિસના ઉત્તર પરિણામોને લીધે ગયે શિયાળે બહાર ફરવા જવામાં કે પેટને કસરત આપવામાં જોખમ હતું; અને આવી કસરત કર્યા વિના મારા અલ્પ ખોરાકને પચાવવાની મારી શક્તિ નહોતી આ કારણે મેં પ્રાણાયામની, Psychic *R*esearch Committee ના (માનસિક સંશોધન સમિતિના) 'B' કાર્યક્રમમાં સૂચવ્યા મુજબ, અલ્પશઃ શરૂઆત કરી હતી. અને પછી આગળ વધીને સ્વામી વિવેકાનંદે કહેલ 'અન્તઃપ્રાણાયામ' અને કરોડરજ્જૂ તથા મૂલાધાર ઉપર 'ધારણા' પર્યંત પહોંચ્યો હતો. ત્યાર પછી, એક પછી એક એમ, 'કંપન,' 'ઉત્થાન', 'દાર્દુરી', 'તાંડવ' અને 'નાદ–ધ્યાન' ના પ્રયોગ આવ્યા હતા. 'નાદ–ધ્યાન' માં વરાળ છૂટતી હોય એવા સીસકારા અને તમરાંના તમતમકારથી 'ભ્રમરીનાદ' અને 'સામગાન' સુધી પ્રગતિ મેં કરી. વિવેકાનંદ સૂચિત 'સિદ્ધાસન,' કે 'ઉત્થાન 'જન્ય સ્નાયુના અતિવેગનું નિયમન કરનાર 'અર્ધ-પદ્માસનો એ આસનો જ એકલાં

કર્યાં કરવાં મારે માટે શક્ય નહોતાં, પણ પતંજલિવિહિત 'સુંખાંધીસન'ને અનુસરવું મારા માટે આવશ્યક હતું; સમય રાત્રીનો પસંદ કર્યો હતો. રાત્રે જમતા પહેલાં 'અંગ મોહન'ની રીત દ્વારા સ્નાયુસાધિત પ્રાણાયામ કરવામાં મારો હીંચકો બહુ ઉપયોગી સાધન બન્યો હતો. હમણાં હમણાં મારા 'દૃષ્ટિબિંદુ' માટે આબુહિલ શેઠ ઉપરના સૂર્યને પણ સ્થાન આપ્યું છે. હવે કેવળ માનસિક ધ્યાન અથવા 'નાદબિંદુ' એ જ મારો પ્રાતઃપ્રાણાયામ વિધિ છે, અને એનો સમય સવારના ૫ થી ૫=૪૫ નો હતો તે વધારીને દોઢ કલાકનો અને કોઈક વાર તો બે કે ત્રણ કલાકનો કર્યો છે અને પરોઢિયે ૪ કે ૩ વાગ્યે શરૂ થાય છે, પણ વચમાં ઊંઘ લેવી જ પડે ત્યારે થોડીક વાર ઊંઘ લઈ લઉં છું. આ અભ્યાસથી મારા શરીરની અને મનની પ્રકૃતિમાં સ્થિર ક્રમે ફાયદો થયો છે, અને હું ફરવા જાઉં કે લાગટ પંદર દિવસો સુધી ન જાઉં એથી પરિણામમાં કંઈ ફરક પડતો નથી. મારાં વૈદ્યકવિષયક સંશોધનો પૂર્ણ કર્યા પછી મારે યોગવિષયક સંશોધનો કરવાં છે, અને એનાં રહસ્યોનો ઉકેલ કરવામાં અને યથાર્થ બોધ મેળવવામાં મારો હમણાંનો યૌગિક અભ્યાસ સહાયક થશે એવી મને આશા છે.

એક મહિનાથી, કે તેથી વધારે સમયથી, હું હિપ્નોટિઝમનો અભ્યાસ તથા ચંદ્રશંકર અને ભાનુ ઉપર એનો પ્રયોગ કરું છું. ચંદ્રશંકરને 'Mind Reading' (મનઃપર્યાયજ્ઞાન) અને ભાનુને Mental or Mesmeric Healing' (માનસિક કે મેસમેર પદ્ધતિનો રોગનિવારક ઉપચાર) એ વિષયોનો અભ્યાસ કરાવું છું, અને એ વિજ્ઞાનની અર્થવત્તા શી હોવી જોઈએ એનું હું નિરીક્ષણ કરું છું.

+ + +

રશિયા અને જાપાન વચ્ચેનું યુદ્ધ સમાપ્ત થયું છે, અને કર્ઝનને વાઈસરૉયપદથી પરાણે નિવૃત્ત થવું પડ્યું છે. એ દુભાયેલો મને વતન જાય છે, અને ત્યાં ઉન્નતિ સાધવાને મથશે એમાં શંકા નથી. + + રાજકાજના પ્રપંચો અને આપખુદી એ ગુણો છે એવું, સાધ્ય સધાય તો સાધન જે હોય તે ચાલે એ ન્યાયે, એનું અંતઃકરણ એને મનાવે છે એમાં શંકા નથી.

+ + +

૧૨મી નવેમ્બર, ૧૯૦૫.

રમણીયે આનંદશંકરનો સંદેશો મને કહ્યો કે મારા જીવનચરિતનું કાર્ય શ્રી મણિશંકર ભટ્ટને ન સોંપવું જોઈએ કારણ કે એ ખ્રિસ્તી વલણ ધરાવે છે. આ વિષયમાં હું સર્વથા અજાણ્યો છું. + + નરહરે સમાલોચક માટે આગ્રહપૂર્વક મારા જીવનચરિતની સામગ્રી તથા છબી માગી હતી, અને એમાં એવી હઠ કરી હતી, કે જો હું નીતિઆગ્રહી મનું તો આવા પ્રેમી અને પ્રિય બધુ પતે કૂરતા જ ગણાય એવું મને લાગ્યું હતું, તેથી હું એને કમૂન થયો હતો એને મારી છબી પડાવવા દીધી પણ એક શરત કરાવી અને લખાવી લીધી કે જીવનમાં બીજી વાર આવી માગણી ન કરે + + મારા ભાઈની ઇચ્છાને અનુકૂળ કર્યા સુધી થવું, અને એને મારે એના વડીલભાઈ તરીકે ક્યાં અટકાવવો એ નક્કી કરવાની વિવેકબુદ્ધિ વાપરવાનો અધિકાર અવશ્ય મારો હતો—ખાસ તો એ કારણે કે નરહર પોતે સાહિત્યકાર નથી, પોતાથી યોગ્યાયોગ્ય નિર્ણય કરી શકે તેમ નથી એટલે બને વાતોનો મેળ મેળવવાની આ જ એક રીત હતી

જો ચંદ્રશંકરે આજે મને કહ્યું એ ખરું હોય તો મે લીધેલો માર્ગ સર્વથા યોગ્ય ઠરે છે. ચંદ્રશંકર કહે છે કે નરહરે મારા જીવનચરિતનું લેખન ચાર જણાને સોંપ્યુ છે શ્રી નરસિંહરાવ, શ્રી આનંદશંકર, શ્રી મણિશંકર ભટ્ટ અને કોઈક ચોથો એ કામ આનંદશંકરને હસ્તક હોય એવું નથી લાગતું, કારણ કે એ વિશે એમણે મને કંઈ લખ્યું નથી શ્રીનરસિંહરાવ મારા મિત્ર છે, અંગત મિત્ર છે, પણ અનેક બાબતો એવી છે જેના વિશેના એમના અભિપ્રાયો જોતાં એ મને સમજી શકશે નહિ કેટલીક બાબતમાં એમના અભિપ્રાય મારાથી વિરુદ્ધ હશે એ હું જાણું છું પણ એ લાભ છે, હાનિ નથી, કારણ કે મારું આંતર સ્વરૂપ પક્ષપાતથી અને પ્રશંસાવૃત્તિથી મુક્ત મુકુરમાં ગીનાઈને બરાબર દેખાશે મણિશંકરનું ચિત્ત આવેગવશ છે, એનામાં નરસિંહરાવથી ઘણી ઓછી શક્તિ છે, પણ એનું કાર્ય મને મારા દેશજનોની દૃષ્ટિએ આફ્રિકાની કોઈ વિચિત્ર અજાયબી જેવો બતાવશે, જો કે એ પણ મને વિચાર તથા અંતપરીક્ષા માટે મુદ્દાઓ આપશે ચોથો જણ કોણ છે તે હું

જાણતો નથી. મારું આંતર મુખસ્વરૂપ બીજાને ન જોવા દેવું એવી નારીસમાન લજ્જા હું નથી રાખતો; જો અન્ય કારણોથી આવશ્યક જણાય તો, જેનું જીવનચરિત લખાયું નથી એ પુરુષ સાધારણતઃ હોય તેમ, હું પર્દાનશીન ઓરત નહિ બની રહું. + + પણ પૂર્વ દુનિયાની સામાન્ય સન્નારીની જેમ મારાં 'સૌંદર્ય'નું મારી સમક્ષ પ્રકટ આવિષ્કરણ કરવું એ હું નથી માનતો આંતર ઘડતર માટે હિતાવહ, કે નથી માનતો મારા દેશજનો માટે ઉચિત કે ઉપન્ન. + + જીવનચરિત-લેખકો મને મારી ન્યૂનતાઓ જણાવે-પણ તેઓ મારા ખરા દોષો નહિ જોઈ શકે અને ન હોય ત્યાં કલ્પી લે એમાં શંકા નથી. હું મુદ્રિતરૂપે મારો બચાવ કરવા નીકળવાનો નથી, પણ એ વિશે વાતચીત થાય તેથી હું ભયી કે તે હું ટાળી શકીશ નહિ-અને એ જ સમયના અને શક્તિના અણછાવતા દુર્વ્યયનું કારણ બનશે, અને છતાં એ ઓછેવત્તે અંશે અનિવાર્ય થઈ પડશે. અને આ કારણે જ મારા જીવન દરમ્યાન મારા જીવનનો 'કહેવાનો' વૃત્તાંત મને અત્યંત અરુચિકર બને છે. એ બાદ કરતાં, મારા વિશે, ખરું કે ખોટું, આ આભૂનમિથ્યા માયામય જગતમાં, જે કહેવાય કે લખાય એ વિશે હું તટસ્થ છું. આ માયામય જગત મિથ્યા છે છતાં આપણે રંગભૂમિ ઉપર આપણી ભૂમિકા ભજવવી પડે છે અને વળી એ રંગભૂમિ એવી છે કે એમાં ગંભીરતા અને ઉપહાસના બંને એક જ ઢાલની બે બાજુઓ છે, અને જીવન સર્વપ્રકારના આંતર વિરોધોથી પૂર્ણ છે. હું આનંદશંકરને જવાબ લખું છું, પણ એમાં આ બધી લાંબી વાત નહિ લખી શકું.

૧ લી જાન્યુઆરી, ૧૯૦૬.

નવું વર્ષ આજે શરૂ થાય છે, યૌગિક ક્રિયામાં મારી પ્રગતિ મેં મારી રોજનીશીમાં નોંધી છે. રમણીય મૅટ્રિકમાં પાસ થાય છે—જે પ્રસંગ ચિંતામુક્તિનો છે, હર્ષાતિરેકનો નહિ. ગુજરાત કૉલેજમાં હૉસ્ટેલમાં રહીને અભ્યાસ કરવાને એ જાય છે.

મુંબઈમાં પ્રો. ગજ્જર સાથે મેં એક માસ ગાળ્યો. એમની ચિંતાઓમાં અમુક સામાન્ય અને અન્ય વિશિષ્ટ મુસીબતો છે. સામાન્ય મુસીબતોનું કારણ એ છે કે બિચારા ચંદ્રકાંતને વીંટળાઈ

વળ્યા હતા તેવા લોકો એને વીંટળાઈ વળ્યા છે. મેં એના નિરાકરણનો પ્રયત્ન કર્યો, એ રીતે કે જેઓ અસાધ્ય છે તેવાઓથી ગજ્જરને અલગ પાડવા, અને જેઓ અનિવાર્ય છે અને ઉપયોગી છે તેવાઓને એમની સાથે રહેવા દઈને એમના ગુજરાનનો માર્ગ ગજ્જર શોધે એમ કરવું. એની ખાસ વિશિષ્ટ મુસીબતો એમની તબિયત અને એમના આદર્શોમાંથી ઊપજે છે. એમને સ્નેહભર્યો કોઠ છે, અને એમના સ્નેહાળ તથા ઉદાર હૃદય ઉપર જખ્મો થાય છે. કોઈ વિરલ અકસ્માતથી મારા સહવાસે અને મે કરેલા હોમિયોપથિક ઉપચારે એના મનને ઉત્સાહપૂર્ણ બતાવ્યું છે અને એના શરીરને પ્રવાહી આહારમાંથી નક્કર ખાદ્ય સુધી પહોંચવાને તથા ગયેલું વજન પાછું મેળવવાને સમર્થ બનાવ્યુ છે. + + એમના જખમાયેલા સ્નેહનો ઉપાય કાં તો સંન્યાસવૃત્તિથી અથવા સ્નેહના સ્વીકાર તથા બદલાથી જ થઈ શકે- પણ એમાંથી એકે ઉપાય શકય નથી, એથી મેં એને, એની આર્થિક શક્તિ ખમી શકે ત્યાં સુધી, જે લોકો અસાધ્ય છે તેમના પ્રત્યે પણ એકપક્ષીય–એકધારી–હૃદયઉદારતા બતાવવાનો અને તે સિત્રાપનાઓને નભાવવાનો તથા ઉપયોગી બનાવવાનો ઉપાય શીખવ્યો છે. પણ મને ભય છે કે મારી સર્વ ઉપાયનિપુણતા આ કાર્યમાં પર્યાપ્ત નથી નીવડી, અને પ્રભુએ મને આ મહાન હૃદયને અને લોકોત્તર પ્રતિભાશાળી પુરુષને માત્ર અલ્પ અને આંશિક ચિંતામુક્તિ અર્પવાનું નિમિત્ત બનાવ્યો છે. હું પોતે શરીરે અને સંપત્તિએ નિર્બળ છું એથી જે પ્રભુએ એ મનુષ્યને ઘડયો તેને જ એની ચિંતા સોંપી દઉં છું. + +

જયતી મારે ઘેર મહિનો બે મહિના ગાળતી નથી એનું એની માને દુઃખ છે; જયતી કે રમણીકશંકર એની ઈચ્છા પ્રમાણે કરે તો એને શાંતિ થાય, મેં જયતીને પત્ર લખ્યો તેમાં આ વિશે ઈશારો કર્યો હતો તેથી જયંતી તથા રમણીકશંકર બંને ક્ષોભ પામ્યાં છે. બલવંતરામ એના શેઠની સાથે છે–એ શેઠનાં પત્ની ગુજરી ગયાં છે. એ શેઠ, શ્રી પુરુષોત્તમ વિશ્રામ, લક્ષાધિપતિ છે અને ઐતિહાસિક સંશોધન અને સંગ્રહ માટે વિરલ રુચિ અને ધગશ ધરાવે છે. એનું હૃદય ઉચ્ચાશયી તથા ઉદાર–દાનપરાયણ–છે; પણ મને એક ભય એમના માટે છે–પોતાના પૈસાનો વહીવટ એ ચાલે તેમ ચાલવા દે

છે અને બીજાઓના હાથમાં રહેવા દે છે: એના ગજવાને કંઈ નુકસાન થાય તો તે આખી જનતાની આપત્તિ નીવડશે + +

લૉર્ડ કર્ઝનની વિદાયથી ૯૦ ટકા વસતિને નીરાંત થઈ. એની પછી લૉર્ડ મિન્ટો આવ્યા છે અને અસ્પષ્ટ મૌન સેવે છે લિબરલ પક્ષ સત્તામાં આવ્યો છે, અને થોડા સમય માટે કે વધારે સમય સત્તામાં રહેશે, તથા હિંદુસ્તાનના હિતનું કંઈ નક્કર કાર્ય કરી શકશે કે નહિ, એ જોવાનું છે. પ્રિન્સ અને પ્રિન્સેસ ઑફ વેલ્સ—પાટવી રાજકુમાર અને એની વધૂ—ભારતયાત્રાએ આવ્યાં છે, અને સુખદ વિચારો ઉચ્ચારે છે તથા સત્કાર પામે છે જે, હું માનું છું, હાર્દિક અને ભક્તિપૂર્ણ છે. પણ રાજભક્તિના આ આવિષ્કારને ઍંગ્લોઇન્ડિયન છાપાંઓ સહજ આત્મતૃપ્તિની વૃત્તિથી, વધારીને વર્ણવે છે + +

કર્ઝનના ભારતના શાસક તરીકે જે ગુણો અને દોષો હતા તે, અનુક્રમે, એની મનુષ્ય તરીકેની માનવતાનાં અને આસુરી રાજપુરુષ તરીકેના સામ્રાજ્યાભિમાનનાં પરિણામો છે ભાવી પ્રજા એને ન્યાય આપશે એવી એની અપેક્ષા ખરી કદાચ નીવડે, અને જેને આપણે હાનિ માનીએ છીએ તે કદાચ આશીર્વાદ નીવડે. પણ એથી એની શાસનરીતિના દોષ ભૂસાતા નથી: ગર્વિષ્ઠ ઉદ્ધતતા, આપખુદી કાર્યપદ્ધતિ, અને જેઓ કેળવાયેલા હિંદુઓ તરીકે હિંદુસ્તાનના રાજકાર્યમાં આવેશના સનામત નિર્ગમનદ્વાર તરીકે તથા વચમાં રહીને આઘાત ઝીલનારા માધ્યમ તરીકે, કોઈ પણ વાઇસરૉય કરી શકે તેથી વધારે ચિરસ્થાયી અને મહત્ત્વનું કાર્ય કરી શકે તેવા છે, તેમના અભિપ્રાયોની ઉપેક્ષા, એવા એના દોષો છે. ઇંગલૅંડમાં લોકમતની અવગણના ચૂંટણીમાં હાર અપાવે એવી અવગણના, હિંદુસ્તાનમાં, એક એવી શક્તિના ધીમા પણ સ્થિર અને સતત વિકાસમાં પરિણમે જે, કોઈ પણ ક્ષણે—શાંત દીસતા, સ્ફોટનદ્વાર જેવા —જનસમૂહની શાંતિનો, જ્વાલામુખી જેવા પ્રબળ ઉત્પાતથી ભંગ કરે. અને એવું બને ત્યારે જેઓએ ભૂગર્ભગૂઢ શક્તિના ભયસૂચક ધૂમ અને ધ્વનિની અવગણના અથવા ગેરસમજ કરી હોય તેઓને પોતાની દૃષ્ટિ અને બુદ્ધિ ઉપરના તિમિરાવરણનો પશ્ચાત્તાપ થાય. + +

૨૬મી જાન્યુઆરી, ૧૯૦૬.

ગ્રેટ બ્રિટનની પાર્લામેંટની ચૂંટણીઓ સમાપ્ત થવા આવી છે, અને લિબરલોની વિશાળ બહુમતિ તથ યુનિયનિસ્ટોની સખત હાર

અને અત્યંત અલ્પ વરણી દર્શાવે છે. બીજા બધા પક્ષોની એકત્રિત સંખ્યાથી પણ મોટી એવી સ્પષ્ટ બહુમતિ લિબરલોને સાંપડી છે. + + અને જો કે હિંદી ઉમેદવારો—દાદાભાઈ, મંચેરજી અને મલ્લિક–નિષ્ફળ થયા છે તો પણ, બ્રિટિશ સામ્રાજ્ય ઉપર, અને હિંદુસ્તાન ઉપર પણ, નવયુગનું પ્રભાત ઊગ્યું છે. કર્ઝન ડહાપણથી અને ગ્લાનિથી, ચૂંટણીથી અનામત રહ્યો છે જો લિબરલોની સત્તાનો ધારવા પ્રમાણેનો લાંબો જીવનપટ્ટો એમની કાંઈ અણુધારી મૂર્ખતાથી અલ્પજીવી ન નીવડે તો, કર્ઝન ક્યાંય પણ સત્તામાં આવે એવો કોઈ નિકટ સંભવ નથી એવી મૂર્ખતા સંભાવ્ય નથી, કારણ કે ભલે ટાઈમ્સ ઑફ ઈન્ડિયાએ સર હેન્રી કૅમ્પબેલ-બેનરમનને એક વખત નિંદ્યા હતા તે છતાં હવે એના તંત્રીને પણ એ ગૃહસ્થનાં ડહાપણ અને ચાતુર્ય સ્વીકારવાં પડે છે. હાલનું પ્રધાનમંડળ ગ્લેડસ્ટનના દિવસો પછીનું પ્રબળતમ મંત્રીમંડળ છે એમ સૌ સ્વીકારે છે. વિદેશીય રાજ્યસત્તાધીશો પણ આ નવા પરિવર્તનથી પ્રસન્ન થયા છે.

લોકો કહે છે કે નવું પ્રધાનમંડળ હિંદુસ્તાનની દેશહિતવાંછુ અભિલાષાઓની પૂર્તિની આગાહી આપતું ન ગણી શકાય. + + પરંતુ, લિબરલો હિંદુસ્તાનનું ભલું ભલે કંઈ ન કરે, પણ બૂરું તો નહિ કરે અને આ દેશને નડતરરૂપ નહિ બને; અને એ પણ કંઈ અલ્પ લાભ નથી + +

મારું સાહિત્યનું કાર્ય હજી પાછળ પડી રહ્યું છે. ડાહીલક્ષ્મી પુસ્તકાલય માટેનું મારું કામ લગભગ પૂરું થયું છે, માત્ર તરુણો એનો અમલ કરવામાં કાળજી રાખે તે જ હવે બાકી છે. પણ મારા કૌટુંબિક અને મંદિરના હિસાબ માતુશ્રીના મૃત્યુ પછી ચડી જઈને એકઠા થયા છે તે હજી પૂરા થયા નથી, જો કે પૂરા થવા આવ્યા છે. બીજી કેટલીક કૌટુંબિક બાબતો માતુશ્રીના મરણ પછીથી વગર અડકી રહેલી છે તે રાહ જોઈ રહી છે.' કૌટુંબિક પરિસ્થિતિ

સંશોધન મંદિર–સ્થપાવાનું છે–ક્યારે અને ક્યાં એ કોઈ જાણતું નથી–તે ભાવનાહીન વ્યાવહારિક લોકહિતકાર્યનો ઉદ્દગમ છે, પણ મારા કલ્યાણગ્રામમાં વ્યાવહારિક, કવિત્વમય અને આધ્યાત્મિક એ ત્રણે પ્રકારની હિતકારિકતાની અપેક્ષા રહે છે, એની કલ્પના દેશહિતની ભાવનામાંથી થઈ છે, એની યોજના કવિત્વમય ઉચ્ચવિહારથી થઈ છે, એની દેખરેખમાં આધ્યાત્મિક કાળજી અને ઇન્દ્રિય સુખત્યાગ આવશ્યક છે, અને એની રચનાસિદ્ધિમાં વ્યાવહારિક પ્રતિભા અને બુદ્ધિની જરૂર છે. એ એવી સંસ્થા છે જેમાં પિતા, માતા, પતિ, પત્ની અને પુત્ર સર્વનું અસ્તિત્વ સર્વાંગે રહેલા એક આત્મામાં–આત્મભૂત શક્તિમાં–સમાવિષ્ટ થાય છે. આ તો યુટોપિયાથી આદર્શ રાજ્યના સ્વપ્નથી –પણ કૈંક વધારે છે એવી સ્વપ્નભૂમિ મેં એટલા માટે રચી છે કે એના જ્યોતિ પ્રકાશો પ્રત્યે તીરછી આછી નજર પડે તો તે પણ કોઈને કોઈ શ્રીમતમાં ઉચ્ચતર આદર્શોની ભાવના જાગ્રત કરે. બિચારા પ્રો૦ ગજ્જર! એમની હ્રદયભાવનામાં એવી જ સ્વપ્નભૂમિ છે, અને પર્વત ઉપર આરોહણ કરનારો મનુષ્ય ચિરવાંછિત સ્વપ્નની સિદ્ધિ નીરખી શકે એટલી ઊંચાઈએ આરોહણ એમણે કર્યું; પણ એવી દગાખોર, નીચ અને હાસ્યપૂર્ણ સ્થિતિ એને દેખાઈ, જે એ જ્યાં પહોંચ્યા હતા એ શિખર ઉપરથી એમને નીચે ધકેલી પાડે. મેં તો પ્રો૦ ગજ્જરને કહ્યું છે કે આ ધક્કો પ્રભુપ્રેરિત નીવડે કારણ કે એથી એ ઉચ્ચતર પ્રજ્ઞા અને ગુણસામર્થ્ય મેળવવાનો પ્રેરણા પામે અને, એવી વધારે સારી સામગ્રીથી સજ્જ થઈને, ફરીથી એ ઊંચાઈએ પહોંચવાની આશા રાખે

૨૭ ફેબ્રુઆરી, ૧૯૦૬.

હવે હું હાઈકોર્ટમાં પુસ્તકાલયના કાર્યના સતત લક્ષ રોકી રહે એવા અંશમાંથી, અને મારી હિસાબી બાબતોમાંથી, મુક્ત થયો છું, એથી હવે મને ૧૩મી, ૧૪મી અને ૧૭મી ડિસેંબર ૧૯૦૨ના દિવસોની મારી નોંધમાં યોજેલી સાહિત્યવિષયક પ્રવૃત્તિઓ માટે સમય મળશે. આ ત્રણ નોંધોમાંની છેલ્લીમાં મેં જે કાર્યક્રમ નોંધ્યો છે તેમાંથી 'ક કાયદો' કાઢીને એને સ્થાને, ફ્રાંસ, લંડન અને અમેરિકાની Psychic Research Societies ના (મનસ્વિ સંશોધન મંડળીઓના) ગ્રંથો મૂકવા પડશે કાયદાની મારા છૂટાછેડા પૂરેપૂરા લેવાઈ

ગયા છેઃ મેં લો રિપોર્ટ્સ પણ મંગાવવા બંધ કર્યા છે. + + આ નોંધપોથીમાંના ચર્ચા વિભાગનો આરંભ 'સાક્ષર જીવન' થી કરવો જોઈશે, પણ તે પહેલાં અમદાવાદની સાહિત્યસભાને લાંબા સમયથી જેનું વચન આપ્યું છે તે કવિ દયારામ વિશેનો લેખ લખવાનો છે. + +

૨૮મી ફેબ્રુઆરી, ૧૯૦૬.

આ મહિનો વીતી ગયો અને મારા નવા સમયપત્રકને હું હજી અનુસરી શક્યો નથી. ગાઢીલક્ષ્મી લાયબ્રેરી માટે—એનું નિયમસરનું કાર્ય ક્યારનું સમાપ્ત થયું તે છતાં—વારંવાર, એક અથવા બીજા પ્રકારે, કંઈ ને કંઈ કામ નીકળે છે. આ મહિનામાં રોજ ૫ કે ૬ મુલાકાતીઓ મારો સમય લેતા તેના દાખલા મારી રોજનીશીમાં મેં નોંધ્યા છે. પત્નીની અને બાળકોની બીમારી, હિસાબ, ભાઈની નડિયાદ-મુલાકાત, લાંબા પત્રો, વર્તમાનપત્રમાં વાંચવાના લાંબા લેખો ઈત્યાદિ પ્રવૃત્તિઓમાં મારા દિવસનો મોટો ભાગ રોકાઈ જાય છે, જ્યારે રાત્રીનો જાગ્રત સમય 'પ્રાણાયામ,' 'ધારણા' અથવા 'ધ્યાન'માં જાય છે—સવારે ૫ થી ૭ાા અને ૭ાા થી ૯ાા. + + 'ધ્યાન'થી મને સ્વસ્થ-નીરોગી પ્રકૃતિ અને મારી આંતર ક્રિયાનો સરેરાશી ક્રમ જળવાઈ રહે એટલી શક્તિ મળી છે. અને મારા એકાંતના સમયમાં, હું 'ધ્યાન'માં ન હોઉં ત્યારે પણ, સામાન્ય જગતે કદી જાણી નથી એવી ખૂબ ઊંડી નિર્વૃતિ અને શાંતિ વ્યાપી રહે છે. સ્વપ્નો નાબૂદ નથી થયાં પણ હળવાં બન્યાં છે. + +

આ પરિસ્થિતિ જોઈને-તા ૨જીની નોંધમાં નોંધેલો અને અત્યાર સુધીમાં ગંભીરપણે પૂરો કરવા ધારેલો દયારામ વિશેનો લેખ લખવાને કે શરૂ કરવાને પણ અસમર્થ બનાવતી આ વિઘ્નમય પરિસ્થિતિ જોઈ ને–હું વિસ્મિત બનું છું + + જીવનગત અનેક બંધનોને હળવે હૃદયે સ્વીકારતાં શીખવનારો મારો પોતાનો સ્વભાવ મારા સમય પરનાં આ આક્રમણોની સામે બળવો પોકારે છે, અને છતાં એ વાત એને અપરિહાર્ય લાગે છે, કારણ કે હું મુલાકાતીઓ પ્રત્યે સખત કે કૌટુંબિક કર્તવ્યોમાં આળસુ થઈ શકતો નથી. એનો ઉપાય કોઈ અન્ય દિશામાં શોધવો રહે છે, અને એ કરવામાં મારી મતિ નિષ્ફળ નીવડે છે.

૨૯ મી માર્ચ, ૧૯૦૬

મારા ઘરના વાડામાં ઉપરાઉપરી બે ઉંદર, એક મરેલો અને

આજે માંદા, દેખાયા, તેથી મારા તંબુઓને મેં પાટિયા રવાના કર્યાં છે, જો કે ત્યાં બધી તૈયારી થાય તે પહેલાં ત્યાં રહેવા જવાશે નહિ. + +

કવિ દયારામ વિશેનો લેખ હજી લખું છું. મારી નવલકથાની પૂર્ણાહુતિ વિશે મારી અને સુરતના ડિસ્ટ્રિક્ટ જજ શ્રી દયારામ ગિદુમલની વચ્ચે એક પત્રવ્યવહાર હમણાં જ પૂરો થયો. નાયક, કુમુદ જોડેના વિશિષ્ટ હૃદયસબંધ પછી, કુસુમને પરણે એ સામે એમને વાંધો છે. મારા પત્રો એમને સંતોષ કે ખાતરી ઉપજાવી શક્યા નથી, અને એમાં નવાઈ નથી, કારણ કે જાતીય સ્નેહની પવિત્રતાના એમના આદર્શો એવા છે કે જાતીય કામનો પૂર્ણ લોપ ઉપજાવે તેવા હૃદયક્ય વિના ઉચ્છેદને ક્રમે મનુષ્યની જે મનોવૃત્તિ હોય તે તેઓ અનુભવી કે સ્વીકારી શકતા નથી. પણ આવો જાતીય કામનો લોપ કુસુમમાં જન્મથી અને સ્વાભાવથી છે; અને **बोघस्वरूप संप्रसाद**માં રહેલા પ્રીતિના **सात्विकमूल**માંથી જન્મતી સાત્ત્વિક પ્રીતિની નાયક પાસે યાચના કરતી કુમુદના હૃદયમાં પણ એ જાતીય કામનો લોપ વ્યાપી રહે છે (સંપ્રસાદ જે **बोघस्वरूप**, તે તો સાત્ત્વિક પ્રીતિનું મૂળ ઇત્યાદિ)—અને પવિત્ર ગુણોઓના પ્રભાવને લીધે કુમુદના હૃદયનું પરિવર્તન થઈને એમાં સાત્ત્વિક પ્રીતિનો ઉદય થયો છે; અને નાયકના ચિત્તમાં તો કુમુદ જોડે વિવાહ થયો તે પહેલાંથી જ એનું અસ્તિત્વ હતું, અને એની છેલ્લી અવસ્થામાં એ નવીકરણ પામીને પૂર્ણતાએ પહોંચે છે. આ કામપ્રણાશને યથાર્થ સમજવાનું યોગી અને વેદાંતી માટે શક્ય છે, અને એણે પણ રસજ્ઞ અને રસિકની અવસ્થા અનુભવી હોય તો જ એ અવસ્થાને અને એના પ્રણાશને બરાબર સમજી શકે. શ્રી દયારામ ઉપરના મારા છેલ્લા પત્રમાં જેને મેં મારી પૂર્ણાહુતિની માત્ર દેખીતી અસંગતિ, અસંભવિતતા ઇત્યાદિ કહેલ છે તે પ્રેમની અને સંન્યાસની અવસ્થાઓ વચ્ચેનો આ સંઘર્ષ છે, અને જે માણસમાં 'રસ'ની પવિત્ર ભાવના તથા આધ્યાત્મિક ત્યાગભાવના એ બનેનો સમન્વય થયો હોય તે જ માણસ આ સંઘર્ષમાં—આ વિસંવાદમાં—સંવાદ સાધવાનો અધિકારી બને. શ્રી દયારામ જોડે વાગ્યુદ્ધ ચાલુ રાખવું હું બંધ કરું છું કારણ કે મોઢામોઢની અંગત વાતચીત વિના એનું સમાધાન ન જ

થઇ શકે, અને વળી મને અને એમને પૂરતો શ્રમ હું આપી ચૂક્યો છું.

૧૧મી મે, ૧૯૦૬.

\+ + +

એપ્રિલનો પ્રથમ અર્ધ પાટિયામાં મારા તણુમાં ગાળ્યો, + + ત્યાં મેં કવિ દયારામ વિશેનો મારો લેખ પૂર્ણ કર્યો. + + દયારામ વિશેના મારા એ લેખે એની કૃતિઓમાં અત્યંત હૃદયગ્રાહી યૌગિક તત્ત્વનું મને દર્શન કરાવ્યું છે-અને એના ઉપર મારી પોતાની યૌગિક ક્રિયાઓએ સારો નૂતન પ્રકાશ નાખ્યો છે.

પ્રો. ગજ્જર અને એમનાં પત્ની, તથા શ્રી લલ્લુભાઈ આશારામ શાહ એમ એ એલ એલ બી, મારાં મહેમાનો હતાં, ઉપરાંત લગ્નની મોસમમાં આ શહેરમાં આવેલા ગ્રાતિબંધુઓ પણ હતા-જયતી, રમણીકશંકર અને હુકમલાલની પત્ની સમેત. હિંમતભાઈ આવ્યા હતા પણ કાકા મનઃસુખરામને ત્યાં ઊતર્યા હતા + + ગજ્જર દંપતી ટૂંક સમય માટે મહેમાન હતાં અને એમના આનંદજનક સહવાસમાં કવિ નાનલાલ દલપતરામ ડાહ્યાભાઈનો પણ ઉમેરો થયો હતો, અને અમે ત્રણે મળીને આ નોંધપોથીનાથી તા. ૧૨મી અને ૧૩મી જુલાઈ ૧૯૦૫ની નોંધો દ્વારા બૌદ્ધિક મિજબાની માણી

\+ + +

કેટલાક દિવસોથી મારું વાચન-લેખન શૂન્ય છે; વર્તમાનપત્રો, આગંતુકો, હિસાબ અને પરચુરણ સામાજિક કર્તવ્યોમાં મારો સમય ખવાઈ ગયો. ઉપરાંત ગરમી અને મોસમના સામાજિક કંગે પ્રપંચસંપ કરીને મારા 'ધ્યાન'ને પણ લથડતી ગતિનો આયાસ બનાવ્યું.

\+ + *

૧ લી જૂન, ૧૯૦૬.

કાકા મનઃસુખરામ, 'કર્મ' વિશે:- (૧) 'સંચિત' એટલે પૂર્વજન્મોનાં, અને આ જન્મનાં પણ, ભોગ અને ફલપ્રાપ્તિ માટે પક્વ ન થયાં હોય તેવાં, કર્મોનો એકઠો થયેલો સમૂહ. (૨) 'સંચિત'—

નો, ફ્લોન્મુખ અને અતઃ ફલભોગ માટે તૈયાર બનેલો ભાગ તે 'પ્રારબ્ધ કર્મ' બને છે; (૩) 'ક્રિયમાણ' એટલે જે હમણાં કરાય છે તે, જે 'સંચિત' ના સમૂહમાં ઉમેરાય છે; અને પૂર્વનું સંચિત 'પ્રારબ્ધ'ની પંક્તિમાં પ્રવેશે ત્યાર પછી જ 'ફ્લોન્મુખ' અથવા, 'પ્રારબ્ધ' બને છે. (૪) જીવન્મુક્તનું જ્ઞાન 'સંચિત' ને વંધ્ય બનાવે છે, અને 'ક્રિયમાણ' ને અકિંચિત્કર બનાવે છે, જેથી એનું 'સંચિત' હોય તે 'પ્રારબ્ધ' બનતું નથી અને 'ક્રિયમાણ' હોય તે 'સંચિત' થતું નથી, પણ આ બને પ્રકારનાં કર્મો ક્ષીણ અથવા નષ્ટ થાય છે; પણ 'ફ્લોન્મુખ પ્રારબ્ધ'થી છૂટી શકાતું નથી, એને તો એ ક્ષીણ થાય અને જીવન્મુક્તના દેહનો પાત થાય ત્યાં સુધી ભોગવવું જ પડે છે.

આ સિદ્ધાંત પ્રમાણે મનુષ્યનું કર્મમય જીવન (કાર્મિકજીવન। કર્મના અવિરત ઝરણ રૂપે વહે છે. એનો ઉદ્‌ગમ બંધવાળા તળાવમાંથી થાય છે અને એનો વિપય સાગરમાં થાય છે. એ સાગર ગગનમાં બાષ્પમય મેઘને મોકલે છે, એ મેઘઘટા તળાવમાં પડે છે અને તળાવને જલપૂર્ણ કરે છે. એ તળાવ એક છેડેથી ભરાય છે અને સામે છેડે પોતાના જલરાશિને ટકે ટકે ઝરણમાં વહેવડાવે છે. એ ઝરણ એ પ્રત્યેક જલવિભાગને અથવા જલવીચિને સાગર પ્રતિ લઈ જાય છે, અને જે ક્રમે તળાવમાં પ્રવેશ તથા તળાવમાંથી નિર્ગમ કર્યો હોય તે ક્રમે એક વીચિ પછી બીજી ધસે છે, અને આગલી વીચિના નિર્ગમથી થયેલ અવકાશને પૂરો કરે છે એને એની પાછળ પાછળ સાગરમાં પ્રવેશે છે. આ તળાવ તે 'સંચિત' છે, ઝરણું 'પ્રારબ્ધ' છે, સાગર તે ચાલુ જીવન છે અને એમાંથી ઊડતાં અને પછી વૃષ્ટિરૂપે પડતાં વાદળાંઓ તે 'ક્રિયમાણ' છે. આ રૂપકકલ્પના મારી પોતાની છે, કાકાની નથી; એમણે 'કોઠી' નું દૃષ્ટાંત આપ્યું હતુંઃ જેમ જેમ વાપરનારો નીચલા ભાગના કાણામાંથી દાણો કાઢે તેમ તેમ ઉપરના ભાગથી (મુખથી) સતત ભરાયા જ કરે છે; અહીં કોઠીનું ફરી ભરાવું તે 'ક્રિયમાણ' છે, ખાલી થવું તે 'પ્રારબ્ધ' છે અને દાણો-કોઠીની અંદર રહ્યો હોય તે 'સંચિત' છે.

૨૯મી જુલાઈ, ૧૯૦૬:

૧૧મી જૂન ૧૯૦૬ને દિવસે હું આબુગિરિ જવાને નીકળ્યો— ત્યાં બાર દિવસ રહ્યો. ત્યાં કાવસજી જાલનો બંગલો તો એક વર્ષ

માટે ભાડે રાખ્યો છે. પછી આબુરોડ પાછો ફર્યો જ્યાં મારી પત્ની નડિયાદથી આવી. અમે અજમેર, પુષ્કર, જયપુર અને મથુરા (ગોકુલ અને વૃંદાવન) ફર્યાં, અને પાછાં ફરીને પાલણપુર, અમદાવાદ અને નડિયાદ આવ્યાં, જેની તારીખો રોજનીશીમાં નોંધી છે. યાત્રામાં મોતીશંકર મારી સાથે હતો. મારી અને પત્નીની તબિયત સુધરી. પ્રવાસમાં, ખાસ કરીને એમાં કરેલી યાત્રામાં, ખર્ચ ઘણું થયું, + +

મોતીશંકરનું વર્તન આખી મુસાફરી દરમ્યાન ઘણું સંતોષકારક હતું. બે નોકરો મૂર્ખ અને ભૂલકણા હતા.

મારો આ પ્રવાસ ફલદાયી નીવડયો: નવા વિચારો, ઉચ્ચ વિષયોની ઉપયોગી ચર્ચા, પ્રેરક દશ્યો અને સ્થળો, જૂની હતી તે તાજી થયેલી અને બીજી નવી થયેલી ઓળખાણો, પુસ્તકોનાં નવાં વાચનો, નવી વસ્તુઓ ઇત્યાદિ લાભ મળ્યો. એની વીગત ટૂંકમાં રોજનીશીમાં નોંધી છે, અહીં એ માટે સમય નથી.

૨૯મી ઓગસ્ટ. ૧૯૦૬.

હું એક મહિના ઉપરથી બીમાર છું અને પથારીવશ છું. બીમારીનો આરંભ ત્રણ દિવસના ફક્ત ૯૯° થી ૧૦૧° તાવથી થયો, અને પછી અતિશય સામાન્ય અશક્તિ રહી, જે દસ દિવસના ગાળામાં લોહી વહેવાથી ખૂબ વધી. રાતે એક વાર, પછી તો ત્રણ દિવસ સુધી રોજ સતત લોહી ગયું. પ્રથમપરીક્ષામાં રુધિર સ્રાવ અર્શનો મનાયો, પણ પછી જણાયું કે વૃષણકોશ ઉપર થયેલી નાની ગાંઠમાંથી લોહી વહેતું હતું. અઠવાડિયે એક વાર સ્નાન કરું છું—એથી થોડી મુદતે સ્નાન લઈ શકાતું નથી. સૂવાના ઓરડાની બહાર નીકળી શકતો નથી, જમવાને ભોંયતળિયે જઈ શકતો નથી. આ થોડી લીટીઓ લખું છું તેટલું જ લખાય છે— અને તે પણ પંદર કે વીસ દિવસ પછી જો કે એયેની અસર અને તેથી મારી રોજનીશીમાં તો કંઈક લાંબી નોંધો કરું છું. ચિંતા થવાથી ભાઈ મુંબઈથી અહીં આવ્યો હતો. અને પૈસાને લગતી મારી સર્વ બાબતો તથા હિસાબના કાગળો એને સોંપ્યા છે, અને વંચાવ્યા છે તથા મારું વસિયતનામું પણ એને વંચાવ્યું છે; કારણ કે રમણીય કૉલેજમાં છે, અને વણ-અનુભવી છે, અને ભાઈ એક જ વિશ્વાસયોગ્ય ગણાય. એનો સ્નેહ

અને શક્તિ શંકાતીત છે. મારા તત્ત્વજ્ઞાનમાં મને મારી અંતઃ ઘડીઓમાં મનની અને હૃદયની શાંતિ અને સ્વસ્થતા આપવાનું સામર્થ્ય છે. અને મારી પત્નીને હું રમણીયના સ્નેહને તથા નરહરની સાચા દિલની કાળજીને આધારે મૂકી જઈ શકું એ ઇશ્વરની કૃપા અલ્પ નથી. મારી પુત્રીઓ એમના પતિઓ સાથે કુશળ અને સુખી છે એ પણ ઇશ્વરનો ઉપકાર છે.

કંઈ કામ નહિ, કંઈ યોગ નહિ, એવા ચાર કે પાંચ મહિના વીત્યા, છતાં મારી યૌગિક શાંતિ અને સુખમયતા આ દિવસોમાં પણ રહી છે! + + મારા દેશ માટેના સાહિત્યકાર્યના મારા ઉત્તમ કાર્યક્રમની પ્રભુએ સ્થગિત, વિઘ્નિત દશા કરી છે, જે દશા કદાચ શાશ્વત બને! આમ છતાં મારી વર્તમાન મનોદશા સંપૂર્ણતઃ સુખમય છે—કારણ કે મારા સર્વ કાર્યની સમાપ્તિ, કે મારા સર્વ કાર્યની વિરતિ, મારી નથી પરંતુ મહાન્ ઇચ્છાની છે. એ મહા-ઇચ્છાનું આ અહમ્–બિંદુ 'અહંતા' નથી, 'મમતા' નથી, અને 'વાસના' પણ નથી, અને મહાઇચ્છાના મહાચક્રની સાધારણ તથા અસાધારણ દંતરાજિથી ખેંચાઈ જવામાં એને પૂર્ણ સંતોષ છે. વિશ્વાત્મક મહાઇચ્છા અને મહાશક્તિના કૃપાદાનથી અને માર્ગદર્શનથી આ અહમ્-બિંદુએ પોતાના 'શક્ત'નો અને 'ઇષ્ટ'નો કિરણપ્રસાર કર્યો છે તેમાં પર્યાપ્તિ માનું છું.

રાજ્યકારણઃ—બંગાળમાં ફુલરે રાજીનામું આપ્યું છે, અને એ પગલાનો વિરોધ કરતી મુસ્લિમોની સભાઓ ભરાય છે—એ સભાઓ એંગ્લોઇન્ડિયનોના દોરીસંચારનાં પરિણામો કહેવાય છે. રેલ્વે નોકરોની, હલાલખોરોની, ટપાલખાતાના નોકરોની હડતાલો દેશમાં પ્રસરે છે. એંગ્લોઇન્ડિયનો અને બંગાળીઓ એકબીજાનો ખુલ્લો દ્વેષ કરે છે અને મારામારી કરે છે. કલકત્તામાં ગુલામવેપારીઓ બાળકોનાં અપહરણ કરે છે એવી વાતોથી, અને એ વાતોને કલ્પનાઓ કહેનારા એંગ્લોઇન્ડિયનોની વિરુદ્ધમાં રજૂઆતોથી, બંગાળનાં વર્તમાનપત્રો ભરચક રહે છે. મોર્લી અને મિન્ટોને ઍંગ્લોઇન્ડિયનો વખોડે છે અને હિંદીઓ વખાણે છે. બંગાળના દેશી લોકો ભાગલા વિરુદ્ધની ચળવળ ચાલુ રાખવા ઇચ્છે છે. ટિળક વગેરે કોંગ્રેસના ઉદ્દામ વર્ગના અગ્રણી છે, અને ગોખલે પોતાનું કોંગ્રેસકાર્ય ઇંગ્લંડમાં વિનીતનીતિએ અને

સમર્થ રીતે કરે છે, અને મોરૂલી હિંદુસ્તાનને સક્રિયરૂપનો લાભ કરવાની આશા ઉત્પન્ન કરે છે.

\+ + +

આ બીમારી દરમ્યાન મેં મારી રોજનીશીમાં ચિદ્ અને સંવિદ્ વિશેના વિચારોનું પૃથક્કરણ કર્યું છે. આ વિચારો પ્રાચીન ૧૦ કે ૧૮ ઉપનિષદોમાં દેખાતા નથી, પણ તે પછીથી પ્રકટ થાય છે અને 'યોગવાસિષ્ઠ'મા મહત્ત્વનું સ્થાન મેળવે છે. એટલે 'યોગવાસિષ્ઠ' આ વિચારોનો ઉલ્લેખ કરનારાં ઉત્તરકાલીન ઉપનિષદોનું સમકાલીન હોવું જોઈએ. પ્રાચીન ઉપનિષદો આત્મા અને પુરુષ વિશે મીમાંસા કરે છે આ બનેનાં સ્વરૂપો અને લક્ષણો સમાન છે, પણ ઉત્તરકાલીન તત્ત્વચિંતકોએ, 'સંવિદ્,' 'ચિદ્,' 'માયા' વગેરેમાં અંતર્ગત રહેલા પરિભાષાગત ભેદવિવેક દ્વારા, આ બે તત્ત્વો વચ્ચે ભેદ માન્યો જણાય છે.

૧૬ી સપ્ટેમ્બર, ૧૯૦૬

સુરેન્દ્રનાથ બૅનરજીનો 'શાંતિસેચન' વિધિ કરવામાં આવ્યો, જેમાં પંડિતોએ એમના મસ્તક પર પુષ્પોની ટોપી પહેરાવી અને ચોરી (ચમરી) હલાવી તથા 'છત્ર' ધર્યું. એમના પોતાના પત્રમાંના નિવેદનમાં આને 'રાજ્યાભિષેક' કહ્યો હતો, પણ શાંતિસેચન તે રાજ્યાભિષેક નથી. આ 'અભિષેક'ને વૃથાચાપલ્ય અને અર્થહીન ક્રિયા માનતા એમના જ ઉત્તમ પત્રકાર મિત્રો અને અન્ય મિત્રો એથી નારાજ થયા છે, અને અંગ્રેજી પત્રો એને અક્ષમ્ય મૂર્ખતા કહે છે અને કૉંગ્રેસમાં ફાટફૂટ પડવાનું ભવિષ્ય ભાખે છે. સુરેન્દ્રનાથ કહે છે કે એ 'અભિષેક' નહોતો, પણ 'આશીર્વાદવિધિ' હતો, અને કહે છે કે એના પત્રના નિવેદકોએ એની પોતાની જાણ વિના જ એનો ખોટો ખ્યાલ આપ્યો હતો. 'આશીર્વાદ' એ પણ દ્વિઅર્થી શબ્દ છે; નિવેદકોની મૂર્ખતા છે એવું કોઈક જ સ્વીકારશે. ગમે તેમ, એથી ગોખલેના સુંદર કાર્યના પ્રયત્નોને તથા સુરેન્દ્રનાથની પોતાની પ્રતિષ્ઠા—લાગવગ—ને હાનિ પહોંચશે.

૨૭મી સપ્ટેંબર, ૧૯૦૬.

આજે દશેરા છે અને દેશી વર્ષ પ્રમાણે આજે હું પરમા વર્ષમાં

પ્રવેશ કરું છું, પણ અંગ્રેજી વર્ષગણના પ્રમાણે ૨૦મો ઑક્ટોબર અને પરસું બેસશે.

\+ \+ \+

બંગાળના કુલરનું રાજીનામું, સુરેન્દ્રનાથનું 'શાંતિસેચન' અને કોંગ્રેસના પ્રમુખપદ માટે ટિળકના નામની સૂચના—આ વિષયો રાજકીય વાતાવરણમાં વ્યાપી રહ્યા છે.

૩જી નવેંબર, ૧૯૦૬.

હજી હું અર્શ, અતિવાત, વાયુપ્રકોપ, કફ ઇત્યાદિ વ્યાધિ વેઠું છું, અને મારો આહાર વધારે ને વધારે ઓછો થતો જાય છે. લાગે છે કે મારી જીવનશક્તિ જીવનની સમતોલતા જાળવવાને અશક્ત થતી જાય છે, અને એનો શરીરનાશ કોઈ પણ કાળે થાય. પત્ની પણ આ જોઈ શકે છે અને અસ્વસ્થ ચિંતાતુર જીવન વીતાવે છે. હું ઘરમાં ચાલી શકું છું, અને કટકે કટકે વાંચી, લખી અને વિચારી શકું છું, અને મારા મનમાં શાંતિ અને સુખમય ભાવ વ્યાપી રહે છે; માત્ર કોઈક વાર મને મારા બધા સ્નાયુઓ જાણે કે અંદર ને અંદર ડૂબી જતા હોય એવું લાગે છે ત્યારે જરા સરખી પણ અશક્તિ અને વેદનાથી અભિભૂત થઈને હું ફરિયાદ કરું છું. એવે સમયે મને બિચારી લીલાવતીની યાતનાઓનું સ્મરણ મારા રક્ષણાર્થે આવે છે, અને બલવત્તર બનાવે છે. હુ એકલો હોઉં ત્યારે જ, બીજો કોઈની હાજરી હોય તો કદી ન કરું એવો 'ઊહુ-ઊહુ-અરે' એ ઊંકારો કરું છું.

મહાઇચ્છા વગેરે વિશેના મારા સિદ્ધાંતો હવે તો મારી નક્કર સ્વભાવગત વૃત્તિઓ અને શ્રદ્ધાપુષ્ટ માન્યતાઓ બની ગયા છે, અને આ સમયે અનુભવાતી સમગ્ર સુખાનુભૂતિ મને આપે છે, અને હવે એના વિશે ચર્ચા કરવાની કે એને અદૃઢ કરવાની મારી ઇચ્છા નથી. યૌગિક વૃત્તિના પ્રવાહો, સર્વ સંસારિક વિચારને અને વિક્ષેપને શાંત અને મૌનનિમગ્ન કરતા, અનેક વાર, વણનિમંત્ર્યા મારા મસ્તિષ્કમાં પ્રસરે છે, અને એ ક્ષણોએ મને પ્રશ્ન થાય છે કે આ જ 'બ્રહ્માકારવૃત્તિ' હશે?—કોઈ અજ્ઞેય તત્ત્વના મસૃણ મંજુલ, મૃદુલમધુર નાદઝંકારથી મારા ચિદાકાશને ભરી દેનારી આ અનુભૂતિ જ 'બ્રહ્મકાર વૃત્તિ' હશે?

*

# સૂચિ

## ૧. ગોવર્ધનરામનું જીવન

## ૨. ગોવર્ધનરામનું કુટુંબજીવન



## ૩. ગોવર્ધનરામની વિચારધારા

### ૪. ગોવર્ધનરામનુ લેખન

**૫. ગોવર્ધનરામના અન્ય લેખો, વ્યાખ્યાનો વ૦ની સૂચિ.**

## ૬. કૃતિ–સંસ્થા–સૂચિ

## ૭. વ્યક્તિ-સૂચિ

* પુસ્તકમાં હરિનિવાસ ભૂલથી મૂકાયું છે, શ્રીનિવાસ જોઈએ. જુઓ મણિભાઈ જસભાઈ નીચે ફુટનોટ.